॥ णमोत्थु ण भगवओ सुहम्मसामिस्स ॥

આગમોદ્ધારકની અમોઘ દેશના

# શ્રીસૂયગડાંગસૂત્ર

## પુંડરીકાધ્યયન

વ્યાખ્યાતા—

આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજી

સહાયક

શેઠ ઝવેરભાઈ પન્નાજી


પ્રથમ આવૃત્તિ ૫૦૦

વીર સંવત ૨૪૭૩ ] ઈ સ ૧૯૪૭ [ વિક્રમ સંવત ૨૦૦૩

મૂલ્ય રૂા ૭-૦-૦

# વિષયસૂચી

આગમોદ્ધારક-આગમદિવાકર-શ્રીતીર્થાધિરાજસિદ્ધક્ષેત્રે શ્રીવર્ધમાન
જૈનાગમમંદિરસંસ્થાપક શ્રીસૂર્યપુરે શ્રીવર્ધમાનજૈનતામ્રપત્રાગમ-
મંદિરસંસ્થાપક શ્રીદેવસૂરતપાગચ્છ સંરક્ષક—

**શ્રીમદ્ આનન્દસાગરસૂરીશ્વરજી.**



| જન્મ | દીક્ષા |
| --- | --- |
| વિ સં ૧૯૩૧ કપડવણજ | વિ સં ૧૯૪૭ લીંબડી |
| પંન્યાસપદ | સૂરિપદ |
| વિ. સં ૧૯૬૦ અમદાવાદ | વિ સં ૧૯૭૪ સુરત |

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર.

પ્રકાશક —
શેઠ ઋષભદેવજી કેસરીમલજીની પેઢી
રતલામ

## શાશ્વતસુખના અર્થીને કલ્યાણસાધનના ઉપાયો

'सेवेयव्वा सिद्धतजाणगा भत्तिनिब्भरमणेहिं ।
सोयव्व नियमेण तेसिं वयण च आयहिय ॥ १ ॥
दाण च जहासत्ति देय परपीड मो न कायव्वा ।
कायव्वोऽसकप्पो भावेयव्व भवसरूव ॥ २ ॥
मन्ना माणेयव्वा परहवियव्वा न केइ जियलोए ।
लोगोऽणुवत्तियव्वो न निंदियव्वा य केइत्ति ॥ ३ ॥
गुणरागो कायव्वो णो कायव्वा कुसीलससग्गी ।
वज्जेयव्वा कोहादओ य सयय पमादो य ॥ ४ ॥

—उवएसपए

**ભાવાર્થ**—"પરમ હર્ષથી (ભક્તિ) ભરપૂરવાળા મનવડે પરમપુરુષપ્રણીત આગમના રહસ્યને જાણનાર પુરૂષો (ગુરૂઓ)ને સેવવા અને તેઓનુ વચન આત્મહિત કરનારૂ છે માટે અવશ્ય સાભળવુ

યથાશક્તિ જ્ઞાનદાન, અભયદાન ને ધર્મોપગ્રહદાન દેવુ, મન, વચન અને કાયાથી પરને પીડા ન કરવી, અસકલ્પ (વિષયની નિવૃત્તિ) કરવો તેમજ ભવનુ સ્વરૂપ વિચારવુ

લૌકિક અને લોકોત્તર માન્ય પુરૂષો પૂજવા (લૌકિક તે માતા પિતાદિ અને લોકોત્તર તે ધર્મગુરુ આદિ), જીવલોકમા (જગતમા) કોઇનો તિરસ્કાર ન કરવો, વિશિષ્ટ લોકના આચારને અનુસરવુ (અર્થાત્ લોકવિરૂદ્ધ તજવુ), વળી કોઇની નિદા ન કરવી,

ઉદારતા, દાક્ષિણ્યતાદિ ગુણોવાળાનુ બહુમાન કરવુ અસદ્ આચારવાળાનો સસર્ગ (આલાપસલાપ) ન કરવો ક્રોધ, માન, માયા, લોભ વર્જવા તેવીજ રીતે હમેશા નિદ્રા, સશય, અજ્ઞાન, મિથ્યાજ્ઞાનાદિ આઠ પ્રકારનો પ્રમાદ ટાળવો"

પ્રાપ્તિસ્થાન —
જૈનાનદ પુસ્તકાલય
ગોપીપુરા, સુરત

મુદ્રક —
શા ગુલાબચદ લલ્લુભાઈ
મહોદય પ્રેસ–ભાવનગર

# બે બોલ .

સુજ્ઞ વાચક આ ગ્રન્થમા પરમપૂજ્ય આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ ૧૦૦૮ આનન્દ સાગરસૂરીશ્વર મહારાજે સવત્ ૧૯૯૫ ની સાલમા અમદાવાદ નાગજી ભૂદરની પોળના ઉપાશ્રયે આપેના ચરમ શાસનપતિ મહાવીરમહારાજના પાચમા ગણધર શ્રીસુધર્મોસ્વામીજીએ ગુથેલા શ્રીસૂયગડાગસૂત્રના બીજા શ્રુતસ્કધના પુડરીકાધ્યયનના બાસઠ વ્યાખ્યાનોનો સમાવેશ કરવામા આવ્યો છે જો કે તે પરમતારક ગુરૂદેવના અનેક વ્યાખ્યાનો, અનેક સ્થળોમા અપાયેલા છે તે સર્વ વાચન, મનન કરવાને યોગ્ય જ છે તે સર્વે પ્રગટ કરવા જેવા જ છે, પરતુ અત્રે તો અગે આ ગ્રન્થની અદર જે વ્યાખ્યાનો પ્રગટ કરીએ છીએ તે પ્રગટ કરવાનુ કાર્ય ત્યારે જ કરી શકયા છીએ કે જયારે પૂજયપાદ મુનિવર્ય શ્રીગુણસાગરજી મહારાજની સતત પ્રેરણાના પરિણામે પરમતારક ગુરૂદેવશ્રીના ઉપદેશામૃતમા રગાયેલા ધર્મનિષ્ઠ શેઠ ઝવેરભાઈ પન્નાજી કે જેમનુ જીવનચરિત્ર પણ અત્રે આપવામા આવેલુ છે તેમણે દ્રવ્ય સહાય કરી તેમ આવી રીતે અન્ય પણ ભાગ્યશાળીઓ જો સહાય કરશે તો અન્ય પણ વ્યાખ્યાનો પ્રકાશિત કરશુ

જયારે પરમતારક ગુરૂદેવશ્રી સ્વમુખે આ વ્યાખ્યાનો કરી રહ્યા હતા ત્યારે જ અને તેજ વખતે નીમકહલાલપણે સેવા કરનાર સ્વ૦ પડિતવર્ય કાન્તિલાલ ગૌતમદાસે ઉતારો કર્યો હતો

અમોએ પ્રેસમેટરને યોગ્ય તૈયાર કરાવ્યા બાદ મુનિવર્ય શ્રીક્ષેમકરસાગરજી મહારાજે તે વ્યાખ્યાનોની અદર આવતા-સાક્ષી પાઠોના સ્થળો તે તે સ્થળો ઉપર આપવા અને આખુ પ્રેસમેટર તપાસી જવુ તે વિગેરે કાર્ય કર્યું અને તેમને મદદરૂપ એક પ્રૂફમા દષ્ટિ નાખવા જેટલુ કાર્ય મુનિવર્ય કચનવિજયજી મહારાજે કર્યુ ત્યારે અમો આ ગ્રન્થ છપાવી શકયા છીએ તેમજ પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડીઆએ આ ગ્રન્થના તૈયાર ફારમો જોઇ તેમાથી યથાયોગ્ય સૂચનાઓ પણ આપેલી તેનો પણ અત્રે ઉપયોગ કર્યો છે

પ્રો૦ હીરાલાલ રસિકલાલ કાપડીઆએ તૈયાર કરેલો ઉપક્ષેપ, પ્રકાશકીય નિવેદન શેઠ ઝવેરભાઇ પન્નાજીનુ જીવનચરિત્ર, વ્યાખ્યાનમા આવતા હેડીંગો, ૬૨ વ્યાખ્યાનો, સાક્ષી ગ્રન્થનો અનુક્રમ વિગેરે આપી આ પુસ્તક રસમય કરવામા આવ્યુ છે

આ ગ્રન્થને વાચીને વાચક એની અદર જણાવેલા ચાર પ્રકારના મિથ્યાત્વીઓનુ સ્વરૂપ સમજે, આર્ય અનાર્ય આદિનો ખ્યાલ કરે અને ભિક્ષુના હાથે જેમ ભવ્યરૂપી કમળ પ્રતિબોધ પામ્યુ તેમ આ ગ્રન્થનુ વાચન, મનન કરી ભવ્ય પ્રાણીયો આત્માનુ કલ્યાણ કરે એ જ પ્રાર્થના

ઉપર જણાવેલા આ ગ્રન્થનુ પ્રકાશન જે અમને મળ્યુ છે તેથી અમે અમારા અહોભાગ્ય માનીયે છીએ તેની સાથે પરમતારક ગુરૂદેવશ્રીનો, મુનિમહારાજ શ્રીગુણસાગરજી મહારાજનો, મુનિમહારાજ શ્રીકચનવિજયજી મહારાજનો, મુનિરાજ શ્રીક્ષેમકરસાગરજી મહારાજનો, પ્રો૦ કાપડીઆનો સ્વ૦ પડિતવર્ય કાન્તિલાલ ગૌતમદાસનો અને સહાયદાતા શેઠશ્રી ઝવેરભાઇનો આભાર માનીએ છીએ

અમને મળેલા સાધનો દ્વારા પ્રેસમેટર, પ્રૂફો વિગેરેનુ સશોધન કર્યા, કરાવ્યા છતા જે અશુદ્ધિઓ અમને દેખાઇ છે તેનુ શુદ્ધિપત્રક અમે આપ્યુ છે છતા પણ દષ્ટિદોષથી, કે પ્રેસ દોષથી કોઇ ભૂલો રહી જવા પામી હોય તો તેની સજજનો પાસે ક્ષમા યાચી વિરમીએ છીએ

લી પ્રકાશક

# . ઉપક્ષેપ

' ( પ્રો હીરાલાલ ર કાપડિયા એમ એ )

શ્રમણ ભગવાન્ **મહાવીરસ્વામીને** અગિયાર ગણધરો હતા એ દરેક મહર્ષિએ દ્વાદશાંગી રચી હતી પણ આજે તો પાચમા ગણધર **શ્રીસુધર્માસ્વામીએ** રચેલી દ્વાદશાગીનો—બાર અગોનો અમુક ભાગ જે **દેવર્ધિગણિ** ક્ષમાશ્રમણને હાથે પુસ્તકારૂઢ થયો તે મળે છે **સૂયગડ**( સૂત્રકૃત ) એ બાર અગોમાનુ બીજુ અગ છે[1] એના બે વિભાગ છે એ દરેકને ' સુયક્ખધ ' ( શ્રુતસ્કધ ) કહે છે પહેલા સુયક્ખધમા સોળ અને બીજામા સાત અજ્ઝયણ( અધ્યયન ) છે બીજા સુયક્ખધના પહેલા અજ્ઝયણનુ નામ ' પુડરીય ' ( પુડરીક ) છે આનો અર્થ ' કમળ ' થાય છે એનુ અદ્ભુત રૂપક આ અજ્ઝયણમા કહેવાયુ છે આથી આને અગ્રેજીમા "the parable of a lotus" તરીકે ઓળખાવાય છે તે સમુચિત છે **શ્રીસુધર્માસ્વામી** એમના શિષ્યરત્ન શ્રીજ**બૂસ્વામીને** આ અજ્ઝયણ પોતે **શ્રીમહાવીરસ્વામી** પાસે જેવુ સાભળ્યુ હતુ તેવુ કહી સમ ભાવે છે એ રીતે આનો પ્રારભ કરાયો છે આ અદ્ધમાગહી ( અર્ધમાગધી ) ભાષામા રચાયેલુ અજ્ઝયણ વ્યાખ્યાનસમયે ' આગમોદ્ધારક ' જૈનાચાર્ય **શ્રીઆનન્દમાગર-સૂરિજીએ** શ્રોતૃવર્ગને દાખલા-દલીલ આપીને **વીરસવત્** ૨૪૬૫ ( વિ સ ૧૯૯૫ )ના અમદાવાદના ચાતુર્માસ દરમ્યાન સમજાવ્યુ હતુ એ દેશના અહીં પુસ્તકરૂપે રજૂ કરાય છે જેથી અન્ય જનોને પણ એનો લાભ મળી શકે એનુ નામ **આગમોદ્ધારકની અમોઘ દેશના** એમ રખાયુ છે

આ દેશનાના પ્રકરણો આમ તો પડાયા નથી, પરતુ વ્યાખ્યાન જ્યા પૂરુ થાય છે તે સૂચવવાનુ અને અન્ય શરૂ થતુ હોય તે બતાવવાનુ કાર્ય અહીં સ્વસ્તિકના ચિહ્નથી કરાયુ છે એ ઉપરથી આ સમગ્ર દેશના બાસઠ વ્યાખ્યનોરૂપ છે એમ જાણી શકાય છે

**વિષય**—લગભગ શરૂઆતમા સુય મે આઉસ ! ત્તેણ ભગવયા એવમક્ખાયનો અર્થ વિસ્તારથી સમજાવાયો છે આગળ જતા વાવડી અને એમાના કમળોની મનોહરતા વર્ણવાઇ છે તેમા વાવડીની વચ્ચોવચ્ચ રહેલા મોટા સુદર કમળ લેવા માટે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાથી આવેલા પુરુષો કાઠેથી ઉપડ્યા તો ખરા પણ અધવચ ફસાઇ ગયા એ મોટુ કમલ લેવાની તાકાત ' ભિક્ખુ 'મા છે એમ કહી ભિક્ખુનુ સ્વરૂપ આલેખાયુ છે

---

[1] આ અગ વિષે તેમજ બીજા બધા આગમો વિષે તથા એના વિવરણાત્મક સાહિત્ય વિષે મે A History of the Canonical Literature of the Jainasમા વિસ્તૃત ઊહાપોહ કર્યો છે અગ્રેજી ન જાણનારને માટે મે આ વિષય આગમોનુ દિગ્દર્શન નામના પુસ્તકમાં રજૂ કર્યો છે એ પુસ્તક ત્રણેક મહિનામા પ્રસિદ્ધ થશે

ઉપર કહ્યા પ્રમાણે અહીં રૂપક આપી તેનો ઉપનય સમજાવાયો છે જેમકે વાવડી તે લોક[1], પાણી તે કર્મ[2], વાવડીમાંનો કાદવ-કિચ્ચડ-કચરો તે કામભોગ[3], કમળ તે જન અને જનપદના લોકો[4], મોટું કમળ તે રાજા[5], પૂર્વાદિ દિશામાંથી આવેલા લોકો તે અન્યતીર્થિકો[6]-પંચભૂતવાદી, આત્મષષ્ઠવાદી, ઈશ્વરવાદી અને નિયતિવાદી અર્થાત્ ભવિતવ્યતાવાદી[7], વાવડીનો કાંઠો તે ધર્મતીર્થ[8] અને વાવડીને કાંઠે રહેલ ભિક્ખુ તે ધર્મ[9]

પ્રસંગોપાત્ત અનેક બાબતો વ્યાખ્યાનોમાં વિચારાઇ છે એનો ખ્યાલ વિષયાનુક્રમણિકા ( પૃ ૧-૮ ) ઉપરથી આવી શકે છે એટલે હું અહીં એટલું જ કહીશ કે અંતમાં જે રાજધર્મનું—રાજાનું સ્વરૂપ રજૂ કરાયું છે તે આપણા દેશની—ભારતવર્ષની આધુનિક પરિસ્થિતિમાં વિશેષત મનનીય છે

**લૌકિક દૃષ્ટાંત**—દુનિયામાં આજે પ્રવર્તી રહેલા વ્યવહારથી-જાણીતી બાબતોથી આ બહુશ્રુત વ્યાખ્યાતા સારી રીતે વાકેફગાર હોવાથી એમણે પોતાના વ્યાખ્યાનોમાંના તાત્ત્વિક-દાર્શનિક મુદ્દાઓને વ્યવહારની ભાષામાં ગૂંથ્યા છે[10] અને એથી આ દેશના અધિકાંશે મૂલ્યવતી બની છે આના સમર્થનાર્થે કેટલાક મુદ્દાઓની હું નોંધ લઉં છુ —

પૃ ૩-૪ અતીન્દ્રિય પદાર્થની બાબતમાં વાદવિવાદને સ્થાન છે એ હકીકત તેઓ મદીના દૃષ્ટાંતથી સમજાવાઈ છે

પૃ ૮૯ માં "અમેરિકામાં પ્રતિબંધ છે કે ત્યાંથી સોનું બહાર જઈ શકે નહિ દેશી રાજ્યોમાં પણ અમુક જણસોની નિકાસ ઉપર પ્રતિબંધ છે મેવાડમાંથી ઘીને બહાર જવા દેવામાં આવતું નથી ત્યાંને ત્યાં ઘીની ખરીદી, વેચાણ કરી શકાય, તેમ અહીં સંસારમાં પણ સમજવું જે કાંઈ મળ્યું છે કે મેળવ્યું તેનો ભોગવટો અહીં થઈ શકે છે"

પૃ ૧૮૯ "ભવિતવ્યતા દાંત આપે, ખાવાનું ન આપે ખાવાનું જોઈએ તેણે પ્રયત્ન કરવો જોઈએ"

પૃ ૨૦૯ "છોકરાને શાક લેવા મોકલ્યો હોય અને તે કદાચ ઠગાય તો પૈસો ઠગાય તમે કપડું લેવા જાઓ અને ઠગાઓ તો આઠ આના કે રૂપીઓ ઠગાઓ સોના-ચાંદીમાં પાંચ પચાસ રૂપીઆ ઠગાઓ હીરા મોતીમાં ( બરાબર ધ્યાન ન બેસવાથી ) સેંકડો ઠગાઓ પણ ધર્મમાં ભૂલો, ધર્મગ્રહણમાં ભૂલો તો ભવોભવ ઠગાઓ, તમારો ભવ બગડે"

પૃ ૨૧૦ ચેકમાં નાણું ભરશો તેવા મળશે

પૃ ૨૪૭ "ખેતરમાં તો કપાસ પાકે છે, કપડાં પાકતા નથી, અનાજ પાકે છે,

---

૧-૪ જુઓ પૃ ૫૭ ૫ જુઓ પૃ ૮૭ ૬ જુઓ પૃ ૬૩ ૭ જુઓ પૃ ૧૫૮ અને ૨૦૨ ૮ જુઓ પૃ ૧૭૫ ૯ જુઓ પૃ ૮૭

૧૦ શ્રીઆનંદ સુધાસિંધુ એ નામે આ વ્યાખ્યાતાનાં ચોવીસ વ્યાખ્યાનો છપાયાં છે તેમાંના ૨૩માં વ્યાખ્યાનમાં કાયાને જોઇંટ સ્ટોક કંપની, સગાવહાલાંને શેરહોલ્ડરો અને આત્માને મેનેજિંગ એજન્ટ તરીકે ઓળખાવી આ રૂપક ઘણી સારી રીતે ઘટાવાયું છે

રોટલા પાકતા નથી રોટલા, કપાસ પોતે સ્વયં બનતા નથી, કોઇના પ્રયત્નથી બને છે ભવિતવ્યતા પણ ઉદ્યમથી જ બને છે"

પૃ ૨૪૮ ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક ભાવનુ સ્વરૂપ ત્રણ આસામી કેવી રીતે ઋણમુક્ત થયા એ સમજાવી દર્શાવાયુ છે

પૃ ૨૮૯મા ઉપદેશકનુ સ્વરૂપ પીંછીના ઉદાહરણથી સમજાવાયુ છે

પૃ ૨૯૬ " લાખ રૂપિયાના દસ્તાવેજ ઉપર નીચે સહી કરવામા કલમ કેટલીક ઘસાવાની તથા શાહી કેટલીક વપરાવાની ? અહીં કલમના ઘસારાની કે શાહીની કિંમત નથી, કિંમત તેમા જણાવવામા આવેલી રકમની છે તેમ સુપાત્રદાનમા રોટલીના ટુકડાની કે પાણીની કિંમત નથી પણ તેમા સમાયેલા સોદાની કિંમત છે "

પૃ ૩૧૩ " વસ્તુની કિંમત કરતા દલાલી વધવી ન જ જોઇએ "

**સમર્થન**—જૈન સાહિત્યમાથી અવતરણો આપી વ્યાખ્યાતાએ પોતાના વક્તવ્યનુ સમર્થન કર્યું છે[1] આના મૂળ સૂચવવાનો આ પુસ્તકમા પ્રયાસ કરાયો છે તે સ્તુત્ય છે

**કહેવત**—જાત જાતની કહેવતો આ પુસ્તકમાથી જાણવા મળે છે જેમકે,

" મરેલી ઘોડીના બમણા મૂલ્ય " ( પૃ ૮ )

" આંધળો વણે અને વાછરડું ચાવે " ( પૃ ૩૦૩ )

" ગાળથી કાંઇ ગુમડા થતા નથી ( પૃ ૩૦૪ )

**કિસ્સા-કહાની**—કિસ્સાઓ ને કહાનીઓથી વ્યાખ્યાતાએ પોતાના વ્યાખ્યાનોને રસપ્રદ બનાવ્યા છે આ સબધમા નીચે પ્રમાણેની નોધ લેવી બસ થશે —

| નામ | પૃષ્ઠાક | નામ | પૃષ્ઠાક |
|---|---|---|---|
| મિયાની બકરી | ૬–૭ | ગધેડી બેનની કહાની | ૧૭૩–૧૭૪ |
| વાસુદેવ કૃષ્ણજીની પૂજા | ૮–૧૦ | કુળનો પ્રતાપ | ૨૦૦–૨૦૧ |
| માતગમાંથી મેઘકુમાર | ૪૬–૪૮ | લુલી ગાય | ૨૧૨–૨૧૩ |
| શાણા ન્યાયાધીશે ભેદ માગ્યો | ૯૬ | અનાર્ય દેશનો એક ઝવેરી | ૨૧૬ |
| ગજસુકુમાળનુ દૃષ્ટાન્ત | ૧૦૪–૧૦૬ | રસોઇ નવીના બાપની ! | ૨૧૮–૨૧૯ |
| નિહ્નવને સુધારનારા શ્રાવક | ૧૧૩–૧૧૪ | ચોરીમા શ્રાવકોની શાહુકારી | ૩૦૦ |
| ગૌતમસ્વામીજીનો ખેડુત શિષ્ય | ૧૧૯–૧૨૦ | કાળો અને ધોળો મહેલ | ૩૨૭ |
| મંકોડા ગણનાર પુત્ર | ૧૩૨–૧૩૩ | મિયા ભાઈની વાત ( સુજે ફૂટ કહેના ) | ૩૩૪ |
| કીડીના અલકારો | ૧૪૨ | | |
| હાથા અને ગાડા વચ્ચેનુ અતર | ૧૯૮ | | |

[1] એમ જાણવા મળે છે કે ર૦ ડાહ્યાભાઇ ધોળશાજીની કૃતિમાંનાં કેટલાંક અવતરણો જે આ પુસ્તકમાં અપાયા છે ( દા ત જુઓ પૃ ૩૭, ૩૧૬, ૩૪૬ ) તે કંઈ વ્યાખ્યાતાએ રજૂ કર્યાં નથી, પણ વ્યાખ્યાનોની મુદ્રણાલયપુસ્તિકા તૈયાર કરનારે પોતાની તરફથી ઉમેર્યાં છે

ઉપર કહ્યા પ્રમાણે અહીં રૂપક આપી તેનો ઉપનય સમજાવાયો છે જેમકે વાવડી તે લોક[1], પાણી તે કર્મ[2], વાવડીમાનો કાદવ-કિચ્ચડ-કચરો તે કામભોગ[3], કમળ તે જન અને જનપદના લોકો[4], મોટુ કમળ તે રાજા[5], પૂર્વાદિ દિશામાથી આવેલા લોકો તે અ ન્યતીર્થિકો[6]-પચભૂતવાદી, આત્મષષ્ઠવાદી, ઇશ્વરવાદી અને નિયતિવાદી અર્થાત્ ભવિતવ્યતાવાદી[7], વાવડીનો કાઠો તે ધર્મતીર્થ[8] અને વાવડીને કાઠે રહેલ ભિક્ખુ તે ધર્મ[9]

પ્રસગોપાત્ત અનેક બાબતો વ્યાખ્યાનોમા વિચારાઇ છે એનો ખ્યાલ વિષયાનુક્રમણિકા ( પૃ ૧-૮ ) ઉપરથી આવી શકે છે એટલે હુ અહીં એટલુ જ કહીશ કે અતમા જે રાજધર્મનુ—રાજાનુ સ્વરૂપ રજૂ કરાયુ છે તે આપણા દેશની—ભારતવર્ષની આધુનિક પરિસ્થિતિમા વિશેષત મનનીય છે

**લૌકિક દૃષ્ટાત**—દુનિયામા આજે પ્રવર્તી રહેલા વ્યવહારથી-બનતી બાબતોથી આ બહુશ્રુત વ્યાખ્યાતા સારી રીતે વાકેફગાર હોવાથી એમણે પોતાના વ્યાખ્યાનોમાના તાત્ત્વિક-દાર્શનિક મુદ્દાઓને વ્યવહારની ભાષામા ગૂથ્યા છે[10] અને એથી આ દેશના અધિકારો મૂલ્યવતી બની છે આના સમર્થનાર્થે કેટલાક મુદ્દાઓની હુ નોધ લઉં છુ —

પૃ ૩-૪ અતીન્દ્રિય પદાર્થની બાબતમા વાદવિવાદને સ્થાન છે એ હકીકત તેજી મદીના દૃષ્ટાતથી સમજાવાઇ છે

પૃ ૮૯ મા "અમેરિકામા પ્રતિબધ છે કે ત્યાથી સોનુ બહાર જઇ શકે નહિ દેશી રાજ્યોમા પણ અમુક જણસોની નિકાશ ઉપર પ્રતિબધ છે મેવાડમાથી ઘીને બહાર જવા દેવામા આવતુ નથી ત્યાને ત્યા ઘીની ખરીદી, વેચાણ કરી શકાય, તેમ અહીં સસારમા પણ સમજવુ જે કાઇ મળ્યુ છે કે મેળવ્યુ તેનો ભોગવટો અહીં થઇ શકે છે "

પૃ ૧૯૯ "ભવિતવ્યતા દાત આપે, ખાવાનુ ન આપે ખાવાનુ જોઇએ તેણે પ્રયત્ન કરવો જોઇએ "

પૃ ૨૦૮ "છોકરાને શાક લેવા મોકલ્યો હોય અને તે કદાચ ઠગાય તો પૈસો ઠગાય તમે કપડુ લેવા જાઓ અને ઠગાઓ તો આઠ આના કે રૂપીઓ ઠગાઓ સોના-ચાદીમા પાચ પચાસ રૂપીઆ ઠગાઓ હીરા મોતીમા ( બરાબર ધ્યાન ન બેસવાથી ) સેકડો ઠગાઓ પણ ધર્મમા ભૂલો, ધર્મગ્રહણમા ભૂલો તો ભવોભવ ઠગાઓ, તમારો ભવ બગડે "

પૃ ૨૧૦ ચેકમા નાણા ભરશો તેવા મળશે

પૃ ૨૪૭ "ખેતરમા તો કપાસ પાકે છે, કપડા પાકતા નથી, અનાજ પાકે છે,

---

૧-૪ જુઓ પૃ ૫૭ ૫ જુઓ પૃ ૮૭ ૬ જુઓ પૃ ૬૩ ૭ જુઓ પૃ ૧૫૮ અને ૨૦૨ ૮ જુઓ પૃ ૧૩૫ ૯ જુઓ પૃ ૮૭

૧૦ શ્રીઆનદ સુધાસિંધુ એ નામે આ વ્યાખ્યાતાના ચોવીસ વ્યાખ્યાનો છપાયાં છે તેમાના ૨૩મા વ્યાખ્યાનમા કાયાને જોઇટ સ્ટોક કપની, સગાવહાલાને શેરહોલ્ડરો અને આત્માને મેનેજિંગ એજટ તરીકે ઓળખાવી આ રૂપક ઘણી સારી રીતે ઘટાવાયુ છે

રોટલા પાકતા નથી રોટલા, કપાસ પોતે સ્વય બનતા નથી, કોઇના પ્રયત્નથી બને છે ભવિતવ્યતા પણ ઉદ્યમથી જ બને છે "

પૃ ૨૪૮ ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક ભાવનુ સ્વરૂપ ત્રણ આસામી કેવી રીતે ઋણમુક્ત થયા એ સમજાવી દર્શાવાયુ છે

પૃ ૨૮૯માં ઉપદેશકનુ સ્વરૂપ પીંછીના ઉદાહરણથી સમજાવાયુ છે

પૃ ૨૯૬ " લાખ રૂપિયાના દસ્તાવેજ ઉપર નીચે સહી કરવામા કલમ કેટલીક ઘસાવાની તથા શાહી કેટલીક વપરાવાની? અહીં કલમના ઘસારાની કે શાહીની કિંમત નથી, કિંમત તેમા જણાવવામા આવેલી રકમની છે તેમ સુપાત્રદાનમા રોટલીના ટુકડાની કે પાણીની કિંમત નથી પણ તેમા સમાયેલા સોદાની કિંમત છે "

પૃ ૩૧૩ " વસ્તુની કિંમત કરતા દલાલી વધવી ન જ જોઇએ "

**સમર્થન**—જૈન સાહિત્યમાથી અવતરણો આપી વ્યાખ્યાતાએ પોતાના વક્તવ્યનુ સમર્થન કર્યુ છે[1] આના મૂળ સૂચવવાનો આ પુસ્તકમા પ્રયાસ કરાયો છે તે સ્તુત્ય છે

**કહેવત**—જાત જાતની કહેવતો આ પુસ્તકમાથી જાણવા મળે છે જેમકે,

" મરેલી ઘોડીના બમણા મૂલ્ય " ( પૃ ૮ )

" આધળો વણે અને વાછરડુ ચાવે " ( પૃ ૩૦૩ )

" ગાળથી કાઇ ગુમડા થતા નથી ( પૃ ૩૦૪ )

**કિસ્સા-કહાની**—કિસ્સાઓ ને કહાનીઓથી વ્યાખ્યાતાએ પોતાના વ્યાખ્યાનોને રસપ્રદ બનાવ્યા છે આ સબધમા નીચે પ્રમાણેની નોધ લેવી બસ થશે —

| નામ | પૃષ્ઠાક | નામ | પૃષ્ઠાક |
|---|---|---|---|
| મિયાની બકરી | ૬-૭ | ગધેડી બેનની કહાની | ૧૭૩-૧૭૪ |
| વાસુદેવ કૃષ્ણજીની પૂજા | ૮-૧૦ | કુળનો પ્રતાપ | ૨૦૦-૨૦૧ |
| માતગર્ભાથી મેઘકુમાર | ૪૬-૪૮ | લુલી ગાય | ૨૧૨-૨૧૩ |
| શાણા ન્યાયાધીશે ભેદ ભાગ્યો | ૯૬ | અનાર્ય દેશનો એક ઝવેરી | ૨૧૬ |
| ગજસુકુમાળનુ દૃષ્ટાન્ત | ૧૦૪-૧૦૬ | રસોઇ નવીના બાપની! | ૨૧૮-૨૧૯ |
| નિહ્નવને સુધારનારા શ્રાવક | ૧૧૩-૧૧૪ | ચોરીમા શ્રાવકોની શાહુકારી | ૩૦૦ |
| ગૌતમસ્વામીજીનો ખેડુત શિષ્ય | ૧૧૯-૧૨૦ | કાળો અને ધોળો મહેલ | ૩૨૭ |
| મકોડા ગણનાર પુત્ર | ૧૩૨-૧૩૩ | મિયા ભાઈની વાત ( સુજે ફટ કહેના ) | ૩૩૪ |
| કીડીના અલકારો | ૧૪૨ | | |
| ડાહ્યા અને ગાડા વચ્ચેનુ અતર | ૧૬૮ | | |

૧ એમ જાણવા મળે છે કે સ્વ૦ ડાહ્યાભાઈ ધોળશાજીની કૃતિમાંથી કેટલાક અવતરણો જે આ પુસ્તકમાં અપાયા છે ( દા ત જુઓ પૃ ૩૩, ૩૧૬, ૩૪૬ ) તે કઈ વ્યાખ્યાતાએ રજૂ કર્યા નથી, પણ વ્યાખ્યાનોની મુદ્રણાલયપુસ્તિકા તૈયાર કરનારે પોતાની તરફથી ઉમેર્યા છે

ઉપર કહ્યા પ્રમાણે અહીં રૂપક આપી તેનો ઉપનય સમજાવાયો છે જેમકે વાવડી તે લોક[1], પાણી તે કર્મ[2], વાવડીમાનો કાદવ-કિચ્ચડ-કચરો તે કામભોગ[3], કમળ તે જન અને જનપદના લોકો[4], મોટુ કમળ તે રાજા[5], પૂર્વાદિ દિશામાથી આવેલા લોકો તે અન્યતીર્થિકો[6]-પચભૂતવાદી, આત્મપષ્ઠવાદી, ઈશ્વરવાદી અને નિયતિવાદી અર્થાત્ ભવિતવ્યતાવાદી[7], વાવડીનો કાઠો તે ધર્મતીર્થ[8] અને વાવડીને કાઠે રહેલ ભિક્ષુ તે ધર્મ[9]

પ્રસગોપાત્ત અનેક બાબતો વ્યાખ્યાનોમા વિચારાઈ છે એનો ખ્યાલ વિષયાનુક્રમણિકા ( પૃ ૧-૮ ) ઉપરથી આવી શકે છે એટલે હુ અહીં એટલુ જ કહીશ કે અતમા જે રાજધર્મનુ—રાજાનુ સ્વરૂપ રજૂ કરાયુ છે તે આપણા દેશની—ભારતવર્ષની આધુનિક પરિસ્થિતિમા વિશેષત મનનીય છે

**લૌકિક દૃષ્ટાત**—દુનિયામા આજે પ્રવર્તી રહેલા વ્યવહારથી-ચાલતી બાબતોથી આ બહુશ્રુત વ્યાખ્યાતા સારી રીતે વાકેફગાર હોવાથી એમણે પોતાના વ્યાખ્યાનોમાના તાત્ત્વિક-દાર્શનિક મુદ્દાઓને વ્યવહારની ભાષામા ગૂથ્યા છે[10] અને એથી આ દેશના અધિકાશે મુદ્દયવતી બની છે આના સમર્થનાર્થે કેટલાક મુદ્દાઓની હુ નોધ લઉં છુ —

પૃ ૩-૪ અતીન્દ્રિય પદાર્થની બાબતમા વાદવિવાદને સ્થાન છે એ હકીકત તેજી મદીના દૃષ્ટાતથી સમજાવાઈ છે

પૃ ૮૯ મા "અમેરિકામા પ્રતિબધ છે કે ત્યાથી સોનુ બહાર જઇ શકે નહિ દેશી રાજ્યોમા પણ અમુક જણસોની નિકાશ ઉપર પ્રતિબધ છે મેવાડમાથી ઘીને બહાર જવા દેવામા આવતુ નથી ત્યાને ત્યા ઘીની ખરીદી, વેચાણ કરી શકાય, તેમ અહીં સસારમા પણ સમજવુ જે કાઈ મળ્યુ છે કે મેળવ્યુ તેનો ભોગવટો અહીં થઇ શકે છે "

પૃ ૧૮૯ "ભવિતવ્યતા દાત આપે, ખાવાનુ ન આપે ખાવાનુ જોઇએ તેણે પ્રયત્ન કરવો જોઈએ "

પૃ ૨૦૯ "છોકરાને શાક લેવા મોકલ્યો હોય અને તે કદાચ ઠગાય તો પૈસો ઠગાય તમે કપડુ લેવા જાઓ અને ઠગાઓ તો આઠ આના કે રૂપીઓ ઠગાઓ સોના-ચાદીમા પાચ પચાસ રૂપીઆ ઠગાઓ હીરા મોતીમા ( બરાબર ધ્યાન ન બેસવાથી ) સેકડો ઠગાઓ પણ ધર્મમા ભૂલો, ધર્મગ્રહણમા ભૂલો તો ભવોભવ ઠગાઓ, તમારો ભવ બગડે"

પૃ ૨૧૦ ચેકમા નાણા ભરશો તેવા મળશે

પૃ ૨૪૭ " ખેતરમા તો કપાસ પાકે છે, કપડા પાકતા નથી, અનાજ પાકે છે,

---

૧-૪ જુઓ પૃ ૫૭ ૫ જુઓ પૃ ૮૭ ૬ જુઓ પૃ ૬૩ ૭ જુઓ પૃ ૧૫૮ અને ૨૦૨ ૮ જુઓ પૃ ૧૩૫. ૯ જુઓ પૃ ૮૭

૧૦ શ્રીઆનન્દ સુધાસિન્ધુ એ નામે આ વ્યાખ્યાતાના ચોવીસ વ્યાખ્યાનો છપાયાં છે તેમાંના ૨૩મા વ્યાખ્યાનમા કાયાને જોઇન્ટ સ્ટોક કપની સગાવહાલાને શેરહોલ્ડરો અને આત્માને મેનેજિગ એજન્ટ તરીકે ઓળખાવી આ રૂપક ઘણી સારી રીતે ઘટાવાયુ છે

રોટલા પાકતા નથી રોટલા, કપાસ પોતે સ્વય બનતા નથી, કોઇના પ્રયત્નથી બને છે ભવિતવ્યતા પણ ઉદ્યમથી જ બને છે ”

પૃ ૨૪૮ ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક ભાવનુ સ્વરૂપ ત્રણ આસામી કેવી રીતે ઋણમુક્ત થયા એ સમજાવી દર્શાવાયુ છે

પૃ ૨૮૯મા ઉપદેશકનુ સ્વરૂપ પીંછીના ઉદાહરણથી સમજાવાયુ છે

પૃ ૨૯૬ “ લાખ રૂપિયાના દસ્તાવેજ ઉપર નીચે સહી કરવામા કલમ કેટલીક ઘસાવાની તેથા શાહી કેટલીક વપરાવાની ? અહીં કલમના ઘસારાની કે શાહીની કિંમત નથી, કિંમત તેમા જણાવવામા આવેલી રકમની છે તેમ સુપાત્રદાનમા રોટલીના ટુકડાની કે પાણીની કિંમત નથી પણ તેમા સમાયેલા સોદાની કિંમત છે ”

પૃ ૩૧૩ “ વસ્તુની કિંમત કરતા દલાલી વધવી ન જ જોઇએ ”

**સમર્થન**—જૈન સાહિત્યમાથી અવતરણો આપી વ્યાખ્યાતાએ પોતાના વક્તવ્યનુ સમર્થન કર્યુ છે[1] આના મૂળ સૂચવવાનો આ પુસ્તકમા પ્રયાસ કરાયો છે તે સ્તુત્ય છે

**કહેવત**—જાત જાતની કહેવતો આ પુસ્તકમાથી જાણવા મળે છે જેમકે,

“ મરેલી ઘોડીના બમણા મૂલ્ય ” ( પૃ ૮ )

“ આધળો વણે અને વાછરડુ ચાવે ” ( પૃ ૩૦૩ )

“ ગાળથી કાઇ ગુમડા થતા નથી ( પૃ ૩૦૪ )

**કિસ્સા-કહાની**—કિસ્સાઓ ને કહાનીઓથી વ્યાખ્યાતાએ પોતાના વ્યાખ્યાનોને રસપ્રદ બનાવ્યા છે આ સબધમા નીચે પ્રમાણેની નોધ લેવી બસ થશેઃ—

| નામ | પૃષ્ઠાક | નામ | પૃષ્ઠાક |
|---|---|---|---|
| મિયાની બકરી | ૬–૭ | ગધેડી બેનની કહાની | ૧૭૩–૧૭૪ |
| વાસુદેવ કૃષ્ણજીની પૂજા | ૮–૧૦ | કુળનો પ્રતાપ | ૨૦૦–૨૦૧ |
| માતગમાથી મેઘકુમાર | ૪૬–૪૮ | લુલી ગાય | ૨૧૨–૨૧૩ |
| શાણા ન્યાયાધીશે ભેદ ભાગ્યો | ૯૬ | અનાર્ય દેશનો એક ઝવેરી | ૨૧૬ |
| ગજસુકુમાળનુ દષ્ટાન્ત | ૧૦૪–૧૦૬ | રસોઇ નવીના બાપની ! | ૨૧૮–૨૧૯ |
| નિહ્નવને સુધારનારા શ્રાવક | ૧૧૩–૧૧૪ | ચોરીમા શ્રાવકોની શાહુકારી | ૩૦૦ |
| ગૌતમસ્વામીજીનો ખેડુત શિષ્ય | ૧૧૯–૧૨૦ | કાળો અને ધોળો મહેલ | ૩૨૭ |
| મકોડા ગણનાર પુત્ર | ૧૩૨–૧૩૩ | મિયા ભાઈની વાત (મુજે ફૂટ કહેના) | ૩૩૪ |
| કીડીના અલકારો | ૧૪૨ | | |
| હાથા અને ગાડા વચ્ચેનુ અતર | ૧૬૮ | | |

[1] એમ જાણવા મળે છે કે સ્વ૰ ડાહ્યાભાઈ ધોળશાજીની કૃતિમાંનાં કેટલાંક અવતરણો જે આ પુસ્તકમાં અપાયા છે ( દા ત જુઓ પૃ ૩૩, ૩૧૬, ૩૪૬ ) તે કંઈ વ્યાખ્યાતાએ રજૂ કર્યાં નથી, પણ વ્યાખ્યાનોની મુદ્રણાલયપુસ્તિકા તૈયાર કરનારે પોતાની તરફથી ઉમેર્યાં છે

**શૈલી**—પ્રશ્ન ઊઠાવી તેના ઉત્તરો આપવાની મનોમોહક શૈલી વ્યાખ્યાનોમા તરી આવે છે આ શૈલીથી શ્રોતૃવર્ગની ઉત્સુકતા સતેજ થાય છે એ વર્ગ વિશેષ સાવધાન બની ઉત્તર સાભળે છે અને એ મળતા એનુ મન પ્રફુલ્લ બને છે કયારે સીધી સીધી વાત કહેવી અને કયારે આ શૈલીનો ઉપયોગ કરવો એ બાબતનો વ્યાખ્યાતાને પાકો અનુભવ છે એટલે આ શૈલી ખીલી રહે છે, એ ધારેલી અસર કરે છે અને એ રીતે આ દેશના 'અમોઘ' બને છે

ભાષા સરળ અને સચોટ છે તેમા યે સક્ષેપમા જ્યારે એઓ પોતાનુ વક્તવ્ય રજૂ કરે છે ત્યારે કેટલીક વાર તો એ સૂત્રો-સૂક્તો જાણે મૌક્તિક હોય એમ જણાય છે સપાદક મહાશયે એને એકત્રિત કરી અહીં રજૂ કર્યા હોત તો આ ગ્રન્થની શોભામા વૃદ્ધિ થાત હુ તો અહીં ઉદાહરણાર્થે થોડાક જ સૂક્તો રજૂ કરુ છુ —

જેમા નિકાસનો પ્રતિબધ છે તેવા રાજ્યમા આપણે રહ્યા છીએ
તિથિની વૃદ્ધિ તો જૈનોમા છે નહિ
સાધુ તો શાસનનો વફાદાર સૈનિક છે
કર્મોનો ક્ષયોપશમ એ જૈનોનો મુદ્રાલેખ છે
ઈશ્વરવાદીઓએ હવાલાની દુકાન માડી છે
જૈનો ઈશ્વરને બનાવનાર નથી માનતા, બતાવનાર માને છે
કોઈ પણ જીવની ગતિ સુધારવી એ તો શ્રાવક કુલનો પરપરાગત જન્મસિદ્ધ સસ્કાર છે
આયુષ્ય એ શરીરરૂપી મકાનનો પટો છે
દૃષ્ટાન્તની સરખામણી હેતુ પૂરતી હોય છે, એક દેશીય હોય છે
ઉત્પત્તિક્રમમા મિથ્યાત્વ પ્રથમ છે
જૈન દર્શન કરે તે ભોગવે ' એમ નહિ માનતા ' નહિ વિરમે તે ભોગવે એમ માને છે
ત્રસપણુ તે પ્રથમ પગથુ (પ્રવાસનુ) છે
પ્રયત્ન વિના કદી પ્રગતિ નથી
ભવિતવ્યતા દાત આપે, ખાવાનુ ન આપે
જૂઠુ લાવો પણ જુગતુ લાવો
જેમ મૂડ વધારે તેમ તે ચીજની નકલોનો રાફડો ફાટે છે
આત્માનો આરીસો આગમ છે
જૈન દર્શન તો ભોટ બનવાની સાફ ના કહે છે
દેવલોકનુ થાણુ (સ્થાન) પૂરનાર મોટા ભાગે તિર્યંચો છે
ઉદ્યમ પાસે ભવિતવ્યતા લાચાર છે
ગતિનો આધાર આચાર, વિચાર ને ઉચ્ચાર ઉપર છે
જ્ઞાન જ્ઞાન માટે નથી, પણ ઇષ્ટની પ્રવૃત્તિ તથા અનિષ્ટની નિવૃત્તિ માટે છે
આત્માના અનેક ભવો માનનારા તે હિન્દુઓ ' અને તેઓનુ સ્થાન (દેશ) તે ' હિંદુસ્તાન '
તિર્યંચ કે દેવગતિમા ગયેલાને પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ એક વખત મનુષ્યભવમાં આવ્યા પછી જ થાય છે
સામાયિકમા પણ પ્રથમ વર્તમાનમાં સવર છે, પછી ભાવિનુ પચ્ચક્ખાણ છે પછી અતીતનુ નિંદન છે
કોઈનુ પુણ્ય પાપ કોઈના ભાગે જતુ જ નથી
પ્રયત્ન વિના પ્રાપ્તિ નથી
મિથ્યાત્વીઓના મનોરથ વિષયકષાયના જ હોય.
શાસ્ત્રકારો મિથ્યાત્વીનુ ખડન તેને ઉતારી પાડવા માટે કરતા નથી
ભગવાનની વાણીને અનક્ષર કહેવામા નિરક્ષરપણુ છે
જગતની ભાષામા બોલે તેજ જગદ્ગુરુ
શ્રુતજ્ઞાન વ્યવહારનો વિષય છે, બાકીના ચાર જ્ઞાન પરિણામનો વિષય છે
ભોગવટાની નિર્જરાથી મોક્ષનો માર્ગ મળતો નથી
કાયદો કરનાર પ્રથમ ધસરીમા છે

ઉદયના નિષ્ફલીકરણ વિના મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ થતી નથી
શ્રદ્ધા ન થવી તે પણ જેમ મિથ્યાત્વ છે તેમ શ્રદ્ધા વિપરીત થવી તે પણ મિથ્યાત્વ છે
અઢારે પાપસ્થાનકોને છોડવા લાયક માનીને તેનાથી દૂર રહેવુ તેનુ નામજ સમ્યક્ત્વ છે
પાપને છોડે, છોડી પણ ન રાખે તે ધર્મી
નાયક એટલે ચિન્તાનો ઇજારદાર
વાક્યાર્થ, મહાવાક્યાર્થ સર્વ મિથ્યાત્વમાં જાય, ઐદંપર્યવાળો મિથ્યાત્વમા જાય નહિ

**વ્યાખ્યાતાનો પરિચય**—[1]વ્યાખ્યાતાનો પરિચય આપવાની કશી જરૂર નથી, કેમકે એમની વિદ્વત્તાથી સમગ્ર જૈન જગત્ સુપરિચિત છે આગમોનો અખંડ અભ્યાસ અને એનો ઉદ્ધાર તેમજ એનુ સરક્ષણ એ એમના જીવનમા કેન્દ્ર સ્થાન ભોગવે છે, અને એથી તો જે અજૈન વિદ્વાનોને આગમોનુ પઠનપાઠન કરવાનો સુયોગ સાપડયો છે તેમને આ સૂરિવર્યને હાથે સપાદિત થયેલા આગમોનો લાભ મળ્યો છે આગમોને અગે એમણે પ્રસ્તાવના લખી નથી

આગમોની મહત્તા જોયા જાણ્યા પછી એનો વિશિષ્ટ અભ્યાસ કરવા આજે કેટલા યે વિદ્વાનો લલચાય છે, તો જેમને મન આગમો અને એના આધારે રચાયેલી પ્રૌઢ કૃતિઓ એ સર્વસ્વ છે તેઓ આગમોનુ અન્યાન્ય દૃષ્ટિકોણથી અવલોકન કરે એ સ્વાભાવિક છે મને એમ જાણવા મળ્યું છે કે એમણે આગમિક સાહિત્યને અગે નીચે મુજબની ત્રેપન બાબતો વિચારી છે–તારવી છે એટલુ જ નહિ પણ તેને અગે રીતસર લખાણ તૈયાર કર્યું છે આ ત્રેપન બાબતો નીચે મુજબ છે —

૧ વિષયોનો વિસ્તારથી અનુક્રમ
૨ અધિકારોનો ( વિષયોનો ) સક્ષેપથી અનુક્રમ
૩ વિશેષ ઉપયોગી
૪ વિશિષ્ટતાઓ
૫ સાક્ષીભૂત અવતરણોનો અકારાદિક્રમ
૬ વાદો
૭ લક્ષણ અને દૂષણ
૮ વિશેષનામ
૯ ઇતિહાસ
૧૦ ભૂગોળ
૧૧ જ્યોતિષ
૧૨ તે તે ગ્રન્થકારના સમયના પ્રચલિત મતો
૧૩ વ્યાકરણ
૧૪ છદોવિચાર
૧૫ અલકાર
૧૬ ન્યાયો
૧૭ સાક્ષીભૂત ગ્રન્થો
૧૮ ઉપોદ્ઘાત અને પ્રશસ્તિઓ
૧૯ આચાર્યોના નામો
૨૦ પ્રાચીન મતો
૨૧ મતોનુ સમાધાન

---

[1]આગમોદ્ધારક નામના પુસ્તકમાં એમનુ વિ. સ ૧૯૮૯ સુધીનુ જીવનચરિત્ર અપાયુ છે એમાં એમની બે પ્રતિકૃતિઓ છપાયેલી છે સૂર્યપુરનુ સ્વાગત એ પુસ્તક વિ સ ૨૦૦૦ સુધીના એમના જીવનની આછી રૂપરેખા પૂરી પાડે છે વિશેષમાં આ પુસ્તક ( પૃ ૯–૧૩ )માં એમણે રચેલા અને સપાદિત કરેલા તેમજ પ્રકાશિત થયેલા ગ્રન્થોની યાદી અપાઇ છે

શિલારૂઢ આગમાદિ—બ્રહ્મદેશના રાજા મન્ડુમે (Maindum) જેમ સમગ્ર તિપિટકને શિલોત્કીર્ણ કરાવ્યુ તેમ પાલીતાણા( સિદ્ધક્ષેત્ર )મા ૪૫ આગમો ઉપરાત નીચે મુજબની કૃતિઓ પણ શિલારૂઢ કરાવાઈ છે—

પચકપ્પભાસ, ઓહનિજ્જુત્તિ, જોઇસકરડગ તેમજ આયાર, સૂયગડ, દસાસુય કુખધ, દસવેયાલિય અને ઉત્તરજ્ઝયણની નિજ્જુત્તિ, તત્ત્વાર્થસૂત્ર, કમ્મપયડિ, પચસગહ, વિસેસણવઈ, પચસુત્ત, પચાસગ અને પચવત્થુ

તામ્રપત્ર—પિસ્તાલીસ આગમો તામ્રપત્રમા કોતરાવાયા છે, અને અહીં સુરતમા જે 'શ્રીવર્ધમાન જૈન તામ્રપત્રાગમમદિર' બધાય છે તેમા એની ભીંત સાથે એને જોડવામા આવનાર છે

આ ઉપરથી જોઈ શકાશે કે પ્રસ્તુત વ્યાખ્યાતાએ આગમોના સરક્ષણ, ઉદ્ધાર, પ્રચાર અને પઠનપાઠન માટે પુષ્કળ પરિશ્રમ સેવ્યો છે અને તેમ કરીને 'આગમોદ્ધારક' એ પદવી દીપાવી છે એમને આજે તોત્તેર (૭૩)મુ વર્ષ ચાલે છે છતા એમનો વિદ્યાવ્યાસગ પહેલાના જેવો સતત અને સર્વતોમુખી રહ્યો છે એમની ઉપસ્થિત બુદ્ધિનો અને વસ્તુ સમજાવવાની રીતનો મને એમના અહીંના ચાતુર્માસ દરમ્યાન વિશેષત સાક્ષાત્કાર થયો છે આ મારી સાહિત્યવિષયક ગૂચોને ઉકેલી આપી એમણે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેના સ્મરણચિહ્ન તરીકે "હરિયાલી-સગ્રહ" મે એમને અર્પણ કર્યો છે એ પરત્વે મે રચેલી "અભિનવ હરિયાલી" શ્રીસિદ્ધચક્ર (વ ૧૨, અ ૩)મા પ્રસિદ્ધ થઇ છે

આ પુસ્તક પ્રસિદ્ધ થયા પૂર્વે એ વાચવા વિચારવાનો જે લાભ મને પ્રકાશક તરફથી મળ્યો છે તે બદલ હુ તેમનો ઋણી છુ

જેમ શ્રી ઝવેરભાઈ પન્નાજી( બુહારીવાળા )એ આ વ્યાખ્યાનોને પ્રકાશિત કરાવવામા આર્થિક સહાયતા આપી છે તેમ અન્ય શ્રીમતો પણ અન્ય વ્યાખ્યાનોના પ્રકાશનમા પોતાનો ફાળો આપી પોતાની સપત્તિને સાર્થક કરે એ અભિલાષા પ્રદર્શિત કરી હુ વિરમુ છુ

શ્રીશ ખેશ્વરપાર્શ્વનાથાય નમ

## સસ્કૃતિચુસ્ત, પરમ શ્રમણોપાસક, દેશવિરતિધરશ્રાદ્ધવર્ય,

## બુહારીવાળા શ્રીમાન્ ઝવેરચદ પન્નાજીના અનુકરણીય જીવનનો

# સંક્ષિપ્ત પરિચય.

માત્ર 'બુહારીવાળા' એટલા જ ઉપનામથી તરત ઓળખાતા, સૌમ્યગુણોપેત, બેઠી દડીના, ધાટીના, માર્ગાનુસારીના પાત્રીસ ગુણોમાના વેષ પરત્વેના ગુણાનુસાર તેમજ તે જ વેષને લગતી આર્ય ( આ ભારતવર્ષની ) સસ્કૃતિ મુજબ અદ્યાવધિ ઉત્તમાગ( શિર )શ્રૃગાર પાઘડીને સતત ધારણ કરી રાખી સસ્કૃતિચુસ્ત સહજ ખાસિયતનુ પ્રત્યક્ષ પ્રમાણ પૂરુ પાડતા, જૈન સામાજિક તથા ધાર્મિક સમારભો, મહોત્સવોઆદિમા ઉલ્લાસભેર આગેવાનીભર્યો ભાગ લેતા તથા ગુરુસુખશાતાપૃચ્છાના સૂત્ર ઇચ્છકાર સુહરાઈ સુહદેવસિ, સુખતપ શરીર નિરાબાધ, સુખ સયમયાત્રા નિર્વહોછોજી? સ્વામિ શાતા છેજી? ભાત પાણીનો લાભ દેજોજી! ' માના મયમાર્થે 'શરીરનિરાબાધ' એવા પ્રશ્નના મહત્ત્વને પિછાણી જ્યા જ્યા જાય ત્યા ત્યા દરેક મુનિરાજના શારીરિક સ્વાસ્થ્યની પૃચ્છા, નિદાનાદિ કરી, એક નિયમ તરીકે પોતાની સાથે રાખીને ફરતા તેઓ ઔષધો તથા વૈદ્યકિય સલાહ ( મેળવેલ જ્ઞાનાનુસાર ) આપતા પરમ શ્રમણોપાસક શ્રેષ્ઠિવર્ય ઝવેરચદ પન્નાજીને જૈન સમાજના અગ્રગણ્યો તેમજ સામાન્ય જૈન જનતા પણ ( મોટે ભાગે ) સામાન્યત આ મુજબ તો સુષ્ઠુ ( સારી રીતે ) ઓળખે છે, અધિક પરિચિત વર્ગ તેમને દેશવિરતિ–શ્રાદ્ધવય તરીકે પણ પિછાણે છે પરતુ તેમના જીવનવૈશિષ્ટ્યની ખાસ માહિતી ઘણા થોડાને હોય એ સભવિત છે કેમકે તેઓ પોતે ઓછા બોલા છે, મૂગા મૂગા કર્તવ્ય કર્યે જનારા છે ઓછા બોલા એટલે બોલી ન જાણનારા એમ નહિ પણ ગભીર છે, બાકી બોલી તો બરોબર શકે છે પ્રસગે તેઓને પરિષદાદિમા બોલતા જેઓએ સાભળ્યા છે તેઓને તેમની વકતૃત્વશક્તિનો, તેમના હૃદયમા અકિત સમ્યગ્દર્શનનો, તન( બદન )મા ઉછળી રહેલ શાસન પ્રત્યેના ખમીરનો, જ્ઞાનનો, અનુભવનો ખ્યાલ સારી રીતિએ આવ્યો હશે પ્રસગ પ્રાપ્ત થતા તેમના અનુકરણીય પ્રશસ્ત જીવનનો અત્ર સક્ષિપ્ત પરિચય આપવાનો સામાન્ય પ્રયત્ન કરવામા આવે છે

તેઓ શેઠ પન્નાજીના પરમ વિનીત, આજ્ઞાકિત કુલદીપક પુત્ર અને તેમનુ પોતાનુ સુદર અભિધાન શ્રી ઝવેરચદ પન્ના એ હીરા વગેરેની જેમ ઝવેરાતમા ગણાતુ એક પ્રકારનુ ઝવેરાત છે, અને પન્ના સમાન પન્નાજીના પુત્ર, પિતાથી પુત્ર સવાયા એ ઇષ્ટ સૂત્રાનુસાર સાક્ષાત્ ઝવેરચદ છે વળી આવા ધર્મનિષ્ઠ પુત્રપ્રસવા કુક્ષિધારિણી માતાનુ નામ જ ઞાયા એટલે સાક્ષાત્ માતા! નામોમા પણ કેવો સુદર સયોગ? નામ ગુણનો કેવો સુમેળ? તેમનો જન્મ બુહારીમા વિક્રમાર્ક ૧૯૪૧ ના માહ સુદ ૬ ઇ સ ૨૨–૧–૮૫ ગુરુવારે થયો હતો વસતપચમીને બળતે દિવસે જ થયો હતો વસતપચમી ઉત્સવના આનદમા વૃદ્ધિરૂપ આ જન્મપ્રસગ હતો

આજે તેમની વય ત્રેસઠની છે એટલે 'વય'ની સાથે 'વૃદ્ધ' શબ્દ લાગુ કરી વ્યવહારુ રીતિએ, કાર્ય કરવામા ઉછળતા ખમીરથી યુવાન છતા વયોવૃદ્ધ કહી શકાય અને તેઓ અનુભવી હોવાથી એ અર્થમા પણ એ શબ્દ યથોચિત છે તેમનો ધધો કયો? શરાફીનો ધધે તેઓ શરાફ (shraff) છે પૂર્વસચિત પુણ્યની ખૂબી તો જુઓ! જીવનને અનુકૂલ નામ ધામ, દામ, કામ ઠામ રામ આદિ સયોગોનો કેવો એક સાથે સોનેરી યોગ! સન્માર્ગે તેમનો ધનવ્યય સારા પ્રમાણમા હોવાથી તેઓ શ્રીમત છે એમ કહેવા કરતા, લક્ષ્મી તેમને વરી છે એમ કહેવુ સાચુ છે અમુક પ્રકારના પુણ્યયોગે લક્ષ્મી મળે તો કેકને તેઓ શ્રીમત(લક્ષ્મીવાળા) ભલે કહેવાય પણ લક્ષ્મી વરી' તો ત્યા જ કહી શકાય કે જ્યા લક્ષ્મી લલિત લલનારૂપે ઠરી હોય જ્યાં લક્ષ્મીનો સ્વામી સ્વામીત્વનો ભોગવટો કરી શક્તો હોય, તેનો પોતાની ઇચ્છાનુસાર દાનાદિમા વ્યય કરી શકતો હોય લક્ષ્મીનો ત્રણ પ્રકારે ઉપયોગ દાન, ભોગ એ બે ન થાય તો નાશ તો સર્જાયેલો છે જ દાન એ પ્રકાર શ્રેષ્ઠ છે લક્ષ્મીને પપાળનારાઓ તો બિચારા તેના ગુલામ છે

ત્રૈવિર્ય ઝવેરચદભાઇને લક્ષ્મી વરી છે અર્થાત્ તેમને ધન મળ્યુ છે તેમનુ સ્વાસ્થ્ય સુદર છે ચીવટ સત્સગ, પ્રવચનશ્રવણ તથા અભ્યાસયોગે તેમનુ જૈનધર્મનુ જ્ઞાન ઉચ્ચ કોટિનુ છે નોધવા જેવુ તો જ્ઞાન કરતા જ્ઞાનપરિણમન છે આ તમામનો પરમાર્થમા ઉપયોગ હોવાથી આ મળ્યુ તે ફળ્યુ છે

લાગણી કાર્યદક્ષતા આદિને અગે તેઓ કેટલાક ખાતાઓમાં ટ્રસ્ટી તરીકે હતા અને છે પણ શ્રીવર્દ્ધમાનઆયંબિલતપ(મુબઇ)ખાતુ શ્રીવર્દ્ધમાનજૈનઆગમમદિર( પાદલિપ્તપુર ), શ્રીતામ્રપત્રઆગમ મદિર (સુરત) આ ખાતાઓમા ટ્રસ્ટી તરીકે તેમની નિમણુક જાણવામા છે

પૂર્વની આરાધનાયોગે હૃદયનુ આકર્ષણ ધર્મ પ્રતિ સહજ સાધ્ય હોય પણ આકર્ષણ થવામાય અનુકૂલ સયોગોની તથાપ્રકારતા નિમિત્તો આવશ્યક છે અને એવા નિમિત્તો પ્રબલ પુણ્યોદય વિના સાપડતા નથી શ્રીઝવેરચદભાઇનો જન્મ એવા કુટુબમા થયો હતો કે ત્યા અનુકૂળ નિમિત્તનો પ્રશ્ન જ નહોતો જ્યા દેવદર્શન પૂજન ગુરુવદન સામાયિકાદિ આવશ્યક ક્રિયા સાધુસેવા સાધર્મિકવાત્સલ્ય દાન શીલ, તપ ભાવઆદિ સતત પ્રવર્તમાન હોય ત્યા બાલક સહેજે તેવા અભ્યાસમા જોડાય તેમાય જે બાળકને પૂર્વની આરાધનાનુ પુણ્ય એવુ પ્રબલ હોય કે જેમા નિમિત્ત પોતે નિમિત્તરૂપ હોય એવા બાળકને અગે પૂછવુ જ શુ? આથી અહીં કહી શકાય તેમ છે કે કુલ સસ્કારયોગે વિકસિત ધર્મરસ શ્રીઝવેરચદભાઈમાં શૈશવથી જ પ્રત્યક્ષ હતો

બાલ્યવયમા તો કદાચ આમ બને પણ પછી મોટી વયે લગ્નાદિ થતા, વ્યવસાયાદિમાં જોડાતા ધર્મવૃત્તિ તથા પ્રવૃત્તિ ટકવી તે સ્વરૂપે ટકવી એ અતિ કઠીન છે તો વૃદ્ધિગત થવાની તો વાત જ શી? આપણા ચરિત્રનાયકના જીવનમા તો જીવનની વૃદ્ધિ સાથે ધર્મ પણ વૃદ્ધિ પામે છે જેમ જેમ ઝવેરચદભાઈ વયમા આગળ વધે છે તેમ તેમ ધર્મમા વધારે ઓતપ્રોત થાય છે

શ્રીઝવેરચદભાઇ બાલ્યવય વટાવી આગળ વધ્યા વયમા, વિદ્યાભ્યાસમા વ્યવહારુ અનુભવમા આગળ વધતા ગયા યૌવન પામ્યા ઋણાનુબધ સબધાનુસાર યોગ્ય પાત્ર સાથે લગ્ન થયા હવે તેઓ ગૃહસ્થાશ્રમી થયા, વ્યવસાયમા જોડાયા વેપારી( શરાફ ) થયા અને દાક્ષિણ્યાદિ ગુણવડે સૌને પ્રિય થયા

સાચો માર્ગ બતાવનાર કોણ? ગુરુજ એમને ગુરુ એટલાજ માટે કહેવામા આવે છે ગુરુના

હૃદયમા અકલ્પ્ય આત્મવાત્સલ્ય ઝળહળતુ હોય છે, ચોમેર જ્યા આગ સળગી રહી છે છતામ બળીઝળી રહેવાને પણ એ ધ્યાનમા નથી આવતી ત્યા કેવળ વાત્સલ્યભાવે ઉદ્‌ઘોષણાપૂર્વક ગુરુરાજજ ધર્મમાર્ગમા ચેતન્યા કરે છે

ગુરુનો નિર્ગ્રન્થ ગુરુનો, સાધુનો સમાગમ એજ સત્સગ છે અને સત્સગ વિના અનેરો રગ, ઢગધડા વિનાના જીવનમા આવે કયાથી ?

આ વસ્તુ હૃદયમા જચી હોવાથી શ્રીઝવેરચન્દભાઈ સાધુસમાગમનો, તેમની સેવાનો લાભ, જે વખતે ગુરુતત્ત્વ, ગુરુઓ, સાધુઓ સામે કહેવાતા સુધારકોના વ્યવસ્થિત મોરચા મડાયલા છે તે વખતે અધિક અધિક લેતા જ રહ્યા તેના જ પરિણામે ઝવેરચદભાઇ ' યથાનામારતથા ગુણા ' જેમ ઝવેરચન્દભાઇ રહી શકે સત્તત્ત્વોનુ જ્ઞાન, પ્રાપ્તિ, તેમા સ્થિરતા સત્સગ વિના કયાથી પ્રાપ્ત થાય ? જેઓનો ગુરુગમ ગયો છે યાને જેઓનો દિનમાન ઉઠ્યો છે તેવાઓજ ગુરુતત્ત્વ સામે મોરચા માડે છે ' દશા બદલાય છે જ્યારે, બધુ પલટાય છે ત્યારે ' અન્યથા કોઇપણ મતના આસ્તિકને સાધુ-સતના સમાગમ સાથે વિરોધ હોય ? નજ હોય.

શ્રીઝવેરચદભાઈ તો માત્ર સાધુનો સમાગમ કરનારા જ ન રહ્યા, માત્ર ઔપચારિક સેવા જ કરનારા ન રહ્યા પણ પ્રસગે મોરચો માડનારની સામે બયાન કરનારા બહાદુર પણ બન્યા અને ઉપર જોઇ ગયા તેમ જ્યા જ્યા જાય ત્યા ત્યા ઔષધાદિ આપવાવડે દરેક સાધુના સ્વાસ્થ્યને સાચવવાનો કાર્યક્રમ વ્યવસ્થિત હાથમા લેવાથી પરમ શ્રમણોપાસક બન્યા જેઓ ઔષધ સુધીની કાળજી રાખે તેઓ પાત્ર, ઉપકરણ, પુસ્તકાદિની ચીવટ રાખે તેમા નવાઇ શી! જેઓ સાધુની હાથની નાડી જુએ તેઓ સયમસાધક ભાવ નાડી પણ શ્રાદ્ધવર્ય તરીકે નિહાળી લેતા હોય એમા નવાઈ શી ?

પચીશ સત્તાવીશ વર્ષની વય તો ભરયોવન ગણાય ત્યારે ધર્મવિધિઅનુસાર પ્રતિજ્ઞાપૂર્વક નિયમિત તીર્થયાત્રા, અનુષ્ઠાનપરાયણપણુ, તપપ્રવૃત્તિ, આ બધામાં આદર થવો સહજ નથી પણ આ પરમ શ્રમણોપાસક ભાગ્યવાનને શ્રમણોપાસનાના સ્વરૂપે જ માનો એ સહજ બને છે ફાવે ત્યારે મુસાફરી ખાતર તીર્થયાત્રા કરી લેવી એ એક જૂદી વાત છે પણ મહત્વ સમજી નિયમિત તીર્થયાત્રા કરવાની પ્રતિજ્ઞા લેવી એમા તો આત્માની તાકાતની તથા શ્રદ્ધાની પ્રતિતી છે આ ઉમરે તેમણે દરસાલ શ્રીસિદ્ધગિરિ જવાની પ્રતિજ્ઞા લીધી, તે જ વખતથી અચિત્ત ( ઉકાળેલુ ) પાણી વાપરવાનુ ચાલુ કર્યું તદુપરાત અભ્યાસરૂપે દેરાસરે નિયમિત શ્રીફળ ચઢાવવાનુ તથા દર્શન કર્યા પછીજ પચ્ચખ્ખાણ પારવાનુ ચાલુ કર્યું, અર્થાત્ દર્શન કર્યા પહેલા કઇ પણ ન વાપરવુ, તે પહેલા પચ્ચખ્ખાણ ન જ પારવુ એવો ખાસ અભ્યાસ શરૂ કર્યો આ વયે પચ્ચખ્ખાણ તો નિયમિત કરતા જ હતા એ આથી સિદ્ધ થાય છે

જૈનશાસનના વર્તમાનકાલીન મુનિગણમા સુપ્રસિદ્ધ, આગમના જ્ઞાનમા સર્વશિરોમણિ આગમનેજ જીવન સમર્પનાર, આગમસશોધક, આગમવાચનાદાતા, આગમોદયસમિતિ, શ્રીવર્દ્ધમાનજૈનાગમમદિર ( પાલીતાણા ) તથા શ્રીતામ્રપત્રજૈનાગમમદિર( સુરત )ના નિર્માતા, ( સુરતમા અનેક સસ્થા એમના ઉપદેશથી થઈ છે સુરત જેમને પરમ ઉપકારી માને છે ) તીર્થોદ્ધારક, સર્વદર્શનવેત્તા, શૈલાનાદિ નરેશ પ્રતિબોધક, પરમગીતાર્થ, શાસનપ્રભાવક પ્રાતસ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવેશ **શ્રીમાન્ ૧૦૦૮ આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજનો** આપણા જીવનનાયક ઝવેરચન્દભાઇને સવત ૧૯૭૪ મા મુબઈમા ખાસ સમાગમ અર્થાત્ વિશેષત પરિચય થયો આ વખતે આજના જ્ઞાનવૃદ્ધ વયોવૃદ્ધ પરમ

શાસનપ્રભાવક સૂરિપુંગવ તે વખતે આચાર્યપદવી ધરાવતા નહોતા પં યાસપદવીથી અલંકૃત હતા પદવી એ તો વ્યવહાર તથા ભક્તિના અધિકારનો પ્રશ્ન છે, પરંતુ 'શ્રીસાગરજીમહારાજ' એટલાજ નામમાત્રથી જેઓ આજે જેમ સહેજે ઓળખાઈ જાય છે જેમના પ્રત્યે સ્હેજે જેમ મસ્તકો નમી જાય છે તેમજ તે વખતે પણ એ જ (એટના અધૂરા) નામથી તેઓ આજ પ્રકારે પરિચિત હતા અર્થાત્ એ વખતે પણ એમના જ્ઞાનની એમના સામર્થ્યની એમની શાસન પ્રત્યેની તમન્નાની, એમની પ્રતિભાની એટની જ પ્રસિદ્ધિ હતી એમનું આખુ જીવન જાણનારે 'આગમોદ્ધારક' ગ્રંથ જોઈ લેવો પણ ૧૯૭૪ મા તેઓ મુબઈ હતા એ વાત જ્યારે અહીં આવી ત્યારે પ્રસગ પામીને જણાવી દઇએ કે સવત ૧૯૬૪ ની સાલમા તેઓ પ્રથમ મુબઈ પધારેલા (પં યાસશ્રી તરીકે) ત્યાથી જ તેમના જાહેર જીવનની શરૂઆત થઇ હતી શ્રીસમેતશિખર તીર્થ પર અગ્રેજોએ બગલા બાંધવાનો માગ ખુલ્લો કરવાનો પ્રયત્ન કર્યો હતો ત્યારે આજ મહાપુરુષે મહાન્ હિલચાલ ઉપાડી હતી, પરિણામે શ્રીજૈનશાસનનો જ વિજય થયો હતો પણ તીર્થોદ્ધારક આ મહર્ષિના ખમીરને પ્રથમ જૈન સઘે ત્યારે જ જાણ્યુ હતુ વળી મેવાડદેશવિભૂષણ શ્રીધૂલેવાજી ઋષભદેવ ભગવાન(કેશરીયાજી)ના મદિરનો ધ્વજદડ પણ તેઓની નિશ્રામા ચડાવાયો હતો ને તે તીર્થ શ્વેતામ્બરોનુ છે તેમ પુરાવાપૂર્વક પુરવાર થયુ હતુ આવી રીતે અનેક તીર્થરક્ષાના કાર્યો તે મહર્ષિએ કર્યા છે અસ્તુ

સવત ૧૯૭૪ મા આ મહર્ષિ મુબઈમાં બિરાજમાન હતા શ્રીઝવેરચદભાઈ શ્રીલાલબાગ જૈન વર્દ્ધમન આયંબિલ ખાતુ મુબાઈના ટ્રસ્ટી હોવાનુ જણાવી ચૂક્યા છીએ શેઠશ્રીને આ વખતનો આ મહર્ષિનો પરિચય તેમના હવે પછીના જીવન માટે ખાસ ઉપકારક બની ગયો આ શ્રેષ્ઠિવર્યે નક્કી કર્યુ, પૂજ્ય ગુરુદેવને ખુહારી પધરાવવા તથા તેમના જ્ઞાનનો તેમની ભક્તિનો તથા તેમના દ્વારા લેવાય તેટલો આત્મિક માણનો લાભ લેવો, લ્હાવો લેવો 'કાલે કીડી કાલ' એ ટૂં વાક્યથી શેઠ અનાત હોતા પણ સુજ્ઞ જ્ઞાત હતા ખરી વાત તો પૂર્વભવસચિત પુણ્ય(આરાધના)જ કામ કરે જાય છે

આવા શ્રાદ્ધવર્યે આ પૂજ્યપાદ મહાત્માની (આગ્રહભરી વિનતિપૂર્વક) સવત ૧૯૭૫ મા ખુહારીમા ઠાઠમાઠથી પધરામણી કરાવી સવત ૧૯૭૫ ના ચૈત્ર વદી ૮ ના દિવસે પરમ ઉલ્લાસપૂર્વક વિધિપૂર્વક મારા દ્રવ્ય વ્યયપૂર્વક શાસનની પ્રભાવના થાય તેવી રીતિએ આ પુણ્યવત શ્રેષ્ઠિવર્યે આ પૂજ્યપાદ મહર્ષિ (પં યાસજી)ના વરદ હસ્તે નાણ માડી દશ વ્રતો (સાતમા તથા આઠમા વ્રત સિવાય) ઉચ્ચર્યા આ શ્રીમાન્, પરમ ધીમાન્, મહાભાગ્યવાન્ શ્રેષ્ઠિશ્રી હવે દેશવિરતિ શ્રાદ્ધવર્ય બન્યા પ્રથમ જે વસ્તુનો અભ્યાસ પાડવાનુ જણાવાયુ છે તેને અગે એટલે કે દરરોજ શ્રીજિનાલયે પ્રભુ પાસે શ્રીફળ ચઢાવવાની તથા પ્રભુ દર્શન કર્યા વિના પચ્ચખ્ખાણ નહિ પારવાની આજ પ્રસગે તેઓશ્રીએ હવે પ્રતિજ્ઞા લીધી જેને યોગે આનુ અનુપમ લાભ તેઓ લઇ રહ્યા છે આ વખતથી સચિત્ત સદતર નહિ વાપરવુ એવી પણ તેઓએ પ્રતિજ્ઞા સ્વીકારી ધન્ય! ધન્ય!! ત્યારબાદ તો તે સાલમા ગુરુદેવની નિશ્રામા તેઓએ ઉજમણુ કર્યુ તીર્થોની રચના કરી તથા પોતાના સ્વગસ્થ ભાઈના સ્મરણાર્થે મહોત્સવ કરી આ જીવન-નાયક શ્રાદ્ધવર્યે લગભગ દશ હજાર રૂપીઆનો વ્યય કર્યો જ્ઞાનનિધિ પરમ ગભીર ષડ્દર્શનવેત્તા પરમ પૂજ્ય પન્યાસજી મહારાજશ્રીના (હાલ સૂરીશ્વરજીના) સમાગમથી (સમાગમ બાદ) શ્રીઝવેરચદ ભાઈનુ આંતરજવાહર (નૂર) ખાસ ખીલ્યુ, પ્રગટ્યુ, વૃદ્ધિગત થયુ એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી પણ ગુરુદેવના અતિશય(પ્રભાવ)ની ઉક્તિ (કહાણી) જરૂર છે

જાહેર જીવન જેવા વિશિષ્ટ પ્રસગોની શરૂઆત શેઠશ્રીને અગે સવત ૧૯૭૫ થી જ પ્રાર્થ શરૂ

થાય છે, એટલે આ સાલથી માંડીને આજ પર્યંત જે કાંઇ જાણવા મળ્યુ છે તે હવે ટૂંકમા જણાવવામા આવે છે

સવત ૧૯૭૮ થી તેમણે શ્રીનવપદજી ભગવાનની એક ધાન્યની તથા અલૂણી (મીઠા વગરની) ઓળી શરૂ કરી, જે લગભગ વીસ ઓળી પૂર્ણ વિધિવિધાન સાથે તેઓએ ઉલ્લાસ તથા ઠાઠથી પૂરી કરી છે દરેક પદના ગુણો જેટલા શ્રીફળો તેમજ અન્ય ફળો તેઓ ધરાવતા હતા ત્યારબાદ પણ એક ધાન્યની કે સર્વ ધાન્યની ઓળીની આરાધના અદ્યાપિ પર્યંત ચાલુ છે.

સવત ૧૯૮૦ ની સાલમા પૂજ્યપાદ ગુરુદેવ આગમોદ્ધારક સૂરીશ્વરજી મહારાજા તથા શ્રીચતુર્વિધ સઘ સાથે લગભગ અઢી માસ સુધી તેઓએ શ્રીસમેતશિખરજીની યાત્રા સહકુટુબ કરી તેમની સાથે શ્રી ચદુલાલ ચીમનલાલ વગેરે અન્ય ચાલીસ ભાઈ બહેનો હતા તે ભાગ્યશાળીઓને યાત્રા કરાવવાનો બધા જ ખર્ચનો લાભ પોતે જ ઉઠાવ્યો હતો જેટલા અશો બનાય તેટલા અશે સઘવી બની ચૂકેલા શ્રીઝવેરચદભાઈએ તીર્થયાત્રા સાથે સાધર્મિક વાત્સલ્યનો પણ પરમ લાભ પ્રફુલ્લિત હૃદયથી પૂજ્ય ગુરુદેવની શીતળ છત્રછાયામા લીધો

પાલીતાણા તીર્થે દર વર્ષે જવાની પ્રતિજ્ઞા તો ખરીજ અન્ય તીર્થોની પણ યાત્રા કરવી, શ્રીસમેતશિખરજી જેટલે દૂરના તીર્થની યાત્રા કરવી, તેવા પ્રસગે ધનવ્યય છૂટથી કરવો, સાધર્મિક વાત્સલ્યનો લાભ લેવો એ આત્મા કેવો ઓતપ્રોત થયો હોય !

સવત ૧૯૮૧ ની સાલમાં આ પરમ આરાધક શ્રેષ્ઠિવર્ય ફરી શ્રીશિખરજીની યાત્રાએ ગયા હતા એક વખત ક્યાંક માર્ગમા પ્રભુ દર્શનનુ સાધન ન મળવાથી તેમણે ચોવિહાર ઉપવાસ કરી પ્રતિજ્ઞા અખડ પાળી હતી તેમની પ્રતિજ્ઞામા, ગામ પરગામ તથા સાંજેમાંદે છૂટવુ તૂત નહોતુ, એ આથી સિદ્ધ થાય છે શ્રીશિખરજીથી આવ્યા બાદ લગભગ ત્રણ માસે ચૈત્રવદી ૦)) અમાસની પાછલી રાત્રિ તથા વૈશાક શુદિ ૧ ના પ્રાતકાલના સધિમમયે તેમની ભાર્યા, શ્રાવિકારત્નની કુક્ષિથી એક દુહિતારત્ન (ખરેખર રત્નજ તે જોઈશુ) નો જન્મ થયો જે ભાગ્યવતીનુ નામ લીલાવતી રાખવામા આવ્યુ ત્યાર બાદ અમુક અતરે એ જ કુક્ષિથી બીજુ દુહિતારત્ન સાપડયુ જેનુ નામ ગુણસુદરી રાખવામા આવ્યુ આ બન્ને ભાગ્યવત ભગિનીઓ પરત્વે જરૂર કાઇક કહેવુ પડશે પુત્રીઓ કોની ? જીવનનાયકની નેં !

પ્રાતસ્મરણીય પૂજ્યપાદ સૂરિપુગવ ૧૦૦૮ શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી( પજાબી )ને સવત ૧૯૮૨ મા શેઠશ્રીએ પધરામણી કરાવી ચાતુર્માસ કરાવ્યુ તે પ્રસગે પણ શેઠ મોતીચદ સુરચદ સાથે દ્રવ્ય તેમજ ઉલ્લાસાદિમાં સહકાર સાધી ઉપધાન કરાવ્યા જેમા રૂપિયા દશ હજારનો વ્યય કર્યો.

પ્રસગે એક બીજી વાત યાદ કરાવી દઇએ શ્રીઅવિરતિધર્મારાધક સમાજની સ્થાપના શ્રીકેસરીઆ તીર્થે થઇ હતી જેમા શેઠ ઝવેરચદભાઈનો પણ પૂરતો સાથ હતો

સવત ૧૯૮૪ મા તેમણે જે કર્યું તે નોધવા જેવુ છે તમામ વિધિવિધાન, પૂજા, સ્નાત્ર, પડિલેહણ, પ્રતિક્રમણ ત્રણ વખત દેવવદન કરવાપૂર્વક, આચામ્લ તપપૂર્વક, અખડ દીપક રાખી શ્રીજિનેશ્વરદેવની સન્મુખ બેસી આ જીવનનાયકે લક્ષ નવકારનો જાપ કર્યો હતો

નવલાખ જપતા નરક નિવારે, પામે ભવનો પાર
સૌ ભવિયાં ભક્તે, ચોક્ખે ચિત્તે, નિત્ય જપીએ નવકાર

આ તો જૈન માત્રને રાજનો અભ્યાસ પાઠ છે ને!

સવત ૧૯૮૯ મા વર્તમાન આચાર્ય શ્રીમદ્ વિજયભક્તિસૂરીશ્વરજી પાસે પોતે ઉપધાન વહી માળ પહેરી હતી તથા બીજુ ઉપધાન પૂજ્યપા૦ ગુરુદેવ આગમોદ્ધારક સૂરીશ્વરજી મહારાજા પાસે કર્યુ હતુ બને પ્રસગે ધનવ્યય સારી રીતે હોય જ એમા પ્રશ્ન શો?

સવત ૧૯૯૪ મા જામનગરથી, જૈન સમાજના અગ્રગણ્ય જામનગરના રાજમાન્ય, પૂજ્યપાદ ગુરુદેવ આગમોદ્ધારક આચાર્યશ્રીના પરમભક્ત પરમશ્રાદ્ધવર્ય શેઠ પોપટલાલ ધારશીભાઇ તથા શેઠ ચુનીલાલ લક્ષ્મીચદભાઇ તરફથી શ્રીસિદ્ધગિરિજીનો તથા શ્રીગિરનારજીનો છ 'રી' પાળતો મહાન્ સઘ નીકળ્યા હતો આ સઘમા અનેક સાધુ સાધ્વીઓ હતા આના સઘમા અત્રી માસ પર્યંત સહકુટુબ ધનવ્યયપૂર્વક તીર્થયાત્રાનો શ્રીમાન્ ઝવેરચદભાઇએ લાભ તથા લ્હાવો લીધો હતો

સવત ૧૯૯૯ મા પાદલિપ્તપુરે ( પાલીતાણામા ) શ્રીવર્દ્ધમાનજૈનાગમમદિરની પ્રતિષ્ઠા તથા અજનશલાકા પ્રસગે સહકુટુબ આ શ્રાદ્ધવર્ય વિપુલ પ્રમાણમા લાભ લે એમા તો શકા જ શી?

તીર્થાધિરાજ શ્રીસિદ્ધગિરિજીની જયતલેટી સમીપે પૂજ્યપા૦ આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રીમાન્ આનદસાગરસૂરીશ્વરજીની જીવનભરની આગમસેવાના સાક્ષાત્ પ્રતિકરૂપ દેવવિમાન તુલ્ય શ્રીવર્દ્ધમાન જૈન આગમમદિર લાખોના ખર્ચે નિર્મિત થયુ છે તેમ શ્રીસિદ્ધચક્ર ગણધરમદિર ( સુરતમા ધીતામ્ર પત્ર જૈનાગમ મદિર થઇ રહ્યુ છે ) તે પૈકી લાખો ભવ્ય જીવોને દર્શનના પરમ કલ્યાણકારી લાભરૂપ શ્રીસિદ્ધચક્ર ગણધરમદિરનુ ઉદ્ઘાટન સહકુટુબ શ્રીમાન્ ઝવેરચદભાઇએ રૂા ૫૫૦૦) ની બોલીથી કર્યું છે

શાસનસમ્રાટ સૂરિપુરદર શ્રીમાન્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજાના ઉપદેશથી શેઠશ્રીએ શ્રી મહાવીરસ્વામીજીની પ્રતિમા ખભાતમા ભરાવી હતી

સવત ૨૦૦૦ ના ચૈત્ર માસમા ફરી શેઠશ્રીએ પરમ ઉપકારી પૂજ્યપાદ ગુરુદેવ વયોવૃદ્ધ આગમોદ્ધારક આચાર્યદેવની બુહારીમા પધરામણી કરાવી ખૂબી તો જૂઓ! સવત ૧૯૭૫ મા પણ ચૈત્ર માસ હતો અને સ ૨૦૦૦ મા પણ એજ ચૈત્ર માસ! ૧૯૭૫ મા ગુરુદેવ જ્યારે પન્યાસજી તરીકે પધારેલા ત્યારે ઠાઠમાઠ કરનાર શ્રેષ્ઠિવર્ય એજ ગુરુદેવ જ્યારે સૂરીશ્વર તરીકે પધારે ત્યારે આ શ્રાદ્ધવર્ય જે પ્રવેશ મહોત્સવાદિ કરે તેમાં પૂછવાનુ હોય જ શુ! ફરી એજ વર્ષ જવા દઇને વળી સ ૨૦૦૨ મા મગલ મૂર્તિ સૂરીશ્વરજીની આ જીવન-નાયકે બુહારીમા ફરી પધરામણી કરાવી આ પ્રસગે પોતે મગલમૂર્તિ ગુરુદેવના વરદ હસ્તે મગલમય વાસક્ષેપ શિરે ધારણ કરી મગલ ચતુર્થવ્રત નદીપૂર્વક સજોડે જેઠ શુદિ ૧ ના દિવસે ઉચ્ચર્યુ ધન્ય શ્રાદ્ધવર્ય!

આ વખતથી તેમણે શ્રીનવપદજીમહારાજની એક સાથે આરાધના અઠ્ઠમના તપપૂર્વક ચાલુ કરી છે

કેવળ સાધનાનિમગ્ન આ પરમ સાધકે શ્રીવીશસ્થાનકતપની ઓળી કરી છે તેને અગે પ્રથમ શ્રીઅરિહતપદની આરાધના વીશ છઠ્ઠથી કરી છે તથા ત્રીજા આચાર્યપદની આરાધના પૌષધપૂર્વક વીશ છઠ્ઠથી કરી છે

લગભગ સવત ૧૯૭૫ થી પોતે પર્વાધિરાજ પર્યુષણાની આરાધના કરવા જ્યા ગીતાર્થ ગુરુ હોય ત્યા પ્રાય. જાય છે અને મોટા ભાગના પર્યુષણા પરમ ઉપકારી પૂજ્યપા૦ ગુરુદેવ આગમોદ્ધારક સૂરીશ્વરજી પાસે આરાધ્યા છે એજ નિયમે આરાધે છે અને તેમજ આરાધશે

ધર્મવીર શેઠ ઝવેરભાઇ પન્નાજીના સુપુત્રી બ્હેન લીલાવતી



જેમના નિમિત્તે આ ગ્રન્થનુ પ્રકાશન થયુ છે

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

શેઠશ્રીએ સાધર્મિકની ભક્તિ પ્રસગે ગુપ્ત તથા પ્રગટ મહાયથી કરી છે સ્થિરીકરણ પણ તેઓએ શક્ય કર્યું છે અનુકપાદાન, જીવોને અભયદાન, ઉચિતદાન વિગેરેનો લ્હાવો તેઓએ લીધો છે શેઠશ્રીના જીવનને અગે જાણવા મળ્યુ તે આ લખ્યુ, બાકી તો અપ્રગટ એવુ તો કેટલુય હોય

શેઠશ્રીએ તત્ત્વત્રયીને અર્થાત્ રત્નત્રયીને આરાધી છે, તીર્થયાત્રા કરી છે, લક્ષ્મીનો સન્માર્ગે વ્યય કર્યો છે, દાન દીધુ છે, અભયદાન, સુપાત્રદાન, અનુકપાદાન, ઉચિતદાન, જ્ઞાનદાન એમ સમસ્ત પ્રકારનો દાન ધર્મ આરાધ્યો છે, ચતુર્થવ્રત ઉચ્ચર્યુ છે, ભવબીજ બાળ્યુ છે, વિધિવિધાનપૂર્વક તપશ્ચર્યા કરી છે, ભાવનાથી હૃદય પ્લાવિત કર્યુ છે, સાતે ક્ષેત્રોની ભક્તિ કરી છે કહો આ શ્રાદ્ધવર્યે જે કાઇ કર્યું છે તેને આ કલમ યથાર્થ લખી શકે, આળેખી શકે ? નહિ

હવે તેમની પુણ્યવત પુત્રીઓ પરત્વે—

પ્રથમ પુત્રી લીલાવતી બહેન ગર્ભમા હતા ત્યારે માતાપિતાને સમેતશિખરની તીર્થયાત્રાદિનો લાભ સાપડ્યો હતો આ બહેને શ્રીસિદ્ધગિરિજીમા પૂજ્યપાદ ગુરુદેવ આગમોદ્ધારક સૂરીશ્વરજી પાસે બે વરસ લાગલાગટ ઉપધાન વહ્યા છે, નાની વયમા વર્ષીતપ જેવુ મહાન્ તપ સપૂર્ણ કર્યું છે એ બહેનની પાર મેશ્વરી પ્રવ્રજ્યાની તીવ્ર ઇચ્છા છે, તેના મૂળ પાયારૂપ સવત ૨૦૦૨ ના જ્યેષ્ઠ શુદી ૧ ના દિવસે માતાપિતાની સમ્મતિપૂર્વક પરમતારક પૂ ગુરુદેવશ્રીના વરદ હસ્તે પોતાના આગણે જ ચતુર્થવ્રત ઉચ્ચર્યુ છે એનીજ ખુશાલીમા આ અમૂલ્ય ગ્રથ, આ જીવન-નાયક પરમશ્રમણોપાસક શ્રાદ્ધવર્ય શ્રી ઝવેરચદ-ભાઈએ સહાય આપી પ્રગટ કરાવ્યો છે અને તેથીજ તેમના જીવનનો સક્ષિપ્ત પરિચય જનતાને જાણવાની તક અનાયાસ સાપડી છે

બીજા બહેન ગુણવતી પણ પ્રવ્રજ્યા અગીકાર કરવાની ભાવના બતાવી રહ્યા છે

આ રીતે પરમશ્રમણોપાસક શ્રાદ્ધવર્યના જીવનનો સક્ષિપ્ત પરિચય આપી તેઓશ્રીનુ દીર્ઘાયુ ઇચ્છાપૂર્વક, તેઓશ્રીની આવીજ પ્રગતિ ઇચ્છાપૂર્વક, તેઓશ્રીની પ્રશસ્ત પ્રવૃત્તિદ્વારા શાસનપ્રભાવનાની વૃદ્ધિ ઇચ્છાપૂર્વક વિરમવામા આવે છે આપણા પત્રવ્યવહારમાં લખવાની રૂઢી હતી, ' થોડુ લખ્યુ ઘણુ કરી જાણજો, ' એ મુજબ આ સક્ષિપ્ત જીવનથી તેમના વિસ્તૃત જીવનના માપ કાઢવાનુ વિનવી વિરમવામા આવે છે

# विषयानुक्रम

# શુદ્ધિપત્રક

| પૃ | લી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧ | ૬ | મુક્તિ | યુક્તિ |
| ૩ | ૪ | વ્યાજ કેટલુ | વ્યાજ વર્ષે કેટલુ |
| ૪ | ૨૫ | तण वुच्चति | तेण वुच्चति |
| , | , | इति | त्ति |
| , | ૨૬ | ભમણવાળાને | લક્ષણવાળાને |
| , | ૩૦ | ब्रवीम | ब्रवीमि |
| ૫ | ૧૩ | आ ऊ | आउ० |
| , | ૮ | ધીકા | ટીકા |
|  | ૧૩ | अक्ताय | અને તે अक्ताय |
|  |  |  | અર્થાત્ કહેવાયુ |
| , | ૨૮ | વિભક્તિ રૂપે | વિભક્તિ રૂપ |
| ૧૨ |  | करणवि | करणविहि |
| ૧૭ | ૧૬ | ચારેમા | ચારેમાના પુદ્ગલા |
|  |  | વર્ણ | સ્તિકાયમા વર્ણ |
| ૧૮ | ૧૦ | અજ્ઞા | અજ્ઞાત |
| ૨૨ | ૧૧ | વધુ | વૃધ્ધુ |
| ૩૧ | ૧૫ | છે | નથી |
| ૩૮ | ૨૫ | આગલના | આગળના |
| ૩૯ | ૨૩ | પ્ર ત | પ્રયત્ન |
| ૪૦ | ૪ | જ મ | જમ્બૂ |
| ૫ |  | मावत् | मावात् |
| ૫૧ | ૫ | છટ | छुट |
| ૫૭ | ૧૬ | દષ્ટાન્તિક | દષ્ટાન્ત સબધી |
| ૫૭ | ૨૮ | सुइ | सुई |
| ૫૮ | ૨૭ | મહર્ષિઓને | મહર્ષિઓએ |
| ૬૧ | ૯ | અનિષ્ઠ | અનિષ્ટ |
| ૬૩ | ૨૦ | પાપીષ્ટ | પાપીષ્ઠ |
| ૬૮ | ૨૨ | दोस्रो | दोषो |
| ૬૯ | ૧૬ | अत्थो | अत्थो |
| , | ૧૮ | ત્યારે | જ્યારે |
| ૭૪ | ૭ | અફાજો | અફળાયો |
| ૮૩ | ૪ | दात्मो | दादात्मो |
| ૯૩ | ૯ | અધ્યનને | અધ્યયનને |
| ૯૯ | ૧ | દરજ્જો | દરજ્જો જ |
| ૧૦૨ | ૧૭ | છોડવાના | છોડવાના |
| ૧૦૩ | ૫ | દોષવાનો | દોષવાન્ |
| ૧ ૭ | ૫૭ | ઉજ્જવલપણુ | ઉજ્જવલપણુ |
| ૧ ૯ | ૪ | સમજ્જુ | સમજવુ |
| ૧૦૯ | ૧૧ | માનુનિ | માનિની |
|  | ૧૮ | આગેવાનોને | આગેવાનોએ |
| ૧૧૯ | ૪ | માગે | માર્ગે |
| ૧૨૦ | ૪ | પ્રદાન | પ્રધાન |
| ૧૨૬ | ૨૦ | उपमेइ | उपनेइ |
| , | ૨૭ | स्वीकृनी | स्वीकृता |
| ૧૨૭ | ૬ | आ | उ |
| ૧૩૫ | ૧૬ | વિધાનથી | વિધાન નથી |
| ૧૩૭ | ૨૯ | એમાનુ | એમાથી |
| ૧૪૦ | ૬ | रस पुष्फ | रस णय पुष्फ |
| , |  | ण य सो | सो |
|  |  | अत्पय | अप्पय |
| , | ૧૭ | पमेए | पमेए |
| ,, | ૧૮ | उवहम्ह | उवहम्मइ |
| ૧૪૧ | ૧ | હોય | હોઇ |
| ૧૪૨ | ૨૫ | પેલી રાજા | પેલા રાજા |
| ,, | ૩૧ | વાધ્ય | વાઢ્યો |
| ૧૫૦ | ૧૮ | આત્મસ્રષ્ટવાદી | આત્મષષ્ઠવાદી |
| ૧૭૭ | ૧ |  |  |
| ૧૯૭ | ૧૩ |  | ,, |
| ૨૦૬ | ૧૨ |  | ,, |
| ૧૬૨ | ૨ | પાસ | પમ |
| ૧૬૪ | ૪ | પ્રમદા | પ્રમ ાની |
| ૧૭૪ | ૬ | પન્નર | પદર |
| ૨૬૪ | ૨૧ | नित्यानित्य | नित्यानित्यम् |
| ૨૬૮ | ૮ | તેને | તેની |
| ૨૭૫ | ૧૦ | છોડીને | જોડીને |
| ૨૯૬ | ૧૧ | અ ત થી | અ ત કોટા |
|  |  |  | કોટીથી |
| ૩૦૩ | ૫ | કર્મોને | કર્મોનો |

णमोऽत्थुण भगवओ सुहम्मसामिस्स ॥

## આગમોદ્ધારકની અમોઘદેશના

# શ્રી સૂયગડાંગ સૂત્ર.

### પુ ડરીકાધ્યયનમ્

युक्तिमद्वचन यस्य तस्य कार्यः परिग्रहः ॥

### મતની પાછળ યુક્તિને દોરનાર પક્ષપાતી છે.

ગણધર ભગવાન્ શ્રીમાન્ સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જમ્બુસ્વામીજીને સૂયગડાગના, બીજા શ્રુતસ્કધના નિરૂપણના ઉપક્રમમા જણાવે છે કે હુ જે કહુ છુ તે 'શ્રુત' છે ભગવાન્ પાસેથી જે શ્રવણ કર્યું છે તે છે

શ્રી સર્વજ્ઞ શાસનમા કલ્પનાને અવકાશ નથી

પ્રશ્ન થશે કે—"જ્યારે युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रह' જેનું વચન યુક્તિવાળુ તેનો પરિગ્રહ અર્થાત તે માન્ય આ જો મુદ્રાલેખ હોય તો પછી આવી પરાધીનતા શા માટે? "સાભળેલુ જ કહેવુ એવો આગ્રહ શા માટે?" યુક્તિ ત્રણ ખૂણાવાળી ટોપી જેવી ચીજ છે, ત્રણ ખૂણાવાળી ટોપીને જેમ મૂકવી હોય તેમ મૂકાય તેવી રીતે યુક્તિ પણ મગજમા રહેલા પદાર્થને પોષે છે તેમજ મગજ યુક્તિ પાછળ ચાલનારૂ હોય છે નીતિકારો કહે છે કે—

આગ્રહી મનુષ્ય પોતાનુ ધારેલુ બીજાને ઠસાવવા ઇચ્છે છે તે પણ યુક્તિ રહિત તો બોલતો જ નથી યુક્તિબાજો તો કહે છે કે–' જુઠુ લાવો પણ જુગતુ ( ઘટતુ ) લાવો ' અર્થાન્તરથી સમજી શકાય છે કે દુનિયા પણ અજુઠુ ( સાચુ ) પણ અજુગતુ ( અણઘટતુ ) માનવા તૈયાર નથી ગામવાળા મનુષ્ય માટે કોઇ એમ કહી દે કે–' તે આવીને ગયો,' તો, ભલે તે ન આવ્યો હોય છતા સભવિત હોવાથી માને પરતુ તે એમ ડીંગ હાકે કે 'એક અમેરિકન આવીને ગયો' તો? તે કોઇ નહિ માને! કેમકે

મ ભવિત નથી, જુગતુ નથી જુઠુ બોલનારાઓ પોતાની ઇચ્છા પરત્વે યુક્તિને ખેચે છે પોતાના મ તવ્યનુ સમર્થન કરનારા યુક્તિનો આશ્રય શોધે છે-યુક્તિને ઇચ્છાનુ સાર ગોઠવે છે પક્ષપાત રહિત તે કહેવાય કે જે યુક્તિને, સ્વેચ્છાનુસાર ન વાપરે પણ સત્યાનુસાર અર્થાત્ સત્ય પ્રત્યે વાપરે દરેક મનુષ્ય પોતાને પક્ષપાત રહિત મનાવવા ઇચ્છે છે, પોતાને તેવો જણાવે છે પણ તેની પરીક્ષા કઈ? પરીક્ષા સ્પષ્ટ છે કે પોતાના મ તવ્યને ખેચવુ તે અપક્ષપાતીપણાનુ લક્ષણ છે

## युक्तिमद् वचन यस्य, तस्य कार्यः परिग्रहः

આ સૂત્રાનુસાર યુક્તિવાળા વચનો, પદાર્થો માનવાના છે પણ તે યુક્તિ તેવી હોવી જોઇએ કે જેની પાછળ મન દોરાય યુક્તિ પાછળ મન, પક્ષપાત રહિતનુ દોરાશે ત્યા મનની પાછળ યુક્તિ દોરાશે નહિ મનની પાછળ યુક્તિને દોરનાર પક્ષપાતી છે કેવળ

**શ્રદ્ધાગમ્ય તત્ત્વો યુક્તિગ્રાહ્ય નથી**

શ્રી સર્વજ્ઞ ભગવાનના અતીન્દ્રિય પદાર્થના વિવેચનવાળા વચનોમા યુક્તિ કામ લાગી શકે નહિ તથા કેટલાક પદાર્થોમા સાદ્યત યુક્તિ લગાડી શકાય

હવે જીવ ન હોત તો-' મે સુઘ્યુ, મે જોયુ, મે ચાખ્યુ, હું અડકયો અર્થાત્ મે સ્પર્શ કર્યો, મે સાભળ્યુ ' એમ કોણ બોલત? ઇંદ્રિયોના પાચે વિષયોને પારખનાર તે જ જીવ છે તેજ આત્મા છે ઇંદ્રિયો અલગ અલગ, તેના વિષયો અલગ અલગ, છતાય દરેકમા ' હુ ' અથવા ' મેં ' કેમ બોલાય છે? સ્પષ્ટ છે કે પાચે ઇંદ્રિયોના (તેના તમામ વિષયોનો) અધિષ્ઠાતા એક જ છે તેમ ન હોત તો તમામમા એક જ 'કર્તા' ન હોત અહિં આ રીતિએ યુક્તિવડે આત્મા માની શકયા શ્રી સર્વજ્ઞ ભગવાને આત્મતત્વ પ્રરૂપ્યુ છે, દર્શાવ્યુ છે

શ્રી સર્વજ્ઞ ભગવાને આત્માને જ્ઞાનવાળો, ચેતનાવાળો જણાવ્યો છે શરીરમાથી આત્મા ચાલી નીકળે છે ત્યારે (શબમા) અક્કલ, બુદ્ધિ, ચેતના હોતા નથી જે શરીરમા આત્મા ત્યા જ્ઞાન, બુદ્ધિ, ચેતના પ્રત્યક્ષ છે જેના અસ્તિત્વથી જે ચીજ પ્રત્યક્ષ અનુભવાય તથા જેના જવાથી જે ચીજ ન દેખાય તે ચીજ તેની સમજવી આ રીતિએ આત્મા ચૈતન્યવાળો સિદ્ધ થાય છે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનથી આત્માને તેવો માનવો તે શ્રદ્ધાગમ્ય અથવા આજ્ઞાગ્રાહ્ય, તેમજ યુક્તિથી માનવો તે યુક્તિગમ્ય કે તર્કગ્રાહ્ય!

આગળીમા છરી મારવાથી વેદના શાથી થાય છે? તે વેદના આત્માના પ્રદેશોને લઈને થાય છે બે આગળીની વચ્ચેના પોલાણમા છરી રાખવાથી, નાખવાથી કે ખોસવાથી વાગતુ નથી કારણકે ત્યા આત્મા નથી આથી આત્મા શરીરમા જ વ્યાપેલો છે, શરીર બહાર નથી એમ સિદ્ધ થાય છે આત્મા શરીરવ્યાપી છે તે પણ આજ્ઞાથી તેમજ યુક્તિથી, ઉભયત સિદ્ધ છે

શ્રી સિદ્ધ ભગવાનો અનંત સુખવાળા છે તે અતીન્દ્રિય વિષય છે આ વાત કેવલ શ્રી સર્વજ્ઞ ભગવાનૂના કથનથીજ—આજ્ઞાથીજ માની શકીએ માટે આજ્ઞાગ્રાહ્ય ગણાય શ્રદ્ધાગમ્ય ગણાય તે યુક્તિગ્રાહ્ય નથી

મહીને સો રૂપીએ આઠ આના તરીકે પાચસે રૂપીઆનુ વ્યાજ કેટલુ થાય એ નાના છોકરાને શી રીતે સમજાવાય? એ સમજાવવા ત્રિરાશી કે પચરાશીનો ઉપયોગ જરૂરી છે અને ત્રિરાશી કે પચરાશી, તે છોકરાનો વિષય નથી છતા આગળ ઉપર ભણશે એટલે જાણશે એમ ત્યા માનવામા આવે છે અને તે છોકરો પણ વ્યાજના ત્રીશ રૂપીઆ થાય એવો વડીલનો જવાબ સાચો માને છે પોતાને તે ગણિતનુ જ્ઞાન નથી માટે તે જાણતો નથી જેને જે જે વિષયનુ જ્ઞાન હોય તે તે તે વિષયો જાણી શકે આત્મા નિર જન છે, નિરાકાર છે, તે કોઈપણ ઇંદ્રિયગોચર પદાર્થ નથી તેમ મનનો પણ વિષય નથી તેવીજ રીતે સિદ્ધના આત્માનુ સ્વરૂપ અને તેનુ અનંત સુખ પણ, ઇંદ્રિય કે મનના વિષયથી પર છે અહિ યુક્તિ નકામી છે આ તત્ત્વ યુક્તિગ્રાહ્ય નથી, આજ્ઞાગ્રાહ્ય છે

યુક્તિમદ્વચન યસ્ય—એટલે જેનું વચન યુક્તિવાળુ છે અર્થાત્ જેના નિરૂપણ કરેલા પદાર્થો યુક્તિથી બાધિત નથી તેવા બન્ને પદાર્થો યુક્તિગ્રાહ્ય અને આજ્ઞાગ્રાહ્ય છે જેમ આત્મા છે તે યુક્તિથી અને વચનથી પણ મનાય છે શરીર, ચેતના આદિ બન્નેથી મનાય છે પણ 'સિદ્ધ' છે તે તથા સિદ્ધાત્માને અનુભવાતુ સુખ ફક્ત શ્રદ્ધાગમ્ય છે એ વાત માત્ર આજ્ઞાગ્રાહ્ય છે તત્ત્વો, દ્રવ્યો કે પદાર્થો યુક્તિથી વિચારવામા વાંધો નથી, તેની વિચારણામા યુક્તિના ઉપયોગમા પ્રતિબંધ હોઇ શકે નહિ પણ તે ઉપયોગ, શ્રી સર્વજ્ઞ ભગવાનૂના વચનોનો ખ્યાલ રાખીને કરવાનો છે

## યુક્તિવાળો તે કે જે પદાર્થોનુ અનુસધાન કરે.

નીતિકારો કહે છે કે જે મનુષ્ય તર્ક કરે તે પદાર્થોનુ અનુસધાન કરે તે ખરેખર તર્કવાળો છે યુક્તિવાળો તે કહેવાય

બધા પદાર્થ યુક્તિગ્રાહ્ય નથી આજ્ઞાગ્રાહ્ય પદાર્થ સર્વ છે જે પદાર્થો માત્ર આજ્ઞાગ્રાહ્ય છે તે તે રીતે સ્વીકાર્યા બાદ, શ્રદ્ધામા સ્થિત કર્યા બાદ યુક્તિથી વિચારવાની જરૂર છૂટ છે માટે તો શ્રી સુધર્માસ્વામીજી શ્રી જબૂસ્વામીજીને પ્રથમ કહે છે —"હુ જે કહુ છુ તે શ્રી સર્વજ્ઞ પાસેથી શ્રવણ કરેલુ કહુ છુ મારી મતિકલ્પનાથી કહેતો નથી" અતીન્દ્રિય પદાર્થોનો કલ્પનાદ્વારા નિશ્ચય થતો નથી, ચ્હાય દક્ષિણમા જાઓ કે ઉત્તરમા, ચ્હાય પશ્ચિમમા જાઓ કે પૂર્વમા પણ કયાઇ કોઈ બે હુ પાચ નહિ કહે, તેમ બે હુ ચારમા બે મત નથી, ત્યા વિવાદ નથી

ધર્મ, પરલોક, આત્મા આદિમા બે મત છે તેનું કારણ શુ? કારણ એકજ છે ઇંદ્રિયના વિષયો અને વ્યવહારના વિષયોમા વાદવિવાદ હોતો નથી અતીન્દ્રિય પદાર્થોમા

વાદવિવાદ હોય છે દ્રષ્ટાંત તરીકે બજારમા કોઇને તેજી સૂઝે છે તો કોઇને મદી સૂઝે છે તેનુ કારણ શુ ? બધાને તેજીજ કે મદીજ એમ એક સરખુ બેસતુ નથી ? કહો કે એ વાત ઇન્દ્રિય બહારની છે બુદ્ધિથી પર છે એ દૃ ચારમા ભાગલો પાડવાનુ રહેતું નથી કારણ કે તે વ્યવહારની વાત છે આત્મા, પુણ્ય, મોક્ષ વગેરે પદાર્થો, તત્વો ઇંદ્રિયના વ્યવહારથી પર છે માટે તેમા બે મત હોય તેમા નવાઈ શી ? વ્યવહારૂ પ્રત્યક્ષ વિષયમા મતભેદ ન હોય એ સ્વાભાવિક છે જે વિષય વ્યવહારનો ન હોય, ઇંદ્રિયથી પર જે વિષય હોય તેમા મતભેદ હોવામા લેશ પણ આશ્ચર્ય નથી હજારો માઈલોથી સમાચાર મગાવવા, ત્યાના વાતાવરણથી માહિતગાર રહેવા ટેલીગ્રામ આદિનો ઉપયોગ કરવામા આવે છે તેવી રીતે અતીન્દ્રિય પદાર્થોનો નિશ્ચય કરવામા શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોજ પરમ સાધન છે ટેલીફોન, ટેલીગ્રામ, વાયરલેસ, રેડીઓ આ બધામા તો સ્ખલનાઓ છે, ત્યા ભૂલો પણ થાય, જ્યારે શ્રી સર્વજ્ઞોના વચનોમા તો શકાને સ્થાનજ કયા છે ? વચનો સર્વજ્ઞના અને ત્યા શકા ?

## ભગવાનની વાણી આત્મ કલ્યાણાર્થીઓ માટે છે અખિલ વિશ્વ માટે પણ રૂચે છે માત્ર તેમને !

આ જગતમા જીવો બે પ્રકારના છે આત્માર્થી અને પુદ્ગલાર્થી, પુદ્ગલાર્થીને ભવાભિનદી કહેવામા આવે છે જે જીવો આત્માર્થી છે તેઓ પુણ્ય તથા નિર્જરાના માર્ગને પસદ કરે છે, પ્રાધાન્ય આપે છે, તેઓનો એજ માર્ગ છે, જ્યારે પુદ્ગલાર્થીઓ, ભવાભિનદીઓને વ્યવહારના માર્ગો ગમે છે ભગવાનની વાણી, આગમ વચનો આત્મ કલ્યાણાર્થીઓ માટે છે માટે તેમા કલ્પનાને સ્થાન નથી

શ્રી સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જબૂસ્વામીજીને 'શ્રુતમ્' એ પદથી એમ સ્પષ્ટતયા જણાવે છે કે—"હુ જે કહીશ તે ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસેથી સાભળેલું કહીશ સાભળેલુ છે તેટલુ જ કહીશ "

આગળ પાછળ કલ્પનાઓના તરગો યોજાય તો મૂલ વચન ઊડી જાય એ ખુ લું છે આટલુ ધ્યાનમા આવે તો સૂત્રના અર્થ કરનારાઓ વ્યાજબી વસ્તુ સમજી શકે

દશવૈકાલિકનુ પ્રથમ અધ્યયન લઇએ (ते ण वुच्चति साहूणो इति बेमि 'આવા આવા લક્ષણવાળાને સાધુઓ કહેવાય એમ હુ કહુ છુ '' इति बेमि ' ' હુ એમ કહુ છુ ' એટલુ વધારે બોલવાનું પ્રયોજન ? ' सुय मे ' ભગવાને આવી રીતે કહેલુ તે સાભળ્યું છે માટે હુ કહુ છુ આ આશય જણાવવો એજ પ્રયોજન છે દરેક સૂત્રના છેડા ઉપર આવો આધાર-આવુ પ્રમાણ છે વાક્યનો સબધ આ રીતિએ હોવાથી ટીકાકારો પણ કહે છે કે- इति ब्रवीमि न स्वमनीषिया । ' सुय मे ' એ પદના આધારથી, કલ્પનાદિ તમામનો નિષેધ આપોઆપ થઇ જાય છે આ ઉપરથી એ વાત નક્કી થઇ કે દરેક અગ

શ્રુતસ્કધ-શાસ્ત્ર આદિમા કહ્યુ કે ન કહ્યુ હોય તો પણ ' સુય મે આ ઊ૦ ' દરેકમા લઈ લેવુ અર્થાત્ સમજી લેવુ એ અગીકાર કરવાનુ છે માટે તો ' इति बेमि ' એમ બોલ વામા આવે છે જેઓ 'सुय मे आऊ' એમ પદ કે વાકયને આદિમા મૂકે તેઓજ इति बेमि ના અર્થને લગાડી શકે શ્રી સુધર્માસ્વામીજી મહારાજાએ આથીજ ' श्रुत ' પદ મૂક્યુ ભગવાને જે કહ્યુ તે તેમણેજ સાભળ્યુ કે અખિલ જગતે ? ભલે જગતે સાભળ્યું પણ તે બધાની જવાબદારી તેમને શિરે નથી પોતે શ્રવણ કર્યું તેનીજ જવાબદારી પોતાને શિરે છે તેથી सुय मया એમ કહેવુ પડે છે

શ્રવણ તો કર્યું પણ કેવી રીતે ? છીંકા ઉપર દુધનું પાત્ર છે બીલાડી ત્યાથી સીધુ દુધ પી શકતી નથી પણ પાત્રને પટકે છે, દુધને ઢોળે છે અને પછી ભૂમિ ઉપર ઢોળાયેલા દુધને ચાટે છે પીએ છે ગોખામાહીલ સીધુ ગુરુ પાસેથી ભણતો ન હોતો યાદ કરનાર યાદ કરે, તે તે શ્રવણ કરે અને ભણે આ પણ એક પ્રકાર ! શ્રી સુધર્માસ્વામીજી મહા રાજાએ આ રીતે પરોક્ષ ( indirectly ) શ્રવણ કર્યું નથી પણ તેમણે સ્વય ભગવાન્ પાસેથીજ પ્રત્યક્ષ ( mootly ) શ્રવણ કર્યું છે अक्खाय

શ્રી ભગવાનૂના ચરણકમળની સેવા કરતા તેઓશ્રીએ જે ફરમાવ્યુ તે શ્રી સુધર્મા સ્વામી મહારાજાએ શ્રવણ કર્યું છે

卐

## ભગવાન્ દેશના સ્વય આપે છે
## એ દેશના અપૌરુષેય નથી

सुय मे સૂત્રકાર ગણધર મહારાજા શ્રી સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જબૂસ્વામીજી આગળ બીજા શ્રુતસ્કધનું નિરૂપણ કરતા ઉપક્રમ કરતા જણાવે છે કે-" હે જબૂ ! શ્રી શ્રમણભગવાન્ મહાવીરદેવના ચરમકમળોની ઉપાસના કરતા તેમના મુખારવિંદથી જે મે શ્રવણ કર્યું છે તે હુ તને જણાવુ છુ "

આ વાતને નિવેદન કરતા શ્રી સુધર્માસ્વામિજી સ્પષ્ટ ઉચ્ચારે છે કે-सुय मे (श्रुत मे) જે માર્ગોપદેશિકા ભણેલો વિદ્યાર્થી પણ એમ તો કહી શકશે કે'त' પ્રત્યય આવતા ( લાગતા ) કર્તા તૃતીયા વિભક્તિમા હોવો જોઇએ અને તેથી 'मे'નહિ પણ'मया ' જોઇએ ' મારુ સાભળ્યુ ' એમ બોલાય નહિ, ત્યારે ' मे ' વાપરવાનુ કારણ ? તૃતીયાને બદલે ષષ્ઠીનો નિર્દેશ કેમ ? કાયદો જાણનારે અપવાદને જાણવો જોઇએ જો એ ન જાણે તો ચૂકાદામા ન્યાયનો અન્યાય કરી દે અપવાદમા સમાતા ગુન્હાની સજા કરવામા આવે તો અન્યાય ગણાય " विभक्तिथमन्ततसाधामा " એટલે વિભક્તિરૂપે અતવાળા કેટલાક શબ્દો અવ્યય રૂપ છે અહીં પણ ' मे ' શબ્દ અવ્યયરૂપ હોઇ ' मया ' ના અર્થમા વપરાયો છે ભાવમા આવેલો 'त' પ્રત્યય ત્રીજી તથા છઠ્ઠી બન્ને વિભક્તિ ધારણ કરે છે ' મયૂરનુ

નાચવુ ' એવા કથનમા તૃતીયા તથા ષષ્ઠી એમ ઉભય વિભક્તિ આવી શકે છે ' મે સાભળ્યુ હતુ ' એ કથનમા અતીત કાળને અગે ' त ' પ્રત્યય નથી પણ श्रवण श्रुत એટલે ' મારુ સાભળવુ થયુ ' એવા અર્થમા તેનો ઉપયોગ હોઇ ષષ્ઠીમા અડચણ ( પ્રત્યવાય ) નથી આર્ય શાસ્ત્રોનો રિવાજ છે કે પ્રથમ કર્તા બોલવો અને ક્રિયાપદ પછી બોલવુ આ આધારે અત્ર પ્રશ્નને અવકાશ છે કે તો પછી અહીં સૂત્રકારે ' मे सुय ' કેમ ન કહ્યુ ? ' सुय मे ' એમ કહીને વિપર્યાસ શા માટે કર્યો ? એમ કરવાનુ કારણ છે, ખાસ કારણ છે એ કારણ મહાન્ છે શાસ્ત્રકારો મગલવાચક શબ્દોને પ્રથમ ગોઠવે છે ' मे ' શબ્દ મગલવાચક નથી પરતુ श्रुत શબ્દ મગળવાચક છે, श्रुत ' શબ્દ શ્રુતનુ કારણ છે અને શ્રુત નિર્જરાનુ કારણ હોઇ પરપરાએ મોક્ષનુ સાધન છે નિર્જરાનુ અગ હોવાથી તે મગલરૂપ છે તેથી श्रुत मया નહિ પણ श्रुत मे

## મીયાની બકરી !

પણ આ મીયાની બકરીની જેમ તો નહિ ને !

એક વખત એક વ્યાખ્યાતા સાધુ મહારાજે પોતાના વ્યાખ્યાનમા, ચોરીના અધિકારમા જણાવ્યુ કે–અન્યાયનો પૈસો ટકતો નથી પણ સોસરો નીકળે છે અવળો નીકળે છે, એક શેઠ આ વ્યાખ્યાન સાભળે છે એક ફકીર હતો તેને મકકે જવાની ઇચ્છા હતી પણ તેની પાસે એક કિમતી હીરો હતો પ્રાચીન કાલમા મુસાફરી વિઘ્નોથી ભરેલી હતી તેણે એ હીરાની પોટલી પેલા શેઠને ત્યા સાચવવા આપી શેઠે આનાકાની કરી પણ ફકીરે કાલાવાલા કરવાથી પોટલી ઉપર નામ લખી ત્રીજોરીમા રાખી ફકીર ત્યાથી ચાલ્યો, વળી ફરી આવ્યો અને શેઠને સૂચના કરી કે–" શેઠ મારી પોટલી કોઈ છોડે નહિ, કોઇ લે નહિ, પોટલી સાચવજો, કોઈ લઇ જાય નહિ, મને બરાબર ઓળખી રાખજો " પછી ફકીર તો મકકે ગયો શેઠ તો ફકીરની સૂચનાનો ભેદ પારખી ગયા અને હીરાને વટાવી ખાધો ઘર બળવાથી ઘર બદલ્યુ મકકે જઇને ફકીર જ્યારે પાછો આવ્યો ત્યારે જે સ્થળે શેઠ રહેતા હતા ત્યા ગયો ત્યાથી નવા ઘરનો પત્તો મેળવી નવા ઘેર ગયો અને શેઠ પાસે પોટલી માગી શેઠે સભળાવી દીધુ " ઘર બળી ગયુ તે વખતે તમારી પોટલી પણ બળી ગઇ છે "

ફકીર " અરે ! પણ તેમા તો મારો હીરો હતો ને ? "

શેઠ–" અરે ! ભલા આદમી ! તુ તો કપડાની પોટલી કહીને તો મૂકી ગયો હતો અને આજે હીરાની વાતો કરે છે ! "

ફકીરને તો સખ્ત આઘાત લાગ્યો. એ આઘાતથી જ ફકીર તો મૃત્યુ પામ્યો ! ફકીરી લીધી હતી પણ ત્યાગ ક્યા હતો ? મમતા કોને નથી મારતી ? ફકીર મર્યો તેજ

અરસામા શેઠાણીને ગર્ભ રહ્યો શેઠનો મુનીમ ખરો મુનીમ હતો, અનુભવી હતો ગર્ભપાલન દરમ્યાન કેટલીક ચેષ્ટા વગેરેથી મુનીમે અનુમાન પણ કરી લીધુ કે 'રખે આ ફકીરનો જીવ તો ન હોય!' શેઠને ત્યા પુત્ર અવતર્યો, એ મોટો થયો, એને પરણાવ્યો મુનીમ એ પુત્રને અગે થતા ખર્ચની બરોબર નોંધ યાદ રાખે છે હીરાની જમા થયેલી રકમ તો તેના ધ્યાન બહાર હોય જ શાની! મુનીમે જોયુ કે હવે માત્ર પાચસો રૂપીઆ બાકી છે એટલે એક દિવસ શેઠને સભળાવી દીધુ કે–"શેઠ! તમારો આ પુત્ર હવે માત્ર છ માસ જીવવાનો છે" પુત્રના નખમા પણ રોગ હતો નહિ, તેમ મુનીમ પણ વૃદ્ધ હતો, જૂનો હતો, અનુભવી હતો, પ્રભાવ પાડે તેવો હતો એટલે શેઠ વિચારવમળમા અટવાયા અને મૌન રહ્યા ૬ માસ થવા આવ્યા કે પુત્ર માદો પડયો, વૈદોની દોડાદોડ થઇ, છેવટે પુત્ર જીવ્યો નહિ જ! મરી ગયો

થોડા દિવસ બાદ શેઠે મુનીમને પૂછ્યુ "તને છ માસ અગાઉથી આ પુત્રના મૃત્યુની ખબર શી રીતે પડી?"

પેલા મુનીમે ચોપડા શે આગળ ધર્યા, હીરાની જમા કરેલી રકમથી અત્યારસુધીનો આના પાઈ સાથેનો ચૂકતે હિસાબ બતાવી દીધો અને કહ્યુ કે–"તે તેનું લેણું પતાવીને (લઇને) ચાલ્યો ગયો અને નફામા બાલવિધવા મૂકી ગયો એ મૂડીના વ્યાજમા આ વિધવાનું જીવન પર્યંત પોષણ કર્યા કરો"

આ કથા મુનિ મહારાજ વ્યાખ્યાનમા કહેતા હતા ત્યારે એક ફકીર પણ સાભળતો હતો તે ફકીર રોજ બકરીના બચ્ચાને બગલમા લઇને આવતો હતો મુનિના વચનો શ્રવણ કરીને જેમ અન્ય શ્રોતાઓ અને ફકીર 'હા! હા!' કહેતા તેમ બકરીનું બચ્ચુ પણ અવાજ કરી બોલતું હતુ શ્રી સુધર્માસ્વામીજી શ્રી જબૂસ્વામીજીને કહે છે કે 'હે જબૂ! આ રીતે સાભળેલું કહું છુ એમ નહિ પરન્તુ ભગવાન્ના ચરણકમલની સેવા કરતા મે જે શ્રવણ કર્યું છે તે તને કહું છુ"

સખ્યાની અપેક્ષાએ આગમ પીસ્તાલીશ છે પણ જ્ઞાનની અપેક્ષાએ એ ત્રણ પ્રકારે છે–(૧) આત્માગમ, (૨) અનતરાગમ, અને (૩) પરપરાગમ સ્વય જ્ઞાન જેનાથી થાય તે 'આત્માગમ' શ્રી ગણધર મહારાજાઓએ તીર્થંકર પાસેથી જે સાભળ્યું તે અનતરાગમ એટલે સાક્ષાત સાભળ્યું! 'ઊડતી વાત' એમ નહિ

ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી શ્રીજબૂસ્વામીજીને કહે છે–'હે જબૂ! પરમતારક, દેવાધિદેવ આયુષ્માન્ શ્રીમહાવીરદેવની પાસે રહેતા થકા, એમના ચરણકમલની સેવા કરતા થકા, સાક્ષાત એમના વદનકમલથી મે જે સાભળ્યું તે અનતરાગમ અને હવે જે તું મારી પાસે શ્રવણ કરે છે તે પરપરાગમ"

અર્થ અને પદાર્થની અપેક્ષાએ તીર્થંકરોને અનતરાગમ તથા જબૂસ્વામી વગેરેને

પરંપરાગમ કહેવાય અર્થની અપેક્ષાએ કેમ ? સૂત્રની અપેક્ષાએ કેમ નહિ ? સૂત્રના રચનાર તો ગણધર મહારાજા સ્વય છે જ્યારે અર્થથી તેઓએ શ્રવણ કર્યું છે

ભગવાનને 'આયુષ્માન્' કહેવાનું પ્રયોજન શું ? કોઇ પણ કથક, આયુષ્ય વગરનો હોતા નથી તો પ્રભુને 'આયુષ્માન્' એવુ સબોધન શા માટે ? શ્રી તીર્થંકર દેવનુ જીવન યશ કીર્તિમય હોય છે એક દિશામા વ્યાપ્ત થાય તે યશ અને સર્વ દિશામા વ્યાપ્ત થાય તે કીર્તિ પણ તે જણાવવાની જરૂર શી ?

## મરેલી ઘોડીના બમણા મૂલ્ય—

કહેવત છે કે મરેલી ઘોડીનુ મૂલ્ય બહુ ગણાય તેમ મતમતાતરોમા નાયકોની માન્યતા, પૂજ્યતા, તેમના અસ્તિત્વસમયમા નથી હોતી તેટલી તેમના મરણ પછી થાય છે ઐતિહાસિક પુરુષો અવતારી ગણાય છે ઇશ્વરરૂપ મનાય છે

રાજ્ય માટે કે દેશ માટે લડી મરનારાઓ ઐતિહાસિક ગણાય, તેવાઓ તેમની જિદગી પર્યંત ઐતિહાસિક તરીકે રહ્યા હોય છતા પછીથી લોકો તેમને અવતારી ગણે છે—માને છે

અન્યની વાત રહેવા દઇએ–કૃષ્ણજીની વાત લઇએ

કૃષ્ણજીને ઘણા લોકો ઇશ્વરરૂપ માને છે જો તેઓ સ્વય ઇશ્વર હોત, ઇશ્વરરૂપ હોત તો તેમને મથુરા–વૃદાવન છોડીને કાઠિયાવાડના એક ખૂણે આવેલ દ્વારિકામા જવુ પડત ? કૃષ્ણજી ગોકુલમા ઉછર્યા અને દ્વારિકા ગયા એ તો જૈન, જૈનેતર ઉભયને માન્ય છે ને ? ઇશ્વરને ગોકુળમા શા માટે ઉછરવુ પડયુ ? ડર ? ઇશ્વરને ડર ? જેને ડર તે ઇશ્વર ? જરાસઘના ભયથી એક પ્રદેશથી બીજે પ્રદેશે જવું પડયું ને ?

દ્વારિકા બળે છે કૃષ્ણજી અને તેમના મોટાભાઇ બળદેવ સલામત નીકળે છે પણ દ્વારિકાને, પ્રજાને કે પોતાના કુટુબને–અરે માતા–પિતાને પણ બચાવી શકતા નથી આ ઘટના ઐતિહાસિક મહાપુરુષોમા જરૂર ઘટી શકે છે પણ ઇશ્વરાવતાર મનાવનાર માટે આવી ઘટનાને અવકાશ હોયજ નહિ

તે વખતે જરાસઘનુ ત્રણ ખડમા રાજ્ય હતુ જરાસઘને કૃષ્ણે માર્યો તે વાત, તેમના જયની, તેમના વાસુદેવપણાની, દ્વારિકા બળી તે આફતની આ તમામ બિના ઐતિહાસિક દૃષ્ટિએ માનવામા જરા પણ અડચણ નથી

## ત્યારે કૃષ્ણજી મનાયા શાથી ? પૂજાયા શાથી ?

જૈનોમા એ વાત સુવિદિત છે કે કૃષ્ણજીના અવસાન બાદ બળદેવજી દીક્ષા લઇ, એનુ પાલન કરી, આયુષ્ય પૂર્ણ થયે દેવલોકે ગયા છે કૃષ્ણજી નરકે ગયા છે ઇતરજનો

કહે છે કે બલિરાજાને ઘેર બ ધાયો છે બલિરાજાનુ ઘર એટલે પાતાલ ભલે નરક શબ્દ ન વપરાયો પાતાલે ગયા

બલદેવ વાસુદેવનો અન્યોન્ય પ્રેમ કે મોહ જે કહો તે અદ્વિતીય છે બળભદ્રજી તથા કૃષ્ણજી માટે પણ તેમજ હોય એ સ્પષ્ટ છે એમના સબ ધમા જે ગવ્યુ છે તેનો દાખલો બીજો નથી કૃષ્ણજીનુ શબ લઇને ( તેમને જીવતા માનીને ) બલભદ્રજી છ છ માસ સુધી ફર્યા દેવે પ્રતિબોધ કરવાથી તેમની શુદ્ધિ ઠેકાણે આવી પછી વાસુદેવ કૃષ્ણ-જીના શબનો અગ્નિસસ્કાર થયો અને બલભદ્રજીએ પારમેશ્વરી પ્રવ્રજ્યા અગીકાર કરી અને એનુ આરાધન કરી સ્વર્ગગતિને સપાદન કરી આ તમામ બિના સુવિદિત છે

દેવલોકમા બળભદ્રજીના આત્મા( દેવ )ને વિચાર થયો કે ' ભાઈ કૃષ્ણજીનો આત્મા કયા હશે ? ' એમણે ઉપયોગ મૂકયો અને અવધિજ્ઞાનથી જોયું તો પોતાના અતિવલ્લભ બ ધુ, પ્રાણાધિક બ ધુને પાતાલમા ( નરકમા ) ભયકર યાતના સહન કરતા જોયા બલ ભદ્રજીના આત્મા( દેવ )ને દુ ખ થયુ અને કૃષ્ણજીને તે યાતનામાથી છોડાવવા એમણે નિર્ણય કર્યો બલદેવજી પોતે પાતાલમા જાય છે વિચારો ' કયો અદ્વિતીય પ્રેમ ' સ્વર્ગ વાસી દેવ, ત્યાની સાહ્યબી મૂકી, સુગ ધી વાતાવરણમાથી, દુર્ગ ધ અને દુ ખથી ભારોભાર ભરેલી નારકીની પૃથ્વીમા જાય છે ! શા માટે ? પોતાના પ્રથમ ભવના ભાઇ કૃષ્ણના જીવને યાતનામાથી છોડાવવા પણ કોની તાકાત છે કે કર્મોત્પન્ન દુ ખની શૃ ખલામાથી છોડાવી શકે ? એ દેવ વારવાર કૃષ્ણજીના જીવ( નારકી )ના પિન્ડને ઊચકે છે પરતુ એના તો પારાના કણની જેમ જુદા જુદા કણ થઇ જાય છે અને ફરી મળી જાય છે પણ દેવની મુરાદ બર આવતી નથી ઊલટી વેદના વધારે થાય છે કૃષ્ણજીનો જીવ (નારકી) પોતે જ તેમ કર-વાની ના કહે છે ના કહ્યા વિના બીજો ઉપાય હતો જ કયા ? પણ કૃષ્ણજીના જીવને એક બીજુ મોટુ દુ ખ હતુ

ઝેકોસ્લોવેકીઆનુ રાજ્ય ગયુ અને જર્મનીએ તેના ટુકડા કર્યા ત્યા રહેતી જર્મન પ્રજા કેટલી ખુશી થાય તે સમજી શકાય તેમ છે

તેજ રીતે દ્વારિકા બલી, કૃષ્ણજીના રાજ્યપાટ, પ્રજા, કુટુબ તમામ સફાચટ થયા, નામનિશાન ન રહ્યું, દ્વૈપાયને દાટ વાળ્યો, બલભદ્ર તથા વાસુદેવ જેવા સમર્થ પુરુષો, ઘર ઘીને મુજાવનારાઓ પણ દુર્દૈવના ઉદય વખતે સમય પલટાયો ત્યારે કાઇ જ કરી ન શકયા, અરે વ્હાલામા વ્હાલા પોતાના માતાપિતાને પણ ન બચાવી શકયા ! બચાવવા પ્રયત્ન ન કર્યો એમ નહિ પોતે જાતે રથ ખેચ્યો પુત્રો તે આનુ નામ ! પણ ' યદ્ભાવિ તદ્ ભવતિ ' રથનો અર્દ્ધ ભાગ દરવાજા બહાર આવ્યો કે દરવાજો પડ્યો તેમના માતા પિતા ઉપર અને તેઓ પચત્વ પામ્યા ત્રણ ખડના માલીક ગણાતા બ ધુઓ રખડતા થઇ

વનનજડામા ચાલી ટીકળ્યા જરાકુમારના બાણથી કૃષ્ણજી મરે છે યદુકુલભૂષણ, શિવા દેવીનંદન શ્રીનેમિનાથ સ્વામીજીના બંધુ અને ભક્ત, પારમેશ્વરી પ્રવ્રજ્યા માટે અદ્ભુત ઢંઢેરો જાહેર કરનાર શ્રાદ્ધવય, ત્રિખંડેશ વાસુદેવ શ્રી કૃષ્ણજી ' પાણી ! પાણી ! ' પુકારતા મરે છે-પાણી વિના મરે છે ! '

કૃષ્ણજીના પૂરા અધ પતનથી પ્રતિવાસુદેવ પક્ષના મનુષ્યો કેટલા ખુશી થાય, કાખલી કૂટે એ સમજવુ મુશ્કેલ નથી

કૃષ્ણનો જીવ (નારકી) બલભદ્રના જીવ( દેવ )ને કહે છે "બંધુ! મને નરકનુ દુ ખ એટલુ નથી કે જેટલુ દુશ્મનોના વર્તનનુ છે દ્વારિકાની સ્થાપના અને એની ઉન્નતિ કરનાર પણ અમે, અને બાળવા દેનાર પણ અમે દુશ્મનો કયા કારણે ફૂલાય છે ? મારી મા મના મને અહીં વધારે દુ ખ આપે છે

દેવ, નારકીના હૃદયને પારખે છે અને એની અવજ્ઞા દૂર કરવાનુ આશ્વાસન વચન આપી પાછો ફરે છે મૃત્યુલોકમા જ્યા ત્યા કૃષ્ણ બળભદ્રની મૂર્તિઓ બતાવે છે અને " અમને માનવા પૂજવાથી ઋદ્ધિ સમૃદ્ધિ મળે છે તથા આ દેવોની અવજ્ઞા કરવાથી ભયંકર પાયમાલી થાય છે " આવી ઘોષણા કરે છે પૈસા મળતા હોય ત્યા મનુષ્યો કોને માનવા તૈયાર નથી ? અને હિન્દુઓ કયા દેવને માનતામાથી બાકી રાખે છે ?

એક માળીને ટટ્ટીની ઉતાવળ થઇ તે એકાદ ખૂણે ( બજાર વચ્ચે ) ટટ્ટી ગયો અને કોઈ જુએ નહિ, માટે તેના ઉપર થોડાક ફૂલો નાખી દીધા બજાર વચ્ચે ફૂલોથી ઢંકાયેલ સ્થલ જોઇ કેટલાકોએ ત્યા પણ દેવત્વની કલ્પના દોડાવી ! અને એક નમે, બીજો નમે પછી પરંપરા ચાલે આ રીતે બલભદ્રના જીવ દેવતાએ કરેલા પ્રચારથી ' કૃષ્ણ બલભદ્રજી ' મનાયા છે, પૂજાયા છે કૃષ્ણજીના વૃત્તાતનુ ઐતિહાસિકપણુ મટી અવતારીપણુ ઘણા પાછલા કાળે થએલુ છે

## આવશ્યકની પરવા નથી ! અને અનાવશ્યકને આવશ્યક બનાવો પછી પરિણામ શુ આવે ?

અનુયોગદ્વારમા આવશ્યક ત્રણ પ્રકારના કહ્યા છે (૧) અન્ય દર્શનીય આવશ્યક, (૨) લૌકિક આવશ્યક અને (૩) જૈન દર્શનના આવશ્યક

જૈન દર્શનના આવશ્યકોમાનુ પ્રતિક્રમણ ( સવાર સાજ કરવાની ક્રિયા ) પણ એક આવશ્યક છે શ્રી મહાવીરદેવના શાસનમા રહેલા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તમામને માટે એ આવશ્યક છે માત્ર સાધુ સાધ્વી જ કરે એમ નહિ, શ્રાવક શ્રાવિકા પણ, શ્રાવક શ્રાવિકા ત્યારે જ ગણાય કે જ્યારે તે આવશ્યક કરતા હોય

આવશ્યક એટલે અવશ્યનુ, જરૂર કરવા લાયક રાઇ પ્રતિક્રમણ રાત્રિના અંત ભાગે

કરવાનુ છે અને દેવસિ પ્રતિક્રમણ દિવસના અંત ભાગે કરવાનુ છે પ્રતિક્રમણની ક્રિયા આજે તમને આવશ્યક નથી લાગતી ! કેવુ દુ ખપ્રદ ! આજે તમને આવશ્યક શુ લાગે છે ? કસરત, હરવુ-ફરવુ, હાથમા સ્ટિક ( લાકડી ) સાથે નહી કે તળાવના કિનારે કે બાગબગીચે, ફાવે તેમ, ફાવે તેની સાથે હરવુ ફરવું ! વારસોને આ આવશ્યકનો વારસો, આપવાનો નતીજો કયો ? છોકરાછોકરીઓ એક સાથે ફરતા પ્રેમમા પડતા થાય છે એજ ને !

સાધુ સાધ્વીઓ તો પચમહાવ્રતધારી છે છતા તેમને માટે પણ બધન છે, જીવનની પવિત્રતાના સરક્ષણ માટે, મહાવ્રતોના બચાવ માટે, સાધુ સાધ્વીઓના ઉપાશ્રયો અલગ હોય છે જેના છએ છેડા છૂટા હોય, જેને બારે ભાગોળ મોકળી હોય તેની વલે શી થાય ? આ સ્વતત્રતા કે સ્વચ્છદતા ? પરિણામે ધર્મ, નીતિ, સસ્કારથી પતન, કુલાચારનું પણ નિકદન નીકળે છે સારા કુલના આચારો પણ સરક્ષક છે પણ સેવન કરવામા આવે તો ને ?

જૈન કહેવરાવનારે સવાર સાજ પ્રતિક્રમણ ( લોકોત્તર એટલે જૈન દર્શનનુ આવશ્યક ) જરૂર કરવું જોઇએ

વ્યવહારમા ( ઇતરમા ) ભારત, રામાયણ વગેરે સવારે, બપોરે, રાત્રે વચાય છે આ વ્યવહાર આવશ્યક અથવા અજૈન કે કુપ્રવચન આવશ્યક, ઐતિહાસિકદૃષ્ટિએ તેને વ્યવહારૂ આવશ્યક ગણ્યુ છે

આવી રીતે જે ઐતિહાસિક ઘટના અવતારરૂપ ગણાવા લાગે ત્યા કહેવુ પડે કે મરેલી ઘોડીનુ બમણુ મૂલ્ય !

શ્રમણ ભગવાન્ દેવાધિદેવ શ્રી મહાવીર મહારાજા નિર્વાણ પામ્યા પણ તેમના યશ અને કીર્તિરૂપી જીવન, પૂજ્યતા તથા આયુષ્યને ( અમરત્વને ) ધારણ કરનારા હોઈ, 'આયુષ્યમાન્' એવુ નિરૂપણ કરવામા આવ્યું છે 'આયુષ્યમાન્' શબ્દ વિશિષ્ટાર્થે છે

**एव आख्यातं—**

શ્રી સુધર્માસ્વામીજી શ્રી જબૂસ્વામીજીને આ રીતે કહીને સ્પષ્ટતયા જણાવે છે કે "શ્રી મહાવીર મહારાજાની કીર્તિ ભક્તોએ વધારી છે એમ નથી પણ પોતે સ્વય કીર્તિવાળા છે-યશ કીર્તિ આપોઆપ એમને વરેલા છે આ પ્રકારે આયુષ્યમાન્ શ્રી મહાવીર મહારાજા પાસેથી તેમણે કહેલુ મે જે સાભળ્યુ છે તે હુ તને કહુ છુ

આજની સુધરેલી કહેવાતી ઢબમા, પોતે બધનમા ન રહેવા માટે, તથા સાથે સાથે નવુ કલ્પિત ઉમેરવાની મનોવૃત્તિ તૃપ્ત કરવા માટે, આ આવુ ભાવાર્થવાળુ છે, હુ ભૂલતો ન હોઉં તો આમા આવો આશય છે " આ રીતે લખવા કે બોલવામા આવે છે પણ શ્રી જૈન દર્શનમાં તેમ નથી કલ્પનાને અત્ર અવકાશ નથી, માટે 'एव आख्यातं' એમ કહ્યુ

વનગડામા ચાલી નીકળ્યા જરાકુમારના બાણથી કૃષ્ણજી મરે છે યદુકુલભૂષણ, શિવા દેવીનંદન શ્રીનેમિનાથ સ્વામીજીના બંધુ અને ભક્ત, પારમેશ્વરી પ્રવ્રજ્યા માટે અદ્ભુત ઢંઢેરો જાહેર કરનાર આશ્ચર્ય, ત્રિખંડેશ વાસુદેવ શ્રી કૃષ્ણજી 'પાણી! પાણી!' પુકારતા મરે છે-પાણી વિના મરે છે!'

કૃષ્ણજીના પૂરા અધ:પતનથી પ્રતિવાસુદેવ પક્ષના મનુષ્યો કેટલા ખુશી થાય, કાબેલી કે? એ સમજવું મુશ્કેલ નથી

કૃષ્ણનો જીવ (નારકી) બલભદ્રના જીવ( દેવ )ને કહે છે "બંધુ! મને નરકનું દુ:ખ એટલું નથી કે જેટલું દુશ્મનોના વર્તનનું છે દ્વારિકાની સ્થાપના અને એની ઉન્નતિ કરનાર પણ અમે, અને બાળવા દેનાર પણ અમે દુશ્મનો કયા કારણે ફૂલાય છે? મારી ના અવજ્ઞા મને અહીં વધારે દુ:ખ આપે છે

દેવ, નારકીના હૃદયને પારખે છે અને એની અવજ્ઞા દૂર કરવાનું આશ્વાસન વચન આપી પાછા ફરે છે મૃત્યુલોકમા જ્યા ત્યા કૃષ્ણ બળભદ્રની મૂર્તિઓ બતાવે છે અને "આમને માનવા પુજવાથી ઋદ્ધિ સમૃદ્ધિ મળે છે તથા આ દેવોની અવજ્ઞા કરવાથી ભયંકર પાયમાલી થાય છે" આવી ઘોષણા કરે છે પૈસા મળતા હોય ત્યા મનુષ્યો કોને માનવા તૈયાર નથી? અને હિન્દુઓ કયા દેવને માનવામાથી બાકી રાખે છે?

એક માળીને ટટ્ટીની ઉતાવળ થઇ તે એકાદ ખૂણે ( બજાર વચ્ચે ) ટટ્ટી ગયો અને કોઇ જુએ નહિ, માટે તેના ઉપર થોડાક ફૂલો નાખી દીધા બજાર વચ્ચે ફૂલોથી ઢંકાયેલ સ્થલ જોઇ કેટલાકોએ ત્યા પણ દેવત્વની કલ્પના દોડાવી! અને એક નમે, બીજો નમે પછી પરંપરા ચાલે આ રીતે બલભદ્રના જીવ દેવતાએ કરેલા પ્રચારથી 'કૃષ્ણ બલભદ્રજી' મનાયા છે, પૂજાયા છે કૃષ્ણજીના વૃત્તાંતનું ઐતિહાસિકપણું મટી અવતારી પણું ઘણા પાછલા કાળે થએલુ છે

## આવશ્યકની પરવા નથી! અને અનાવશ્યકને આવશ્યક બનાવો પછી પરિણામ શુ આવે?

અનુયોગદ્વારમા આવશ્યક ત્રણ પ્રકારના કહ્યા છે (૧) અન્ય દર્શનીય આવશ્યક, (૨) લૌકિક આવશ્યક અને (૩) જૈન દર્શનના આવશ્યક

જૈન દર્શનના આવશ્યકોમાનુ પ્રતિક્રમણ ( સવાર સાંજ કરવાની ક્રિયા ) પણ એક આવશ્યક છે શ્રી મહાવીરદેવના શાસનમા રહેલા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તમામને માટે એ આવશ્યક છે માત્ર સાધુ સાધ્વી જ કરે એમ નહિ, શ્રાવક શ્રાવિકા પણ, શ્રાવક શ્રાવિકા ત્યારે જ ગણાય કે જ્યારે તે આવશ્યક કરતા હોય

આવશ્યક એટલે અવશ્યનુ, જરૂર કરવા લાયક રાઇ પ્રતિક્રમણ રાત્રિના અંત ભાગે

કરવાનુ છે એને દૈવસિ પ્રતિક્રમણ દિવસના અત લાગે કરવાનુ છે પ્રતિક્રમણની ક્રિયા આજે તમને આવશ્યક નથી લાગતી! કેવુ દુખપ્રદ! આજે તમને આવશ્યક શુ લાગે છે? કસરત, હરવુ-ફરવુ, હાથમા સ્ટિક ( લાકડી ) સાથે નદી કે તળાવના કિનારે કે બાગબગીચે, ફાવે તેમ, ફાવે તેની સાથે હરવુ ફરવું! વારસોને આ આવશ્યકનો વારસો, આપવાનો નતીજો કયો? છોકરાછોકરીઓ એક સાથે ફરતા પ્રેમમા પડતા થાય છે એજ ને!

સાધુ સાધ્વીઓ તો પચમહાવ્રતધારી છે છતા તેમને માટે પણ બધન છે, જીવનની પવિત્રતાના સરક્ષણ માટે, મહાવ્રતોના બચાવ માટે, સાધુ સાધ્વીઓના ઉપાશ્રયો અલગ હોય છે જેના છએ છેડા છૂટા હોય, જેને બારે બાગોળ મોકળી હોય તેની વલે શી થાય? આ સ્વતત્રતા કે સ્વચ્છદતા? પરિણામે ધર્મ, નીતિ, સસ્કારથી પતન, કુલાચારનું પણ નિકદન નીકળે છે સારા કુલના આચારો પણ સરક્ષક છે પણ સેવન કરવામા આવે તો ને?

જૈન કહેવરાવનારે સવાર સાજ પ્રતિક્રમણ ( લોકોત્તર એટલે જૈન દર્શનનું આવશ્યક ) જરૂર કરવું જોઇએ

વ્યવહારમા ( ઇતરમા ) **ભારત, રામાયણ** વગેરે સવારે, બપોરે, રાત્રે વચાય છે આ વ્યવહાર આવશ્યક અથવા અજૈન કે કુપ્રવચન આવશ્યક, ઐતિહાસિકદષ્ટિએ તેને વ્યવહારૂ આવશ્યક ગણ્યુ છે

આવી રીતે જે ઐતિહાસિક ઘટના અવતારરૂપ ગણાવા લાગે ત્યા કહેવુ પડે કે મરેલી ઘોડીનુ બમણુ મૂલ્ય!

શ્રમણ ભગવાન્ દેવાધિદેવ શ્રી મહાવીર મહારાજા નિર્વાણ પામ્યા પણ તેમના યશ અને કીર્તિરૂપી જીવન, પૂજ્યતા તથા આયુષ્યને ( અમરત્વને ) ધારણ કરનારા હોઈ, 'આયુષ્યમાન્' એવુ નિરૂપણ કરવામા આવ્યું છે 'આયુષ્યમાન્' શબ્દ વિશિષ્ટાર્થે છે

**एव आख्यात—**

શ્રી સુધર્માસ્વામીજી શ્રી જબૂસ્વામીજીને આ રીતે કહીને સ્પષ્ટતયા જણાવે છે કે "શ્રી મહાવીર મહારાજાની કીર્તિ ભક્તોએ વધારી છે એમ નથી પણ પોતે સ્વય કીર્તિવાળા છે-યશ કીર્તિ આપોઆપ એમને વરેલા છે આ પ્રકારે આયુષ્યમાન્ શ્રી મહાવીર મહારાજા પાસેથી તેમણે કહેલુ મે જે સાભળ્યુ છે તે હુ તને કહુ છુ

આજની સુધરેલી કહેવાતી ઢબમા, પોતે બધનમા ન રહેવા માટે, તથા સાથે સાથે નવુ કલ્પિત ઉમેરવાની મનોવૃત્તિ તૃપ્ત કરવા માટે, આ આવુ ભાવાર્થવાળુ છે, હુ ભૂલતો ન હોઉં તો આમા આવો આશય છે" આ રીતે લખવા કે બોલવામા આવે છે પણ શ્રી જૈન દર્શનમા તેમ નથી કલ્પનાને અત્ર અવકાશ નથી, માટે 'एव माख्यातं' એમ કહ્યુ

કોઈને પ્રશ્ન થશે કે 'કહેલુ સાભળ્યુ' એમ કહેવાની શી મતલબ ? કેમકે કહ્યા વિના શ્રવણ કરવાનુ હોતુ નથી એ તો સ્પષ્ટ છે વાત ખરી છે કે શ્રવણ કરવાનુ કથન વિના હોતુ નથી પણ જગતમા ભિન્નભિન્ન માન્યતા હોય છે દેશના, શાસ્ત્ર વગેરેને ધ્વનિરૂપ, અપૌરૂષેય હોવાનુ પણ માનવામા આવે છે ભગવાનની દેશનાને દિગબરો હારમોનિયમના સ્વરની જેમ ધ્વનિરૂપ માને છે અને તેઓ માને છે કે "તે ધ્વનિરૂપ દેશના એકલા ગણધરો જ સમજી શકે પણ બીજાઓ સમજી શકે નહિ અને ગણધરો તેને પછી બીજાને સમજાવે"

બીજાઓની માન્યતા એવી છે કે–"જેમ ચિન્તામણિની આરાધનાથી સર્વ વસ્તુ મળે ખરી, વસ્તુઓની પ્રાપ્તિમા પ્રભાવ ચિતામણિનો ખરો પણ તેનો અર્થ એમ નહિ કે વસ્તુઓ નીકળે કે ચિતામણિમાથી તે રીતે પ્રભુની દેશના પણ ભીંતમાથી નીકળે છે"

આ રીતે જગતમા ભિન્નભિન્ન માન્યતાને અવકાશ હોવાથી એના નિરસનાર્થે 'एय मक्खायं' પદદ્વારા શ્રી સુધર્માસ્વામીજી મહારાજાએ સ્પષ્ટ કરી દીધુ કે પ્રભુએ કહેલી દેશના સાભળી છે, કેમકે ભગવાન્ ભાષાપર્યાપ્તિ વિનાના હતા એવી અહીં માન્યતા નથી

卐 卐 卐

**શ્રી સર્વજ્ઞદેવના વચનોમા કલ્પના કરવી તે કદર્થના માટે જ છે**

**કુદરત કાંઈ કલ્પનાને આધીન નથી.**

કેવલ તર્કોમા રખડવુ એ તો ભૂલભૂલામણીની ભેખડોમા ભટકવાનુ છે

ગણધર મહારાજા શ્રી સુધર્માસ્વામીજી મહારાજા પોતાના વલ્લભ શિષ્ય શ્રી જબૂસ્વામીને સૂયગડાગ( સૂત્રકૃતાગ )ની વાચના શ્રવણને કરાવતા થકા પ્રથમ સાફ સાફ જણાવી ગયા કે–' દેવાધિદેવ આયુષ્યમાન્ શ્રી મહાવીર ભગવાનની પાસે રહેતા, તેઓના ચરણકમલની સેવના કરતા, તેમણે જે જે નિરૂપણ કર્યુ, મે શ્રવણ કર્યુ તે હુ તને કહુ છુ ' તાત્પર્ય કે આ કથન કલ્પનાનુ નથી અતીન્દ્રિય પદાર્થો કલ્પનાને આધીન નથી તેમ કરવા જતા પદાર્થનુ સાચુ સ્વરૂપ માર્યુ જાય છે પાછળ પણ એક આખ હોત તો ઘણા અકસ્માતો રોકાઈ જાત, એવી કલ્પના કઈ ખોટી નથી પણ કુદરતની રચના કલ્પનાને તાબે નથી અતીન્દ્રિય પદાર્થોને સાબિત કરવામા યુક્તિ, હેતુ, કલ્પના વગેરે મળતા હોય, લાગુ થતા હોય તો તથાપ્રકારે ઉપયોગ કરવો ઇષ્ટ છે, પણ તેમ ન થતુ હોય તેટલા માત્રથી અતીન્દ્રિય પદાર્થોના અસ્તિત્વનો ઇન્કાર કરી શકાય નહિ યુક્તિ, હેતુ, દલીલ આદિ જ્યા ઘટી ન શકે તેવા અતીન્દ્રિય પદાર્થો કેવલ શ્રદ્ધાગમ્ય છે આજ્ઞાગ્રાહ્ય છે

करेणवि विराहणा, જો અતીન્દ્રિય પદાર્થો માટે શ્રદ્ધા બીજાના મગજમા ઠસાવી શકાય તેમ હોય તો તે હેતુ માટે યુક્તિ અને હેતુ અવશ્ય લગાડવા, તર્કાનુસારીઓને તે રીતે

પણ તત્ત્વ સમજાવવું, ઠસાવવું અર્થાત્ તર્કથી સિદ્ધિ થતી હોય ત્યાં આજ્ઞાની જ વાત ન કરવી હેતુ, યુક્તિ, દલીલ, તર્કાદિથી બેશક બરાબર સમજાવવું આજ્ઞાને સમજીને, આજ્ઞાનું સાર તત્ત્વ કે પદાર્થનું સ્વરૂપ જાણીને, તેની સિદ્ધિ અર્થે યુક્તિ કે હેતુ લગાડવા જોઈએ તાત્પર્ય એ છે કે આજ્ઞામાં તો લક્ષ્ય આજ્ઞા તરફ હોય તેમાં નવાઈ નથી પણ હેતુ, યુક્તિ, દલીલ કે તર્કાદિ લક્ષ્ય તો આજ્ઞા તરફ જ જોઈએ જ્યાં યુક્તિ હેતુ ન સંભવે, ન ઘટે ત્યાં તે તત્ત્વો, તે પદાર્થો આજ્ઞાગ્રાહ્ય જ છે એટલા જ માટે શ્રી સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જંબૂસ્વામીજીને તેવા તેવા તત્ત્વો કે પદાર્થોને આજ્ઞાગ્રાહ્ય, શ્રદ્ધાગમ્ય જણાવે છે– 'આજ્ઞાગ્રાહ્ય જ' એમ કહેવાનો હેતુ સ્પષ્ટ છે, જકાર શા માટે છે તે ખુલ્લું છે કે તેવા પદાર્થોની પ્રતીતિ ભગવાનના વચનોથી જ છે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનો પરત્વે શ્રદ્ધા જ ત્યાં આલંબન છે તે ન હોય તો અજ્ઞાનમાં જ આથડવાનું છે તર્કની ભૂલભૂલામણીમાં કે ભેખડોમાં ભટકવાનું છે હવે જે પદાર્થો યુક્તિ, હેતુ, દલીલ, તર્કાદિ લાગુ કરીને માનવાના છે તે પણ સ્વચ્છંદી કલ્પનાપૂર્વક નહિ, ફાવે તે સ્વરૂપે નહિ પરંતુ ભગવાને શ્રી સર્વજ્ઞ દેવે (કેવલજ્ઞાન, કેવલદર્શનના સ્વામીએ) જે સ્વરૂપે કહ્યા છે, પ્રરૂપ્યા, જગત પામે તેના એકાંત કલ્યાણાર્થે પ્રકાશ્યા છે તે સ્વરૂપે માનવાના છે, પ્રરૂપવાના છે

## સૂત્ર એટલે શું ?

જૈનશાસ્ત્રોમાંના એકમાં પુંડરીક નામનું અધ્યયન છે પુંડરીક એટલે કમલ કમલના નામે કોઈ પણ ઘટના જાહેર કરવી તે શું બીજા મતમાં નથી ? કમલ એ જગતની ચીજોમાંની એક છે અને તેથી તેના ઉપનયદ્વારા ઘટના કરવાની સર્વદર્શનને છૂટ છે હોય એમાં નવાઈ નથી પણ આ પુંડરીક અધ્યયનમાં તેની ઘટનારૂપે જે કહેવામાં આવ્યું છે તે રૂપે અન્ય મતમાં કથન થઈ શકે તેમ નથી અર્થાત્ ત્યાં તેવી ઘટના થવી અશક્ય છે

બીજા શ્રુતસ્કંધના અધિકારમાં પુંડરીક નામનું અધ્યયન કહેવામાં આવ્યું છે इह खलु पुंडरीअणामज्झयणं અહિં 'खलु' શબ્દનો પ્રયોગ વાક્ય [illegible] શોભા માટે છે છોટો અને છોટાલાલભાઈ આ બન્ને શબ્દપ્રયોગોમાં વસ્તુ એક જ છે પણ શોભે તો છોટાલાલભાઈ ! વાક્ય શોભે તેવું બોલવું જોઈએ કોઈ પણ ગૃહસ્થે કાંઈ સોના ચાંદીનો ત્યાગ કર્યો નથી છતાં પણ સોના ચાંદીની તપાવેલી લગડી કે ટુકડો આપશો તો તે લેશે ? નહિ જ ! કારણ કે બળવાનું છે બળવું કોઈને પાલવતું નથી તેવી રીતે જગત્ માત્ર હિતની ઈચ્છા રાખે છે, હિતવચનો સાંભળવા માગે છે, પરન્તુ કટુક વચનનો ત્યાગ હોય તો ! કડવા વચનો સાંભળવા કોઈ તૈયાર નથી જેણે જગતનું હિત કરવું હોય તેણે પોતાના વચનોમાંથી કટુકતાનો તથા તિરસ્કારનો ત્યાગ કરવો જોઈએ વાક્ય રૂચિકર બોલવું જોઈએ કટુક વચનોવાળો સંદેશો જગતને લાભપ્રદ થતો નથી શાસ્ત્રોમાં પણ સંબોધનાર્થે જ્યાં ત્યાં 'देवाणुप्पिय' શબ્દનો પ્રયોગ છે અત્ર खलु શબ્દ વાક્યાલંકારે છે 'પુંડરીકાધ્યયન' કહેવાથી અધ્યયનને પુંડરીકની ઉપમા આપી છે અત્ર મહાપુંડરીક લેવાનું છે, કારણ કે વાવડીમાં પુંડરીકો

ઘણા છે ત્યારે પ્રશ્ન થશે કે તો પછી 'મહાપુંડરીક' ન કહેતા 'પુંડરીક' માત્ર કેમ કહ્યું? સમાધાન સ્પષ્ટ છે કે અવયવથી સમુદાયનું ગ્રહણ થાય છે

દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાન્ તો અર્થ કહે છે સૂત્ર તો શ્રી ગણધર મહારાજા જ ગુંથે છે અર્થ બોલાતો નથી શબ્દ જ બોલાય છે અર્થ વાચ્ય છે વાચક શબ્દ છે, ત્યારે કોઈને પ્રશ્ન થશે કે તો પછી अत्थं भासइ अरहा એ ઘટે કેમ? અહિં વાચ્ય તરીકે નથી પણ સાક્ષાત્ પદાર્થ તરીકે સમજવું "उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा" આ ત્રણ પદો કથન અનુસારે જ પદાર્થો ઉત્પન્ન થાય છે, નાશ પામે છે તથા ટકે છે (એટલે કે પદાર્થો પર્યાયથી ઉત્પન્ન થાય છે, સ્વરૂપથી ટકે છે અને પર્યાયથી નાશ પામે છે) આ પ્રમાણે દેવાધિદેવ તીર્થંકર ભગવાન્ સ્વમુખે વદે છે, પ્રકાશે છે માટે 'अत्थं भासइ अरहा' એમ જણાવાય છે

વ્યાપકશબ્દો ઉપરથી વ્યાપ્તિ જાણીને દરેક પદાર્થોનું વિસ્તારથી નિરૂપણ કરવું તેનું નામ સૂત્ર 'ण'નો ઉપયોગ મંગલાચરણાર્થે વાક્યાલંકારમાં છે

अय अट्ठे पण्णत्ते આ અર્થ છે આ પ્રમાણે ક્યારે બોલાય?

'નજીક' એવા અર્થમાં તો इदमस्तु सन्निकृष्टे વપરાય સંસ્કૃતમાં इदम्, एतद्, तद् એવા શબ્દો છે 'સામાન્ય નજીક' એમ દર્શાવવા 'एतद्', 'સામાન્ય દૂર' એમ દર્શાવવા 'इदम्', અને 'પરોક્ષ' એમ દર્શાવવા 'तद्' વપરાય છે 'अय अट्ठे पण्णत्ते'માં अय શી રીતે? અધ્યયનમાં જે હકીકત કહેલી છે તે અથથી ઇતિ સુધી ગણધર મહારાજા શ્રી સુધર્માસ્વામીજીના હૃદયમાં છે તેથી તેઓ તે હકીકતને પ્રત્યક્ષરૂપે ગણે છે માટે શ્રી સુધર્માસ્વામીજી મહારાજા આ પ્રકારના પ્રયોગથી વસ્તુ પ્રકાશે છે, નિરૂપણ કરે છે

## ઉપમેય જાણવા ઇચ્છનારને ઉપમાનો ખ્યાલ આવશ્યક છે.

હવે વાવડી, કમળ અર્થાત્ પુંડરીક, મહાપુંડરીક, તેને ગ્રહણ કરવા તૈયાર થયેલા પુરૂષોના પ્રકારો, ઉપનયાદિ જણાવે છે જે વાવડીઓ સુકાઈ ગયેલી હોય, પડી ગયેલી હોય, લોકોની અવરજવર વિનાની હોય, તેમાં તો કમલનો સંભવ હોય જ શાનો! જો વાવડીમાં પાણી ઘણું હોય, ઘણું ઊંડુ હોય, વળી આગળના ભાગમાં કચરો હોય અને તેથી આગળમાં ભાગમાં પાણીથી ઊંડી હોય ઘણો કચરો અને ઘણું પાણી હોય ત્યાં ઘણાં કમળો સંભવિત છે જ્યારે ઉપમાઓ આવશે કે કમળો શું, પાણી શું, વાવડી શું વગેરે કહેવામાં આવશે ત્યારે ઉપમા અને ઉપમેયનો ખ્યાલ આવશે દાખલા તરીકે 'દેવતાઈ પુરૂષ' એમ જેના પાસે કહેવામાં આવે તે જો દેવતાને જ ન જાણતો હોય તો દેવતાઇ પુરુષને કેવી રીતે ઓળખી કે સમજી શકે? દેવતાને ન સમજનાર તો અગ્નિને જ દેવતા માને ને! તાત્પર્ય કે ઉપમાનો ખ્યાલ હોય તો ઉપમેય પદાર્થો ખ્યાલમાં આવે

અહિં કહેવામાં આવતા–નિરૂપણ કરાતા અધ્યયનને પુંડરીક કહેવામાં આવ્યું છે લબ્ધાર્થ શબ્દનો પ્રયોગ ( જેનો અર્થ लब्ध अर्थो येन स જેનાથી શાસ્ત્રોના અર્થ જણાય પછી તે શાસ્ત્રો કે સૂત્રો સ્વપ્નના હોય કે ગણિતના હોય કે ગમે તે વિજ્ઞાન કે જ્ઞાનના હોય ) વાવડીને અંગે શી રીતે ઘટે એવી શંકા કરનારે अर्थोऽभिधेय શબ્દનો ઉપયોગ ખ્યાલમાં રાખવો ઘટે શંકાકારે પદાર્થની પીછાણ કરવી જોઇએ–ગણવી જોઇએ

જેમ ઘટ શબ્દનો અર્થ ઘડો છે તેમ अर्थ શબ્દના અભિધેય, વસ્તુ, પ્રયોજન, કૃતાર્થ, કૃતકૃત્ય, નિવૃત્તિ આદિ અર્થો છે વાવડી લોકમાત્રમાં ઉપયોગી છે તેની પ્રસિદ્ધિ આદિ પ્રયોજનો પૂરા થયા છે માટે શાસ્ત્રકારે તેના સ્વરૂપના નિરૂપણ માટે અથવા પ્રશંસાર્થે लब्धार्था શબ્દ વાપર્યો છે રાજધાનીમાં ચિત્રશાળા તો અનેક હોય પણ શ્રેષ્ઠ હોય તો વખણાય ચિત્રશાળા તેને ખાસ કહેવામાં આવે, તેજ રીતિએ કમળો તો સેંકડો હોય પ્રશંસા પણ તેમાંના શ્રેષ્ઠ કમળની જ હોય છે અહીં पुंडरिकीणी શબ્દથી વાવડીને મોટા કમળવાળી જણાવી છે જનતાની દૃષ્ટિ વિશેષતાવાળા પદાર્થ તરફ ખેંચાય છે ભલે આંતર સ્વરૂપ સારૂં પણ હોય, સુંદર હોય, પણ બાહ્ય સ્વરૂપ તેવું ન હોય તો લોકો તરફથી તેનો આદર થતો નથી માણસ વીતરાગ હોય પણ બહારનું વર્તન સારું ન હોય તો લોકો તેને સન્માનવા તૈયાર નથી

## સાધુતા આંતર તથા બાહ્ય બન્ને રીતિએ હોય ત્યારે જ વંદ્ય ગણાય

શ્રી આદિનાથ ભગવાનના પ્રથમ પુત્ર, પ્રથમ ચક્રવર્તી શ્રી ભરત મહારાજાને આરીસા ભુવનમાં, વિશિષ્ટતમ ભાવનાના યોગે, કર્મક્ષય થતા કેવળજ્ઞાન થયું, ઇંદ્રો તે જાણે છે, આવે છે પણ વંદન કેમ નથી કરતા ? સ્પષ્ટતયા કહે છે કોને ? કેવલજ્ઞાની ભરત મહારાજાને વિનયપૂર્વક ઇંદ્ર મહારાજા પ્રાર્થના કરે છે " આપ પ્રવ્રજ્યા અંગીકાર કરો, સાધુવેશનો સ્વીકાર કરો જેથી હું આપને વંદન કરૂં ! "

## અંતર તથા બાહ્ય, ઉભય પ્રકારે સાધુતા જોઇએ તો વંદ્ય ગણાય.

કેટલીક વાતો માત્ર સાંભળવા માત્રથી સારી હોય છે જેમ કહેવત છે કે–" ડુંગરા દૂરથી રળીયામણા ! " નજીક જઇને જુઓ તો ! ખડબચડા ખાડા ટેકરા ! અહિં પણ વાવડીને રળીયામણી કહેવામાં આવે છે, અને તેથી પ્રેક્ષણીય છે વસ્તુ સારી કે નરસી, બન્ને જોવા લાયક તો ગણાય કેમ કે ચિત્ત રાગ તથા દ્વેષ બન્ને ઉપર ચોંટે છે ખસતું નથી રાગથી અથવા દ્વેષથી કે બન્નેથી ચિત્ત ચમકે છે તેવું કાંઈ નથી

સંધ્યા સમયે વાદળા થાય, ઇંદ્રધનુષ્ય થાય, દૃશ્ય લાગે મનોહર પણ પરિણામે તે વિખરાઈ જાય છે

આ વાવડીને અંગે આ પરિસ્થિતિ નથી મુંબઈમાં જેમ વીકટોરીઆ ગાર્ડન એવો

ગણાય કે બીજા ગાર્ડનોમા તેનુ અનુકરણ થાય તેમ આ વાવડી એવી છે કે તે ઉપરથી અનેક સ્થળે વાવડીઓ થાય

卐 卐 卐

## ઉપમેય પદાર્થની પીછાણુ માટે ઉપમાનુ વર્ણન આવશ્યક છે

**આ વૃત્તાત વિકથા નથી.**

ગણધર ભગવાન્ શ્રીમાન્ સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જબૂસ્વામીજીને શ્રી સૂત્ર-કૃતાગની વાચના આપે છે તેનુ નિરૂપણુ કરતા વાવડીને અગે તેની મનોહરતાનુ વર્ણન કરી ગયા

સુદર દેખાવનો નટ પણુ નાટકમા જેવો જેવો પાઠ કરે તેવી તેવી અવસ્થામા ત તે સ્વરૂપે જણાય રાણીનો પાઠ કરે તો રાણી ગણાય, દાસીનો પાઠ કરે તો દાસી ગણાય

વાવડીના પગથીયા, ભીંત વગેરે બહારનો દેખાવ સારો હોવા માત્રથી શુ ? અદરનુ સ્વરૂપ પણ યોગ્ય હોવુ જોઇએ પ્રથમ જણાવી ગયા કે આ વાવડીમા પાણી, કચરો અને કમળ ઘણો ઘણા છે 'तत्थ तत्थ' એટલે 'ત્યા ત્યા' એવા શબ્દપ્રયોગથી સૂચન એ છે કે એક પણુ ખૂણાનો ભાગ જ્યા ખાલી નથી અર્થાત્ ખૂણે ખાચર તથા મધ્યમા કમલથી પરિપૂર્ણ છે तहिं तहिं देसे देसे એટલે કે તે તે ભાગમા-તે તે હિસ્સામા કમળ છે

એક મકાનને દશ ઓરડા હોય એકેક માણુસને દશે ઓરડામા બેસાડ્યો હોય, પછી બહાર જઈને એમ બોલી શકાય કે દશે ઓરડામા, દરેક ઓરડામા મનુષ્યો છે વાવડીને અગે તેમ નથી तत्थ तत्थ તથા तहिं तहिं કહીને સર્વવ્યાપીપણુ જણાવ્યુ છે તાત્પર્ય કે આ વાવડી કમલોના સમુદાયથી વ્યાપ્ત છે

એ યાદ રહે કે અહિ વાવડીની મહત્તા જણાવવાની નથી, તે તો દૃષ્ટાન્ત છે ચદ્રમાનો ગોળાકાર, તેનુ આહ્‌લાદકપણુ વગેરેનુ વૃત્તાત તેટલા જ માટે કહેવામા આવે છે કે તે જો ખ્યાલમા હોય તો ગોળ તથા આહ્‌લાદક મુખને ચદ્રની સાથે સરખાવી શકાય જો વાવડીના અગે જ વર્ણન હોય તો તે વિકથા ગણાય પણ તેમ નથી પોતાના રાજ્ય કે રાજ્યવહીવટ વગેરેની પ્રશસા કોઈ રાજા કોઇ કવિ પાસે કરાવે તેવુ અહિ નથી અહિ વાવડીનુ વર્ણન ઉપમાર્થે છે પુડરીકનો અર્થ જેમ કમલ છે તેમ છત્ર પણુ છે, પણુ 'છત્ર' અર્થ અત્ર ગ્રાહ્ય નથી ભગવાન્ શ્રી સુધર્માસ્વામી મહારાજા, કવિની જેમ વાવડીનુ વર્ણન દેશકથા તરીકે નથી કરતા પણુ જગતને ઉપમેય પદાર્થની પીછાણુ કરાવવા ઉપમાથી સમજાવે છે

આ કમળો અનુક્રમે જ ઉગેલા છે કેરીનો સ્વભાવ પાકવાનો છે પણ ઝાડ ઉપર પાકેલી કેરીના સ્વાદમા તથા ઘાસમા પકાવવામા આવેલી કેરીના સ્વાદમા ફરક છે આ કમળો અનુક્રમે જ વધેલા છે કાઠીયાવાડના રાજાની જેમ વધેલા નથી પણ બચ્ચાની જેમ ક્રમે ક્રમે વધેલા છે બચ્ચાની શારીરિક પરિસ્થિતિ યુવાવસ્થામા પરિવર્તન પામે છે આ કમળોમા તેવુ પરિવર્તન નથી

મોતીમા રગનુ તેજ છે દીવામા પ્રકાશક તેજ છે દીવાસળી–સળગતી દીવાસળીનો મોગરો તેજસ્વી છે પણ તેનો વર્ણ પ્રશસ્ત નથી જ્યારે મોતીમા વર્ણ પ્રશસ્ત છે આ કમળો તેજસ્વી પણ છે તથા પ્રશસ્ત વર્ણવાળા પણ છે

**ઉભયાવધારણ !**

જૈન શાસ્ત્રમા કહેલુ છે रूपिण. पुद्गलाः જેમ ચેતનાવાળો જીવ એમા ઉભયાવધારણ છે જીવમા જ ચેતના હોય અને ચેતનાવાળો જ જીવ હોય ચેતના વિનાનો જીવ હોય નહિ અને જીવ વિનાની ચેતના હોય નહિ જીવથી ચેતના ભિન્ન નથી ચેતનાથી જીવ ભિન્ન નથી સ્થાને સ્થાને બન્ને સરખા જ છે આ ઉભયનુ ઉભયાવધારણ–નિયત પણ છે તેમ પુદ્ગલો રૂપી છે ત્યા પણ ઉભયાવધારણ છે પુદ્ગલો જ રૂપી હોય, અને રૂપાદિવાળા જ પુદ્ગલો હોય એમ ઉભયાવધારણ છે પુદ્ગલોને વર્ણ, ગધ, રસ, સ્પર્શ છે

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય એ ચારેમા વર્ણ, ગધ, રસ, સ્પર્શ રહેલા જ છે હવે જો આમ જ છે તો પછી પ્રશ્નને અવકાશ છે કે ‘ કમળો રગવાળા છે ’ એમ કહેવાનુ શું પ્રયોજન ? નાના બાળકો પણ જાણે છે કે કમળો માત્ર પુદ્ગલ છે અને તે વર્ણાદિવાળા હોય તે સ્વાભાવિક છે મનુષ્યના વર્ણનમા ‘ તેને બે આખ છે ’ એમ કહેવુ તે, વર્ણન ન ગણાય કેમકે મનુષ્યને બે આખ તો હોયજ ને ! તેજ રીતે કમળો વર્ણવાળા હોય તો તેવુ કથન શા માટે ? वर्णवन्त માનો પ્રત્યય ‘अस्ति’ અર્થમા આવે છે કે બીજા કોઈ પણ અર્થમા આવે છે ખરો ? આટલુ વિચારનારને આ પ્રશ્ન ઉભો થાય નહિ દાખલા તરીકે–“ ફલાણો રૂપાળો છે ” એમ કહેવામા આવે છે કોઇ વ્યક્તિ કે આકૃતિરૂપ રગ વિનાની હોતી નથી છતા એમ શાથી કહેવામા આવે છે ? ‘ રૂપાળો અથવા રૂપવાળો ’ એમા ‘ વાળો ’ પ્રત્યય સારાપણાના સૂચનાર્થે છે ગુણની પ્રશસા વિશેષાર્થમા લેવી હોય–કથન કરવી હોય તો ગુજરાતીમા ‘ વાળો ’ વગેરે તથા સસ્કૃત ભાષામા ‘ मतुप् ’ પ્રત્યય આવે છે

આવળના ફૂલોનો રગ બીજા ફૂલોના રગોને ટક્કર મારે તેવો હોય છે તેમ આ કમળો સારા રગવાળા તથા સુગન્ધી છે, તેમજ નિરસ નથી રસવાળા પણ છે, ( પુષ્પોના બગીચામા બેઠા હોઇએ ત્યારે માત્ર ગધ જ આવે એમ નહિ–ગળામા પણ રસ આવે ), તથા સ્પર્શમા પણ ગોખરૂ જેવા કઠોર નથી પણ સારા સ્પર્શવાળા છે.

શસ્ત્રો સારા હોય, કામ આપે તેવા હોય, બચાવ કરે તેવા જરૂર હોય પણ સામાના હાથમા અર્થાત્ પ્રતિકૂલ સંયોગમા હોય તો? તેમ અહીં પણ કમળો રંગે કાંતિએ સુંદર હોય તેટલા માત્રથી શું? આગળ વધી વધીને કહે છે કે તે કમળો જગત્‌ને પ્રસન્નતા ઉપજાવનારા છે

## ભોગકૃ પોષણ આપે છે માટે જરૂરી છે પણ ઝેરી ખોરાક તો વર્જ્ય જ છે.

ભગવાન્ શ્રી જિનેશ્વરદેવની વાણી છે તો શ્રેષ્ઠ તારનારી, ઉદ્ધારનારી પણ મિથ્યાત્વના ઉન્માદથી ગ્રસાયેલાને તે શા કામની? સાકર છે તો મીઠી પણ સન્નિપાતના રોગીને તો ખાય તો ઉત્કાપાત વધારનારી છે પણ જગત્‌મા કેટલીક ચીજો એવી હોય છે કે જે સહુને લાભ જ આપે સાહિત્ય એવી ચીજ છે માર્ગાનુસારિપણાના વર્ણનવાળુ સાહિત્ય જરૂર સહુને લાભ જ કરે દેહના નિભાવ માટે ખોરાકની જરૂર ખરી પણ ઝેરી ખોરાક તો ન જ ખવાય તે તો વર્જ્ય જ છે તે જ રીતિએ ગૃહસ્થાશ્રમીને અર્થની આવશ્યકતા હોઇ તે માટે પ્રયત્નો જરૂરી છે પણ તે દ્રવ્ય અન્યાયથી ઉપાર્જન કરવુ તો અનિષ્ટ જ છે ઝેરી ખરડી કુતરો ખાઇ તો જાય છે, ખાતા તો ગળી લાગે છે પણ પછી શરીરની નસેનસ તણાય છે અને તે બિચારો મરણ પામે છે વિવેકી મનુષ્યોએ અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવાનો વિચાર પણ કરવો ઘટતો નથી

આગ્રામાનો તાજમહાલ, દિલ્હીનુ રાજ્યસિંહાસન આદિ કાઇ બધા મનુષ્યોએ જોયેલા નથી છતા સાંભળવાથી પણ આનંદ ઉપજે છે તેમ અત્ર જે કમળોનુ વર્ણન છે તે કમળો સાંભળવામા પણ મનોહર છે અને નજરે જોવાથી મનોહર નથી એમ નહિ જેમ સાંભળવામા તેમ દેખવામા પણ મનોહર છે દર્શનીય છે જોનારની નજર ઠરી જાય તેવા છે ત્યાથી ખસવાનુ મન જ ન થાય, પગો સ્થંભી જાય તેવા છે એમ મનોહરપણુ ક્ષણમાત્રનુ છે? ના! જ્યારે જ્યારે જાઓ અને જુઓ ત્યારે ત્યારે તે મનોહર જ લાગે છે કેમકે છે જ મનોહર!

સુખાકારી માટે વૃક્ષો વખણાયા છે તો લોકો તેને અનુકરણ કરે છે-વાવે છે તેમ કમળોના પ્રતિબિંબો સ્થલે સ્થલે થાય છે

મહાકમલ વગેરેને અંગે હવે પછી

卐 卐 卐

## શ્રી જૈનદર્શનમા હક્ક, વેરો, ટેક્સની વાતોનો ઉત્પાત છે જ નહિ!
## શ્રી જૈનદર્શનના સાધુઓ 'ભિક્ખુ' તેથીજ કહેવાય છે!!!

### પુંડરીકાધ્યયન, પ્રત્યક્ષ શ્રમણનુ યથાર્થ પ્રકાશન છે!

શાસ્ત્રકાર ગણધર મહારાજા શ્રી સુધર્માસ્વામીજી મહારાજ શ્રી જંબૂસ્વામીજીને શ્રી સૂયગડાંગ સૂત્ર સંભળાવતા ફરમાવી ગયા કે "હે જંબૂ! આ પુંડરીકઅધ્યયનનુ સ્વરૂપ

તે ભગવાન્ શ્રી મહાવીરદેવની પાસે રહીને, તેમના ચરણકમલની સેવા કરતા, તેમણે સ્વય જે સ્વરૂપે પ્રકાશ્યુ છે તેજ મુજબ હુ તને કહુ છુ " તાત્પર્ય એ છે કે પોતે પોતાની કલ્પનાનુસાર કથન કરતા નથી શ્રી જિનેશ્વરદેવના દર્શનમા કલ્પનાને કિંચિત માત્ર પણ સ્થાન છે જ નહિ જેમ આજે એકાદ ચરિત્ર કે ઇતિહાસમા એકાદ મુદ્દો લઇ, નવલકથા રચાય છે તેમા ઇતિહાસનુ ખૂન થઇ જાય છે તેની પરવા કરવામા આવતી નથી માત્ર લોકોને રસ કેમ પડે જેથી પોતાની કૃતિનું વેચાણ કેમ વધારે થાય, પ્રકાશન વધારે પ્રસિદ્ધિ કેમ પામે એ જ જોવામા આવે છે તત્ત્વ કે સાચી ઘટનાના જાણકાર વિના, ઇતિહાસનુ ખૂન નવલકથામા ક્યા થાય છે તેની ખબર પડતી નથી અર્થાત્ કોઇકને જ એ માલૂમ પડે છે પુડરીકાધ્યયન–પ્રકાશનમા તેવુ નથી પણ પ્રત્યક્ષ શ્રવણ કરેલુ તેનુજ યથાર્થ પ્રકાશન છે

## પ્રયત્ન વિના, ઇચ્છા માત્રથી કાર્યસિદ્ધિ થતી નથી!

વાવડીના કાઠે ઉભેલો, ઉત્તર દિશા તરફ આવેલો ચોથો પુરૂષ અવલોકન કરી રહ્યો છે કે-'મોટુ કમલ વાવડીમા વચ્ચોવચ્ચ-બરાબર મધ્યમા છે તે અનુક્રમે ઉગેલુ, વધેલુ, ઘણું ઉંચુ છે જેના પ્રતિબિંબો સ્થલે સ્થલે દ્રશ્યમાન થાય છે ' પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણથી આવેલા પુરૂષો કે જેઓ ફસાયેલા છે તેઓને પણ તેણે જોયા તે પુરૂષો કાઠેથી તો નીકળી ચૂક્યા પણ કમલ સુધી પહોચી શક્યા નથી જેમ એક મનુષ્ય અમદાવાદથી મુંબઇ જવા નીકળ્યો તો ખરો પણ નડીયાદમા જ અટકી પડયો! તે ત્રણે પુરૂષો કચરામા ખૂચાયા છે તેથી ગમનાગમન ( જવુ આવવુ ) બધ થયું છે

કાઠે ઉભેલો ચોથો યથાર્થ વિચારે છે કે આ ત્રણે પુરુષો પરિસ્થિતિથી અજ્ઞાન છે ધ્યાન રાખવુ જોઇતુ હતું કે પાણીમા ઉતરવા પહેલા માપવુ જોઇએ અક્કલના ઉપયોગ વિના પાણીમા ઉડુ ઉતરવામા ખુલ્લુ જોખમ છે આ ત્રણે જણા અપડિત છે, અમેધાવી છે માર્ગ, તેને અગે ગતિમા જોઈતુ પરાક્રમ આદિને જાણનારા નથી 'કમલને આમ રમતમા ઉખેડી લઇશું ' એમ તેની ધારણા ફલીભૂત થઇ નથી મનમા નિશ્ચય હોય તો કાર્ય થાય પણ મનની નિશ્ચલતા બોલવામા ભલે દરેકની હોય, વાસ્તવિક હોતી નથી પદાર્થની સ્વરૂપના જ્ઞાતાના મનની નિશ્ચલતા હોઇ શકે જેનામા રાગ દ્વેષ ભર્યા છે, જેને તત્ત્વનું જ્ઞાન નથી તેનું મન સાચુ કે નિશ્ચલ છે એવુ તો કોઇ અજ્ઞાની જ ધારી શકે ત્રણે દિશાથી આવનારા પુરુષો કમલ લેવાના નિશ્ચયવાળા તો હતા પણ મળે શી રીતે ? પ્રયત્ન સાચો હોય તો ને ! 'સ્વરાજ્ય' ની બાગ કેટલા વખતથી પોકારાય છે ? ત્રણ માસ, છ માસ, નવ માસ, એક વર્ષ એમ મુદતો અપાતી ગઇ, મેળવ્યું ? પ્રયત્નો ક્યા પ્રકારના છે ? સારૂ થાય એટલુ પોતે કર્યું અને ખરાબ થાય ત્યા દોષ સામાને દેવો, દોષનો ટોપલો વિશ્વાસ રાખનારા ઉપર ઓઢાડવો એ પદ્ધતિથી કોઇ પણ કાર્યની સિદ્ધિ થઇ શકે ખરી ? માલનો માલીક પોતે અને માર બીજાના ભાગે એ ક્યાનો ન્યાય ?

પ્રજાની શક્તિને માપ્યા વિના જે જનરલ–નાયક–સેનાપતિ વગેરે પોતાની પ્રજાને યુદ્ધમા ઉતારે તે નકામો છે નુકશાનકારક છે ચોથો પુરુષ વિચારે છે કે આ ત્રણે પુરુષોએ જે રીતિએ કમલ કબજે લેવાનુ ધાર્યું હતુ તે ખરી રીત જ નથી

કોઇની પાસે રૂપીઆ લેણા હોય–તેને ધીર્યા હોય અને તે ઘેર બેઠા ન આપી જાય તો ઉઘરાણી કરવી પડે કે નહિ ? ઉઘરાણીને પણ જો તે અવગણે તો દાવો, હુકમનામુ, વસુલ લેવાના જપ્તિ વગેરે પ્રયત્નો કરવામા આવે છે કે નહિ ? સ્વરાજ્યની જો પ્રભાવના થતી હોત તો કોઇ પણ દેશ પરાધીન હોત નહિ સર્વ દેશો સ્વતત્ર જ હોત; પણ તેમ નથી, પતાસાની પ્રભાવના જેવુ નથી સ્વરાજ્ય સપાદન કરવા માટે તો મહાન્–ભગીરથ પ્રયત્નો હોવા જોઇએ આયર્લૅન્ડને કોઇએ છીનવ્યું નથી પણ પતાવટ થઇ છે તેને છોડાવવા કેટલી મુદત જોઇએ ?

દેવતાઓને જે ઇચ્છા થાય તે તેમને મળી જાય તે વાત ખરી પણ તેય નિયમાનુસાર હોય તો–હદમાનું હોય તો ! દેવતા ઇંદ્ર બનવાની ઇચ્છા કરે તો થઇ શકતા નથી પોતાના તાબાની કે શક્તિ મુજબની ઇચ્છા, દેવતાને ફલીભૂત થાય છે મનુષ્યની તેવા પ્રકારની ઇચ્છા વિચાર માત્રથી ફળશે ખરી ?

કમલ માટે ત્રણ પુરુષ જીવના જોખમે વાવડીમા પેઠા છે, અજાણી વાવડીમા ખૂચ્યા છે, તેમના નિશ્ચયમા પણ ન્યૂનતા નથી છતા નિષ્ફળતા શાથી ? યોગ્ય જ્ઞાન તથા યોગ્ય રીતિનો પ્રયત્ન હોય તો જ કાર્યસિદ્ધિ થાય છે અન્યથા પરિશ્રમ સફલ થતો નથી

**ચરિત્ર અને કલ્પના ભિન્ન વસ્તુ છે ચરિત્રમા કલ્પનાને સ્થાન હોય જ નહિ !**

સામાન્ય દૃષ્ટાંત વિચારીએ કહેવત કહેવામા આવે છે કે—

પીંપળ પાન ખરત, હસતી કૂપળીયા,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીયા

આમા કાઇ પાદડા બોલતા કે હસતા નથી પણ ઘટના છે આ જાતની ઘટના, આ વાવડી કે કમળના કથનમા નથી પણ સત્ય છે ઘટનાના વાક્યો સાભળીને "શાસ્ત્રોમા ગપગોળા છે, કલ્પિત વાતો છે" એવા વિચારો કેટલાકને આવે પણ તે સમુચિત નથી

**न य पुप्फ किलामेइ सो य पिणेइ अप्पयं।**

અર્થ —ભ્રમર ફૂલના રસને પીએ છે પણ તે એકેન્દ્રિય વૃક્ષને કિલામણા કરતો નથી

મુનિ ગોચરી શી રીતે વહોરી લાવે તેનુ નિરૂપણ કરતા ભ્રમરનું દૃષ્ટાન્ત છે વૃક્ષને કિલામણા ન થાય એવો વિચાર ભ્રમરને ( ચતુરિન્દ્રિયને ) છે ખરો ? નહિ જ !

ભ્રમર તો ચતુરિન્દ્રિય છે પણ મનુષ્યોમા પણ સાખ્ય, વેદાતી, નૈયાયિકો વગેરેમા છ

કાયનું જ્ઞાન છે જ ક્યા ? છ કાયમા જીવ માનવામા જ જૈનત્વ છે પૃથિવી, પાણી, આદિ છકાયમા જીવ ત્યારે જ મનાય કે જ્યારે સર્વજ્ઞ શ્રી જિનેશ્વરદેવના વચનો પ્રત્યે પ્રતીતિ હોય તે વિના જૈન થઈ શકાતું નથી

શ્રી જિનેશ્વર દેવના વચનો પરત્વે શ્રદ્ધા ધરાવનારા સિવાયના મનુષ્યોમા પણ છ કાયના જીવોની માન્યતા થવી મુશ્કેલ છે તો પછી તિર્યંચમા તો તે વિચારની સભાવના ક્યાથી ? તિર્યંચ પચેદ્રિયમા પણ એ સભવિત નથી તો ચતુરિદ્રિય ભ્રમરમા ‘ કિલામણા ન કરવી ’ એવો વિચાર સભવે ? અરે ! બારવ્રતધારી શ્રાવકને પણ, વનસ્પતિને અગે કિલામણા-પરિહારનો વિચાર આવવો મુશ્કેલ છે તો જેને જ્ઞાન નથી તે બિચારા ભ્રમરને ‘ એકેન્દ્રિયને કિલામણા ન કરવી ’ તેવો વિચાર ક્યાથી આવે ? “ ફૂલને કિલામણ થાય છે તેથી હુ તેને પીડા ન થાય તે રીતે રસ ચૂસું ” આવી પરિણતિ ભ્રમરમા ? વનસ્પતિને જીવરૂપે માનવાનું ભ્રમરમા જ્ઞાન છે ? ભ્રમરની વાત કરો છો પણ રસ્તામા લીલ ફૂલ વનસ્પતિ આવે તો તેના ઉપર પગ મૂકતા તમારામાથી કેટલાને વિચાર આવે છે ? ન્હાતી વખતે લીલ ફૂલ કે કીડીઓના દરો વગેરે જુઓ છો ? જો જૈનોમા, વ્રતધારીમા, બાર વ્રતધારીમા આટલી હદે દયાની પરિણતિ મુશ્કેલ છે તો પછી ભ્રમરમા તેવી પરિણતિ આવી ક્યાથી ? અને જો તેમ ન હોય તો ‘ न य पुप्फ किलामेइ सो य पिणेइ अप्पय ’ એમ કેમ કહેવાયુ ? ચરિત્રોમા, ઐતિહાસિક બનાવોમા, સત્ય પ્રકાશનમા કલ્પનાને સ્થાન નથી અહિ કલ્પના તથા સત્યને ભેળસેળ ( મિશ્રણ ) કરવામા આવતા નથી જ્યા ઘટના કરવામા આવે છે ત્યા તેમ સ્પષ્ટ કરવામા આવે છે

વસ્તુ મેળવવા માટે તેનો માર્ગ જોઈએ માર્ગ વિના પદાર્થ મેળવાતો નથી. કયા માર્ગે જવુ તેનુ જ્ઞાન તથા વાવડી વગેરેને ઉલ્લઘન કરવાનુ પરાક્રમ હોવુ જોઈએ આ રીતે વિચારીને ચોથો પુરુષ કમળને હસ્તગત કરવા વાવડીમા ઉતરીને આગળ પગલા ભરવા-ચાલવા લાગ્યો જેમ જેમ આગળ વધ્યો તેમ તેમ પાણી ઊંડુ ઊંડુ આવવા લાગ્યુ અને કચરો વધારે આવ્યો અને તેથી તે પણ તેમા ખૂચી ગયો

## કાણી કોઠી પૂરવાના ફૂટ પ્રયત્નો !

ત્યારે કમળ લઈ શકશે કોણ ! ભિક્ષુ !-સાધુ, મુનિ, યતિ નહિ અને ‘ भिक्खु ’ શબ્દ એક જ મુદ્દાથી લીધો છે કે તેમને પરવા નથી તેઓ નિસ્વાર્થી છે. ઉદરનિર્વાહની ચિંતા સર્વને વળગેલી છે કેટલાકોએ ભલે ધર્મ કહ્યો ખરો પણ પેટની બારી ખુલ્લી રાખીને !

પ્રથમ કેટલાકોએ બકરા, અશ્વ, નર, નૃપ વગેરેને હોમવામા ધર્મ બતાવ્યો પણ જ્યા દુનિયા હિસાથી અળગી થવા લાગી, અહિસામા જ ધર્મ માનવા લાગી, દરેકનો પોતાનો આત્મા સાક્ષી પૂરવા લાગ્યો કે હિસામા ધર્મ હોઇ શકે નહિ ત્યારે તેઓએ યજ્ઞાદિના બદલે શ્રાદ્ધાદિના નામે, સ્વર્ગના નામે, જનતાને પોતાના તરફ દોરી અને

मा हिंस्यात् सर्वभूतानि એવુ તેઓ પારકુ ગાયેલુ ગાવા લાગ્યા શાણાઓ તો સારી રીતે સમજે છે કે આવાઓનુ આવુ બોલવુ એ આડંબર માત્ર છે હૃદયમા તો હિંસાની બુદ્ધિ છે આગળ વધીને પેટના ખાડો પૂરવા તેઓ કહે છે-जीवो जीवस्य जीवनम्। સમજાવે છે કે જીવ જીવના ખોરાક! પોતાની પણ પરવા ન કરતા, અહિંસાને સર્વાંશે શુદ્ધ રૂપે માનનાર એક જૈનદર્શન છે,

અજ્ઞાનીઓ તો બકી દે કે "ઇશ્વરે આ બધુ કર્યું છે શા માટે? ખાવા માટે જ ના!" પેટભરાદપુર્નાદ ખાવ જ્યા સળગી હોય ત્યા વિવેક ટકી શકે ક્યાથી?

બ્રાહ્મણોની ગ્રંથરચના લખે છે કે-અજીગત નામના ઋષિ છોકરાને મારી નાખીને ખાવા દોડ્યા છતા તેને પાપનો લેપ લાગ્યો નહિ કારણ કે ભૂખ લાગી હતી ને! પચેન્દ્રિય તેમા પાછો પોતાનો આશ્રિત, તેને મારી નાંખવાનો ઉપાય કરવા છતા, ભૂખના કારણે ઋષિ પાપથી લેપાય નહિ એ કેવુ મંતવ્ય? વધૂ નામના સુથાર ની ઘણી ગાયો મારી નાખવા છતા ભારદ્વાજ ઋષિને પાપ નહિ! કુતરીની યોનિનુ માસ ખાધુ છતા પાપ નહિ!! આ ન્યાયશાસ્ત્ર? પણ સ્વાર્થીઓ કે જેમને આવા હક્કો મળે, તેઓ તેને ન્યાયશાસ્ત્ર કેમ ન કહે? અને આવા જીવનના ઉમેદવારો, આવા દર્શનના પ્રચારકો ન બને તો તેમની વાસના ફળીભૂત થાય શી રીતે?

## ભિક્ષુક એટલે?

પેટ એટલે કાણી કોઠી, કદી પૂરાણી છે ખરી? અનાદિથી પૂરવાના પ્રયત્નો છતા પૂરાણી? આ કોઠી ઉપર કબજો મેળવનાર કેવળ જૈનશાસન જ છે અને તેથી જ 'યતિ' કે 'મુનિ' વગેરે શબ્દ નહિ મૂકતા ભિક્ખુ શબ્દ મૂક્યો છે બેતાલીસ દોષથી રહિત ભિક્ષા, માગીને લાવનાર ભિક્ષુક જ છે ભિક્ષુક કોઇ ઉપર દબાણ કરે નહિ, કે લાવીને પકાવે નહિ માત્ર ભિક્ષાથી જ ઉદરનિર્વાહ કરે તે ભિક્ષુક

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રકાર સ્પષ્ટતયા ફરમાવે છે કે તણખલા જેટલી ચીજ પણ, ભિક્ષુક માગ્યા વગર લઈ શકે નહિ નવલોહીયા (પોતાને નવસર્જક મનાવનારા યુવકો) કહે છે કે-"ભગવાન્ મહાવીર દેવે ચંડકોશીયા નાગ પાસે પોતાનો હક જમાવવા-સ્થાપવા ત્યા જ કાઉસ્સગ્ગ કર્યો" આ બિચારાઓ જૈન સાધુના આચારને પણ જાણતા કે સમજતા નથી તો પછી શ્રી વીતરાગને તો સમજે જ ક્યાંથી? ભિક્ષુકનો આચાર માગીને લેવાનો છે પર્યૂષણાના વ્યાખ્યાનો સાભળ્યા હોત, સાભળીને વિચાર્યા હોત તો જરૂર સત્ય ખ્યાલમા આવત લોકોએ તો ભગવાન્ શ્રી મહાવીર દેવને તે ઉજ્જડ રસ્તે જવાની સાફ ના કહી છે છતા તે નાગને પ્રતિબોધ કરવા, પ્રભુ ત્યા પધારે છે ચંડકોશીયો નાગ પૂર્વભવમા સાધુ હતો, તપસ્વી હતો પણ ક્રોધને લઈને જ તે ચંડકોશીયો નાગ થયો છે, આ વ્યતિકર ભગવાન્ જાણતા હોવાથી તેના ક્રોધને શમાવવા, તેને પ્રતિબોધ કરવા ત્યા પધારે છે ચંડકોશીયા નાગનો જીવ પૂર્વભવમા જેવો તેવો નહોતો પણ પંચમહાવ્રતધારી તપસ્વી

સાધુ હતો, શ્રી જિનેશ્વરદેવના વચનો પ્રત્યે પરમ શ્રદ્ધાવાળો હતો, સંપત્તિ, કુટુંબ વગેરેનો ત્યાગ કર્યો હતો-કહો કે શ્રી તીર્થંકર દેવનાં વચનોને આધારે તે બધાનો ભોગ આપ્યો હતો-તે તમામનો પોતે ત્યાગ કર્યો હતો, પણ ક્રોધ-માત્ર ક્રોધથી જ તેનું આટલે સુધી પતન થાય છે સર્પ થાય છે, જેની પાસે ન હોય અને ન જાય તેની ફીકર નહિ પણ હોય તેનું જાય તેની ફિકર વાસ્તવિક છે ચંડકોશીયાના જીવને અંગે તેમજ ગણાય કે આવેલું ગયું ! ભરપૂર ભાણું ધૂળમાં ઢોળાયું !!

ચંડકોશીયા નાગને પ્રતિબોધવા, આટલાજ માટે ભગવાન્ સ્વયં જાય છે ઉપકારનું મૂલ્ય ભોગ આપવામાં છે ભગવાન્ જગત્‌ને તારવા તો નીકળ્યા છે, પછી વિઘ્નની ગણના કરવાની છે જ ક્યાં ? ભગવાન્ પ્રતિબોધ કરવા ગયા છે છતાં જેઓ તે ઘટનાને સત્યાગ્રહ તથા હક્ક તરીકે જણાવે તેઓ ખરેખર અજ્ઞાન છે, નામધારી જૈન છે, અને આવી ચેષ્ટાઓ આચરવી તે પરમ કમભાગ્ય છે જે ઘટના પ્રતિબોધાર્થે છે તેજ ઘટના ચંડકોશીયાની સત્તા ઉખેડવા માટે જણાવવી તે જૈન કહેવાતા માટે તો તિરસ્કરણીય છે

ભિક્ષુક ભિક્ષા યાચે, અન્ન ઉદકની યાચના કરે, દાતાર આપે કે ન આપે, તે તેની મરજીની વાત છે, છતાંયે ભિક્ષુક તો 'ધર્મલાભ' આપેજ ! ભિક્ષુકના મોમાં 'ધર્મલાભ' સિવાય બીજો ઉચ્ચાર નહિ ! હક્કની ભાવનાના અંકુરાને પણ અહિં સ્થાન ક્યાં છે ?

સામાયિકમાં પણ "સામાયિક સંદિસાહું" એમ પૂછવાનું છે જ્યાં ગુરૂ અને શિષ્ય વચ્ચે હક જેવું કાંઇ નથી શ્રી તીર્થંકર અને તેમના અનુયાયીઓ વચ્ચે હકની ભાંજગડ નથી, અંાશન કરવું હોય ત્યાં પણ યાચના કરવાની છે, હક્કની વાત નથી, ત્યાં-તે શાસનમાં સારા તત્ત્વને વિરૂપ બનાવવું, પ્રતિબોધની ઘટનાને હક્કની ઠરાવવી એ જૈન કહેવાતા માટે તો કલંકરૂપ છે ! આ ચામડાની કાયમની કાણી કોઠીને પૂરવા હકબકની વાતનો ઉત્પાત નથી અહિં તો માગીને લાવવાનું છે ટેકસ, વેરો કે હક્ક નથી હક વગેરેની વાતોથી સદંતર નિરાળું દર્શન એકજ છે અને તે શ્રી જૈનદર્શન ! 'ભિક્ષુક' શબ્દ મૂકવાનો આ જ હેતુ છે નજર ટૂંકી હોય, સંયમ સાધનામાં વિઘ્ન હોય, વિદ્યાભ્યાસને અંગે જરૂરી હોય, અને તેથી ચશ્મા જેવી ચીજ જોઇતી હોય તો પણ હક્ક નથી યાચના કરવાની છે મળે તો ભલે ન મળે તો ધર્મલાભ ! નમો અરિહંતાણં !!! સાધે તે સાધુ ! ધમાલ કરે તે સાધુ નથી ધાધલીયો છે !

卐 卐 卐

## ધર્મની અપૂર્વ શક્તિ !!!

### भिक्खु કોને કહેવાય ?

ગણધર મહારાજા ભગવાન્ શ્રી સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જંબૂસ્વામીજીને શ્રી શ્રુતસ્કંધની વાંચના દેતાં (સમજાવતાં) પ્રકાશી ગયા "હે જંબૂ ! શ્રમણ ભગવાન્ દેવાધિ

દેવ શ્રી મહાવીર મહારાજાએ સ્વમુખે જેવી રીતે પુંડરીકાધ્યયન કહ્યું છે, મેં અસ્ખલિતપણે શ્રવણ કર્યું તે હું તને તે જ સ્વરૂપે કહું છું ”

શ્રવણમાં પણ અસ્ખલિતપણું પરમ આવશ્યક છે સ્ખલના તો શ્રવણમાં અર્થનો અનર્થ કરાવે કે શકે ... સમજાય તો અર્થ સંબંધક રહે ને! વક્તા કહે છે કે– “જીવો ! બે પ્રકારના છે ભવ્ય અભવ્ય, મોક્ષને યોગ્ય તે ભવ્ય મોક્ષને અયોગ્ય તે અભવ્ય ” ... હૃદયની સ્વસ્થતામાં સ્ખલના હોય તો કદાચ અભવ્યને પણ મોક્ષને ... મોક્ષને અયોગ્ય સમજી લે, ત્યાં વક્તા કે વક્તાનું પ્રવચન શું ... ‘અ’કારનો સંબંધ સ્ખલનાવાળો શ્રોતા પોતાને ફાવે તેમ ... અનર્થ થઇ જાય

... પુંડરીકાધ્યયન–વિવરણમાં આપણે જોઈ ગયા કે વાવડીની મધ્યમાંનું કમળ ... દિશાથી આવેલા ચાર પુરુષો વાવડીમાં ઉતર્યા છે, હોંસભેર આગે કદમ ... પણ કાદવમાં ખૂંચ્યા છે તેઓ નથી રહ્યા કાંઠા (કિનારા)ના, કે નથી રહ્યા કમળના!

હવે વાત આવી પાંચમાની! પાંચમો અને અધિકારી તે મિક્ખુ! ભિક્ષુક શબ્દ કે ... અર્થ ‘ભિખારી’ થાય છે તેનો ઉપયોગ શા માટે? અર્થાત્ આવો હલકો શબ્દપ્રયોગ શા માટે? ‘યતિ’, ‘મુનિ’, ‘સાધુ’, ‘શ્રમણ’ આવા તમામ શબ્દો વર્જીને ‘મિક્ખુ’ શબ્દ વાપરવાનું પ્રયોજન?

અત્ર મિક્ખુ જેને કહેવામાં આવે છે તેનું સ્વરૂપ સમજવામાં આવે તો આ પ્રશ્નોને અવકાશ નથી અત્ર મિક્ખુ એટલે ‘ભિખારી’ નહિ! પેટના નિભાવપૂરતું પણ રાખે નહિ તે મિક્ખુ! તેનાથી ઉદરભરણ માટે છકાયનો કૂટો તો થાય જ શેનો? એ વિચાર, એ કલ્પના પણ અત્ર નથી ક્ષુધાને છેદે, ક્ષુધા ઉપર જેનું સ્વામિત્વ હોય તેનું નામ મિક્ખુ!

## એક જુઠ્ઠાને ઢાંકવા સેંકડો જુઠ્ઠાનું શરણું!!!

જીવ જ્યાં સુધી મોક્ષે ગયો નથી ત્યાં સુધી સમુદ્દ્ઘાત અને વિગ્રહગતિ તેને વળગેલા જ છે એક ગતિમાંથી બીજી ગતિમાં (સીધી શ્રેણિએ જાય અગર વક્રગતિએ જાય તે વખતે અર્થાત્ વિગ્રહગતિ સમયે જીવ અણાહારી હોય છે સમુદ્ઘાતના ત્રણ સમયે તેમજ ચૌદમે ગુણસ્થાનકે અણાહારી હોય છે, (મોક્ષ એ તો અણાહારી છે) તે સિવાય જીવ સર્વત્ર, સર્વદા, સર્વથા આહારી હોય છે પરિસ્થિતિ આ છતાં દિગમ્બરો કહે છે કે કેવળીને આહાર હોય નહિ નવ વર્ષે કેવળજ્ઞાન થાય એ વાત તેમને કબુલ છે તો પછી નવમા વર્ષથી માંડીને યાવત્ ક્રોડ પૂર્વના આયુષ્ય સુધી આહાર વિના શરીરની સ્થિતિ નભી શકે કઇ રીતે? શરીરમાં પણ પરમ ઔદારિક માન્યું છે! તત્વાર્થકારે પાંચથી અધિક શરીર કહ્યું નથી

દિગમ્બર સંપ્રદાયમાં ઓઘો મુહપત્તિ નથી તે ન રાખવાના કારણમાં ઓઘા મુહ

પત્તિને તેઓ પરિગ્રહ જણાવે છે' ત્યારે કમણ્ડલુ રખાય છે તે પરિગ્રહ નહિ? રહસ્યના ભાવને સ્પર્શવોજ નહિ ત્યા શુ થાય?

તેઓ માને છે કે વસ્ત્રવાળાને કેવળજ્ઞાન થાય જ નહિ અર્થાત્ નાગાને (નગ્ન અવસ્થામા રહેલાને) કેવળજ્ઞાન થાય! શ્વેતાબરો માને છે કે કેવળજ્ઞાન થવામા વસ્ત્ર નડી શકતુ નથી વસ્ત્ર વિનાનાને તેમજ વસ્ત્રવાળાને કેવળજ્ઞાન થઈ શકે છે વસ્ત્રવાળાને મોક્ષ ન થાય એવા આગ્રહને લઇને તો દિગમ્બરોને અન્યલિગે, ગૃહિલિગે કે સ્ત્રીલિગે મોક્ષ રદ કરવો પડ્યો! આ બધા મોક્ષના હકમાથી બાતલ કરાયા!

ભગવાનને પણ તેઓને પુતળા માનવા છે? 'અમારી તે પ્રતિમા અને તમારા તે પુતળા!' એમ બોલનારની કાઇ જીભ પકડાતી નથી પણ સમજવુ હોય તેને માટે વિચારણાને અવકાશ છે શેલડી, નાલીયેરને કાઇ ચક્ષુરિન્દ્રિય નથી છતા તેમા તેવો આકાર હોવાથી તેને 'આખ' કહેવામા આવે છે પણ તે આખનો રગ શરીરના રગથી ભિન્ન હોય છે, પશુ તેમજ મનુષ્યની આખનો વર્ણ (રગ) પણ દેહના રગથી ભિન્ન હોય છે હવે પ્રતિમા પણ કયારે કહેવાય? પ્રતિમાના રગથી આખોનો રગ જૂદો પડે છે તો જ તે પ્રતિમા કહી શકાય નહિ તો તે પૂતળુ કહેવાને યોગ્ય છે ધ્યાનમા 'દૃષ્ટિ નાસિકા અગ્રે સ્થિત' કહી છે ત્યા આખ અર્દ્ધ ખુલ્લી અને અર્દ્ધ મીંચેલી કહી છે પણ બધ તો નહિજ જેને 'મૂર્તિ' જ માનવી હોય તેને ભિન્નરગની આખ માનવી પડશે અર્થાત ચક્ષુ, ટીલા, ટીકાદિ માનવા પડશે અને ત્યા તો તેમને પરિગ્રહ નડે છે! પરિગ્રહ–પરિગ્રહનો પોકાર પાડનારાઓને પૂછીએ કે–સામાન્ય સાધુથી પણ પોતાની વસતિના સ્થાનને પોતાની ન જણાવાય, 'મારૂ' સ્થાન એમ ન ઉચ્ચારાય તો 'જિન–મદિર' એમ કેમ બોલાય છે? ત્યા પરિગ્રહની પલોયણ કયા પલાયન થાય છે? બચાવમા કહે છે કે–' તે તો ભક્તકૃત છે ને!' તો પછી ચક્ષુ આદિ તમામ ભક્તકૃત નથી તો બીજુ શુ છે?

મેરુપર્વત ઉપર ઇદ્રોએ જે અભિષેક કર્યો છે ત્યા તો સરાગદશા નથીને? ઇંદ્રમહારાજાએ અભિષેક કર્યો કે તરતજ વસ્ત્રાલકારથી ભગવાનને શણગાર્યા હતા તેવી ભક્તિ કરી પોતે પોતાને કૃતકૃત્ય માન્યા હતા દિગમ્બરોએ સ્નાન સ્વીકાર્યું અને વસ્ત્રાભરણાદિ મૂકી દીધા કારણ શુ? બન્ને છે તો સરાગદશામા, એક પણ વીતરાગ દશાનુ નથી મોક્ષકલ્યાણક પછીનો સત્કાર વીતરાગપણામાજ છે નગ્નપણાનો આગ્રહ આડે આવે છે તેથી સત્કાર માનવામા તેમને અડચણ નથી નડતી અડચણ નડે છે માત્ર ચક્ષુ, ટીલા, ટીકા, વસ્ત્રાલકારાદિ માનવામા!

દિગમ્બરોને સાધુને પાતરા માનવા નથી એટલે કેવલીનો આહાર ઉડાવ્યો!

એક જૂઠુ ઢાકવા, અથવા તેને સત્ય તરીકે પ્રચારવા સો જૂઠા ઊભા કરવા પડે છે!

## કર્મ વળગી પણ ન શકે એવા લુખ્ખા હોય તે ભિક્ષુક !

હવે મૂળ મુદ્દાપર આવીએ ! ક્ષુધાને ભેદે, ક્ષુધા ઉપર સયમ ધરાવે તે ભિક્ષુ ! જે ત્યાગી ઉદર ભરવા માટે પણ પાપારભ ન કરે તે બીજા કયા કાર્ય માટે કરવાનો ? કદાપિ નહિ કરે, કારણકે છેલ્લામા છેલ્લો પાપારભ ઉદરનિર્વાહ છે તે તો વર્જવાનો છે તે વર્જે તેજ ભિક્ષુક ! શ્રાવકની દશમી પ્રતિમામા પણ પોતાના માટે કરેલુ ખવાતુ નથી ભિક્ષુકની સ્થિતિ તે છે કે ઉદરપૂર્તિ માટે પણ આરભાદિમા અટવાવુ નહિ

શ્રી દશવૈકાલિક સૂત્રમા, તેના રચનાર શ્રુતકેવલી ભગવાન્ શ્રી શય્યભવસૂરિજી ફરમાવે છે કે ધર્મ એ ઉત્કૃષ્ટ મગલ છે, તેના ત્રણ ભેદ છે અહિસા, સયમ ને તપ, જેનુ મન સદા ધર્મમા રત હોય તેને દેવો પણ નમે છે આ પ્રભાવશાળી સૂત્રમા સૌથી પ્રથમ મગલાચરણમા જ કહ્યુ છે **जहा दुमस्स पुप्फेसु भमरो आवियइ रसं** જેણે સસારને તિલાજલિ આપી છે, ઋદ્ધિ, સમૃદ્ધિ, માલમિલકત, કુટુબકબીલો, આરભ પરિગ્રહાદિ તમામનો જેણે સર્વથા ત્યાગ કર્યો છે તેનાથી ઉદરપોષણ માટે પણ આરભ પરિગ્રહ સેવન કરાય નહિ તેને માટે તો ભિક્ષા એટલે યાચના એ એકજ માર્ગ છે ઉદરનિર્વાહની પણ દરકાર કર્યા વિના આરભ પરિગ્રહનો ત્યાગ કરવો એજ ત્યાગની છેલ્લામા છેલ્લી કોટિ (ભૂમિકા) છે અને તે ભૂમિકાએ પહોચે તે ભિક્ષુ !

પાચમા પુરુષ માટે **भिक्खु** શબ્દ વાપરવા ઉપરાત કહ્યુ કે- **अपरे न**' અહિ મહત્તા પુરુષપણાની, પુરુષાર્થની, પુરુષાર્થ ગણનારની નથી પણ આરભ પરિગ્રહના વર્જનની છે **भिक्खु** એટલે 'ભીખારી' એવો તોછડો અર્થ સમજવાની ભૂલથી લેપાવાનુ નથી ભીખ તો બાવા, ફકીર, સન્યાસીઓ બધા માગે છે એકલી ભિક્ષાથી ઉદરનિર્વાહ કરતા હોય તેને ભિક્ષુ કહેવો એમ નથી ભિક્ષુ કર્મ ન વળગે તેવો લુખ્ખો હોય ચીકાશમા ધૂળ જરૂર વળગે છે જેઓ રાગદ્વેષમા રગડોળાયેલા છે, આરભ પરિગ્રહથી જકડાયેલા છે તેમને કર્મ વળગ્યા વિના રહેતાજ નથી

ભિક્ષુઓ તો એવા લુખ્ખા હોય છે કે જેમને કર્મ વળગી શકતાજ નથી શ્રી આચારાગજીના ટીકાકાર લખે છે કે પ્રમત્તસાધુ પણ વિરતિવાળો હોવાથી તેને જે કાઇ કર્મ લાગે તે આ જિદગીમા ભોગવાઇ જાય છે, કારણ કે રાગદ્વેષની પરિણતિ વિનાનુ હોવાથી તદ્દભવેજ તે કર્મ નાશ પામે છે

દુનિયાદારીમા તો જેમ પોતાના માટે તેમ દાક્ષિણ્યને અગે ભાઈ, બ્હેન, સગા સબધી માટે પણ ચૂલો સળગાવવો પડે છે, આરભાદિ કરવા પડે છે તેમ ભિક્ષુને અન્ય સાધુ માટે પણ તેમ કરવાનુ નથી

રાજગૃહી નગરીમા કોઈક સાધુ ભિક્ષા માટે ગયો છે બહુ બહુ ફર્યો લાભાતરાયના ઉદયથી તેમને ભિક્ષા મળતી નથી, ગામ આખુ ગામ બહાર ઉજાણી કરવા નીકળ્યુ છે ત્યા પણ તેવાજ કારણે નિરાશા મળે છે પરિણામે ક્રોધાધ થઈ શિલા ફેકે છે, લોક બચી જાય છે, પોતે મરીને સાતમીએ જાય છે આ વાત સુપ્રસિદ્ધ છે

ઉદરનિર્વાહ માટે ભિક્ષા માગનારા પણ આવા પરિણામવાળા હોય તો તે કામના નથી, નકામા છે તેઓ નામના ભિક્ષુક છે ભિક્ષુક લુકૂખો હોય, આરભ પરિગ્રહથી મુક્ત હોય

## ઘટનાઓનુ સ્પષ્ટીકરણ !

કમળ લેવાની ઈચ્છાથી આવેલો પાચમો પુરૂષ 'ભિક્ખુ' તીરે (કિનારે–કાંઠે) ઊભો છે, તરવાની ઇચ્છાવાળો છે સાતમી નારકીના છેડાથી માંડીને સર્વાર્થસિદ્ધ વિમાનના છેડા સુધી જેને કંઈ સાધ્ય નથી તેવા માણસને સસારથી તરવાની ઇચ્છા થાય છે ધન, માલ, કુટુબ પરિવાર વગેરે જેને સાધ્ય નથી તેને સસારનો પાર કેમ પમાય એજ ભાવના ઓતપ્રોત હોય છે આવો સાધુ, આવો ત્યાગી, આવો વૈરાગી, આવો ભિક્ખુ તત્ત્વનો જ્ઞાતા, પરિશ્રમને જાણનાર, કુશળ, પડિત, માર્ગ, ગતિ, પરાક્રમાદિનો જ્ઞાતા હોય છે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઊર્ધ્વ, અધો એ દિશાઓ કહેવાય વાયવ્ય, અગ્નિ, નૈઋત્ય, ઈશાન આ ખૂણાઓ અણુદિશાઓ કહેવાય શાસ્ત્રમા તો તેને વિદિશા કહેવામા આવે છે છતા અહિ 'અણુદિશા' કેમ કહી ? શાસ્ત્રમા કહેલી વિદિશા તો એક પ્રદેશવાળી છે તેમા ત્રસ જીવનુ જવુ આવવુ થતુ નથી તેથી તે લીધી નથી અહિ તો જવા આવવાનુ બની શકે તેમ છે

ભિક્ષુક આવીને કાઠે ઉભો છે વાવડીની વચ્ચે રહેલુ, અનુક્રમે ઉગેલુ, કાતિવાળુ, વર્ણ, ગધ, રસ, સ્પર્શવાળુ, પ્રશસનીય કમલ જોયુ છે એટલુજ નહિ પણ તેની ચારે દિશામા, ચારે પુરૂષોને પણ જોયા છે તે ચારે પુરૂષો કિનારેથી કમળ તરફ આગળ વધેલા છે પણ ત્યા સુધી પહોચી શકયા નથી વચ્ચે કાદવમા ખૂચ્યા છે

આ ભિક્ષુ વિચારે છે કે–આ ચારે માર્ગની ગતિ આદિને જાણનાર નથી કોઇને એમ થાય કે પૂર્વવાળો પશ્ચિમવાળા માટે કે પશ્ચિમવાળો પૂર્વવાળા માટે એમ બોલે તે તો ઠીક પણ 'ભિક્ષુ' 'સાધુમહાત્મા' ને આવુ વિચારીને શુ કામ ? એ ચારે ભલે કાંઠાના કે કમલના નથી રહ્યા તેની તે સાધુને શી પચાત ? સાધુની ફરજ તો સમુપસ્થિતને ધર્મ શ્રવણ કરાવવાની છે પારકી પચાતમા પડવાનુ તેમનુ કામ નથી

જો વાત વ્યક્તિગત હોત તો તો એ તત્ત્વ વ્યાજબી છે પણ આ તો ઘટના છે આ ચાર પુરૂષો તે વાસ્તવિક અર્થથી 'મતો' લેવાના છે, અને તે પણ મિથ્યાત્વના ! એ તો નિ શકપણે કબુલવું જ પડશે કે મિથ્યાત્વ ખસ્યા વિના સમકિતિ બની શકાય જ નહિ મતની પરીક્ષા કરી સાધુ થનારે મિથ્યાત્વનો પરિહાર કરવો જ જોઇએ દૃષ્ટાન્ત-રૂપ આ ચાર પુરૂષોરૂપ મિથ્યાત્વમય મતોના પરિહાર વિના સમ્યકત્વ પ્રાપ્ત થઈ શકે નહિ

## મિથ્યાત્વ ખસ્યા વિના સમ્યક્ત્વ આપડી શકતુ નથી ?

જીવ અનાદિકાલથી મિથ્યાત્વથી તો ઘેરાયેલો છે તે મિથ્યાત્વનો અનર્થ ન વિચારાય તો તેનાથી બચાય શી રીતે ? પોતે કાઇક છે એમ આ ચારે મત ધારતા

હતા પણ જ્યા માર્ગમા જ નથા તો તે પરાક્રમમા તો હોય જ શુ ? જેમ મંકોડાના બચ્ચાએ કહ્યુ "મા! મા! ગોળની ભીંડી લઇ આવુ ?" માએ કહ્યુ "તારી કેડમા જોર કેટલુ કે તુ લાવવાનો ?" મંકોડાની કેડ તદ્દન નિર્બળ હોય છે અને તે ગોળની ભીંડી લાવવાની ડફાસ હાંકે તો તે નકામી જ છે તેમ અહિ પણ જેઓ માર્ગને જાણતા નથી, તેવાઓ ગતિ તથા પરાક્રમની વાતો કરે, ધર્મ પ્રાપ્ત કરવા કરાવવાની બડેશાઇ હાંકે તો સ્પષ્ટતયા ખોટી ડફાસ છે આ રીતે તમામ ઉપમા વિચારણીય છે કમળ તે ભવ્ય! પાણી તે કર્મ! કાદવ તે મિથ્યાત્વ!

મમાર્ગીઓ ચોવીશે કલાક (અગર ધર્મક્રિયાનો થોડો સમય બાદ કરતા બાકીના તમામ કલાક) કરે શુ તે તો કહો! કંચન, કામિની, કુટુંબ અને કાયાની જ કુથલી (વાતો) કે બીજુ કાંઇ ? હવે આ વ્યાખ્યાનમા (એક દોઢ કલાક) પણ જો તેવીજ વાતો હોય તો અહિ આવવાનુ ફળ શુ ? હવે સમજાશે કે ઉપદેશ આપવાના અધિકારી કોણ હોઇ શકે ? કંચન, કામિની, કુટુંબ અને કાયાની વાતથી જેઓ સદંતર દૂર છે, તેના સર્વથા ત્યાગી છે, તેઓજ તમને ઉપદેશ આપી શકે કમલ લેવા માટે વાવડીમાં ઉતરવુ તો જોઇએ જ! ભવ્ય જો પોતે આરંભ પરિગ્રહમા ખૂચો જાય તો તેને ધર્મની પ્રાપ્તિ થાય જ શી રીતે ? માટે ભિક્ષુક ખુલ્લું કહે છે કે કમલ લેવા ઇચ્છનારે કીચ્ચડમા કે પાણીમા ખૂંચવુ ન જોઇએ આરંભ પરિગ્રહમા જોડાયેલા મિથ્યાત્વીઓ ભવ્યનો ઉદ્ધાર કરવા ઇચ્છે તે બને શી રીતે ? નજ બને! ભાગવત વંચાવનાર રાજાના મનમા થાય છે કે વાંચનાર શુકદેવજીનુ કલ્યાણ થાય તો વંચાવનારનુ કેમ નહિ ? પછી રાજાને રાઢવેથી બાંધીને માયાના બંધનનુ તત્ત્વજ્ઞાન સમજાવવામા આવે છે આ કથા જાણીતી છે તાત્પર્ય કે આરંભ પરિગ્રહથી, રાગદ્વેષથી જેઓ મુક્ત છે તેવાઓ ભવ્યરૂપ કમલને પહોંચી શકે છે કેમકે મોક્ષમાર્ગની ગતિ, પરાક્રમાદિને તેઓ જાણનારા છે

પાંચમા આવેલા ભિક્ષુકે પાણીમા પગ પણ બોળ્યો નથી પણ કાંઠે જ ઉભા રહીને કમળને કહ્યુ છે "ત્હારે આવા પાણી કીચ્ચડમા રહેવાનુ હોય ? તારી ઉજ્જવલતા તો, તારૂં ગૌરવ તો બહાર આવવામા છે માટે ઉડ અને બહાર આવ!" તે સાધુના આવા આદેશની સાથેજ કમળ ઊડીને સડસડાટ બહાર આવ્યું અતિશયોક્તિ માનવાનુ કાંઇ કારણ નથી જો દેવતાઇ ચમત્કારથી, વિદ્યા કે મંત્રની શક્તિવિશેષથી તે કમળને તેમ બોલાવી શકાય તો સાધુના શબ્દથી કેમ ન બોલાવી શકાય ? કેમકે ધર્મની તો અપૂર્વ શક્તિ છે

卐 卐 卐

## દૃષ્ટાન્ત માત્રને વળગનારની હાલત અંધ બાવા જેવી થાય છે!

### શ્રોતાને રહસ્ય સમર્પવા પ્રથમ શ્રવણોત્કંઠિત બનાવવો જોઇએ—

ગણધર ભગવાન્ શ્રી સુધર્માસ્વામિજી મહારાજા શ્રી જંબૂસ્વામીજીને શ્રી સૂયગડાંગ સૂત્રનો અધિકાર જણાવતા પ્રકાશી ગયા કે-'હે જંબૂ! દેવાધિદેવ શ્રમણ ભગવાન્ શ્રી

મહાવીર મહારાજાની ચરણકમલની સેવના કરતા, તેમના સ્વમુખે પુંડરીકાધ્યયનનું અસ્ખલિતપણે મે જે સ્વરૂપે શ્રવણ કર્યું છે તેજ સ્વરૂપે હું તને કહું છું '

આપણે જોઇ ગયા કે ભિક્ષુએ કિનારે ઉભા રહીનેજ ધર્મની અપૂર્વ શક્તિથી વાવડી વચ્ચેના કમલને બોલાવ્યું ! ઘટનાનું સ્પષ્ટીકરણ પણ થઈ ગયું ફીદ્દિત ઘાત દ્રાષ્ટાંતિક અર્થ અર્થાત્ દૃષ્ટાન્તથી સમજાવવાનું રહસ્ય હજી આગળ આવશે હાલ તો માત્ર દૃષ્ટાન્તજ જણાવ્યું છે ઉપનય ઘટાવવામા આવે ત્યારેજ તેનો ખરો અર્થ સમજાય દુનિયાની પ્રસિદ્ધ વાતનું ફક્ત અનુમાન હોય છે દૃષ્ટાંતમા નિષેધ કે 'હ' કાર હોતો નથી હેય, ઉપાદેયનો વિષય દાર્ષ્ટાન્તિકમા હોય છે દૃષ્ટાન્તમા હોતો નથી વિધિ નિષેધ ઉપનય પ્રસગે જોઇએ

**वातकी पिशाचिकी**—કવિઓ કહે છે કે ખરેખર ! તે મનુષ્યને વાયુનો રોગ થયો છે આથી તે બોલ્યા કરે છે શરદીવાળો ચુપ બેસે છે !

**स वातकी** તે માણસને વાયુનો રોગ થયો છે અગર ભૂત વળગ્યું છે

આ બધી ઉક્તિઓ ખરી પણ કોને માટે ? વાયુનો રોગી કે ભૂતથી ગ્રસિત—તે છે કે જે સામો ( શ્રોતા ) અર્થી નથી એને કહેવા બેસે, અર્થીને કહેવું આવશ્યક છે તથા હિતાર્થે શ્રોતાને શ્રવણોત્કંઠિત બનાવવા એ કર્તવ્ય છે નીતિકારોની એ નીતિ છે કે ઉત્કંઠા ઉત્પન્ન કરી પછી તે ઉત્કંઠિત પાસે કથન કરવું જોઇએ

શ્રોતાઓને ઉત્કંઠિત કરવા માટે શ્રી મહાવીરદેવ ઉપનય કથનનું પ્રકાશન પ્રથમ કરે છે તેમા 'આયુષ્મન્તો શ્રમણો !' એવા સબોધનો પણ તેઓને અભિરૂચિ ઉત્પન્ન કરવા, સન્મુખ કરવા માટે છે તેમ કર્યા વિના તે અર્થી બની શકતો નથી

## મોક્ષની ઇચ્છા !

શ્રી મહાવીર મહારાજા જે ઉપદેશ આપે છે તે યદ્યપિ શ્રવણ બધા કરે છે, તદપિ મુખ્યતાએ શ્રમણને અનુલક્ષીને છે શેલડી સિચાય ત્યારે સાથે સાથે એરડો પણ પાણી ભલે પી જાય તેમજ બીજાઓ પણ શ્રવણ, શ્રમણ સાથે કરે છે નિષેધ નથી ક્ષેત્રમા એરડાને જાણી જોઇને વાવ્યા છે છતા સિંચનમા નામ તો ઇક્ષુ ( શેલડી )નું જ અપાય એરડાનું નામ આપવામા આવતું નથી, તેમ અહિ પણ ઉપદેશ શ્રમણોને—સાધુઓને છે

સાધુ એટલે કોણ ? ધર્મરાજાના સૈનિકો ! જેવા તેવા નહિ ! સર્વસ્વ સમર્પણ કરનારા એવા સૈનિકો ! દુનિયાદારીના સૈનિકો કુલાભિમાની કે દેશાભિમાની હોય પગારદાર હોય, ધર્મના સૈનિકો ન તો પગારદાર છે, ન તો કુલાભિમાની છે, ન તો દેશાભિમાની છે આ સૈનિકો—આ મહાન્ સૈનિકો તો તપસ્વી મહાત્માઓ છે—મહારથીઓ છે

શ્રમણપણું શા માટે ? શ્રમણપણા જ માટે ! જેમ ચૂલો સળગાવવાનો રસોઈ માટે, રસોઈ ભોજનાર્થે, ભોજન ક્ષુધાશમનાર્થે, ક્ષુધાશમન શાંતિ માટે પણ શાંતિ કોના માટે ? શાંતિ તે શાંતિ માટે, બીજા કશા માટે નહિ ! ત્યા ધ્યેય પૂરૂ થાય છે તેમજ શ્રમણપણું પણ અમુક હદ સુધી ભલે મોક્ષ માટે કહેવાય પણ ઉચ્ચ ભૂમિકાએ શ્રમણપણું શ્રમણપણાજ માટે છે ઉત્તમ શ્રમણપણામા ઉચ્ચ કક્ષામા ભવ કે મોક્ષની ઇચ્છા હોતી નથી કેવલજ્ઞાનીને વિકલ્પદશા નથી તેને મોક્ષ મેળવવાનો વિચાર થાય ખરો ? વિના વિકલ્પે વિ પ [illegible] ? અયોગી ( યોગી નહિ તે એમ નહિ પણ મન-વચન-કાયા એ ત્રણ યોગોને અનુલક્ષીને અયોગી ) કે જે મોક્ષ પામવાનો છે તે અયોગીપણું ત શા માટે ? અયોગીપણાજ માટે ! ઉચ્ચ કોટિનું શ્રમણપણું શ્રમણપણાજ માટે છે, માટેજ ભગવાન્ શ્રી મહાવીર મહારાજા 'શ્રમણ ભગવતો !' એમ સબોધનથી પ્રકાશન કરે છે

મોક્ષ સ્મરણ દશા યુક્ત નથી, તે તો સાધ્ય છે તેના સાધનો મેળવો, પછી ઇચ્છા હોય કે ન હોય તો પણ આપોઆપ સિદ્ધ થાય कार्यं हि कारणायत्तं એમ નીતિકારોનું કથન છે, ઇચ્છા હોવા છતા કારણો મળ્યા કે મેળવ્યા વિના કાર્યની સિદ્ધિ થતી નથી નૈયાયિકો ઇચ્છાનુ પ્રાધાન્ય માને છે ત્યારે જૈન દર્શનકારો કારણને મુખ્ય માને છે ઉત્તમ કાર્ય માટે તો કદાચ ઇચ્છા થાય કે ચાલુ ઇચ્છા થાય તે સ્વાભાવિક છે, પણ દુ ખની તો કોઇને ઇચ્છા થતી નથી છતા દુ ખની પ્રાપ્તિ તેવા કારણો મળવાથી થાય છે એ નજરોનજર દેખાય છે દુ ખના કારણો મળ્યા એટલે ઇચ્છા ન હોવા છતા પણ દુ ખ વળગવાનુ જ ! ઉત્તમ કાર્યોને અગે વિચારવામા આવે તો ઇચ્છા છે ત્યા સુધી તે દૂર ઇચ્છા દૂર થાય પછી તે સમીપ ! મોક્ષની ઇચ્છા થાય પ્રથમ ગુણસ્થાનકેથી, અહિ પ્રશ્નને સ્થાન છે ચોથે ગુણસ્થાનકે તો કદાચ સમકિતિ થવાય એટલે મોક્ષની ઇચ્છા થાય અને ત્યા ભી પણ ગણાય પણ પ્રથમ ગુણસ્થાનક તો મિથ્યાત્વનુ છે ત્યા મોક્ષની ઇચ્છા કયાથી ?

## મોક્ષ જોઇએ ! મોક્ષ પણ જોઇએ ! ! મોક્ષની ઇચ્છા કરવી કે નહિ ?

મોક્ષની ઇચ્છાના બે પ્રકાર, ૧ મોક્ષ જોઇએ ૨ મોક્ષ પણ જોઈએ પ્રથમ પ્રકારની ઇચ્છાવાળાને એક પુદ્ગલપરાવર્ત્ત સસાર બાકી રહે છે નવતત્ત્વોના જ્ઞાનના અભાવે જ્ઞેય, હેય, ઉપાદેયનો વિભાગ નહિ જાણી શકનાર જેણે મોક્ષ માત્ર સાભળ્યો છે તે તેને મેળવવા ઇચ્છા પણ કરે, માગે પણ ખરો એટલે મોક્ષ જોઇએ ! પૈસા વગેરે ભોગોની માગણી કે ઇચ્છાથી જે મોક્ષની માગણી કે ઇચ્છા તે ભિન્ન છે, ઊલટી દિશામા છે એ તો સ્પષ્ટ જેને અતર્મુહૂર્ત્ત માત્ર સમ્યક્ત્વ સ્પર્શ્યું છે તેને અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત સસાર બાકી રહે છે આ લાબુ પ્રયાણ કહેવાય જેમા મોક્ષની ઇચ્છા થાય તે ટૂકુ પ્રયાણ કહેવાય જેને સસાર વધારે બાકી હોય તેને મોક્ષ મેળવવાની ઇચ્છા થાય જ નહિ કેમકે મોક્ષમા ખાનપાન નથી, મોજશોખ નથી, પૈસો ટકો, હાટહવેલી, નાટક સીનેમા,

સ્ત્રીપુત્રાદિ પરિવાર આદિ કાંઈજ નથી તો ત્યા જઈને કરવું શું ? આવા વિચાર ધરાવનારા એનો સસાર એક પુદ્ગલપરાવર્ત્તથી પણ વધારે છે મોક્ષની ઇચ્છા થઇ તેનો સસાર એક પુદ્ગલપરાવર્ત્ત બાકી રહ્યો સમજવો (આ પ્રમાણ વધારેમા વધારે જાણવુ આટલું જ પ્રમાણ એમ માનવાનુ કાઇ કારણ નથી ) હવે સમજશો કે પ્રથમ ગુણસ્થાનકે મોક્ષની ઇચ્છા કેમ છે કેમકે મિથ્યાત્વી, માર્ગપતિત બધા તેમા ગણાય છે મોક્ષની ઇચ્છા પ્રથમ ગુણસ્થાનકે થઈ !

હવે દશમા ગુણસ્થાનકની અતિમ અવસ્થા અવલોકો ! ક્ષીણમોહ ન થાય ત્યા સુધી મોક્ષ નહિ ! મોક્ષ મળે કયારે ? બારમે, તેરમે, ચૌદમે ગુણસ્થાનકે જાય ત્યા મોક્ષની ઇચ્છા બધ થાય પછીજ મોક્ષ મળે છે ત્યારે મોક્ષની ઇચ્છા ન કરવી ? કોણે કહ્યુ ? ભૂમિકા ભૂલવી એજ મોટી ભૂલ છે તે ભૂમિકાએ તો મોક્ષની ઈચ્છા આપોઆપ બધ થશે બાકી તો ઇચ્છા વિના મોક્ષ છે કયા ? મરછ વિના માર્ગ હોય ખરો ? આપણે જોઇ તો ગયા કે કારણો મળ્યા વિના કાર્યની સિદ્ધિ થતી નથી કારણો મેળવવા માટે ઇચ્છાની જરૂર, જરૂર છે ઇચ્છા થાય, કારણો મેળવો પછી તે કારણો, આપોઆપ મોક્ષ મેળવી આપશે અને યોગ્ય ભૂમિકાએ ઈચ્છા આપોઆપ પલાયન થશે

## જૈન દર્શનનુ શ્રમણપણુ મર્યાદિત મુદતનુ છે.

અરિહત પદ સિદ્ધપદ આદિ સાધનભૂત પદો છે તો મોક્ષનુ પદ કેમ નહિ ? સિદ્ધપદ છે ખરૂ પણ તેમા તો સિદ્ધ થયા તેની આરાધના ગણી છે પોતાનુ સિદ્ધપણું એવુ માનવામા આવ્યુ નથી મોક્ષ એ સાધ્ય છે છતા તેની નોકારવાળી કોઇ ગણતુ નથી વીસસ્થાનકો તો સાધનો છે, સાધ્ય તો મોક્ષ જ છે તે મોક્ષનુ પદ નથી તેનુ કારણ એજ છે કે વીસસ્થાનકની આરાધના વીસસ્થાનક માટે છે જેમ શ્રમણપણું શ્રમણપણા માટેજ તથા તપસ્વીપણુ તપસ્વીપણા માટેજ છે તે આપણે વિચારી ગયા ચોત્રીશ અતિશયોવાળી, પાત્રીશ ગુણવાળી વાણી, જ્યા દેવ દેવેદ્રો સ્તુતિ કરે છે તેવી તીર્થકરપણાની સ્થિતિ વીસ સ્થાનકની આરાધનાથી મળે છે એમ માનીને તે અતિશયો, વાણીગુણો, દેવદેવેદ્રોની સ્તુતિની ઇચ્છાથી નિયાણું કરનારને તીર્થકરપદની પ્રાપ્તિ થતી નથી

તપશ્ચર્યા તપશ્ચર્યા માટેજ છે તેમા અન્ય ધ્યેય નથી માટે તે જિદગી પર્યતનુ કતવ્ય છે જૈન દર્શનનુ શ્રમણપણુ મર્યાદિત મુદતનુ નથી અન્યમા બાર વર્ષ સન્યાસ પાળી પાછા ગૃહમસારમા ચાલ્યા જાય તેવુ છે જ્યારે જૈન દર્શનમા તો આયુષ્યના છેલ્લા શ્વાસ સુધી શ્રમણપણું પાળવાનુ છે, કેમકે શ્રમણપણ છે શ્રમણપણા માટે ને ! જો બીજા ધ્યેય માટે હોત તો જરૂર મુદત મર્યાદિત હોત !

દૃષ્ટાન્ત માત્ર મગજમા ગોખી રાખવાનું નથી તેટલા માટે તે કહેવાતું નથી માત્ર ગોખી રાખનારની હાલત તો ઉસા ગોખી ગખનાર અધ જેવી થાય છે બાવાઓની

જમાનમા એક બાવો આધળો હતો બાવાઓને જમવાનુ આમત્રણ મળ્યુ આંધળા શિવાય બીજા બધા બાવાઓ જમવા ગયા અધ બાવા માટે ત્યા ભોજન લાવવાનુ શખ્યુ-નક્કી કર્યું ભોજનમા હતો દુધપાક! ખાધા પછી ત બાવાને તર્કવિતર્ક થયો કે ખાધુ શુ? બીજાઓએ તેને જણાવ્યુ કે 'દુધપાક!' પોતે તો જન્મથી અધ હતો તેણે પૂછયુ કે-"દુધપાક શેનો બને?" બીજો બાવો-દુધનો

અધ બાવો-દુધ કેવુ હોય?

બીજો બાવો-બગલાની પાખ જેવુ?

અધ બાવો-પાખ કેવી હોય?

બીજો બાવો-હથેની જેવી!

રગની ખબર તો અધને પડે શી રીત? તેને તો 'બગલાની પાખ હથેલી જેવી' જાણી એટલે એમ થયુ કે-"આ ચીજ ગળામા ગઇ શી રીતે? આનાથી તો ગળુ ફાટી જવુ જોઇએ!" પછી તે અધ બાવો કાયમને માટે 'દુ પાક' નામથી ભડકતોજ રહ્યો!

કહેવાનુ તાત્પર્ય એ છે કે દાષ્ટાન્તિક અર્થને જાણે નહિ અને એકલા દષ્ટાતને પકડી રાખે તો વળે શુ? શ્રી સૂયગડાગને અગે પણ આ અધના જેવા વિચારો તેનેજ આવે કે જે માત્ર દષ્ટાન્તને વળગી રહે! શ્રી સૂત્રકૃતાગ એ જૈનદર્શનમા મહાન્ અગ છે, તેને ભણવા માટે યોગવહનનુ વિધાન છે

### ઉપનય જાણવો એજ આવશ્યક છે.

ઉપનય જાણવો આવશ્યક છે ज्ञातु योग्यम् ज्ञातव्यम्। ભગવાન્ શ્રી મુખે જણાવે છે છતા માત્ર શબ્દોને વળગનાર (રહસ્યથી વેગળો રહેનાર) પોતાનુ શ્રેય સાધી શકે શી રીતે?

ઉપનયની જિજ્ઞાસા શ્રોતાને ઉત્પન્ન થઇ જિજ્ઞાસુનુ લક્ષણ પૃચ્છાદિ છે ભગવાનૂને સબોધનમા મયવતિ નહિ અને મતેતિ કેમ? ઐશ્વર્યને અગે શ્રી જિનેશ્વર દેવોમા ભગવતપણુ છે પણ સેવા કરનારાઓએ રૂપ, યશ, કીર્તિ, ઐશ્વર્યાદિને અગે સેવા કરવાની નથી ભવનો અત કરનાર અર્થમા મતેતિ છે કલ્યાણ કયારે થાય? શાશ્વત સુખ કયારે સાપડે? ભવનો અત થાય ત્યારેજ! ચાર ગતિરૂપ ભવની પરપરા તો દુખમયજ છે તેના અતની પૃચ્છાના અર્થમા ભગવાનને માટે 'મતેતિ' એ સબોધન છે ફરેમિ મતેમા મતે જ શબ્દ છે ને! ભગવાન્ દુખના નાશક છે, સપત્તિના સાધક છે માટે મતે કહેવામા આવે છે

ગુરુની તેત્રીશ આશાતના જાણકારને ખ્યાલ હશે કે-જો ગુરુ બોલાવે અને આસન પર બેઠા બેઠા જ જવાબ વાળીને પતાવે તો આશાતનાનો દોષ લાગે છે શિષ્યનુ કર્તવ્ય

એ જ કે ગુરુ બોલશે કે તરત જ તેમની પાસે જઈ, વંદનાદિ કરી, 'શી આજ્ઞા ?' એમ પૂછવું ગુરુની આશાતનાના વિષયમાં આટલે સુધી છે તો સાક્ષાત્ પ્રભુને અંગે આશાતના સંબંધી કેટલું વિચારણીય હોય એ સ્પષ્ટ છે આટલા માટે સર્વ સાધુ, સાધ્વીઓ ભગવાન્‌ની પાસે આવીને વંદન, નમસ્કાર વગેરે કરે છે, (વચનથી સ્તુતિ, કાયાથી વંદનાદિ) વંદિત્તા નમંસિત્તા પછી एवं वयासी એ પ્રમાણે બોલે છે

## કેવલજ્ઞાન થયા બાદ, (સાધુલિંગ વિના), આયુષ્ય બે ઘડીથી વધુ હોય તો સાધુલિંગ સ્વીકાર્યે જ છૂટકો !

ભગવાન્ જેમ 'હે શ્રમણાયુષ્યો' સંબોધન ઉચ્ચારે છે તેમજ સાધુ સાધ્વીઓ પણ 'હે શ્રમણ ભગવત્' એ જ સંબોધનનો ઉપયોગ કરે છે તેમાં રહસ્ય છે કે ભગવાને દૃષ્ટાંતથી જણાવેલું શ્રમણપણું ખીંટીએ રાખવાનું નથી એક કવિએ કહ્યું છે કે—

> દૂર જવું ઘર બા'ર મુરખડા, ધર્મ શરણ કર દોડી
> પુણ્યતણું લે ભાથું બાંધી, પછી ખીંટીએ જાણ પીછોડી—
> લે પ્રીત પ્રભુજીથી જોડી ફેરો અંતે રખોડી ડા. ધો

ખીંટીએ પીછોડી (ચિંતા) રાખવાની હોય પણ ચિંતા ચૂરવાના સાધનોને જ ખીંટીએ ભરાવાય તો ?

કોઈ એમ પણ કહે છે કે જ્ઞાની જગત્‌ની હત્યા કરે તો તેને પાપ લાગે જ નહિ! પણ વાસ્તવિક વાત તો એ છે કે જ્ઞાની જગત્‌ની હત્યા કરે જ નહિ; હત્યા કરે તે જ્ઞાની શાનો ? હત્યા કરે તે જ્ઞાની હોય જ નહિ

ઈતર દર્શનકારો માને છે કે–'પરમાત્મા જગતને હણે છે' તેઓનું મંતવ્ય છે કે 'આકાશને કચરો ચોંટે નહિ તેમ જ્ઞાનીઓ પાપથી લેપાય નહિ' આટલા માટે અહીં તો સ્પષ્ટ જણાવી દીધું છે કે જ્ઞાનીઓ તો શ્રમણવૃત્તિવાળા જ હોય શ્રમણવૃત્તિ વિનાના હોય તે જ્ઞાની હોઈ શકતા નથી જ્યાં સાધુતા ત્યાં જ્ઞાનીપણું જ્ઞાનીપણું ત્યાં સાધુતા! જો આ નિયમ છે તો પ્રશ્ન ઉદ્‌ભવશે કે તો પછી 'ગૃહિલિંગે, અન્યલિંગે સિદ્ધ' એ ભેદ કેમ માનવો ? કેવલજ્ઞાન થવામાં લિંગ નડતું નથી શ્રમણપણું જોઈએ છતાં પણ નિયમ સ્પષ્ટ છે કે કેવલજ્ઞાન થયા બાદ આયુષ્ય બે ઘડીથી વધારે હોય તો તે સાધુલિંગ સ્વીકારે જ ! આરીસામાં અવલોકતાં અવલોકતાં ભરત મહારાજાએ એવું સાચું અવલોકન કર્યું કે ત્યાં જ ગૃહિલિંગે કેવલજ્ઞાન પામી ગયા! ઇંદ્રમહારાજા વંદનાર્થે આવ્યા પણ કહ્યું શું ? આપ સાધુ વેષ સ્વીકારો એટલે પછી હું વંદના કરૂં! હાર્દિક વંદના તો કરી પણ વ્યવહાર કયો ? ઈંદ્રમહારાજાનો એ આચાર છે ભરત મહારાજાએ પણ સાધુવેષનો સ્વીકાર કરી લીધો 'કેવલજ્ઞાન થઈ ગયા પછી સાધુપણું શા માટે ?' આ પ્રશ્નનું સમાધાન એ છે કે–

સાધુપણું સાધુપણા માટે છે કેવલજ્ઞાન માટે સાધુપણું લેવાનુ નથી પણ સાધુપણા માટે લેવાનુ છે કેમ કે તે આત્માનો ગુણ છે માટે–'ચારિત્ર મોહનીય' કર્મ માનીએ છીએ જો ચારિત્ર એ આત્માનો ગુણ ન હોય તો 'ચારિત્ર મોહનીય' એવુ કર્મ હોય નહિ હવે સમજાશે કે કેવલજ્ઞાન બાદ (કેવલજ્ઞાનીને પણ) ચારિત્ર લેવાની (સાધુ વેષ સ્વીકારવાની) આટલા માટે જ જરૂર છે કે ચારિત્ર એ આત્માનો ગુણ છે કેવલજ્ઞાન, સાધુપણા વિના મળી ગયુ છે એમ માનવાની ભૂલ કરવી નહિ, અભ્યંતર સાધુપણું તો છે જ તે વિના કેવલજ્ઞાન છે કયા? સાધુપણાના સ્વીકારની વાત કરી તે બાહ્યથી સમજવી જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ–આ આત્માના ગુણો છે પોતાના ગુણો આ છે

કેવલજ્ઞાન થયા પછી જેઓને સાધુપણું સ્વીકારવુ પડે છે, તે પહેલા હાર્દિક–આભ્યંતર સાધુપણું જેઓમા વ્યાપ્ત થઇ ગયુ છે તેઓ ઉચ્ચ કોટિના સાધુઓ છે તે સિવાયના સાધુઓ તો મોક્ષ માટે સાધુપણું પાલન કરે છે ઉચ્ચ ભૂમિકાવાળા સાધુઓને ભવ કે મોક્ષ–બેમાથી એકની પણ ઇચ્છા થતી નથી

卐 卐 卐

## શંકાનુ સ્થાન ન રહે ત્યા સુધીનો તેવા પ્રકારનો પ્રયત્ન જરૂર જોઇએ!

## "દળી ઊઠી' કે 'દિલ્હી લૂટી!"

શાસ્ત્રકાર મહારાજા ગણધર ભગવાન્ શ્રી સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જંબૂસ્વામીજીને શ્રી સૂયગડાંગ સૂત્રનુ શ્રવણ કરાવતા પ્રકાશી ગયા કે–"હે જંબૂ! પુંડરીકની ઉપમા જેમા મુખ્ય છે એવુ શ્રી સૂયગડાંગ સૂત્રનુ પુંડરીકાધ્યયન શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર ભગવાને સ્વમુખે નિરૂપણ કરેલુ છે અને તેમના ચરણકમલની ઉપાસના કરતા કરતા વિના સ્ખલનાએ મે જે સ્વરૂપે શ્રવણ કર્યું છે તેજ સ્વરૂપે હુ તને કહું છુ" શ્રી સુધર્માસ્વામીજી મહારાજા સ્પષ્ટ રીતે જણાવે છે–કે આ અધ્યયન પોતે કર્ણપરંપરાએ સાભળેલુ છે એમ નહિ પરન્તુ આપ્ત ભગવાનના સ્વમુખે, તેમની સેવામા પોતે જાતે, અસ્ખલિતપણે એટલે એકાગ્રતાથી શ્રવણ કર્યું છે કર્ણપરંપરામા તો 'દળી ઊઠી' માથી 'દિલ્હી લૂટી ગઇ" એમ પણ થાય પણ એવુ અત્ર નથી

### હાથ બાળીને સોનુ લેવા (ઇચ્છા છતા) કોઇ તૈયાર નથી

આપણે વિચારી ગયા કે દૃષ્ટાન્તમા વિધિનિષેધ ન હોય દાર્ષ્ટાંતિકમા હોય ભગવાન્ શિષ્યોને સંબોધી પ્રકાશે છે ઞ્ચિટ્ટિપ ળાપ સમળાઉસો વગેરે 'હે આયુષ્મન્તો, હે શ્રમણો" વગેરે પ્રરૂપનાર ભગવાન્ સ્વયમ્ છે અને શ્રોતા વિનીત શિષ્યો છે છતા સાકર જેવા મિષ્ટ વચનો શ્રોતાને ઉત્સાહ પ્રેરવા માટે છે વક્તાનુ એ જ કાર્ય છે કે ધર્મોપદેશ શ્રવણાર્થે શ્રોતામા ઉત્સાહ સિંચવો જોઇએ સોનાના પચ્ચકખાણ જગત્ આખાએ નથી કર્યાં! સૌ

સોનુ ઇચ્છે છે સોનાનો સગ્રહ કરવાની કોને ભાવના નથી? પણ એજ સોનાની લગડી, લાલચોળ તપાવીને આપવા જશો તો તે લેવા કોઈ હાથ લાબો કરશે ખરૂ ? નહિ જ! ઊલટો હાથ દૂર કરશે સતાડશે! મતલબ કે સોનુ જોઇએ છે છતા બળવુ કે દાઝવુ કોઇને પાલવતુ નથી એ રીતે સોનુ જોઈતુ નથી. તેજ રીતે સુખના–હિતના કારણો જગત્ ઇચ્છે છે ખરૂ, તે માટે સાભળવા તૈયાર છે પણ તેય કડવા શબ્દો સાભળીને નહિ!

પાપ કરનાર કોઈ વ્યકિતને તાડુકીને એમ કહેવામા આવે કે, "લુચ્ચા! બદમાશ!! દેખતો નથી! આધળો છે? આવુ પાપ આચરે છે?" કહેનાર પેલી વ્યક્તિને તેનાથી થતા પાપ તરફ ધ્યાન ખેચી પાપથી વિરમવાનુ કહી તો રહ્યો છે પણ "લુચ્ચા! બદમાશ! દેખતો નથી? આધળો છે?" એ રીતે કહેવાથી તે અટકે? મેઘકુમારનુ દૃષ્ટાત વિચારણીય છે મેઘકુમાર દીક્ષા લે છે અને શયન છેલ્લે આવવાથી જતા આવતા મુનિના પગની રજ લાગવાથી અકળાઈ તે રાત્રે જ સવારે ઘેર જવાનો નક્કી તે વિચાર કરે છે મેઘકુમારે તો મનથી નક્કી કરેલુ જ છે કે–આ રીતે અહિ રહેવાય કે આ પરિસ્થિતિ સહેવાય તેમ નથી કલ્યાણનુ ભાણું ઊધુ વાળવાનુ નક્કી કરેલુ જ છે સવારે પોતે, ભગવાન્ શ્રી મહાવીર દેવ પાસે ઘેર જવાની અનુજ્ઞા યાચવા આવે છે ભગવાન્ તો સર્વજ્ઞ છે તેના મનના પરિણામ જાણે છે ભગવાન્ કયા શબ્દે સબોધે છે? "દેવાણુપ્પિય! મહાભાગ!!" પછી ઉપદેશે છે, અને ચારિત્રમા સ્થિર કરે છે હિત કરનારાઓના મુખમા ગમે તેવા પ્રસગે પણ કટુ શબ્દો સભવે નહિ

## પ્રતિજ્ઞા સાચુ બોલવાની કે જૂઠુ નહિ બોલવાની? કઇ પ્રતિજ્ઞાનું પાલન શકય છે?

શ્રી જ્ઞાતાસૂત્રમા, ઉપદેશમાલા વગેરેમા જણાવ્યુ છે કે–સુદર (કટુક નહિ એવા) ધર્મમય વચનો, હિતને માટે, શ્રોતાઓને સભળાવવા જોઇએ સાંભળનારાઓ મોહ-મદમા રાચેલામાચેલા છે એ તો ખુલ્લુ છે, વિષયોથી વિડબિત છે એ નિશક છે છતા ઉપદેશકથી ઉપદેશ દેતા તેમને એવા સબોધનોથી સબોધાશે? નહિ જ! ભગવાન્ કેવલજ્ઞાની છે અને શ્રવણ કરનાર સાધુઓ કેવલી થયા નથી તેથી કેવલજ્ઞાનની દૃષ્ટિએ તો તેઓ અજ્ઞાની છે પણ ભગવાન્ તેમને 'અજ્ઞાનીઓ!' એમ કહેતા નથી એમ કહેવુ એ સાચુ છે પણ તેવું સાચુ બોલાય નહિ મહાવ્રતોમા "સાચુ બોલવું" એવુ મહાવ્રત શાસ્ત્રકારોએ નથી રાખ્યું પણ 'મૃષાવાદવિરમણ મહાવ્રત' એમ રાખ્યું છે અસત્ય (જૂઠુ) ન બોલવુ અને સત્ય બોલવુ એમા જેવો તેવો ફરક નથી નાનોસૂનો તફાવત નથી પણ આકાશ જમીન જેટલો છે "જૂઠુ ન બોલવુ" એનો અર્થ એટલો જ કે બોલવુ નબોલવુ તે મરજીની વાત, પણ બોલવુ તો જૂઠુ ન બોલવુ "સાચુ બોલવુ" એવી પ્રતિજ્ઞા હોય તો તેનો અર્થ એ થાય કે જે જે સાચુ હોય તે બોલી દેવુ વિવેક વિનયાદિને યથા સ્વરૂપ નહિ જાણનારા કેટલાકો એમ બોલી નાખે છે કે–આપણે તો સાચુ કહી દેવાના!' પણ અહિ જ ભૂલ છે જૈનશાસનમા આવો નિયમ નથી

શ્રોતાઓના અશુભ આચાર, વિચાર વગેરેને, ઉપદેશક કેવલજ્ઞાની સ્વયમ્ જાણતા હોય છે પણ દેશના દેતી વખતે શું તેઓ તે જણાવે છે? કદાપિ નહિ! જો 'સત્ય બોલવુ' એવુજ મહાવ્રત હોય તો મહાવ્રતી વીતરાગ કેવળી બોલી શકશે? દેશના દઇ શકશે? કેમકે સાચુ એટલુ ન બોલે તો પ્રતિજ્ઞા સચવાય શી રીતે? વળી જે વખતે દેવદત્તની વાત કરશે તે વખતે અ યની વાત કયાથી બોલી શકશે? 'સાચુ બોલવુ' એવી પ્રતિજ્ઞાનુ પાલન આમા ય જ્ઞાનીઓ માટે અશક્ય છે, અને જ્ઞાનીઓ માટે અતિ અશકય છે કેવલ જ્ઞાની ભગવાન્ તો સમયે સમયે જગતની રહેણીકહેણી, આચારવિચાર જાણી રહ્યા છે તો તેઓ શુ તે બધુ બોલે? વસ્તુત 'સાચુ બોલવુ' એવી પ્રતિજ્ઞા પાળી શકાય તેમ નથી એ નિયમથી તો જ્ઞાનીને ગળે જેતરા આવે! એક છોકરાનુ નામ દેવદત્ત છે હવે તે છોકરો કાઇ દેવ-દત્ત (દેવે દીધેલો) નથી ત્યારે 'દેવદત્ત' એમ બોલવુ ખોટુ? કહેવુ પડશે કે એ નામ વાસ્તવિક અર્થથી નથી પણ વ્યવહારથી છે હોય દરિદ્રી છતા નામ ઇશ્વરલાલ, ક ગરીબ હોય તો તે નામ વ્યવહારથી છે ઘટને ઘટ, પટને પટ એવો વાત પણ 'સત્ય જ બોલવુ' એવી પ્રતિજ્ઞા કરનારાને મુશ્કેલ છે 'સાચી વાત કહી દેવી' એવા વિચારવાળાઓ તો સાચાના નામે ઉત્પાત મચાવનારા છે, ઘાત કરનારા છે આટલા માટે જ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિઓએ નિયમ રાખ્યો કે-'જૂઠુ ન બોલવુ!' બોલવુ ન બોલવુ તે મુનસફી(મરજી)ની વાત છે પણ જૂઠુ ન બોલવુ

માત્ર જૂઠુ ન બોલવુ એટલેથી જ પતતુ નથી જે બોલવુ તે ધર્મમય હોય, જૂઠુ ન હોય, પાપના પરિહારવાળુ હોય, સાથે સાથે અત્યત સુદર હોય આપણે સકષાયી છીએ, આથી ક્રોધના આવેશમા કટુક વચન બોલાઇ પણ જાય પર તુ માર્ગમા તો ઊભા રહેવુ જોઈએ, અને 'અમે આવુ બોલી ગયા અગર અમારાથી આવુ બોલી જવાયુ' એમ કબુલવુ તો જોઇએ!' બોલવુ ન જોઇએ એ ખ્યાલ તો હોવો જોઈએ સાધુના વચનો ધર્મમય જ હોય આરભ, વિષયકષાય, પરિગ્રહાદિને વધારનારા હોય જ નહિ તે વચનો અતિસુદર તથા શ્રોતાને ધર્મમાર્ગે દોરનારા હોય ઘેર જવાને તૈયાર થયેલા મેઘ કુમારને આટલા જ માટે શ્રમણ ભગવાન્ મહાવીર દેવ મધુર વચનથી પ્રેમપૂર્વક બોલાવે છે, ઉપદેશે છે અને માર્ગમા સ્થિર કરે છે

## सव्वपावप्पणासणो । એ બોર્ડ છે!

હવે મૂળ મુદ્દામા આવો! ભગવાન્ શ્રમણગણને ફરમાવે છે કે દષ્ટા તને વળગતા ના! દાષ્ટાન્તિકને અવલબજો! સાધુઓ કે જે અવગ્રહની બહાર હતા તેઓ અવગ્રહમા આવી વ દનાદિ કરી કહેવા લાગ્યા "હે ભદ ત! હે આયુષ્મ ત!! દાષ્ટા તિકનો અર્થ અમે જાણતા નથી આપ જણાવો!" સાધુઓ પણ ભગવાનને 'हे भदत' કહે છે 'हत' શબ્દ ખેદ, સબોધન તેમજ અ ગીકારમા પણ વપરાય છે અહીં 'हत' શબ્દ 'અ ગીકાર' અર્થમા છે કેમ કે શ્રમણોની વિન તિનો ભગવાને સ્વીકાર કર્યો છે

પછી ભગવાન્ ક્રમસર શ્રમણ શ્રોતાઓને સંભળાવે છે-સમજાવે છે ઉપમેય, ઉપમા, તેનો સંબંધ વગેરે પ્રકાશે છે, અને છેલ્લે હેતુ, યુક્તિથી સમજાવે છે

દુનિયામાં પણ સામાન્યતઃ નિયમ છે કે प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते અર્થાત્ મૂર્ખ માણસ પણ પ્રયોજન વિના પ્રવૃત્તિ કરતો નથી, અત્ર પણ ભગવાન્ હેય, ઉપાદેય પદાર્થોનું સ્વરૂપ, તેનું પ્રયોજનાદિ સમજાવે છે

નવકાર મંત્રમાં પણ કહ્યું છે एसो पंच नमुक्कारो सव्वपावप्पणासणो એનો અર્થ ખરો એ છે કે-" આ પાંચ નમસ્કાર, સર્વ પાપના પ્રનાશક ( નાશક ) છે એકવચન છે, બહુવચન નથી છતાં અર્થમાં બહુવચન લઈએ છીએ શ્રુતસ્કંધરૂપ પંચ નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે નમસ્કારનું આ પ્રયોજન છે

## ચિંતવતાં ચૂકયો તે બધું ચૂકયો ! જરા ખસ્યો કે લપસ્યો ! !

અહીં શંકાકાર શંકા વ્યક્ત કરે છે " જો નવકારથી જ સર્વ પાપનો નાશ થતો હોય તો બીજા સૂત્રો ગણવાની જરૂર શી ? 'ઠેકડે ઠેકડે ઠેઠ બહુચરાજી પહોચીએ' એ કહેવત જેવી આ વાત થઈ ! દુન્યવી વ્યવહાર છે કે પરણનારના ગીત ગવાય પછી ભલે તે નાનો હોય ઘોડે ચઢાવનાર મોટો હોય તો પણ ગીતો તેના ગવાતા નથી એ રીતે નોકારથી જ તમામ પાપ નાશ પામે તો અન્ય કશાની જરૂર શી ? "

સમાધાન —જ્યાં સુધી હેતુ સમજણમાં ઉતરે નહિ અર્થાત્ સમજાવવામાં આવે નહિ ત્યાં સુધી શંકાનું નિવારણ થઈ શકે નહિ

આપણે દહિવાળાને કહ્યું કે દશ શેર દહિ લાવો હવે દહિવાળો અંદરથી દશ શેર દહિ ભાજનમાં લાવશે તો શું તમે ઠપકો આપી શકશો કે દહિ લાવવાનું કહ્યું હતું અને ભાજન કેમ લાવ્યો ? નહિ જ ! કેમ કે ભાજન વિના દહિ લાવી શકાય જ નહિ એટલે દહિ લાવવાના કથનમાં ભાજન લાવવાનું કથન સમાઈ જ જાય છે

સર્વ પાપનો નાશ કરનાર શ્રી તીર્થંકર દેવ છે, સર્વ પાપનો નાશ કરવાની છાપવાળા અરિહંતાદિને નમસ્કાર કરવામાં આવે છે વકીલ, બેરીસ્ટર, સોલીસીટર, એડવોકેટ કે ડોક્ટર આ બધાઓ પોતાની ડીગ્રીના ( ઉપાધિના ) બોર્ડો ( પાટીઆઓ ) ટાંગે છે અહીં પણ અરિહંતાદિનું બોર્ડ " સર્વ પાપનો નાશ કરનાર " એવી ડીગ્રીવાળું છે આ બોર્ડથી એ નિશ્ચિત થાય છે કે સર્વ પાપના નાશની ઈચ્છાવાળાએ જ અહીં આવવું જેઓને સંસારમાં પરિભ્રમણ કરવું હોય; પાપના પોટલા બાંધી રાખવા હોય તેવાઓ માટે અત્ર સ્થાન નથી एसो पंच नमुक्कारो ऋद्धिसिद्धिप्रदायको જો કે નમસ્કારથી ઋદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થાય છે, છતાં તેમ બોલાતું નથી બોર્ડ તેવું નથી બોર્ડ તો एसो पंच नमुक्कारो सव्वपावप्पणासणो

શ્રોતાઓના અશુભ આચાર, વિચાર વગેરેને, ઉપદેશક કેવલજ્ઞાની સ્વયમ્ જાણતાહોય છે પણ દેશના દેતી વખતે શું તેઓ તે જણાવે છે? કદાપિ નહિ! જો 'સત્ય બોલવુ' એવુજ મહાવ્રત હોય તો મહાવ્રતી વીતરાગ કેવલી બોલી શકશે? દેશના દઇ શકશે? કેમકે સાચુ એટલુ ન બોલે તો પ્રતિજ્ઞા સચવાય શી રીતે? વળી જે વખતે દેવદત્તની વાત કરશે તે વખતે અ યની વાત કયાથી બોલી શકશે? 'સાચુ બોલવુ' એવી પ્રતિજ્ઞાનુ પાલન સામા ય જ્ઞાનીઓ માટે અશક્ય છે, અને જ્ઞાનીઓ માટે અતિ અશક્ય છે કેવલ જ્ઞાની ભગવાન્ તો સમયે સમયે જગતની રહેણીકરેણી, આચારવિચાર જાણી રહ્યા છે તો તેઓ શુ તે બધુ બોલે? વસ્તુત 'સાચુ બોલવુ' એવી પ્રતિજ્ઞા પાળી શકાય તેમ નથી એ નિયમથી તો જ્ઞાનોને ગળે જેતરા આવે! એક છોકરાનુ નામ દેવદત્ત છે હવે તે છોકરો કાઇ દેવ-દત્ત (દેવે દીધેલો) નથી ત્યારે 'દેવદત્ત' એમ બોલવુ ખોટુ? કહેવુ પડશે કે એ નામ વાસ્તવિક અર્થથી નથી પણ વ્યવહારથી છે હોય દરિદ્રી છતા નામ ઇશ્વરલાલ, કે ધનેશ હોય તો તે નામ વ્યવહારથી છે ઘટને ઘટ, પટને પટ એવી વાત પણ 'સત્ય જ બોલવુ' એવી પ્રતિજ્ઞા કરનારાને મુશ્કેલ છે 'સાચી વાત કહી દેવી' એવા વિચારવાળાઓ તો સાચાના નામે ઉત્પાત મચાવનારા છે, ઘાત કરનારા છે આટલા માટે જ ઉપકારી શાસ્ત્રકાર મહર્ષિઓએ નિયમ જાળ્યો કે-'જૂઠુ ન બોલવુ!' બોલવુ ન બોલવુ તે મુનસફી(મરજી)ની વાત છે પણ જૂઠુ ન બોલવુ

માત્ર જૂઠુ ન બોલવુ એટલેથી જ પતતુ નથી જે બોલવુ તે ધર્મમય હોય, જૂઠુ ન હોય, પાપના પરિહારવાળુ હોય, સાથે સાથે અત્યત સુદર હોય આપણે સકષાયી છીએ, આથી ક્રોધના આવેશમા કટુક વચન બોલાઇ પણ જાય પર તુ માર્ગમા તો ઊભા રહેવુ જોઇએ; અને 'અમે આવુ બોલી ગયા અગર અમારાથી આવુ બોલી જવાયુ' એમ કબુલવુ તો જોઇએ!' બોલવુ ન જોઇએ એ ખ્યાલ તો હોવો જોઇએ સાધુના વચનો ધર્મમય જ હોય આરભ, વિષયકષાય, પરિગ્રહાદિને વધારનારા હોય જ નહિ તે વચનો અતિસુદર તથા શ્રોતાને ધર્મમાર્ગે દોરનારા હોય ઘેર જવાને તૈયાર થયેલા મેઘ કુમારને આટલા જ માટે શ્રમણ ભગવાન્ મહાવીર દેવ મધુર વચનથી પ્રેમપૂર્વક બોલાવે છે, ઉપદેશે છે અને માર્ગમાં સ્થિર કરે છે

### सव्वपावप्पणासणो । એ બોર્ડ છે!

હવે મૂળ મુદ્દામા આવો! ભગવાન્ શ્રમણગણને ફરમાવે છે કે દષ્ટા તને વળગતા ના! દાષ્ટાન્તિકને અવલબજો! સાધુઓ કે જે અવગ્રહની બહાર હતા તેઓ અવગ્રહમા આવી વ દનાદિ કરી કહેવા લાગ્યા "હે ભદત! હે આયુષ્મ ત!! દાષ્ટા તિકનો અર્થ અમે જાણતા નથી આપ જણાવો!" સાધુઓ પણ ભગવાનને 'હે ભદત' કહે છે 'હત' શબ્દ ખેદ, સબોધન તેમજ અગીકારમા પણ વપરાય છે અહીં 'હત' શબ્દ 'અગીકાર' અર્થમા છે કેમ કે શ્રમણોની વિનતિનો ભગવાને સ્વીકાર કર્યો છે

પછી ભગવાન્ ક્રમસર શ્રમણ શ્રોતાઓને સભળાવે છે–સમજાવે છે ઉપમેય, ઉપમા, તેનો સબધ વગેરે પ્રકાશે છે, અને છેટલે હેતુ, યુક્તિથી સમજાવે છે

દુનિયામા પણ સામાન્યત નિયમ છે કે प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते અર્થાત્ મૂર્ખ માણસ પણ પ્રયોજન વિના પ્રવૃત્તિ કરતો નથી અત્ર પણ ભગવાન્ હેય, ઉપાદેય પદાર્થોનુ સ્વરૂપ, તેનું પ્રયોજનાદિ સમજાવે છે

નવકાર મત્રમા પણ કહ્યુ છે. एसो पंच नमुक्कारो सव्वपावप्पणासणो એનો અર્થ ખરો એ છે કે–"આ પાચ નમસ્કાર, સર્વ પાપના પ્રનાશક (નાશક) છે એકવચન છે, બહુવચન નથી છતા અર્થમા બહુવચન લઈએ છીએ શ્રુતસ્કધરૂપ પચ નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે નમસ્કારનું આ પ્રયોજન છે

## ચિતવતાં ચૂકયો તે બધુ ચૂકયો! જરા ખસ્યો કે લપસ્યો!!

અહીં શકાકાર શકા વ્યક્ત કરે છે "જો નવકારથી જ સર્વ પાપનો નાશ થતો હોય તો બીજા સૂત્રો ગણવાની જરૂર શી? 'ઠેકડે ઠેકડે ઠેઠ બહુચરાજી પહોચીએ' એ કહેવત જેવી આ વાત થઈ! દુન્યવી વ્યવહાર છે કે પરણનારના ગીત ગવાય પછી ભલે તે નાનો હોય ઘોડે ચઢાવનાર મોટો હોય તો પણ ગીતો તેના ગવાતા નથી એ રીતે નોકારથી જ તમામ પાપ નાશ પામે તો અન્ય કશાની જરૂર શી?"

સમાધાન —જ્યા સુધી હેતુ સમજણમા ઉતરે નહિ અર્થાત્ સમજાવવામા આવે નહિ ત્યા સુધી શકાનુ નિવારણ થઈ શકે નહિ

આપણે દહિવાળાને કહ્યુ કે દશ શેર દહિ લાવો હવે દહિવાળો અદરથી દશ શેર દહિ ભાજનમા લાવશે તો શુ તમે ઠપકો આપી શકશો કે દહિ લાવવાનુ કહ્યુ હતુ અને ભાજન કેમ લાવ્યો? નહિ જ! કેમ કે ભાજન વિના દહિ લાવી શકાય જ નહિ એટલે દહિ લાવવાના કથનમા ભાજન લાવવાનુ કથન સમાઈ જ જાય છે

સર્વ પાપનો નાશ કરનાર શ્રી તીર્થંકર દેવ છે, સર્વ પાપનો નાશ કરવાની છાપવાળા અરિહતાદિને નમસ્કાર કરવામા આવે છે વકીલ, બેરીસ્ટર, સોલીસીટર, એડવોકેટ કે ડોકટર આ બધાઓ પોતાની ડીગ્રીના (ઉપાધિના) બોર્ડો (પાટીઆઓ) ટાગે છે અહીં પણ અરિહતાદિનુ બોર્ડ "સર્વ પાપનો નાશ કરનાર" એવી ડીગ્રીવાળુ છે આ બોર્ડથી એ નિશ્ચિત થાય છે કે સર્વ પાપના નાશની ઈચ્છાવાળાએ જ અહીં આવવુ જેઓને સસારમા પરિભ્રમણ કરવુ હોય, પાપના પોટલા બાધી રાખવા હોય તેવાઓ માટે અત્ર સ્થાન નથી एसो पच नमुक्कारो ऋद्धिसिद्धिप्रदायको જો કે નમસ્કારથી ઋદ્ધિસિદ્ધિની પ્રાપ્તિ થાય છે, છતા તેમ બોલાતુ નથી બોર્ડ તેવુ નથી બોર્ડ તો एसो पच नमुक्कारो सव्वपावप्पणासणो

જ છે સુવાવડ ખાતાના ડૉક્ટરો આખ, નાક, કાનના વ્યાધિને લગતા ન હોય એમ નહિ, ત્યા બીજા વ્યાધિની દવા ન જ કરે તેમ નહિ પણ તેને કહેવાય તો પ્રસૂતિગૃહ ( Maternity home ) જ ! પેગમા ચૂક આવતી હોય તે આખનો ડૉક્ટર મટાડી તો શકે ન મટાડી શકે તેમ નહિ પણ તે કહેવાય તો આખનો જ સ્પેશીયાલીસ્ટ ( ખાસ નેત્ર વૈદ્ય ! ) તેમ અહીં પણ નમસ્કાર મંત્ર ( અરિહતાદિ પદોને નમસ્કાર ) સર્વ ઋદ્ધિસિદ્ધિ આપે તો છે પણ તે વાત ગૌણ છે મુખ્ય વાતને સ્થાન છે અને તે सव्वपावप्पणासणो અરિહતાદિ તમામ કેવા છે ? જેમણે ધનમાલ વગેરે તમામને ઉપાધિ માની તેનો ત્યાગ કર્યો છે તો તને માટે તો તેમની પાસે જવાનુ હોય જ શાનુ ? કેમકે તે પદાર્થોને તો પોતે દુર્ગતિદાયક માન્યા છે અને તેવા ઉપદેશે છે શ્રી ઋષભદેવજી પાસે અઠ્ઠાણું પુત્રો રાજ્યના ભાગની રક્ષા માટે ગયા ત્યારે ભગવાને તેમને પોતાના જેવા બનાવ્યા અર્થાત્ દીક્ષા આપી ! અહિ આવવાનુ, આમને નમસ્કાર કરવાનુ પ્રયોજન જ એ કે સર્વ પાપનો નાશ ! એ બુદ્ધિ હોય તો જ–તેમણે જ અહિ આવવુ सव्वपावप्पणासणो એ શ્રી તીર્થંકર દેવોનુ બોર્ડ છે જેમ આખ, કાન, નાકના ડોક્ટરો પાસે તેને લગતા વ્યાધિવાળા દર્દીઓ જાય તેમ અહિ પણ સર્વ પાપનો નાશ કરવાની બુદ્ધિવાળા જ આવે છે

ધધામા, રાજ્યમા, સંસ્થાઓમા, વૈદક તેમજ કલો વગેરેમા કેટલેક ઠેકાણે પોલ પણ હોય, મિથ્યાડબર હોય, સ્થિતિ 'ઢપઢોલ માહે પોલ' જેવી હોય, બોર્ડો–જાહેરાતમા વજૂદ જરા પણ ન હોય તેવું અહિ નથી પચપરમેષ્ઠીને નમસ્કારમા 'સર્વ પાપના નાશ' નુ બોર્ડ તદ્દન સાચુ છે એ સ્હેજે સમજાય તેમ છે

## સિંચનની આવશ્યકતા !

કલ્પવૃક્ષની પાસે ચિતવવામા જે ચૂકે તે જ ચૂકે ચિતવવામા ન ભૂલનારો તો મેળવીને જાય છે–પામે છે અહીં ધર્મ પાસે પણ ચિંતવવામા ઋદ્ધિ સિદ્ધિ આદિ ઇચ્છાય તો તે ભૂલ છે સર્વ પાપના નાશની જ ઈચ્છા હોવી જોઇએ એજ ઇચ્છાપૂર્વક પાચે પરમેષ્ઠિને વદનાદિ કરવા જોઇએ, તેમનુ શરણ એટલા માટેજ છે

આવી ભાવનાવાળાને અર્દ્ધપુદ્ગલ પરાવર્ત્તમા સમ્યક્ત્વને લીધે ભવનો અંત થવાનો જ છે–તે વાત નક્કી છે તો આગળના–નવકારથી આગલના–પચિદિય–ઇરિયાવહિય–નમુત્થુણ, જય વીયરાય, પુકખરવરદી, સિદ્ધાણ બુદ્ધાણ આદિ સૂત્રો ભણવાની જરૂર નથી એમ માનવું ખોટુ છે જેમ ગોટલો વાવ્યો તેમાં ગોટલો જ થવાનો છે અને ગોટલો થવાનો જ છે એ બેય વાત નક્કી ખરી પણ સિંચન થાય તો સિંચન થયા વિના થાય ? ગોટલો, કેરી એ બધુ સિંચનથી જ થવાનું સિંચન વિના કાઇ થવાનું નથી ગોટલો વાવીને આબાના ફલને અગે સિંચનની, ઉછેરવાની, રક્ષણની તમામની જરૂર છે તેમ અહિ પણ સર્વ પાપના નાશની ઈચ્છાને સફલ કરવા માટે બાકીના સૂત્રો ભણવાની આવશ્યકતા સમજવી હેતુથી સમજાવાય તો જ આ વાત મા ય રખાય

જીવ અનાદિકાલથી રખડે છે કાયમથી તે કાળા ધોળા કરતો આવ્યો છે પણ તેને પાપનો નાશ કરવાની બુદ્ધિ થઈ નથી તેવો વિચાર ઉદ્ભવ્યો નથી કારણ કે તેવો વિચાર અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત જેટલો, સંસાર મર્યાદિત જેનો થયો હોય તેને આવે છે તેવા સમ્યકત્વીને આવે છે એ વાત ફરી ફરીને યાદ રાખો કે **નમસ્કાર સૂત્ર સર્વ પાપનો નાશ કરનાર છે.**

## કંટાળે કામ ન થાય!

કમલના ઉપનયમા ઉપાદેય તથા હેય (આદરણીય તથા ત્યાજ્ય) જણાવવા છતાં જો તેના કારણો ન જણાવાય તો ફલની આશા રખાય નહિ કારણો સમજ્યા વિના વસ્તુ મગજમા ઉતરે નહિ માટે હેતુ સહિત કારણો સમજાવવા જોઈએ; ન સમજે તો ફરી ફરીને પણ સમજાવવા જોઇએ

સર્વ કર્મનો નાશ થવાથી જ સિદ્ધમા અનત સુખ છે આત્મા જેમ જ્ઞાન સ્વરૂપ છે તે જ રીતે અનત સુખના સ્વભાવવાળો છે આ નિમિત્તથી સર્વ કર્મનો નાશ હેતુ સમજી શકાય તેમ છે

કમલનો ઉપનય પણ હેતુ, યુક્તિ નિમિત્તાદિથી સમજાવવામા આવે છે, ન સમજાય તો ફરી ફરીને સમજાવવામા અહિ કટાળો નથી નાનુ બાલક દાબડી અગર કોઈ પણ ચીજ માટે પૂછે; તેને ઓળખાવાય, છતા ભૂલી જવાથી બીજે દિવસે તેજ ફરીને પૂછે તો શું તેને ફરીને કહેવામા કે ઓળખાવવામા ન આવે? કહેવાય જ! ઓળખાવાય જ!! તેમા કટાળો લવાય જ નહિ ગ્રહણ શક્તિ કે ધારણ શક્તિ ખીલ્યા પહેલા બાળક પણ શુ કરે? તે શક્તિ ખીલ્યા પછી તો બાલક પોતે તે વસ્તુને સમજી લે છે અને યાદ પણ રાખે છે બાલકને જો વારવાર કહેવાય તો અનાદિના બાળક આ જીવને એક વખત કહી દીધે પાલવે? નહિ જ! જ્યા સુધી તેના હૃદયમાં ઠસે નહિ ત્યા સુધી કહેવાની આવશ્યકતા છે, જિજ્ઞાસુને સમજાવવુ જ હોય-હૃદયમા તત્ત્વ ઠસાવવુ જ હોય તો પ્રયત્ન ચાલુ રાખવો જ જોઈએ દૃષ્ટાન્ત, હેતુ, નિમિત્ત સર્વ બતાવ્યા છતા તેનો પડઘો ચાલુ રાખવો જોઈએ આ પ્રમાણે આટલે સુધી પ્રયત્ન જારી રહે તો શ્રોતૃગણને (લોકોને) શકાનુ સ્થાન રહે નહિ

ઉપનયમા ઉપાદેય, હેય તથા ફલને વિભાગવાર કહેવામા આવેલા છે મેઘ ગર્જારવ કરે પણ વરસે નહિ તેવુ અહિ નથી મુકદ્દમામા (કેસમા) જેમ મુદ્દાઓ નોધાય, પછી એકેક મુદ્દો રીતસર ચર્ચાય અહિ પણ તેમજ સમજવુ તેજ નિયમાનુસાર ક્રમસર તમામ કહેવામા આવેલ છે

卐 卐 卐

## કાર્યને લીધે કારણ વખાણવાનો નિયમ નથી.

### ઇશ્વરને બનાવનાર માનનારાઓના મતે તો ત્યાગ, વૈરાગ્ય, એ ગુન્હો ગણાવો જોઇએ !

શાસ્ત્રકાર મહારાજા ગણધર ભગવાન્ શ્રીમત્ સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જબૂ સ્વામીજીને શ્રી સૂયગડાગ સૂત્રની વાચના આપતા, ભગવાનની સેવા કરતા, તેમના સ્વમુખે પોતે અસ્ખલિતપણે શ્રવણ કરેલ, પુડરીકાધ્યયનને તેજ સ્વરૂપે પોતે કહે છે તેમ જણાવી આગળ વાવડી, કચરો, કમલ, પાણી, ચાર દિશાથી આવેલા ચાર પુરુષો તથા પાચમા ભિક્ષુક વગેરે સબધી ફરમાવી ગયા તે આપણે જોઇ ગયા

શ્રી તીર્થંકરદેવના વચનથી હેય ( ત્યાજ્ય ) તથા ઉપાદેય ( આદરણીય ) ( જ્ઞેયમા તો બધુજ આવે છે ) માલૂમ પડે એ અલક્ષ્ય લાભ છે એમને માનવામા એજ લાભ છે અને તે માટેજ તેમને પરમેશ્વર તરીકે આપણે માનીએ છીએ

પરમેશ્વર સબધી ઇતરની મા યતામા તથા આપણી ( જૈનોની ) માન્યતામા મોટો ભેદ છે એ ભેદમા રહેલો ભે૰ વિચારકો ભેદી શકે છે, જાણી શકે છે ઇતરો ઇશ્વરને જગતકર્તા તરીકે માને છે, દશ્ય માત્રના બનાવનાર તેનેજ માને છે ધનધાન્યાદિ, સપત્તિ, સ્ત્રી સતતિ પરિવારાદિ જે કાઇ મળ્યુ છે તે ઇશ્વરની કૃપાથી, આપનાર ઇશ્વર છે માટે તેઓ ઇશ્વરને માને છે આભાર માનવામા, સેવવા પૂજવામા આ કારણ છે જૈનદર્શન ઇશ્વરને ઇશ્વર તરીકે માને છે જૈનદર્શનની માન્યતામા આભાર માનવાના વ્યવહારૂ કારણને સ્થાન નથી કેમકે ઇશ્વરને બનાવનાર નહિ પણ બતાવનાર તરીકે માનવામા આવે છે એટલે ઇશ્વરને પૂજ્ય તરીકે જૈનો જરૂર માને છે, સેવે છે, પૂજે છે જૈનદર્શન જગત, તેના પદાર્થો વગેરેને અનાદિ, સ્વાભાવિક માને છે પોતપોતાના કર્મોથી દરેકનો ઉદ્ભવ છે કેટલાક કર્મો ઉદયાધીન હોય છે તેમા પરમેશ્વરને કાઇ લેવાદેવા નથી

ब्रह्म सत्य जगन्मिथ्या જગતને મિથ્યા તો દરેક મતવાળા માને છે પરમેશ્વર જ કરતા કારવતા છે તો પછી વળગાડનારજ એ છે પછી અન્યને કર્મ વળગે કેમ ? કેમકે પ્રેરક તો ઇશ્વર છે ને !

મત

> આ હુ કરૂં, આ મેં કર્યું એ માનવી મિ઼ંથા બકે,
> ઇશની આજ્ઞા વિના, ના પાન પણ હાલી શકે !

જૈનદર્શનની મા યતા આ નથી અહિ તો ત્યાગની મહત્તા છે હવે જો ઇશ્વરને જ વળગાડનાર માનવામા આવે તો ત્યાગ એ તેનો ગુન્હો ગણાશે ! કેમકે ઇશ્વરની ઇચ્છા વળગાડવાની અને જેને વળગાડે તે ત્યાગ કરે તો ગુ હો નહિ તો બીજુ શુ ? ઘોર

લગ્ન કર્યા હોય ( જો કે તે તો ભાડુતી કાર્યકર છે છતાય ) પાછળથી તે યુગલ છૂટાછેડા કરે તો ગોરને પણ અપમાન તો લાગે છે ને ? હિન્દુઓમા તો કથન છે કે લગ્ન એ પવિત્ર કરાર છે એને તોડાય કેમ ? ઇશ્વર ઉપાધિ વળગાડે અને તેને તજવાનો વિચાર એ ખરેખર ઇશ્વરનું અપમાન છે પણ ઇશ્વરને વળગાડનાર માનવામા આવે બનાવનાર મનાય તો ! જેઓ ઇશ્વરને બનાવનાર નહિ પણ બતાવનાર ( હેય-ઉપાદેયાદિ બતાવનાર ) માને છે તેઓ માટે આ નિયમ લાગુ પડી શકે નહિ ઇશ્વરને બનાવનાર માનનારાઓના મતથી ત્યાગ, વૈરાગ્ય પણ ઇશ્વરનો ગુન્હો ગણાવો જોઇએ

## દોષનો ટોપલો ઇશ્વરને શિરે ઓઢાડવા જેવુ અનુચિત બીજુ શુ હોઇ શકે ?

જૈનમત ઇશ્વરને બતાવનાર ( પ્રકાશક ) માને છે પૃથ્વી, પાણી આદિ સર્વ પોત પોતાના કર્મોથી ઉદ્ભવે છે માટે ત્યા ત્યાગના વિચારમા ગુન્હાને સ્થાનજ નથી

તત્ત્વના જ્ઞાતા ઘણાજ ઓછા છે તેથી ઇશ્વરને બતાવનાર તરીકે માનનારા તથા તે સ્વરૂપે બતાવનારા ( કહેનારા ) ઓછા મળશે પણ તેને બનાવનાર તરીકે માનનારા તથા મનાવનારા મોટી સખ્યામા મળશે

એકડીઆ ( બાળવર્ગ ) વગેરેના વિદ્યાર્થીઓને ( નાની વયમા ) શિક્ષકના મારનો ડર હોય છે પણ કોલેજના વિદ્યાર્થીઓને ( ઉચ્ચ કેળવણી લેતા મોટી વયના ) ડર હોતો નથી ડરની જરૂર હોતી નથી તે રીતે અહિ પણ ઇશ્વરના નામે લોકો પાપથી અટકે, અનાચારથી વિરમે તો ત્યાસુધી ઇશ્વરને બનાવનાર માનવા મનાવવામા પણ, વાંધો નથી

જૈનો પાપથી, તે પાપ છે, માટેજ ડરે છે પુણ્ય પાપનું ફળ ઇશ્વર આપશે એવો બાલ ખ્યાલ જૈનમતમા નથી તેવો ખ્યાલ પરમતમા છે પુણ્યને પુણ્ય તરીકે તથા પાપને પાપ તરીકે ન સમજનાર માટે, પુણ્યનો સરપાવ (ફલ) તથા પાપની સજા (ફળ) આપનાર તો કોઈ માનવો-મનાવવો જોઇશે ! તેટલા પૂરતું, એ રીતે પણ પાપ પુણ્યથી અટકવા-અટકાવવા પૂરતું તે ઠીક છે તત્ત્વથી તો ઇશ્વર બતાવનાર છે બનાવનાર નથી

**जातस्य हि ध्रुव मृत्यु** જન્મેલાનુ મૃત્યુ અવશ્ય છે આમા મારનાર તરીકે નિયમ નક્કી થયો કે ઇશ્વર ? આયુષ્યના ક્ષયે મૃત્યુ થાય એ સ્વાભાવિક છે જન્મ, જરા, મરણ, વ્યાધિ બધુ કર્મજન્ય થયા જ કરે છે ઋદ્ધિ-સિદ્ધિમા પણ તેજ નિયમ લાગુ છે વિચારીને કામ કરનાર પણ વિમાસણમા પડે તેવો વખત આવે છે અને અવળા નાખનારના પોબાર પાસા પડે છે ત્યા ભવિતવ્યતા બળવાન છે, દોષનો ટોપલો ઇશ્વરને શિરે ઓઢાડવો વ્યાજબી નથી

## અનાદિથી આધિપત્ય ભોગવતો ઇશ્વર જગતના જીવોને હજી સુધારી શકયો નહિ?

પુણ્ય પાપના ફળ આપોઆપ મળે છે કોઇ આપતુ નથી તેમા કોઇની ડખલગીરી નથી જો ઇશ્વર જ કર્તાહર્તા છે એમ બરાબર માનતાજ હો તો દીવાની તથા ફોજદારી કોર્ટોની શી જરૂર છે? માટે તાળા! કોર્ટો રાખીને-ચલાવીને ઇશ્વરની સત્તામા-તેના કાર્યમા ડખલગીરી શા માટે કરો છો! કોઇ પણ પ્રયત્ન કરો તે સત્તાધીશ-એકજ સત્તાધીશની સત્તાની આડે આવવાની ચેષ્ટા શા માટે આચરો છો?

જૈનમત તો કહે છે કે મારૂ નરસુ ફળ કર્માનુસારજ છે કર્મનો ઉદય ક્ષણે ક્ષણે ભિન્ન ભિન્ન રૂપે છે ગુનો કરવા છતા પણ તે વખતે અસાતાનો ઉદય ન હોય તો તે છૂટી જાય છે અસાતાના ઉદય વખતે બીનગુન્હેગારને પણ સજા થાય છે ગુન્હેગારપણું કે બીનગુન્હેગારપણુ એ તો વર્તમાન કાળની દૃષ્ટિની વાત છે બાકી છૂટી જવાપણુ કે ગુનો વગરનુ થાય એ ઉદયમા આવેલુ કર્મકારણ તો પ્રત્યક્ષથી જ છે જો ઇશ્વરને સત્તાધીશ માનવામા આવે, આવો વહીવટદાર માનવામા આવે તો, વગર ગુન્હેગારને સજા કેમ? ગુન્હેગાર બચ્યો કેમ? વગેરે પ્રશ્નોની આડખીલી ઉભી થશે કર્મના ઉદયે જ શુભાશુભ ફળ મળે આ પ્રકારના જૈન-દર્શનના મન્તવ્યમા કાઇજ અડચણ નડતી નથી

જૈનો જગતને અનાદિ માને છે ઇતરો ઇશ્વરને અનાદિથી માને છે અનાદિથી આધિપત્ય ભોગવતો ઇશ્વર જગતના જીવોને હજી સુધારી શકયો નહિ?

શ્રી તીર્થંકરદેવને આપણે, બતાવનાર તરીકે ઉપકારી માનીએ છીએ આપણે તેમને બનાવનાર તો માનતાજ નથી આપણે તેમને ઉપકારી તરીકે પૂજીએ છીએ, માનીએ છીએ, નમીએ છીએ કેમકે હેય ઉપાદેય જ્ઞેયાદિના પ્રકાશક તેઓ છે હેય એટલે તજવા લાયક અને ઉપાદેય એટલે આદરવા લાયક તેમજ જ્ઞેય એટલે જાણવા લાયક એમ ત્રણ પ્રકારે તત્ત્વ કે પદાર્થ છે હેય કે ઉપાદેયને પણ જાણ્યા વિના છાડવાનુ કે આદરવાનુ બની શકતુ નથી એ ખરૂ છે પણ જ્ઞેયનો પ્રકાર ભિન્ન એટલા માટે છે કે કેટલાક તત્ત્વો માત્ર જ્ઞેયજ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય વગેરે જાણવા યોગ્ય જ છે શ્રી જિનેશ્વર દેવો જ્ઞેય, હેય તથા ઉપાદેય, ત્રણેય પ્રકાશે છે

## સદ્ભાવ સ્થાપના! અસદ્ભાવ સ્થાપના! સ્થાપનાની-મૂર્તિની માન્યતાની સિદ્ધિ!

ભગવાને શ્રમણ શ્રોતૃગણને કહ્યુ કે-વાવડી, કમળ વગેરેનો દૃષ્ટાન્તાત્મક અધિકાર જ્ઞેય માત્ર છે

શ્રોતાઓને જિજ્ઞાસા ઉત્પન્ન કર્યા બાદ કથન અસર કરે છે ત્યારપછી પણ થયેલી શંકાના સમાધાનથી કથન હૃદયમા ઠસે છે વગર જિજ્ઞાસાથી, વિના શંકા સમાધાને શ્રવણ કરાયેલાની હૃદયમા અસર થતી નથી આ કારણે કારણે કેટલેક સ્થળે શાસ્ત્રકારો પ્રશ્નોત્તર

રૂપે, પોતાની મેળેજ શકા ઉઠાવી તેના સમાધાન આપે છે પ્રશ્નોત્તરની યોજનાનો હેતુજ આ છે આ રીતિએ ભગવાને પણ સૂયગડાગ શ્રવણ કરાવ્યું છે

જગત્ વાવડી રૂપે છે मनस्यन्यद् वचस्यन्यद् એવુ અહિ નથી પણ आत्मान लोक च આત્માનુભવાનુસાર લોકને-જગતને વાવડી તરીકે કહેલ છે વાવડીમા જે જે વસ્તુઓ કહેવામા આવી છે તે આખા જગતમા છે વાવડી જે જગતનો એક ભાગ છે પણ બીજુ કાઇ નહી એવી વાવડી લેવાનુ પ્રયોજન એ કે ઉપમેય તરીકે જણવામા આવેલા પદાર્થો વાવડીમા છે તેનો એક પણ ભાગ ખાલી નથી વાવડી જગતના સ્થાને ગણાઈ મોટાને નાનાની ઉપમા અપાઇ વાવડી જગત કહેવાય તો નાનાને મોટાની ઉપમા ગણાય વાવડીનું પ્રમાણ ( લબાઈ પહોળાઇ ) મર્યાદિત છે જગતનુ પ્રમાણ તેવુ નથી વાવડીનું પ્રમાણ તો વારો ( yards ) ની સખ્યાએ નિશ્ચિત છે જ્યારે જગતનુ પ્રમાણ તો રાજલોકોથી છે અસખ્યાત ક્રોડાક્રોડ યોજનોનો એક રાજલોક છે રાજલોક ચૌદ છે

જગતને વાવડીની ઉપમા તે તો મેરૂને સરસવ કહેવા જેવુ નથી ? અસખ્યાત ક્રોડાક્રોડ યોજનોના પ્રમાણવાળા જગતને આવી ઉપમા કેમ ? દષ્ટા ત કેમ ઘટાવાય તે સમજવુ જોઇએ એક વેતમા ચૌદ રાજલોકનુ સ્વરૂપ આકારના હિસાબે સમજાવી શકાય છે હાથીનુ પ્રતિબિબ નાના કાચમા આવી જાય છે કાચના કટકામા તાજમહાલ દેખાય છે આ દશ્ય જુઠુ નથી, સાચુ છે અહિ પ્રમાણ સાથે સબધ નથી પણ આકાર સાદશ્ય સાથે સબધ છે સ્તભ સોનેરી હોય તો પ્રતિબિબમા કાઈ પીળો રગ પણ આવતો નથી છતા બોલવામા તો 'સુવર્ણસ્તભ' જ બોલાય છે શ્રી ઋષભદેવજીની કાયા પાચસે ધનુષ્યની હતી પ્રતિમા, પ્રતિકૃતિ નાની હોય છે રહસ્ય કે પ્રતિમાનો કે પ્રતિકૃતિનો સબધ વર્ણ કે પ્રમાણ સાથે નથી મળતાપણા ( સાદશ્ય ) સાથે છે સદ્ભાવ સ્થાપનામા છે

એક દાબડી વચમા રાખી ચાર મીંડી, ચાર મનુષ્યો, લીટા એ પાણી, વગેરે કલ્પના કરવામા આવે ત્યા તો નથી મનુષ્ય, પાણી, તળાવ છતા સમજવા કે સમજાવવા માટેની કલ્પના છે, આ પ્રકારની કલ્પનામા અસદ્ભાવ સ્થાપના છે આકાર નહિ છતાપણ સ્થાપના માની શકાય છે કેમકે યેન કેન હેતુ સમજવાનો છે અસત્ હોય તેની સ્થાપના ન હોય સદ્ભાવ જેનો હોય તેની સ્થાપના હોય પણ સદ્ભાવ છતા આકારથી અસદ્ભાવ હોય તો સ્થાપના માનવામા વાધો નથી એકલા આકારથી છબી માનવામા હરકત નથી હવે સમજી શકાશે કે પ્રમાણ, રગાદિ આ રીતે માનવામા હરકત નથી.

જગત( લોક )ના સ્થાને વાવડીને રાખી, તેમા પ્રમાણ, રગ મળતા નથી છતા તેના સ્થાને રાખી તે અસદ્ભાવ સ્થાપના કહેવાય કેટલાકો કહે છે કે-પત્થરની ગાયમાથી તો દુધ આવતુ હશે ? એ વાત તો ખરી પણ એવું પૂછો કે પત્થરમા ગાયપણુ આવ્યુ ( આરોપાયુ ) શાથી ? આકારથીને ! પત્થરની પણ શુ ? ગાય !

કોઇકને કોઇક તેનુ નામ પૂછે; જવાબ તેમા 'હુ મુગો છુ' એમ કહે તો ? પોતે પોતાની મેળે જ જુઠ્ઠો ઠરે છે કેમકે મુગો છે અને 'મુગો છુ' એમ બોલી શકયો ? તેજ રીતે 'પત્થરની ગાય' એમ આકાર દર્શાવવાપૂર્વક બોલવુ ખરૂ છતા માનવુ નહિ એ મૂર્ખતા નથી ? આકારની ફજેતી કરવાની ચેષ્ટા કરનાર પોતાની જ ફજેતી કરે છે

'પત્થરની ગાયનાથી દુધ ન નીકળે' એવુ બોલી આકારને ઉડાવનારાઓ શ્રી સૂયગડાંગ સૂત્રને તો માને છે ન ! તેઓને પૂછો કે નાની સરખી વાવડીમા ચૌદ રાજ લોકનો સમાવેશ ( ઘટનાથી ) માનો છો કે નહિ ? જો તે માનવામા હરકત નથી તો આકારમા ગાય માનવામા હરકત ક્યાથી આવી ?

જેઓ બુદ્ધિથી આકાર કે સ્થાપના ન માને તેવાઓ માટે વાવડીમા ચૌદ રાજ લોકના સમાવેશનુ ભગવાન્ શ્રી મહાવીરદેવનુ આ વચન માનવા જેવુ રહેતુ નથી !

જેઓ અસદ્ભાવ સ્થાપના માનવા તૈયાર નથી, ખુશી નથી, તેઓ વાવડીને લોકની ઉપમા આપી કે માની શકે જ નહિ ! જેઓ બ ને પ્રકારે સ્થાપના માનવા તૈયાર નથી, ઇચ્છતા નથી તેઓને તો 'આ 'લોક' ધારીને વાવડી કહેલી' એવુ કહેવાનો કે માનવાનો અવકાશ જ નથી

શ્રી તીર્થંકરદેવ તો આખો તીર્ચ્છાલોક, ઊર્ધ્વલોક, અધોલોક તમામને વાવડીમા ઘટાવે છે આમ માનવાનો અથવા ભગવાને આમ કહ્યુ છે તેવુ બોલવાનો હક અસદ્ભાવ સ્થાપના દ્વારા ઉપમા માનનારાઓને જ છે

## કામભોગ કાદવ કીચ્ચડ જેવા છે

વાવડીમા ચારે બાજુ પાણી જ પાણી છે, જલજલાકાર છે; સળી બોળે તેટલી જગ્યા પણ પાણી વિનાની નથી તે જ રીતે ચૌદે રાજલોકમા (જગતમા) જ્ઞાનાવરણીયાદિ આઠે પ્રકારના કર્મો ઠાસી ઠાસીને ભરેલા છે એક પણ પ્રદેશ, કર્મવર્ગણાથી મુક્ત નથી પાણીના સ્થાને કર્મ છે જ્યારે વાવડીમા જેમ કચરો-કીચ્ચડ જગતમા કામભોગ સમજવા કામભોગ કચરા-કાદવ-કીચ્ચડ જેવા છે

દૂરથી થતો ઉપયોગ તે કામ, જેમ રૂપ દૂરથી જોઇ શકાય છે, શબ્દ દૂરથી શ્રવણ થઈ શકે છે સ્પર્શ, રસ, ઘ્રાણના વિષયો ભોગમા ગણાય છે પાચે વિષયો કામભોગમા આવી જાય છે ( સમાય છે )

પાણીમા તરનારા તો સેંકડોની સખ્યામા પણ મળે પર તુ કચરા કાદવમા તરનારો તરી શકનારો કોઈ હોતો ( હોઇ શકતો ) નથી ભગવાન્ એટલા માટે જણાવે છે-ફરમાવે છે કે-હે મહાનુભાવો ! કર્મના ગમે તેવા ગાઢ ઉદયને પણ તોડી શકાશે પણ ક્યારે શી રીતે ? જો કામભોગમા નહિ ફસાશો તો ! પાણીમા ડૂબેલો પણ ત્રણવાર ઊંચે આવી

શકે છે જ્યારે કાદવમા ખૂચેલો એક વખત પણ ઊંચે આવવા સમર્થ થતો નથી ભારે કર્મી થયેલો આત્મા કદાચ ધર્મને પામી જાય પણ કામાસક્તને તો ધર્મપ્રાપ્તિ અતિ મુશ્કેલ છે પાણીમા તરવાનુ પોતાને હાથે બની શકે છે કીચડમા ખૂચેલો પોતાની મેળે નીકળી શકતો નથી તેને કાઢનાર બીજો જ જોઇએ તેમ કામભોગમા ખૂચેલાઓ તો તેને બહાર કાઢનારા ધર્મોપદેશક ગુરૂઓ મળે તો જ બહાર નીકળી શકે–બચી શકે

સમ્યક્ત્વમા નિસર્ગ અને અધિગમ એવા પ્રકાર છે પણ ચારિત્રમા તેમ નથી કારણ કે આપણે જોઇ ગયા કે કીચડમા ખૂચ્યો એટલે અન્યની મદદ વિના નીકળી શકે જ નહિ ત્યારે કોઈ તીર્થંકર ભગવાનના સ્વયસબુદ્ધપણામા શકા કરે તો ? શ્રી તીર્થંકર દેવને આપણે પોતાની મેળે બોધ પામેલા માનીએ છીએ સિદ્ધિ ગુરૂની જોગવાઈથી થઇ છે તે યાદ રાખવુ જોઇએ કાટો વાગ્યો, ગોળ વગેરે ગરમ કરી બાધી, ચામડી નરમ કરી, દબાવી કાટાને બહાર કાઢયો પણ તે વખતે કાટો કાઢયો એમ બોલાતુ નથી 'કાટો નીકળ્યો' એમ બોલાય છે સોયથી કાઢયો હોત તો 'કાઢયો' કહેવાત ગોળથી પણ કાટો કાઢયો તો છે છતા કહેવાય છે નીકળ્યો ! મતલબ કે નીકળ્યો છે કાઢવા છતા કાઢવામા મહેનત ન પડવાના કારણે 'નીકળ્યો' કહેવામા આવે છે તેવી જ રીતે શ્રી તીર્થંકર દેવના આત્માને પૂર્વભવે ગુરૂની જોગવાઇ મળેલી હોય છે ગુરૂએ કહેલી ક્રિયા પરિપકવ થતા, તથાપ્રકારની ભવિતવ્યતાના યોગે તે પવિત્ર બનેલો ઉચ્ચકોટિનો આત્મા તીર્થંકરના ભવમા સ્વયસબુદ્ધ બને છે, બની શકે છે, સમ્યકત્વ તો પૂર્વભવમા ગુરૂની જોગવાઇથી જ ( નિમિત્તથી જ ) પ્રાપ્ત થયેલુ છે

ચૌદરાજલોકના તમામ જીવો કામભોગમા જકડાયેલા જ છે સ્પર્શનેન્દ્રિયાદિ ભોગોમા આસક્ત છે પચેન્દ્રિયવાળા કામ તથા ભોગ બન્નેમા આસક્ત છે કચરાના સ્થાને કામભોગ ગણાવ્યા ત્યારે કમળના સ્થાને શુ ? અગાધ જળ નુકશાન કરનાર છે કચરો ફસાવનાર, ખૂચાવનાર છે તેજ પાણી અને તેજ કચરાથી ઉત્પન્ન થનાર અને વૃદ્ધિ પામનાર કમળ છે જગતમા જે ભવ્યજીવો મનુષ્યગતિમા ઉત્પન્ન થયા તેમની ઉત્પત્તિ તો કર્મભોગના હિસાબે જ છે ગામ તથા નગરના ભવ્યજીવો, કમળના સ્થાને ગણવામા આવ્યા છે

કેટલીક ચીજોનુ કાર્ય ( ફળ ) લાભદાયક હોય તો કારણ પણ ઇચ્છવા લાયક હોય છે જેમકે દુનિયાદારીના હિસાબે તમે રસોઇ કરી સુપાત્રદાન શ્રેષ્ઠ છે પણ રસોઇ વિના તો તે લાભ નહિ મળે ને ! અનુગ્રહ દાન તો લોભ પરિગ્રહ ખસ્યા હશે તો દેવાશે ! તે વિના અનુકપાદિ દાન દઇ શકવાના નથી રસોઇ કરતા થયેલો છકાયનો કુટો એ ઇચ્છવા યોગ્ય છે ? નહિ ! જીર્ણોદ્ધાર પણ થયો તો પૈસાથીને ! પરિગ્રહથીને ! કહો કે કાર્ય સારૂ છતા સર્વસ્થળે કારણ સારૂ રહે એવો નિયમ નથી પરિગ્રહ ઇચ્છવા યોગ્ય નથી ડૉકટરોની દવાથી સાધુનો વ્યાધી મટે તેથી તે કાર્યની અનુમોદના ભલે થાય પણ

કોઇકને કોઇક તેનું નામ પૂછે, જવાબ તેમાં 'હું મુંગો છું' એમ કહે તો ? પોતે પોતાની મેળે જ જુઠ્ઠો ઠરે છે કેમકે મુંગો છે અને 'મુંગો છું' એમ બોલી શકયો ? તેજ રીતે 'પત્થરની ગાય' એમ આકાર દર્શાવવાપૂર્વક બોલવું ખરૂં છતાં માનવું નહિ એ મૂર્ખતા ગણી ? આકારની ફજેતી કરવાની ચેષ્ટા કરનાર પોતાની જ ફજેતી કરે છે

'પત્થરની ગાયનાથી દુધ ન નીકળે' એવું બોલી આકારને ઉડાવનારાઓ શ્રી સૂયગડાંગ સૂત્રને તો માને છે ને ! તેઓને પૂછો કે નાની સરખી વાવડીમાં ચૌદ રાજ લોકનો સમાવેશ (ઘટનાથી) માનો છો કે નહિ ? જો તે માનવામાં હરકત નથી તો આકારમાં ગાય માનવામાં હરકત ક્યાંથી આવી ?

જેઓ બુદ્ધિથી આકાર કે સ્થાપના ન માને તેવાઓ માટે વાવડીમાં ચૌદ રાજ લોકના સમાવેશનું ભગવાન્ શ્રી મહાવીરદેવનું આ વચન માનવા જેવું રહેતું નથી !

જેઓ અસદ્ભાવ સ્થાપના માનવા તૈયાર નથી, ખુશી નથી, તેઓ વાવડીને લોકની ઉપમા આપી કે માની શકે જ નહિ ! જેઓ બન્ને પ્રકારે સ્થાપના માનવા તૈયાર નથી, ઇચ્છતા નથી તેઓને તો 'આ 'લોક' ધારીને વાવડી કહેલી' એવું કહેવાનો કે માનવાનો અવકાશ જ નથી

શ્રી તીર્થંકરદેવ તો આખો તીર્ચ્છાલોક, ઊર્ધ્વલોક, અધોલોક તમામને વાવડીમાં ઘટાવે છે આમ માનવાનો અથવા ભગવાને આમ કહ્યું છે તેવું બોલવાનો હક અસદ્ભાવ સ્થાપના દ્વારા ઉપમા માનનારાઓને જ છે

## કામભોગ કાદવ કીચ્ચડ જેવા છે

વાવડીમાં ચારે બાજુ પાણી જ પાણી છે, જલજલાકાર છે; સળી બોળે તેટલી જગ્યા પણ પાણી વિનાની નથી તે જ રીતે ચૌદે રાજલોકમાં (જગતમાં) જ્ઞાનાવરણીયાદિ આઠે પ્રકારના કર્મો ઠાંસી ઠાંસીને ભરેલા છે એક પણ પ્રદેશ, કર્મવર્ગણાથી મુક્ત નથી પાણીના સ્થાને કર્મ છે જ્યારે વાવડીમાં જેમ કચરો-કીચ્ચડ જગતમાં કામભોગ સમજવા કામભોગ કચરા-કાદવ-કીચ્ચડ જેવા છે

દૂરથી થતો ઉપયોગ તે કામ, જેમ રૂપ દૂરથી જોઇ શકાય છે, શબ્દ દૂરથી શ્રવણ થઇ શકે છે સ્પર્શ, રસ, ઘ્રાણના વિષયો ભોગમાં ગણાય છે પાંચે વિષયો કામભોગમાં આવી જાય છે (સમાય છે)

પાણીમાં તરનારા તો સેંકડોની સંખ્યામાં પણ મળે પરંતુ કચરા કાદવમાં તરનારો તરી શકનારો કોઇ હોતો (હોઇ શકતો) નથી ભગવાન્ એટલા માટે જણાવે છે-ફરમાવે છે કે-હે મહાનુભાવો ! કર્મના ગમે તેવા ગાઢ ઉદયને પણ તોડી શકાશે પણ ક્યાંથી રીતે ? જો કામભોગમાં નહિ ફસાશો તો ! પાણીમાં ડૂબેલો પણ ત્રણવાર ઊંચે આવી

શકે છે જ્યારે કાદવમા ખૂચેલો એક વખત પણ ઊંચે આવવા સમર્થ થતો નથી ત્યારે કર્મી થયેલો આત્મા કદાચ ધર્મને પામી જાય પણ કામાસક્તને તો ધર્મપ્રાપ્તિ અતિ મુશ્કેલ છે પાણીમા તરવાનુ પોતાને હાથે બની શકે છે કીચડમા ખૂચેલો પોતાની મેળે નીકળી શકતો નથી તેને કાઢનાર બીજો જ જોઇએ તેમ કામભોગમા ખૂચેલાઓ તો તેને બહાર કાઢનારા ધર્મોપદેશક ગુરૂઓ મળે તો જ બહાર નીકળી શકે-બચી શકે

સમ્યક્ત્વમા નિસર્ગ અને અધિગમ એવા પ્રકાર છે પણ ચારિત્રમા તેમ નથી કારણ કે આપણે જોઇ ગયા કે કીચડમા ખૂચ્યો એટલે અન્યની મદદ વિના નીકળી શકે જ નહિ ત્યારે કોઈ તીર્થંકર ભગવાનૂના સ્વયમ બુદ્ધપણામા શકા કરે તો ? શ્રી તીર્થંકર દેવને આપણે પોતાની મેળે બોધ પામેલા માનીએ છીએ સિદ્ધિ ગુરૂની જોગવાઈથી થઇ છે તે યાદ રાખવુ જોઇએ કાટો વાગ્યો, ગોળ વગેરે ગરમ કરી બાધી, ચામડી નરમ કરી, દબાવી કાટાને બહાર કાઢયો પણ તે વખતે કાટો કાઢયો એમ બોલાતુ નથી 'કાટો નીકળ્યો' એમ બોલાય છે સોયથી કાઢયો હોત તો 'કાઢયો' કહેવાત ગોળથી પણ કાટો કાઢયો તો છે છતા કહેવાય છે નીકળ્યો ! મતલબ કે નીકળ્યો છે કાઢવા છતા કાઢવામા મહેનત ન પડવાના કારણે 'નીકળ્યો' કહેવામા આવે છે તેવી જ રીતે શ્રી તીર્થંકર દેવના આત્માને પૂર્વભવે ગુરૂની જોગવાઇ મળેલી હોય છે ગુરૂએ કહેલી ક્રિયા પરિપકવ થતા, તથાપ્રકારની ભવિતવ્યતાના યોગે તે પવિત્ર બનેલો ઉચ્ચકોટિનો આત્મા તીર્થંકરના ભવમા સ્વયસબુદ્ધ બને છે, બની શકે છે, સમ્યકત્વ તો પૂર્વભવમા ગુરૂની જોગવાઈથી જ ( નિમિત્તથી જ ) પ્રાપ્ત થયેલુ છે

ચૌદરાજલોકના તમામ જીવો કામભોગમા જકડાયેલા જ છે સ્પર્શનેન્દ્રિયાદિ ભોગોમા આસક્ત છે પચેન્દ્રિયવાળા કામ તથા ભોગ બન્નેમા આસક્ત છે કચરાના સ્થાને કામભોગ ગણાવ્યા ત્યારે કમળના સ્થાને શુ ? અગાધ જળ નુકશાન કરનાર છે કચરો ફસાવનાર, ખૂચાવનાર છે તેજ પાણી અને તેજ કચરાથી ઉત્પન્ન થનાર અને વૃદ્ધિ પામનાર કમળ છે જગતમા જે ભવ્યજીવો મનુષ્યગતિમા ઉત્પન્ન થયા તેમની ઉત્પત્તિ તો કર્મભોગના હિસાબે જ છે ગામ તથા નગરના ભવ્યજીવો, કમળના સ્થાને ગણવામા આવ્યા છે

કેટલીક ચીજોનુ કાર્ય ( ફળ ) લાભદાયક હોય તો કારણ પણ ઈચ્છવા લાયક હોય છે જેમકે દુનિયાદારીના હિસાબે તમે રસોઇ કરી સુપાત્રદાન શ્રેષ્ઠ છે પણ રસોઇ વિના તો તે લાભ નહિ મળે ને ! અનુગ્રહ દાન તો લોભ પરિગ્રહ ખસ્યા હશે તો દેવાશે ! તે વિના અનુકપાદિ દાન દઇ શકવાના નથી રસોઈ કરતા થયેલો છકાયનો કુટો એ ઈચ્છવા યોગ્ય છે ? નહિ ! જીર્ણોદ્ધાર પણ થયો તો પૈસાધીને ! પરિગ્રહધીને ! કહો કે કાર્ય સારૂ છતા સર્વસ્થળે કારણ સારૂ રહે એવો નિયમ નથી પરિગ્રહ ઈચ્છવા યોગ્ય નથી ડોકટરોની દવાથી સાધુનો વ્યાધી મટે તેથી તે કાર્યની અનુમોદના ભલે થાય પણ

તે વિદ્યા ને જ્ઞાનની અનુમોદના થઈ શકે નહિ રનોઇ કર્યા બાદ સુપાત્રદાન થાય તે શ્રેષ્ઠ પણ તેથી છ કાયનો થયેલો કુટો સારો નહિ તે નહિ જ! મનુષ્યગતિમા આવવાનુ બને છે તે કામભોગથી પણ તેથી તે કામભોગોને વખાણી શકાય જ નહિ ચૌદપૂર્વી પણ ઉત્પન્ન તો કામભોગથી જ થયાને! આથી કાર્યને લીધે કારણ વખાણવાનો નિયમ નથી

卐 卐 卐

## ચોથા વ્રતમા અપવાદ નહિ જ! કામભોગો કીચ્ચડ જેવા છે!!!

**માતંગમાથી મેઘકુમાર!**

શાસ્ત્રકાર ગણધર ભગવાન્ શ્રી સુધર્માસ્વામીજી મહારાજા શ્રી જબૂસ્વામીજીને ભગવાનની પાસે રહી, તેમના ચરણકમલની સેવા કરતા, તેમના સ્વમુખે અસ્ખલિતપણે શ્રવણ કરેલ શ્રી સૂયગડાંગની વાચના તથા સ્વરૂપ આપી રહ્યા છે एव શબ્દથી એજ સૂચન છે કે અત પાઠાદિ પણ નથી કિન્તુ તેજ સ્વરૂપે છે

પુડરીકાધ્યયનના કથનમા ભગવાને વાવડી, પાણી, કચરો, ચારે દિશાથી આવેલા ચાર પુરૂષો, તેમનુ કમળ લેવા જવું પણ મધ્યમાજ ખૂચાવું, પાચમા ભિક્ષુકનુ આગમન, કાઠે જ ઉભા રહી કમળને બહાર લાવવુ (બોલાવવુ) વગેરે હકીકત દૃષ્ટાન્ત રૂપે કહી તે આપણે જોઇ ગયા, પણ આ બધાનુ રહસ્ય શુ?

જો રહસ્ય ન હોય તો આ બધી વાતો કરવાની શ્રી તીર્થંકર દેવને શી જરૂર? તેઓશ્રી તો વીતરાગ છે રાજ તાજ તો તજ્યા છે તેમજ મમત્વ માત્રનો પરિહાર કર્યો છે શરીરની પણ, લેશ પણ દરકાર કયા છે? આખ ઉપર આગળી ફેરવો એ તો સ્વભાવિક કાયચેષ્ટા છે (કુદરતી થઇ જ જાય) પણ શ્રી તીર્થંકર ભગવાન્ તો તેથી પણ પર છે મમત્વથી આટલા પર છે માટે તો તેઓ અપર કહેવાય છ ને!

બીજાઓને શરીરની બેદરકારી હજી ન્યૂનાધિક પ્રમાણે પાલવે પણ આખની નહિ? આખની બેદરકારી તો જરામાત્ર પણ કોઈને પણ પાલવે નહિ! પાલવી શકે નહિ! મેઘકુમાર મહર્ષિએ આકરામા આકરો અભિગ્રહ અપનાવ્યો, આખા દેહને વોસિરાવ્યો પણ આખને અપવાદમા રાખી!

મેઘકુમારની કથા સુપ્રસિદ્ધ છે તે શ્રેણિક મહારાજાના લાડકવાયા પુત્ર છે કલ્પસૂત્રમા કાયમ એ દૃષ્ટાંત જૈન માત્ર શ્રવણ કરે છે એ જીવ મેઘકુમાર થયો શાથી? મગધ નરેશને ત્યા જન્મવાનુ તથા સારા સયોગો, સારા સસ્કારો શૃખલાબદ્ધ મળેજ જાય એમા કાઇ હેતુ તો ખરોને! પૂર્વભવમા તેનો જીવ હાથી હતો ત્યા સમ્યકત્વ નહોતુ, મિથ્યાત્વ હતુ છતા ભયકર દાવાનળ વખતે જગલના જીવ માત્ર, બચવા માટે દોડાદોડ

કરતા હતા, જ્યા જગ્યા મળે ત્યા લપાતા હતા, તે વખતે આ હાથીએ જરા પગ ઉંચો કર્યો તેજ વખતે તેટલા ભાગમા એક સસલુ આવી લપાઈ ગયું જગ્યા તેટલી જ હતી વિચારો કે જનાવરો કેટલા ખીચોખીચ ભરાણા હશે પોતે પગ મૂકે તો સસલુ મરી જાય એમ જાણીને મામાન્ય દયા બુદ્ધિથી હાથીએ પગ ઉંચો જ રાખ્યો, કયા સુધી? પાચ દશ મીનીટ નહિ? કલાક બે કલાક નહિ! પણ દવ બૂઝાયો, જનાવરો ચાલ્યા ગયા ત્યા સુધી! અઢી (રાા) દિવસસુધી!!! પછી? પછી શું, હાથીએ પગ નીચો મૂકયો મૂકતા પડયો, ક્રમે મૂઓ અને થયો મેઘકુમાર! તિર્યંચે પણ અહિંસાને આ સ્વરૂપે માની હતી જ્યારે આજે? મહાન્ મનાતાઓની અહિંસાની વ્યાખ્યા કેવી વિલક્ષણ છે? વિલક્ષણ અહિંસા યાને ઘોર હિંસાથી બચવુ અને અન્યોને બચાવવા એ વિચક્ષણ અહિંસકોનુ આવશ્યક કર્તવ્ય છે દીક્ષા લીધા બાદ, સૂવાની પથારી છેલ્લે આવતા, રાત્રે મુનિઓનો પગ લાગવાથી ગ્લાનિ પામેલા, શ્રેણિક મહારાજના લાડકા કુમાર મેઘકુમાર સવારે ભગવાનને પૂછીને પાછા ઘેર જવાનુ નક્કી કરે છે "ભગવાનને પૂછીને" આટલી મર્યાદાજ બચાવનુ કારણ બને છે સવારે ભગવાન્ પાસે મેઘકુમાર આવે છે મધુર વચનોથી ભગવાન્ મેઘકુમારને સબોધી તેના હૃદયની ભાવનાને જણાવે છે તથા પૂર્વભવ કહી ફરમાવે છે, "અઢી દિવસ સુધી સસલાની દયા માટે પગ ઉંચો રાખનાર તુ, સયમી મુનિઓની, આત્માને પાવન કરનારી રજથી ગ્લાનિ પામે છે, મહાનુભાવ?"

મેઘકુમારનો વિચાર પલટો પામે છે "હાથીના ભવમા મે આત્માના બચાવનુ વાવેલુ બીજ ઉન્મૂલન કરવા તૈયાર થયો? હા ઇતિ ખેદ! દયાળુ 'દયાળુ તારક ભગવાને મને ઉદ્ધાર્યો!" આવો વિચાર કરી ચક્ષુયુગલ સિવાય આખા દેહના પરિત્યાગનો અભિગ્રહ ધારણ કરે

## માતગ પામે, આજનુ નામીચુ નગ હાજર હોત તો દયા પાળવા દેત?

હાથી અઢી દિવસ, માત્ર સસલાની દયા ખાતર ઉભો રહ્યો અને તે ભવમા તો તરત મરણ પામ્યો છતા ત્યા નીમાજ પઢતા મસીદ કોટે વળગ્યા જેવી સ્થિતિ થતી નથી 'ધર્મનુ આવુ ફલ?' એવો ઉદ્વેગ થતો નથી આજની પરિસ્થિતિ કઈ છે? ધર્મ કરવા તૈયાર થનારા, ધર્મ કરતા કદાચ સહજ માત્ર આપત્તિ આવી જાય તેટલામા જ, આપત્તિને મોટુ રૂપ આપી પાછા ફરનારા છે તે વખતે ટકનારા સેકડે પાચ ટકા નીકળવા પણ મુશ્કેલ તો વધારે આપત્તિમા તો ટકનાની વાતજ શી! આજે એક વર્ગ તો એવો છે કે જેને પોતાને તો અનુષ્ઠાન, ક્રિયાકાડ કરવા નથી, કોઇ પણ પ્રકારે ધર્મ આચરવો નથી અને બીજાઓ જે કાઈ ધર્મ આચારી રહ્યા છે તેનો છોલણપટ્ટી કર્યા કરવી છે તેવાઓ બકવાદ કરે છે કે, "જોયુ! ફલાણાએ ઉદ્યાપનોત્સવ કર્યો, સઘ કાઢયો તેને શુ ફળ મળ્યુ?" બકનારો વિચારતો નથી કે જે માઠુ ફલ મળ્યુ ત કદી સારી ક્રિયાનુ હોય ખરૂ? પણ તે જોવુ છે કોને! નજર જ ત્રાસી હોય તે સીધુ જોઇ શકે શી રીતે?

હાથીનો જીવ, ઉંચા પગે સસલાની દયા ખાતર ઉભો રહ્યો આજ તો માઠા કાર્યોમા મસ્ત રહેતો હોય તેને લઈને માઠતની પરંપરા ભોગવતો હોય છતા દોષ કયા ઢોળે ? પોતે જુગારી હોય, રેસના ઘોડાની અડફેટોમા જતો આવતો હોય, વ્યભિચારી હોય, શરાબી હોય તથા આ બધાથી ખાનાખરાબી ભોગવતો હોય છતા દોષ ઢોળે ધર્મને શિરે ! દેવ, ગુરૂ તથા ધર્મને શિરે દોષ ઓઢાડવામા જ આનંદ, પરમાનંદ માનનારાઓ બિચારા કેવળ દયાને પાત્ર છે ! આવા નંગોમાનુ એકાદ, મેઘકુમારના જીવ, હાથી પાસે હાજર હોત તો જરૂર તેની પાસે દયાનુ પાલન ન જ થવા દેત ! તરત બકત કે "ભલાભાઈ ! પોતાનો જીવ ગુમાવી પારકાની દયા કરવાની હોય ખરી ?" સસલાની દયા પાળવામા અઢી દિવસ સુધી હાથીએ કષ્ટ ઉઠાવ્યુ એવો સબંધ જોડી પણ શકાય છતા તે આત્મા આવી દૃષ્ટિ તેવી નહાતી એટલે મેઘકુમારે ઇષ્ટાનિષ્ટનુ મિશ્રણ કર્યું નથી જ્યારે આજના ઉચ્છૃંખલો તો સાપમા વેડફાયેલી લક્ષ્મીનો દોષ પણ ધર્મ ઉપર ઢોળવાની ધૃષ્ટતા કરે કે વાસ્તવિક રીતે તો તેઓ પોતાનુ પોત પ્રકાશે છે મેઘકુમારના જીવ પાસે, તેનુ સદ્ભાગ્ય કે આવુ કોઈ નંગ નહોતુ કે જેથી તે હાથીએ મરતા મરતા પણ દયાની અનુમોદના કરી !

## દષ્ટાન્ત કથનનો હેતુ દાર્ષ્ટાન્તિક માટે છે

जातस्य हि ध्रुव मृत्यु જન્મેલો મરવાનો નક્કી છે પણ ધન્ય કે મરતા મરતા પણ બીજાને બચાવી શકાયો આવી ભાવના તિર્યંચપણામા, (જે ભાવના મનુષ્યમા કે સમ્યકત્વમા આ સ્થિતિએ મળવી મુશ્કેલ છે ) ટકી તિર્યંચપણામા, મિથ્યાત્વમા દેવ ગુરૂ અને ધર્મના સયોગ વિના એ સ્થિતિમા પણ ટકેલી આ ભાવનાના પરિણામે માતંગ (હાથી) મેઘકુમાર બને છે મેઘકુમાર સાધુ થાય છે પહેલી જ રાત્રિએ સાધુઓના પદાઘાતથી કંટાળી ઘેર જવાનો વિચાર કરે છે પણ ભગવાન્ તેને હાથીના ભવની ઘટના કહી માર્ગમા સ્થિત કરે છે ભગવાનના શાસનને શિરસાવદ્ય માનનાર દરેકનુ કર્તવ્ય એ જ હોઇ શકે કે પડતાને બચાવવા જ્યારે આજના પોતાને નવસર્જનવાદી કહેવરાવનારાઓ સ્થિતને પાડવા, ન પડે તો સતાવવા, ફજેત કરવા, હલકા પાડવાના કૂટ પ્રયત્નો આચરી રહ્યા છે

મેઘકુમાર મનમા વિચારે છે "સસલા પ્રત્યેની દયા માત્રથી રાજા થયો, સાધુ થયો, બોધ પામ્યો ત્યા અઢી દિવસ પગ ઉંચો રાખતા ન કંટાળ્યો અને અહિં પ્રમાર્જન નિમિત્તે નિર્ગ્રંથોની રજથી કંટાળુ ? કેટલુ શોચનીય ! જે ધર્મથી આ સ્થિતિ પ્રાપ્ત થઇ તે ધર્મથી જો હુ વિમુખ થાઉ તો તો દ્રોહજ ગણાશે ભગવાને ખરેખર મારો ઉદ્ધાર કર્યો ! મને પડતાને ઝીલ્યો !"

મેઘકુમાર કે જેને જાતિસ્મરણ જ્ઞાન પણ થયુ છે, પોતાનો પૂર્વભવ જેણે પ્રત્યક્ષ નિહાળ્યો છે તેણે પણ છેવટે કરેલા અભિગ્રહમા ભલે આખા શરીરનો પરિત્યાગ કર્યો પણ આખને તો બાદજ કરી છે

તાત્પર્ય એ છે કે ભગવાન્ શ્રી મહાવીરદેવ તો આખ પણ ન ચોળે એટલી ઉત્કૃષ્ટ હદે નિર્મમત્વભાવવાળા, તેમને વાવડી, પાણી, કચરા વગેરેની વાતો કરવાની મતલબ શી ?

ધીરધારનો ધધો કરનારને પોતાના ગ્રાહકોની જ પચાત હોય આજે વ્રત ધારણ કરેલાઓમા પણ કેટલાક આખા ગામની અને શેરીના પચાતીયા બને છે ! અમુકે મેળવ્યા, અમુકે ખોયા ! વગેરે પચાતની, પચાતનો પરિત્યાગ કરીને આવનારને જરૂર શી ? ભાઇઓ માટે કહેવત છે કે—" નવરી બેઠી નખ્ખોદ કાઢે " એવી દશામા મૂકાવાનુ કાંઇ કારણુ ?

છોકરો નામુ લખે તેમા સાચુ કાંઇ નથી, તે નામા સાથે કશી લેવાદેવા નથી પણ ઉદ્દેશ નામુ શીખવાનો છે કે જેનો ઉપયોગ પેઢી માટે છે, તેમ ભગવાને કહેલા દષ્ટાન્તમા હેતુ દાર્ષ્ટાન્તિકનો છે કે જેમા વિધિનિષેધ વિહિત હોય છે

વાવડીના સ્થાને લોક, પાણીના સ્થાને કર્મો છે વાવડીમા જેમ પાણી વગરનો કોઇ ભાગ નથી તેમ લોક પણ અનતી કર્મવર્ગણાથી ખીચોખીચ ભરેલો છે એક પણ પ્રદેશ તે વિનાનો નથી પાણીમા ડૂબવા છતા તરીને બચી શકાય તેમ છે પણ કીચ્ચડમા ખૂચ્યો તેનો બચાવ શો રીતે થાય ? અહિ પણ કીચ્ચડના સ્થાને કામભોગ છે કામભોગાસક્તનો બચાવ હોતો નથી, થઇ શકતો નથી

## દેવ તથા દેવત્વનુ સ્વરૂપ !

શ્રી તીર્થંકરદેવને ચાર ઘાતિ કર્મથી રહિત માન્યા છે બાકીના ચાર કર્મથી રહિત, નિરજન નિરાકાર જ્યોતિ સ્વરૂપ કેમ ન માન્યા ? આવી શકાનુ સમાધાન એ છે કે- એવી માન્યતા હોવી સાભળવી સારી લાગે પણ વિચારવામા આવે તો માલુમ પડશે કે તેમ હોઇ શકે નહિ જો દેવત્વ એજ સ્વરૂપે હોત તો જગતને માટે ઉદ્ધારનું સ્થાનજ ક્યા ? નિરજન નિરાકાર તો સમસ્ત કર્મો ખપે ત્યારે બનાય છે મોહરૂપી મહામલ્લની સામે લડ્યા વિના કર્મો ખપી શકતા નથી દુનિયામા બધા જીવો મોહમા ફસાયેલા છે મોહના પોષણમા સૌ કોઇ ગુલતાન છે–મશગૂલ છે મોહનું શોષણ કરવા કોઇ તૈયાર નથી તેના શોષણનુ સાધન પણ કોઇ લે છે ? નિરજન નિરાકાર જ્યોતિસ્વરૂપ તો શ્રીસિદ્ધ ભગવાન્ છે તેમને એકલાને દેવ ગણીએ તો શ્રી અરિહતને શેમા ગણવા ? મોહ શત્રુને જીતવાનો ઉપાય બતાવનાર, અને શસ્ત્રો પૂરા પાડનાર તો શ્રી અરિહત ભગવાન્ છે

નિરાકાર માનો તો અગ વિના મુખ નહિ અને મુખ નહિ તો શાસ્ત્ર ક્યાથી ? કેવલજ્ઞાની વિના અન્યે કહેલા વચનો કાઇ શાસ્ત્રો કહેવાશે ? નહિ જ ! એની ગણના કલ્પિતમા થવાની શાસ્ત્રો કહેનાર તો શ્રી અરિહત ભગવાનૂજ છે આથી શ્રી તીર્થંકરને દેવ માનવામા પ્રત્યવાય નથી બધ, ઉદય, ઉદીરણા તથા સત્તાથી ચારે ઘાતી કર્મો જેના ગયા હોય ( પછી અઘાતી ઉદયમા હોવા છતા ) તેને દેવ માનવામા વાધો નથી વ્યવહારૂ

રીતિએ એ વ્યાખ્યા છે કે–"અઢાર દોષ રહિત અરિહંત !" જેનામાથી અઢારે દોષો નાશ પામ્યા હોય તે દેવ અઢારમાથી એક પણ દોષ હોય ત્યાસુધી તે દેવ ગણાય નહિ

વ્યતિરેકવ્યાપ્તિ છે કે શીતતાનો અભાવ અગ્નિનો ગમક બને છે अस्त्यग्निः शैत्याभावात् શૈત્યનો અભાવ તે ગમક આનો અર્થ એમ નથી કે જ્યા જ્યા શૈત્યનો અભાવ ત્યા ત્યા બધેજ અગ્નિ હોય અગ્નિ હોય પણ, અને ન પણ હોય, પરંતુ જ્યા જ્યા અગ્નિનો ભાવ ત્યા ત્યા શૈત્ય તો ન હોયજ અહિ પણ અઢાર દોષના અભાવમા દેવત્વ હોયજ એવો નિયમ નહિ, પણ જ્યા જ્યા દેવત્વ હોય ત્યા ત્યા અઢાર દોષનો અભાવ નિશ્ચિત હોયજ !

શ્રી સંબોધસત્તરીકાર એજ કહે છે કે "અઢારે દોષો જેનામા નથી તેવા દેવોને હુ નમસ્કાર કરૂ છુ ' જેમા અઢારે દોષ હોય અગર તેમાનો એક પણ દોષ હોય તેવાઓ ભલે દેવ મનાતા હોય પણ જૈન દર્શન તો ત્યા કુદેવત્વ કહે છે જ્યા કામભોગાસક્તિ કે તેના સાધનો હોય ત્યા દેવત્વ હોઇ શકે નહિ ઇતરો કહે છે કે–" અમારા ઇશ્વર એવા નિર્લેપ છે કે તેમની પાસે સ્ત્રી ( રાધા કે પાર્વતી ) આવે તોપણ અડચણ નથી" કેવલજ્ઞાની ( કેવલજ્ઞાન પછી ) સ્ત્રી રાખે તો આવેલુ કેવલજ્ઞાન ચાલ્યુ જાય ? ના ! પરન્તુ કેવલજ્ઞાની સ્ત્રી રાખેજ નહિ અને સ્ત્રી રાખે તે કેવલજ્ઞાની થાયજ નહિ

## ચારે વ્રતમા અપવાદ ખરા, પણ ચોથા વ્રતમા અપવાદ નહિજ !

કર્મનો બંધ સમયે સમયે હોય છે સાતાવેદનીનો બંધ અને તૂટવુ સયોગ સુધી થયા જ કરે છે, પણ મોહમા તેમ નથી કામભોગ સિવાય અન્યત્ર જ્ઞાની તેમને યોગ્ય લાગે તેમ વર્તે, જેમકે વર્ષાએ ચાલે કે વર્ષા વગર ચાલે, વિહાર રાત્રિએ કરે દિવસે કરે, તેમા વાંધો નથી, પણ કામભોગને અંગે તેમ ચાલે નહિ

પાણીમા રહેવુ, રહેતા છતા બચવુ શકય છે પણ કચરામા બચવુ શકય નથી જીવહિંસાદિ ચારે વ્રતમા અપવાદ છે જેમકે સાધુ કાચાપાણીના છાંટા પણ ન સ્પર્શે છતા આખી નદી ઉતરે, અપવાદમા તેની છૂટ છે હિંસા વર્જવામા છ કાય જીવની દયા પાળવી જોઇએ, છતા નદી ઉતરવામા અપવાદ રાખ્યો ! તેવીજ રીતે બીજા વ્રતમા પણ સમજવુ વિહારમા મૃગલા જતા નજરોનજર જોયા છતા પારધિ પૂછે તો–મૌન ધારે, દરકાર ન કરે જવાબ દીધા વિના છૂટકો ન દેખે તો "નથી જાણતો" એમ પણ કહી દે

પુરુષને અંગે કુઆ કે મામાનો પ્રશ્ન ઉદ્‌ભવવા સંભવ પણ કુઇ કે મામીનો પ્રશ્ન ઉદ્‌ભવવા સંભવ નથી મુનિએ મૃગલા જતા જોયા છે કઇ દિશામા ગયા તે પોતે જાણે છે પણ 'નથી જાણતો' એમ બોલાય છે તે અપવાદ છે नो जाणति કહે नो जाणेज्जा ન બોલ્યા જેઓ સમજતા નથી તેઓ ખોટો બકવાદ કરે તેને માટે સ્થાન નથી ત્રણ કે છ ખંડના માલીક એવા રાજાના ગામમા મુનિ સંથારો કરે રાજા ત્યાથી ચાલી જવા કહે છતા શક્તિમાન્ સાધુ કહી દે કે–'નથી જતા !' આ થયો અદત્તાદાન વ્રતને અંગે અપવાદ !

તેજ રીતે કોઈના ઘરમા રહ્યા અન્યની બ્હેકાવટથી ઘરધણી નીકળવાનુ કહે વરસાદ વરસતો હોય અમાસની રાત્રિ હોય તે પ્રસગે 'નથી નીકળતા' એમ કહેવુ પડે તે પણ અદત્તાદાનને અગે અપવાદ !

પરિગ્રહ વિરમણવ્રતને અગે ધર્મોપકરણનો અપવાદ ! પૈસા ટકાને અપવાદમા ના ગણતા ! આ બધા અપવાદોની છૂટ પણ પ્રસગાદિ ધ્યાનમા લેવા જોઇએ છટ અધિકારીને હોય છે

તાત્પર્ય કે ચારે વ્રતમા અપવાદો છે પણ મૈથુન વિરમણ વ્રતમા અપવાદ નથી તે નથીજ !

કામભોગ તે કીચ્ચડ છે તેમા રહેનાર ન તો પોતે બચી શકે છે ન તો બીજાને બચાવી શકે છે

卐 卐 卐

## કોરો ચેક મળ્યો છે ! ભરતાં આવડે તો ભરો !

## કાંસાની સળી પાણીમા કોરી રહે છે, કારણકે સ્પર્શતી નથી કર્મોને સ્પર્શો નહિ તો તે વળગી શકશે નહિ !

શાસ્ત્રકાર મહારાજા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વમીજી મહારાજ (વિશેષ આયુષ્ય હોવાના કારણે ભગવાને જેમને ગણ સોપ્યો હતો ) શ્રી જબૂસ્વામીજી ( આ અવસર્પિણી કાળના, આ ભરતક્ષેત્રના છેલ્લા કેવલી ) મહારાજને, શ્રી સૂયગડાગ સૂત્રની વાચના આપી રહ્યા છે ભગવાન્‌ના ચરણકમળની ઉપાસના કરતા, અસ્ખલિતપણે પોતે શ્રવણ કર્યું તેજ સ્વરૂપે કહી રહ્યા છે શ્રી જિનેશ્વરના પ્રવચન-કથનમા કલ્પનાને સ્થાન નથી

વાવડી વગેરેનુ વર્ણન જોઇ ગયા દૃષ્ટાન્ત સાથે ઉપદેશકને જરીએ લેવા દેવા નથી પણ જેમા વિધિનિષેધ રહેલા છે ( હેયોપાદેયનુ જેમા વિધાન છે ) તે દાર્ષ્ટાંતિક એજ ઉપદેશકનો ઉદ્દેશ છે

દૃષ્ટાન્તમા જ્યા વાવડી છે, દાર્ષ્ટાન્તિકમા ત્યા લોક સમજવો જ્યા પાણી ત્યા કર્મવર્ગણા સમજવી વાવડીમા જેમ પાણી વગરનો પ્રદેશ નથી તેમ ચૌદ રાજલોકમા એક પણ પ્રદેશ એવો નથી કે જેમા કર્મવર્ગણા ન ભરી હોય વાવડીમા રહીને સુકા રહેવુ જેમ બની શકે નહિ તેમ સસારમા રહીને કર્મ વગરના હોવુ અશકય છે જેના કર્મો ટળ્યા તે સસારી રહેતો નથી તે સિધ્ધ બને છે

શ્રી સિદ્ધાત્માઓ જે સ્થાને સ્થિત છે ત્યા પણ કર્મોની અનતી વર્ગણાઓ છે, પણ સિધ્ધાત્માઓથી પર છે દરબારી મહેલમા જેમ દરબાર જાય આવે છે તેમ ઢેડ-

ભંગી ( સાફ કરવા માટે ) જાય આવે છે પણ દરબારનું ગમનાગમન જ્યારે સ્વતંત્ર છે ત્યારે ઢેડ-ભંગીનું ગમનાગમન પરતંત્ર છે પરિસ્થિતિમા ફરક છે

કર્મનો જે પ્રકારનો આત્માને ઉદય હોય તે પ્રકારાનુસાર તે સ્થાને જવું પડે મનુષ્યપણું પ્રાપ્ત થાય તેવા પ્રકારના કર્મોદયે મનુષ્યયોનિમા જીવ આવે જ્યારે બે ઇન્દ્રિય, તેઇંદ્રિય, ચતુરિંદ્રિય આદિ લાયક કર્મોદય હોય તો તે તે જાતિમા જવું પડે

શંકા થશે કે કર્મ બાંધનાર પોતે છે તો પરાધીનતા શા માટે હોય ? સ્રી બંગડી પોતાની મેળે હાથમા ઘાલે તો ખરી પણ કાઢના દુઃખ અનુભવે છે તેવીજ રીતે જીવ રાગદ્વેષાધીનપણે કર્મો બાંધે તો છે સ્હેલાઇથી, ઝટઝટ, પણ બાંધ્યા પછી તો બંધાયાજને ! બંધન એટલે ગુલામી ! દસ્તાવેજમા કાંડા કાપી આપ્યા પછી બચવાની બારી નથી કર્મ બાંધનારે, કર્મની ગુલામી ભોગવવીજ રહી એમા નવાઇ નથી શ્રીસિધ્ધ મહારાજાઓ જ્યાં રહે છે તે સ્થાનમા અનંતી કર્મણાઓ હોવા છતા તેમને લેશ પણ લાગતું વળગતું નથી પાણીમા કપડું બોળીએ તો તરત જરૂર ભીનું થાય પણ તેજ પાણીમા કાસાની સળી કોરીને કોરી રહે છે કપડું પાણીને ચૂસે છે માટે ભીનાય છે કાસાની સળી પાણીને અડકતી (સ્પર્શ કરતી) પણ નથી

### કર્મનો સ્વભાવ જેમ પાડવાનો છે તેમ ચઢાવવાનો પણ છે

આપણે સમયે સમયે કર્મો બાંધીએ છીએ કેટલાક દોઢચતુરો શંકા કરે છે કે સમયે સમયે કર્મો બંધાય છે એ મનાય કેમ ? શાસ્ત્રવચનો વિચારવાની વૃત્તિજ જેઓની નથી ત્યા કશુંજ મનાવાનું નથી શરીરમા ઉગ્ર વેગથી લોહી ફરે છે લોહીની ઉષ્ણતા વીજળીરૂપે વેગવાળાને ખીંચે છે નહિ ? બાહ્ય પુદ્ગલોને ખેંચવાનો ગરમીનો સ્વભાવ છે ખોરાકના આઠ ભાગ તેમા સાત ભાગ ધાતુ રૂપે આઠમો ભાગ મળ રૂપે થાય છે ખોરાકના આ પ્રકારે આઠ ભાગ ક્ષણેક્ષણે બને છે એમ ન બનતું હોય તેવો એક પણ ક્ષણ નથી આ વિચાર ઠસે છે ? તેમજ કાસાની સળી જેમ પાણીમા પડવા છતા ભીની નથી થતી તેમ સિધ્ધના જીવો કર્મવર્ગણાથી ભરેલા સ્થાનમા રહેવ છતા તેને પકડતા નથી સંસારી જીવો કર્મવર્ગણાથી લિપ્ત છે માટે ક્ષણ પણ કર્મવર્ગણા વિના રહી શકતા નથી મુદ્દો એ છે કે વાવડીમા જેમ ખૂણે ખાંચરે, જ્યા જુઓ ત્યા પાણીજ પાણી ભરેલું છે તેમ લોકમા કર્મવર્ગણા ભરેલી છે

કર્મોમા પણ બે પ્રકાર છે કેટલાક કર્મો નિગોદ સુધી પટકે છે અગીયારમા ગુણસ્થાનકે આરૂઢ થયેલા, ચૌદપૂર્વી, મન પર્યવજ્ઞાનવાળા આહારક લબ્ધિસપન્ન પણ કર્મોથીજ નિગોદે ન ખાયા છે !

ઉપશાંત મોહગુણ ઠાણે સમકિતિ હોય દેવલોક વિના બીજે તે ઉત્પન્ન થાય નહિ અગીયારમે ગુણસ્થાનકે સમ્યક્ત્વ નિયમિત હોય, છતા કર્મોની આધીનતાથી તેઓને તળીયે પટકાવું પડે છે

જે ગુણસ્થાનકે રહેલા આત્મા માટે આ પતન કહેવામા આવ્યુ ત્યા તો નિશ્ચય નયનું સમ્યકત્વ છે 'શ્રી જિનેશ્વરદેવે કહ્યુ તે સાચુ' આટલી શ્રદ્ધા માત્રથી વ્યવહાર સમ્યકત્વ મનાય છે જ્યારે અગીયારમે ગુણસ્થાનકે તો નિશ્ચિત સમકિત છે તેઓ તો પદાર્થના સ્વરૂપનો પોતે નિશ્ચય કરનારા છે તેવાઓ માટે પણ નિગોદ સુધીની વાત શાસ્ત્રકાર કહે છે? એ વાત ખરી છે કે રાજા માટે, દ્રોહવાચક શબ્દ પણ બોલાય નહિ પણ કયાસુધી? તે રાજા હોય ત્યા સુધી! તે રાજ્યભ્રષ્ટ થાય, ગાદી છોડી દે પછી પરિસ્થિતિ પલટાય છે એ સ્પષ્ટ છે *રાજ્યભ્રષ્ટ રાજ્યભ્રષ્ટ કહેવાશેજ!* તેમ અહિ પણ અગીયારમા ગુણસ્થાનકે સ્થિતિ રહી શકે, ટકી શકે તેવા આત્માઓ માટે આ વાત નથી ટકી રહે તે સમયે, દુર્ગતિના આયુષ્યનો બધ નથી પણ ખસે, લપસે, પછી શુ?

**વ્યવહારમા પણ કહેવાય છે.**

विवेकभ्रष्टाना भवति विनिपातः शतमुखः ।

વધારે ચઢેલો ગફલત કરે અને પડે તો ખુલ્લુ છે કે તળીયે પહોચે હાડકા બરાબર ખોખરા થાય!

ઉપશાત મોહનીયવાળા, ચૌદપૂર્વી, મન પર્યવજ્ઞાની અને આહારકલબ્ધિ ધરાવનારા આત્માઓને પણ નિગોદમા કર્મો પટકે છે, રખડાવે છે જેમ પાડવાનો કર્મનો સ્વભાવ છે તેમ ચઢાવવાનો પણ છે મેઘકુમારનુ દૃષ્ટાત બરાબર વિચારો હાથીના ભવમા તેનુ આયુષ્ય ૧૦૦-સો વર્ષનુ હતુ છેટલા અઢી દિવસો છોડીને તમામ આયુષ્યમા કાઈ હતુ? પશુ જીવન હતુ, જગલીપણુ હતુ પણ છેલ્લે સસલાને બચાવવા રા દિવસમા જે કર્યું તેના પ્રતાપે મનુષ્યપણુ મળ્યુ, કયા?, શ્રેણિકરાજાને ત્યા પુત્રપણે જન્મ થયો એ મેઘકુમાર શ્રેણિકમહારાજના લાડકા પુત્રે ભગવાન્ મહાવીર દેવ પાસે દીક્ષા લીધી, આત્માનુ કલ્યાણ કર્યું આઠ આઠ સ્ત્રીઓનો પરિત્યાગ કરી પ્રવ્રજ્યા લીધી છે! માત્ર સસલા પ્રત્યે વાસ્તવિક દયાના અમલે કર્મની શુભપરિણતિએ શુભકર્મે હાથીના જીવને કેટલે ઊચે ચઢાવ્યો! તાત્પર્ય કે કર્મનો સ્વભાવ જેમ પાડવાનો છે તેમ ચઢાવવાનો પણ છે

**મનુષ્યજન્મ મોક્ષ માટે મળેલો કોરો ચેક છે!**

કર્મનો યોગ જેમ નરક, નિગોદનુ કારણુ છે તેમ મનુષ્યજન્મ પણ કર્મના યોગેજ પ્રાપ્ત થાય છે મનુષ્યજન્મના મૂલ્ય મોઘા એટલા માટે છે કે મોક્ષ અહિથીજ મળી શકે છે બાકીની ત્રણે (દેવલોક, તિર્યચ કે નરક) ગતિમાથી કોઇપણ જીવ મોક્ષે ગયો નથી, જતો નથી અને જશે પણ નહિ ભૂત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે કાળ માટે એકજ નિયમ છે કે મોક્ષ મનુષ્ય ગતિથીજ મળે છે, મોક્ષ મેળવવાનો મનુષ્યગતિ ચેક છે મનુષ્યગતિ એ કોરો ચેક છે કોરો ...વ તરફથી મળ્યો હોય તો તેમા

કેટલી લખવી તે પોતાને આધીન છે માત્ર ચેક આપનાર, તે મદ્ધર આસામીની સહી હોવી જોઇએ ચાલુ જમાનામા રાજકીય, દેશમા ભિન્ન ભિન્ન કોમોને લગતી, દેશને લગતી વગેરે બાબતોમા કોરો ચેક આપવાની વાતો, વર્તમાનપત્રોમા પણ આવેલી સૌ કોઇ જાણે છે

કર્મરૂપી રાજાએ મનુષ્યજાતિ રૂપી કોરો ચેક આપ્યો છે તેમા જે ગતિ, જે સ્થાન, જે જાતિનુ ભાતુ ભરવુ હોય, જે મેળવવાની ઇચ્છા હોય તે ભરવુ 'લખાણું તે વચાણું' એ કહેવત જાણીતી છે ભર્યું ન ભર્યું, પછી કર્યું થનાર નથી મોક્ષની ઇચ્છા હોય તો મોક્ષ ભરી શકાય છે મોક્ષનો આંક મનુષ્યગતિ સિવાય બીજેથી ભરાતો નથી બાકીની ત્રણે ગતિરૂપી ચેકમા, નારકીના ચેકના મનુષ્ય કે તિર્યંચના ભવનો આંક ભરી શકાય, દેવગતિના ચેકમા તિર્યંચ અને મનુષ્યના ભવનો આંક ભરી શકાય, તિર્યંચગતિના ચેકમા પણ નરક, તિર્યંચ, મનુષ્ય, દેવના ભવનો આંક ભરી શકાય પણ મોક્ષના આંક માટે તો એકજ ચેક છે અને તે મનુષ્યભવ! મનુષ્યભવ સિવાયની ત્રણે ગતિના ચેકમા ભરવાનો આંકડો મર્યાદિત છે તેથી વધારે ભરવાની તેમને સત્તા નથી મનુષ્યગતિનો ચેક જેને મળ્યો તેને કુલ સત્તા છે ચારે ગતિમાથી કોઇપણ ગતિ( સારી કે નરસી )નો તથા છેક મોક્ષનો પણ આંકડો તે આત્મા ભરી શકે છે અને મોક્ષ પણ મેળવી શકે છે મોક્ષ મળી શકે તેવા ચેકમા, તેને બદલે દુર્ગતિના આંકડા ભરવામા આવે તો તેવો આંકડો ભરનાર જેવો મૂર્ખશિરોમણિ બીજો કોણ?

## સોનેરી સમયનો ઉપયોગ કેવો થાય છે?

સમય સોનેરી છે એમ ઘણીએ વખત બોલો છો પણ સમય કઇ રીતે પસાર થાય છે, એ સોનાની લગડી લુટાઇ રહી છે કે કેમ તેની તપાસ કરી? કાઇ જોયુ? આનુ અવલોકન પણ કર્યું? વ્યવહારમા તો ઘરનો, દુકાનનો, જિંદગીનો એમ કેઇ જાતના વીમા ઉતરાવો છો જ્યારે અહિ? કાઇજ નહિ! અહિનો વીમો ઉતરાવાય તો પછી 'ખીંટીએ પીછોડી' અર્થાત્ નિશ્ચિંતતા!

એક કવિ પણ કહે છે—

**પુણ્ય તણુ લે ભાતુ બાંધી, પછી ખીંટીએ જાણ પીછોડી!**

ચોવીસ કલાકની જિંદગી ગઇ તે ગઇ! ગઇ જિંદગી ફરી હાથ આવે તેમ નથી 'ગયા વખત ફીર હાથ આતા નહિ!' ચોવીસ કલાકમા સદ્ગતિનો આંક કેટલો ભર્યો, દુર્ગતિનો કેટલો ભરાયો ( તે તો ભરાવો ચાલુ જ છે? ) તે જોયુ? કે 'પરવાજ નથી?' એમ કહેવાથી આશ્ચર્ય પામવાની આવશ્યકતા નથી 'પરવા નથી' કે આગળ વધીને 'પરવાજ નથી' એવુ દેખાય તેવા જીવનવાળા પણ ઘણા દેખાય છે પણ એથી આગળ વધીને તેવા જીવનની વકીલાત કરનારા પણ બહાદુરો પડ્યા છે! "સાત નરક તો શું પણ ચૌદ નરક હોય તો શો ડર છે?" આવી જાહેરાત પ્રસિદ્ધ છે

ચોવીસ કલાકમા મોટો ભાગ તો કર્મમા જાય જ્યારે કલાક લગભગ ધર્મક્રિયામા તે પણ વ્યવહારૂ ! મન ક્યા ? ”

કર્મવર્ગણા વાવડીના પાણી જેવી છે વાવડીનુ પાણી ડૂબાડનાર પણ છે, આવડે તો તારનાર પણ છે તેમજ કર્મવર્ગણા નરક નિગોદમા રખડાવનાર પણ છે અને એને કેળવી એ દ્વારા મેળવવાની કળા હોય તો મોક્ષમા લઇ જનાર પણ છે વજ્રઋષભનારાચ સઘ પણ મનુષ્ય ગતિમા આજ કારણુને લીધે છે કર્મનો સદુપયોગ કરવો કે દુરૂપયોગ તે પોતાને આધીન છે સ્વતત્રતા, સ્વતત્રતાના પોકારો ( વાણી સ્વાતત્ર્ય, વર્તન સ્વાતત્ર્ય આદિના ) સાભળવાની આજ કયા નવાઈ છે ? પણ સ્વતત્રતા અને સ્વચ્છદતાનો ભેદ ન કર્યા તો ભોગ મળશે નહિ, ભોગ થવુ પડશે કર્મનો સદુપયોગ મોક્ષે પહોચાડે છે દુરૂપયોગ કરો તો દુર્ગતિનો ખાડો ( તિર્યંચ, નરકનિગોદ ) તૈયાર છે

વાવડીમા પાણીના તળીયે કચરો છે પાણી ડહોળાય તો પાણીમા માલુમ પડી આવે કાદવ કચરો રહે તળીએ, દેખાય નહિ, પણ પગ પહેલો પકડે ! કામભોગ એ કીચ્ચડ જેવા છે તેની તૃષ્ણા ( આસક્તિ ) દેખાય નહિ, પણ આત્માને વળગે તરત !!! તૃષ્ણા બહારથી દેખાય નહિ, નહિ દેખાતા છતા વળગે છે તેવી રીતે કે પછી (બળામાથી) આત્માને ચસકવા દેતી નથી પાણીમા ડૂબેલાનો બચાવ છે, પણ કીચ્ચડમા ખૂચેલાનો બચાવ નથી, તેમ અહિ પણ કામભોગરૂપી કાદવથી ખરડાયો એટલે ખલાસ ! ઉચે આવવાનું અશકય !

## પરિણામવાદ !

દેવ, ગુરૂ અને ધર્મને માનવાનું કારણુ કે તેમા કામભોગનો ત્યાગ છે આપણે તેવાજ દેવગુરૂધર્મને માનીએ છીએ

આપણે જે દેવને માનીએ છીએ તે અસ્ત્ર, શસ્ત્ર, સ્ત્રી વગેરે ચિહ્નથી રહિત છે હથીયાર અને સ્ત્રી વગેરે તૃષ્ણાના લક્ષણો છે જેને કામભોગની આશાતૃષ્ણા હોય તેને સ્વપ્ને પણ દેવ મનાય નહિ

ગુરૂ પણ કચન-કામિનીના ત્યાગી જોઇએ કચન કામિની તે આશા તૃષ્ણામય છે માટે તે એનો ત્યાગ તો જોઇએ જ

સામાયિકપ્રતિક્રમણાદિમા, તેટલો કાલ ( સમય ) આશા તૃષ્ણાથી બચ્યા માટેજ ધર્મ માનવામા આવ્યો છે

વાવડીમા જેમ કીચ્ચડ કાદવ તેમ ઉપનયમા, લોકમા કામભોગ સમજવા વાવડીમા કમળની ઉત્પત્તિ પાણી અને કાદવથીજ લોકની ઉત્પત્તિ કામભોગથી છે

શહેરના લોકો માટે ' જન ' શબ્દ છે દેશના લોકો માટે ' જનપદ ' શબ્દ છે, ગામડાના, શહેરના વગેરે ભિન્નભિન્ન દેશના લોકોના શિક્ષણ, વિવેક, આચાર, વિચાર, ઋદ્ધિસમૃદ્ધિ, રીતભાતમા ભલે ફરક હોય પણ ઉત્પત્તિ તો બધાની કામભોગથી જ છે તેમા લેશ પણ ફરક નથી

એવો કાઇ નિયમ નથી કે નઠારામાથી ( ખરાબમાથી ) સારૂ ન જ થાય નઠારામાથી સારૂ પણ થાય સારામાથી નરસુ પણ થાય, પકવાનના આહારની વિષ્ટા પણ થાય છે અને ઉકરડાના ખાતરથી અનાજ વગેરે પણ ઉત્પન્ન થાય છે જન અને જનપદની ઉત્પત્તિ કામભોગરૂપી કાદવમાથી છે જેમ કીચ્ચડ અને પાણીમાથી કમળની ઉત્પત્તિ છે

જૈનશાસ્ત્રનો સિદ્ધાત પરિણામવાદી છે ચીજ ( વસ્તુ ) ચીજ ( વસ્તુ )રૂપે રહે છે, પર્યાયરૂપે પલટાય છે આગળી વક્રપણે જાડાપાતળાપણે ફેરફાર પામે પણ આગળીપણે તો તે ની તેજ ! માટીમા ઘટ થયો ઘટમા ઘટપણુ તથા માટી બ ને છે, પટમા પટપણુ તથા તતુ બન્ને છે ઇતરદર્શનો ઘટમા તથા પટમા ઘટપણુ તથા પટપણુ માને છે પણ તતુ અને માટીનો ઇન્કાર કરે છે

સારી વસ્તુ જોવાથી પરિણામ સારા થાય પુદ્ગલો જુદા જુદા રૂપે પરિણમે છે સર્વ પુદ્ગલો સર્વકાલે ઇષ્ટ કે અનિષ્ટ રૂપે રહે તેવો નિયમ નથી જૈનશાસ્ત્ર પરિણામવાદ ઉપર નિર્ભર છે

કામભોગથી થયેલી સારી ઉત્પત્તિના કારણે કામભોગને વખાણી શકાય નહિ

રાજ્ય નહોતુ મળ્યુ ત્યા સુધી કુમારપાલ રાજાની શી દશા હતી ? જ્યા ત્યા ભટકતા હતા ને ? ભુગડા( શેકેલા ચણા )ના પણ વાધા હતા ! સપ્રતિ રાજાનો પણ પૂર્વભવ અવલોકો ! કુમારપાલે તથા સપ્રતિએ દેરાસરો કરા વ્યા, જીર્ણોદ્ધારો કરાવ્યા, શાસનની મહાન્ પ્રભાવના કરી એ બધુ થયુ ક્યારે ? રાજ્ય હતુ ત્યારે પણ તે કારણે રાજ્યની અનુમોદના થાય નહિ

મનુષ્યની ઉત્પત્તિ ભલે કામભોગથી છે પણ મનુષ્યગતિ તે મોક્ષના ટેરા ચેકરૂપ છે માટે તે ઉત્તમ ગણાય છે

કોરો ચેક તો મળ્યો ! ભરતા આવડવુ જોઇએ !!!

卐 卐 卐

નિર્ગ્રંથ પ્રવચન પ્રત્યે-

૧ શ્રદ્ધા, ૨ પ્રતિતી, અને ૩ રૂચિ

ધરાવે, પ્રકાશે તે જૈન!

**કાર્યની અનુમોદના કે પ્રશંસા કરવાથી કારણની પણ કરી તેમ ગણાતું નથી**

શાસ્ત્રકાર ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા, શ્રીજંબુસ્વામીજીને શ્રીસૂયગડાંગ( શ્રી સૂત્રકૃતાંગ )સૂત્રની વાચના આપતાં ફરમાવી ગયા છે "હે જંબૂ! દેવાધિદેવ શ્રમણ ભગવાન્ શ્રીમહાવીર દેવે સૂત્રકૃતાંગ સૂત્રના પુંડરીકાધ્યયનને જે સ્વરૂપે પ્રકાશ્યું છે, તેવા કરતા તેમની સમીપે, તેમના સ્વયંમુખે, અસ્ખલિતપણે મેં જે સ્વરૂપે શ્રવણ કર્યું તે સ્વરૂપે હું તને કહું છું."

વાવડી વગેરે દૃષ્ટાન્ત તથા દાર્ષ્ટાન્તિક સંબંધ, હેતુ વગેરે જોઈ ગયા. દૃષ્ટાન્તમાં વિધિ નિષેધ ન હોય એટલે વાવડીના પગથિયાં કરવા કે જવા આવવાની સગવડ કરવી વગેરે કથનની ત્યાં આવશ્યકતા નથી. જેમ जहा दुमस्स पुप्फेसु भमरो आवियइ रस। એ વાકયમાં ભમરાને રસ પીવાનું સાધન, ઝાડ, ફુલ વગેરે ઉછેરવાની વાત નથી. તાત્પર્ય કે દૃષ્ટાન્ત વિધિનિષેધથી પર છે. તેવા સંબંધથી અલગ છે. દૃષ્ટાન્તનો સંબંધ દાર્ષ્ટાન્તિક સાથે હોય છે. 'जहा दुमस्स' એ વાકયના, દાર્ષ્ટાન્તિકમાં શ્રાવકો, આહાર વગેરે ઉપનયમાં ઘટાવાય છે. રહસ્ય એ છે કે વાવડીમાં કથન કરાયેલા દષ્ટાન્તિક પદાર્થો દાર્ષ્ટાન્તિક પદાર્થોનું રહસ્ય સમજાવવા માટે છે.

ઉપનય એ છે કે વાવડી તે લોક, પાણી તે કર્મ, કાદવ તે કામભોગ, કમળ તે જન તથા જનપદના લોકો, તે આપણે વિચારી ગયા. કમલની ઉત્પત્તિ પાણી અને કચરાથી છે પણ કમળને સુંઘનારા કે મસ્તકે ચઢાવનારા કાદવને નથી સુંઘતા, નથી મસ્તકે ચઢાવતા કે નથી શરીરે તેનું વિલેપન કરતા! કાર્યને ઇચ્છનારે કારણને ઇચ્છવું જોઈએ. કારણ વિના કાર્યની ઉત્પત્તિ ન થાય એ વાત સર્વમાન્ય છતાં કાર્યની કિંમત કારણમાં હોતી નથી. આંબાનું મૂલ્ય કારણ રૂપ ગોટલામાં નથી. કાર્યની જેટલી કિંમત તેટલી કિંમત કારણની હોય જ નહિ. કાર્યની કિંમત કાર્યને લાગુ થાય છે. કારણની કિંમત કારણને લાગુ થાય છે. કાર્યની કિંમત કારણને તથા કારણની કિંમત કાર્યને લાગુ થતી નથી. શાસ્ત્રકારે ભવ્યાત્માઓને ( તેમની સારી કરણીથી ) સારા કહ્યા. પણ તેમની ઉત્પત્તિના કારણભૂત કામભોગને તો નિવાર્યા જ છે.

चत्तारि परमगानि दुल्लहाणीह जतुणो। माणुसत्त सुइ सद्धा, सजमम्मि य वीरियं ॥१॥

આ શ્લોકમાં કહ્યું છે કે જીવ માત્રને ચાર દુર્લભ વસ્તુ છે.

જે આત્મા તીર્થંકર કે ગણધર થવાનો તે અનાદિકાળથી રખડ્યો કેમ ? તેને પણ રખડવુ તો પડ્યુ છે ! મોક્ષ મનુષ્યપણા સિવાય પ્રાપ્ત નથી ( મનુષ્યપણા સાથે અન્ય કારણો પણ આવશ્યક છે ) મનુષ્યપણું મળવુ મહા દુર્લભ છે મનુષ્યત્વને આ દૃષ્ટિએ શાસ્ત્રકારોએ વખાણ્યુ છે મનુષ્યગતિનો કર્મબંધ હોય થાય તોજ મનુષ્યપણું સાંપડે પણ તેથી તે કર્મ બંધનની પ્રશસા નથી પ્રશસા તો મનુષ્યગતિ રૂપ કાર્યની છે મનુષ્યદેહની ઉત્પત્તિ કામભોગથી છે પણ તે કારણ અશુભ હોવાથી તેની અનુમોદના કે પ્રશસા કરાય જ નહિ નહાર નયના પદાર્થો કે અનુમોદના કરવામા આવે તેથી કારણની પ્રશસા કે અનુમોદના કર્મ ગણાય કે કહેવાય નહિ

## વિધાન અને અનુવાદમા ફરક છે.

અરનુ ઈંદ આ માએ શ્રી જિનેશ્વરદેવનુ ત્રિકાળપૂજન કરવાનુ વિધાન કરનાર શાસ્ત્ર કા જ છે પૂજા, સ્થાવરની હિંસા વિના તો થવાની નથી તેમા વિધાન-ધ્યેય પૂજાનુ છે

वदणवत्तियाए पूअणवत्तियाए આદિ પદો જે સામાયિક લીધા છતા ઉચ્ચરવામા આવે છે ત અતિત્યમાં બોલાય છે, અને लोगस्समा પણ ( લોગસ્સ તો સામાયિકમા પણ હોય જ ) कित्तिय वंदिय महिया આદિ પદો ઉચ્ચારાય છે સામાયિક પ્રતિક્રમણમા પણ પૂજાની અનુમોદના અને પ્રશસા કરવામા આવી છે, કીર્તન, પૂજન, વદનાદિ ફળની ઇચ્છા પણ વ્યક્ત કરવામા આવી છે આથી સ્હેલાઈથી સમજી શકાશે કે કાર્યની અનુમોદનાથી નિષેધ્ય કારણની અનુમોદના થતી નથી કાર્યની અનુમોદનાથી કારણની અનુમોદના થાય જ છે એમ માનવુ ભૂલભરેલુ છે સુપાત્રદાનની અનુમોદના કરવામા આવે છે તેથી કાંઈ થયેલી રસોઈની હિંસાદિ ક્રિયાની અનુમોદના થતી નથી ધર્માત્મા ભવ્યો અનુમોદનીય છે પણ તેમની ઉત્પત્તિના કારણભૂત કામભોગ તો નિંદ્ય જ છે

ગામના તથા શહેરના લોકોને શ્રેષ્ઠ ગણ્યા તેથી તેમને કમલની ઉપમા અપાઈ અહિ 'જન' તથા 'જનપદ' એવા ભેદનુ પ્રયોજન ? ધર્મના સબધમા શહેરી હોય કે ગામડીઓ હોય ઉભયને અધિકાર છે તો પછી આવો ભેદ શા માટે ? પ્રથમ તો એ વિચારવુ જોઈએ કે દુનિયાનો પ્રચલિત-પ્રસિદ્ધ શબ્દ યોજાયો છે કે વિધાન કરવામા આવ્યુ છે ? આવો વિભાગ દુનિયાના તમામ ગ્રંથોમા છે જૈન શાસ્ત્રકારોએ નવો કર્યો નથી, પણ અનુવાદ કર્યો છે, તેથી ગામ તથા શહેરવાસી બન્ને સ્થળના લોકોને કમલના સ્થાને જણાવ્યા છે સૂક્ષ્મ વિચાર કરવામા આવશે તો સમજાશે કે શાસ્ત્રકાર મહર્ષિઓને બ નેને સમાન ગણ્યા છે, માટે જૂદી જૂદી ઉપમા નહિ આપતા એકજ ઉપમા આપી છે

જગતમા બનતી સ્થિતિ દર્શાવવી તેને અનુવાદ કહેવામા આવે છે

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચદ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યુ કે—

शुचिः पुष्पामिषस्तोत्रैः ॥

"શૌચ કરવાવડે પવિત્ર થઈને ઘરમાના શ્રી જિનેશ્વરના બિંબનું પૂજન કરે" શું આ વાકયમા સ્નાનનું વિધાન છે? ના! અનુવાદ માત્ર છે સ્નાન કરવુ, ન્હાવુ એ તો વઈ રહેલુજ છે સાબુથી ન્હાવુ કે શાનાથી ન્હાવુ વગેરે કહેવાની જરૂરજ કયા છે?

'ભગવાનને ફૂલ ચઢાવવા નૈવેદ્ય ધરવુ, સ્તુતિ સ્તોત્રો કહેવા' આ કથન તે વિધાન છે

અહિ શહેરના તથા દેશના લોકો દૃષ્ટાત તરીકે જણાવાય તે તો માત્ર અનુવાદ તરીકે છે શહેરી અને ગામડીઆ એવો વિભાગ તો આજ છે પ્રથમના વખતમા 'શહેરના અને દેશના લોકો' એવો વિભાગ હતો શહેરના લોકને 'જન' કહેવા અને દેશના લોકોને 'જનપદ' શબ્દથી ઓળખવાનો રિવાજ ભગવાન્ મહાવીરે નથી કર્યો, પણ પ્રચલિત હતો ભગવાને અનુવાદ કર્યો

શહેરના તથા દેશના લોકો ધર્મને અગે તો સરખા છે ધર્મનો અધિકાર તો સર્વને સમાન છે શહેરીપણુ કે ગામડીઆપણુ કાઇ સદ્ગતિ કે દુર્ગતિના કારણ નથી શહેરી દેવ છે અને ગામડીઓ ભૂત છે તેવુ કાઇ નથી

पुरिसवरपुंडरीआण નમુત્થુણમા આ પદથી, શ્રી તીર્થંકરદેવની 'કમળ'ની ઉપમાથી સ્તુતિ કરી છે જ્યારે અહિ કમળની ઉપમાથી જન તથા જનપદને લાયક-યોગ્ય ગણાવ્યા છે ઉપમા કાઈ બધાયેલી (રજીસ્ટર્ડ) નથી કે શ્રી તીર્થંકરને અપાયેલી ઉપમાનો શબ્દ બીજે ન જ વપરાય કલ્પસૂત્ર ધ્યાનપૂર્વક શ્રવણ કરનારને સ્મરણમા હશે કે શ્રીતીર્થંકર દેવના વિમાનને પણ પુંડરીક(કમલ)ની ઉપમા આપી છે અને સ્વય પોતાને પણ તેજ ઉપમા અપાઇ છે

ગામ તથા શહેરના લોકો ચોર્યાશી લાખ જીવાયોનિના હિસાબે ધર્મને યોગ્ય હોઇ તેમને કમળ જેવા શ્રેષ્ઠ કહેવામા આવ્યા અને તે માટે पउमवरपुंडरीक એમ કહેવામા આવ્યુ છે

## ધર્મમાર્ગમા કથનમા (માર્ગમા) નાના મોટાનો ભેદ નથી

કમળમા પણ નાના મોટા હોય છે મોટા કમળને પુંડરીક કહેવામા આવે છે તેમ અહિ પણ મોટામા રાજાને ગણવામા આવેલ છે

અહિ પ્રશ્ન થશે કે જૈનશાસન તો રાજા અને રકમા ભેદ રાખવાની ના કહે છે તો પછી રાજાને મોટો ગણવો, બીજાને ન્હાના ગણવાનુ કારણ? શ્રી આચારાગ સૂત્રમા તે સ્પષ્ટ ફરમાન છે કે ચક્રવતીને તથા યાવત્ દરિદ્રીને સરખા આદરથી ધર્મ કહેવો વાત ખરી છે ધર્મ કથનમા ભેદ પાડી શકાયજ નહિ રાજાને મોટા કમળની ઉપમા આપવાનુ કારણ સમજવુ જોઇએ

એક મનુષ્યની પાસે પોતાનો બનેવી ઉભો હતો તે મનુષ્યના બાળાપે તો પેલી ઉભેલી વ્યક્તિને કહ્યુ કે-"જમાઈરાજ! પધારો!!" હવે બાપે 'જમાઈરાજ' કહ્યુ માટે પેલાથી પણ એમ કહેવાય?

વસ્તુસ્થિતિ વિચારવી જોઇએ

આશ્રવ સંસારનો હેતુ છે, સંવર મોક્ષનો હેતુ છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર તે મોક્ષના કારણો છે તેવી આ વાત તો ચક્રવર્તીને તેમજ દરિદ્રને સરખી રીતે કહેવી જ જોઇએ રંકથી માંડીને રાજા સુધી દરેકને ધર્મ તો ત્યાગમાજ જણાવવાનો છે 'ત્યાગ એ જ ધર્મ છે। એજ સનાતન' આ વ્યાખ્યામાં ક્યાંઈ પણ સહજ પણ ફેરફાર નથી દરિદ્રને સ્ત્રીનો ત્યાગ કરવાનું અને શ્રીમંતને પરણવાનું કહેવું એમ નથી વ્યક્તિરૂપે ધર્મકથનમાં વિભાગ નથી છકાયજીવાદિનું નિરૂપણ, આવશ્યકાદિ કર્તવ્ય વગેરે સૌ એ સરખુંજ કહેવાનું વિધાન છે

ઇતરોમાં તો કહી બાધના બ્રાહ્મણોમાં ઉપવિત (જનોઇ) પહેરાવતા ગુરુમંત્ર આપવામાં આવે છે જૈન શાસનમાં ગુરુમંત્ર દેવાતો નથી પણ શિષ્ય પોતે મંત્રધારી થાય છે

શ્રી ઉપાસકદશાંગસૂત્રમાં વિદિત છે કે આનંદ શ્રાવક પ્રથમ પ્રતિબોધ પામે છે તેજ સમયે ત્રણ વસ્તુ ઉચ્ચારે છે તેજ મુજબ મિત્રસારથી અને શ્રી કૃષ્ણજી આદિ પણ ઉચ્ચારે છે, અર્થાત્ વ્યવહાર કરે છે અને તેમ થાય ત્યારેજ તેનામાં જૈનત્વ ગણાય

**सद्दहामि णं भंते ! निग्गंथं पावयणं तथा रोएमि, फासेमि, वગેરે.**

**શ્રદ્ધા, પ્રતિતી, રૂચિ। નિર્ગ્રંથ પ્રવચન પ્રત્યે ધરાવે તે જૈન।**

પોતાને જૈન કહેવરાવવા તો સૌ ઇચ્છે છે ખરા પણ આ ત્રણ વસ્તુ લક્ષમાં લીધી નથી તે ત્રણ વસ્તુ કઇ? ૧ શ્રદ્ધા, ૨ પ્રતિતી અને ૩ રૂચિ

હે ભગવાન્! કેવલ ત્યાગમય નિર્ગ્રંથ પ્રવચનરૂપ જૈનશાસનની શ્રદ્ધા કરૂ છુ એટલે આ દુનિયામાના ઇતર હિંસાપ્રધાન, ભોગપ્રધાન દર્શનોની શ્રદ્ધાને પરિહરૂ છુ

નાનું બાલક, 'આમ કર, આ ન કર' વગેરે ફરમાનોને માબાપ વગેરે વડીલોના કહેવાથી માને છે શાથી માને છે તે કાંઇ નહિ તેને કોઇ પૂછે કે-"ભાઇ! આમ કેમ કરે છે?" તો તરત ખુલ્લા દીલથી કહેશે કે-"બાપાજીએ કે માતાજીએ આ કરવાનું, આ નહિ કરવાનું કહ્યુ છે" શાસ્ત્રને નહિ માનનારાઓ શાસ્ત્રને માનનારાઓની મશ્કરી ઉડાવતા 'बाबावाक्य प्रमाण' એમ કહે છે પણ એવો પ્રજલ્પવાદ કરનારાઓ बाबीवाक्य प्रमाण કરનારાઓ તો છે જ તેથી बाबावाक्य प्रमाणનો વિરોધ કરે તેમાં નવાઇ શી! વડીલોથી ખસેડનાર તો બીબી છે ને!

નાનું બાલક-અણુસમજણવાળી વયમા કેવલ વડીલો પ્રત્યે પ્રતીતિપૂર્વકની તેમની આજ્ઞાથી માને છે, પછી વય વધે તેમ રહસ્ય પણ સમજાય અને પ્રતીતિ પણ વધે માબાપની આજ્ઞા પ્રમાણે કરવાનું તે કરવામા આવે છે છોડવાનુ તે છોડવામા આવે છે અને જીલુ પણ તેમાજ છે જેઓને તેમ નથી પાલવતુ તેઓ માટે તો પેલી કવિતામાના પાડાની દશા જાણીતી છે

વાડામાથી પાડુ એક છૂટુ થઇને નાઠુ છેક વગેરે

અહિં પણ પ્રથમ નિર્ગ્રંથ પ્રવચનની પ્રથમ શ્રદ્ધા કરવામા આવે છે આત્માને તારનાર શ્રેષ્ઠ તત્ત્વ એ એકજ છે તેના વિના બીજુ કોઇ તત્ત્વ, બીજો કોઇ પદાર્થ આત્માને તારનાર નથી, આની સાથે જ આત્માને અનિષ્ઠ કરનારા તત્ત્વોના ત્યાગની પ્રતિજ્ઞા હોય જ એ સ્પષ્ટ છે આવી પ્રતિજ્ઞા કમ અક્કલથી કરવામા આવે છે એમ નથી દસ્તાવેજમા "આ મે અક્કલ હુશીયારીથી લખ્યુ છે" એમ લખવામા આવે છે તેમજ અહિ પણ પ્રવચન જેવુ છે તેવુ માનવામા આવે છે જાહેર કરવામા આવે છે

પારકા ઘરનો હીરો જવેરીના હાથમા તો આવ્યો હીરો છે કે નહિ તેની ખાત્રી કરી પણ 'પારકો છે' એવી ખાત્રી થતા ધણી મળેથી અથવા શોધીને પાછો આપે છે

નિર્ગ્રંથ શાસનનો પૂરો આદર કરવો એનુ નામ જૈનત્વ !

સામાન્યત એમ કહેવામા આવે છે કે શ્રી જિનેશ્વરને દેવ તરીકે માને એટલે કે જે શ્રી જિનેશ્વરદેવને માને તે જૈન !

ત્યાગમય જૈનશાસનની શ્રદ્ધા, પ્રતીતિ અને રૂચિ આ ત્રણ જેનામા હોય તે જૈન !

દરિદ્રને તેમજ ચક્રવર્તીને ઉભયને માટે આ સરખી રીતે નિયમ છે ! ઉભય માટે ધર્મકથન સરખી રીતે છે

ધર્મના આચરણ સાથે ઋદ્ધિ સમૃદ્ધિને કાંઈ પણ સબંધ નથી માર્ગમા પણ કાંઇ ફરક નથી પણ આચરણમા ફરક છે જેમકે સૌધર્મેન્દ્ર, શ્રી જિનેશ્વરના અભિષેક સમયે પ્રથમ અચ્યુતેદ્રને ઉભા કરે છે સૌધર્મ કરતા પ્રથમ અભિષેક ઇશાનેદ્ર કરે છે તેમ જ સમવસરણાદિમા સમજવુ

પ્રતિક્રમણ સમયે સર્વ સાધુ દિવસના અતિચારનો કાઉસ્સગ્ગ કરે, પછી આચાર્યમહારાજ ન પધારે ત્યા સુધી સ્વાધ્યાય કરે નાના સાધુઓની ધીરજનું માપ કાઢવા પણ આચાર્ય મહારાજ મોડા આવે !

પાસે આવનાના ઋદ્ધિમાનોને ધર્મ સમજાવવામા પણ આચાર્યમહારાજને વિલબ થાય

આ રીતિના આચરણમા વ્યવહાર ફરક ભલે હોય, પણ તેથી માર્ગમા ફરક નથી

રાજા અને પ્રધાને બન્ને સાથે દીક્ષિત હોય છતા પ્રધાન યોગ્યતામા વધી જાય

તો પ્ર પ્રહાનાદિમાં તેની અટકાયત થાય છે શેઠ નોકર માટે, પિતા પુત્ર માટે દીક્ષા સમયે નાના ગોટાનો ઉપયોગ રાખવો પડે છે

卐 卐 卐

## શ્રી વીતરાગદેવને નહિ માનનારાઓ સાચા નાસ્તિક છે કેમકે તેઓ ઇશ્વરને માનતાજ નથી !

## ઇષ્ટાનિષ્ટ સાધન દર્શાવવામાં ઉપાદેય તથા હેય પરત્વે વિધિ આપોઆપ સમાઇ જાય છે

શાસ્ત્રકાર ગણધર ભગવાન્ શ્રી સુધર્માસ્વામીજી મહારાજા, અંતિમ કેવલી શ્રી જમ્બૂસ્વામીજી મહારાજને શ્રી સૂત્રકૃતાંગ સૂત્રની વાચના, (ભગવાન્ પાસે સેવા કરતા, અસ્ખલિતપણે જે સ્વરૂપે શ્રવણ કરેલ છે તેજ સ્વરૂપે) આપી રહ્યા છે

આપણે જોઇ ગયા કે દૃષ્ટાન્તમાં વિધિ કે નિષેધને સ્થાન નથી વાવડીની વાત કહી એટલે એ બધી વસ્તુ જગત્‌માં પ્રચલિત હોઇ એનો અનુવાદ માત્ર જ છે એથી વાવડી કરાવવાનું કે જલ ભરવા વગેરેનું વિધાન નથી કોઇપણ ક્રિયા કરવાની આજ્ઞા કે નહિ કરવાનો નિષેધ દૃષ્ટાંતમાં હોતો નથી હોય નહિ

जहा दुमस्स पुप्फेसु भमरो आवियइ रसं મુનિમહારાજ ગોચરી કઇ રીતિએ લે તે જણાવતા આ કહેવામાં આવ્યું છે ભમરો વૃક્ષોના ફુલમાંથી તેને કિલામણા કર્યા વગર રસ લે છે-ચાખે છે આસ્વાદન કરે છે મુનિ તેજ રીતિએ જુદા જુદા ઘરોમાંથી ગોચરી લે છે 'ભમરો ફુલમાંથી રસ લે છે' એ કથન વિધાન નથી, અનુવાદ છે કેમકે વૃક્ષો પણ છે, પુષ્પો પણ છે, ભમરો રસ પણ લે છે તેથી તે કહેવાથી વૃક્ષો વાવવા વગેરેનું વિધાન છે, એમ નથી જૈનશાસ્ત્રમાં વિધિ કથનને વિધાન કરનાર ગણવામાં આવતું નથી જ્યારે ઇતરમાં તેમ ગણવામાં આવે છે 'અગ્નિહોત્રમાં પશુને હોમવો' એવા વિધિવાક્યને તેઓએ વિધાન ગણ્યું છે તેથી જો હોમવામાં ન આવે તો તેઓ અનિષ્ટ માને છે **જૈનદર્શનમાં વિધિ પરત્વેનો નિયમ નથી**

धम्मो मंगलमुक्किट्ठं ત્યાં धम्मो मंगलं भवेत् એમ વિધિનો નિયમ છે નહિ

જ્યાં ઇષ્ટપણું સાધન હોય ત્યાં વિધિ લેવાય છે સમ્યગ્‌દર્શનાદિ ત્રણ ચિંદર્શીત कुर्यात् એ તરીકે વિધિ નહિ, પણ ઇષ્ટસાધનપણું બતાવે છે જેમકે सम्यग्-दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः 'સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ મોક્ષમાર્ગ છે' આમાં કરવાનું વિધાન નથી, વિધિનો પ્રયોગ નથી પણ ઇષ્ટ સાધનની દૃષ્ટિએ આપોઆપ વિધિ થઇ જાય છે 'હિંસા ન કરવી' એ કથનથી તમામ રહસ્યનો સ્ફોટ થાય છે કે-જીવહિંસા ભયંકર વસ્તુ છે, દુર્ગતિદાયક છે, ભયંકર નરકોમાં આત્માને ધકેલનાર છે, જગત્‌ના તમામ જીવો જીવવાને ઇચ્છે છે, મરવા કોઇ ઇચ્છતું નથી

માટે સાધુઓ હિંસાને વર્જે છે હિંસાનો સર્વથા પરિત્યાગ કરે છે मच्चा वज्जइ मच्चा वज्जइ એવો વિધિ પ્રયોગ કરવામા આવ્યો નથી निग्गथा वज्जयति પ્રાણાતિપાત( જીવહિંસા )નો તેને ભયંકર જાણીને સાધુઓ વર્જે છે–સર્વથા પરિત્યાગ કરે છે પ્રાણાતિપાતને અનિષ્ટ સાધન તરીકે બતાવવામા આવ્યુ પરપ્રાણનો અપહાર અર્થાત્ જીવહિંસા ભયંકર છે, માટે સાધુજનો તેને વર્જે છે અનિષ્ટ સાધન દર્શાવવામા વિધિ આપોઆપ સમાય છે

ઇષ્ટ સાધનપણુ તે ઉપાદેય ( આદરણીય ), અનિષ્ટ સાધનપણુ તે હેય ( ત્યાજ્ય )

**" શ્રી વીતરાગ " ને દેવ તરીકે નહિ સ્વીકારનારાઓ તેઓશ્રીના ( શ્રી વીત રાગદેવના ) શાસ્ત્રથી આપોઆપ દૂર થઇ જાય છે.**

શ્રી તીર્થંકર દેવનુ વચન વિધિ કે નિષેધ વિનાનુ હોય નહિ શ્રી તીર્થંકર દેવ નિરર્થક વાક્ય બોલે નહિ જ્યારે દૃષ્ટાન્તમા કોઈ વાત ન ઘટતી હોય ત્યારે તે વાત ( તત્ત્વ ) ભગવાન્, દાર્ષ્ટાન્તિક કે ઉપનયથી બતાવે છે જેમ વૃક્ષ, પુષ્પ, ભ્રમરાદિના દૃષ્ટાન્તને અંગે ઉપનય તરીકે સાધુ, ગૃહસ્થ, રસોઇ, ગોચરી આદિ સમજાવાયા છે

' तेण वुच्चति साहूणो ' ' તે કારણથી સાધુઓ કહેવાય છે ' આવો ઉપસંહાર કરવામા આવ્યો છે

રાજા અને પ્રજાના હિસાબે રાજા અને રંકમા ફરક રખાય છે અને રાખવો જોઇએ ધર્મનો ઉદય રાજા દ્વારાએ જે પ્રકારે થાય જેવો અને જેટલો થાય તે પ્રકારે તેવો અને તેટલો ઉદય પ્રજાદ્વારા થતો નથી થઈ શકતો નથી તેથી કહેવત છે કે—

यथा राजा तथा प्रजा પરમાર્હત્ મહારાજા સંપ્રતિ અને પરમાર્હત્ મહારાજા કુમાર પાળના દૃષ્ટાંતથી સ્પષ્ટતયા સિદ્ધ છે કે તેમના સમયમા લોકો પણ ધર્મશીલ હતા રાજા પાપીષ્ટ હોય તો લોકો પણ તેવા જ હોય છે રાજા ધર્મશીલ હોય તો લોકો પણ ધર્મ શીલ હોય છે ઉપાસકદશાંગમા જણાવ્યા મુજબ શ્રી રાજગૃહી નગરીમા અમારીપટહ વાગ્યો હતો વગડાવવામા આવ્યો હતો તે કોના પ્રભાવે ? મહારાજા શ્રી શ્રેણિકના પ્રભાવે જો તેઓ પોતે જૈની ન હોત, જો તેઓ પંચેન્દ્રિયની હિંસાનો ત્યાગ ન કરાવત તો અમારી પડહો વગડાવી શકત નહિ

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ દિશાના પુરૂષો જણાવવામા આવ્યા છે તે સ્થાને ઉપનયમા ( દાર્ષ્ટાન્તિકમા ) અન્ય તીર્થિકો સમજવા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ તીર્થ ( કે જે તીર્થ શ્રી જિનેશ્વરદેવે સ્થાપેલુ છે ) તેથી વિરૂદ્ધ વર્તન કરનારા, તે તીર્થને નહિ માનનાર, તમામ અન્યતીર્થિક કહેવાય

જેઓ મહાવ્રતોને મોક્ષ પ્રદાયક ન માને, મોક્ષના પથરૂપ ન માને, ચરણસિત્તરી કરણસીત્તરીને પણ શિવપથ તરીકે ન સ્વીકારે, જેઓ દેશવિરતિ કે સર્વવિરતિમા ધર્મ

વાદી તથા પ્રતિવાદીના વકીલોની દલીલો તરફ ધ્યાન રાખીને હજારોના પગાર ખાનારા ન્યાયાધીશો ચૂકાદો નથી આપતા, પણ પોતાને કાયદાની દૃષ્ટિએ યોગ્ય જણાય છે તેમ ચૂકાદો સંભળાવે છે, છતાં બન્ને પક્ષ તેને બરાબર સાંભળે તો જરૂર !

ધર્મના પ્રશ્નને અંગે જનતાની પરિસ્થિતિ કઈ છે ? વાદી પ્રતિવાદી યાને પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ અથવા કોઇપણ તત્ત્વની દલીલ કે વાત સાંભળવા ખુશી નથી, તેમ તેનું જ્ઞાન અને નિશ્ચયનું સામર્થ્ય પણ ધરાવતી નથી

કોર્ટ ખૂનના કેસમાં પુરાવા આપ્યા પછી જ ગુન્હેગારને ગુન્હેગાર તરીકે જાહેર કરે છે ત્યાંસુધી તો તેની એકએક વાત સાંભળે છે તેને બચાવની તમામ તક આપવામાં આવે છે

આપણી હાલત જુદી છે આપણે તો મોગલાઇ હુકમજ રાખ્યો છે કોઇ વાત કાને સાંભળી કે તરત ફેંસલો ! સામા પક્ષની દલીલ કે મુદ્દો કાંઇ સાંભળવાની, જોવાની, વિચારવાની કયાં છે ફુરસદ ? બસ ! જજમેન્ટ આપવા તૈયાર ! સામાન્ય જનતાને મગજનું સમતોલપણું ન હોવાના કારણે તો શાસ્ત્રકારે મિથ્યાદૃષ્ટિના સંસર્ગમાં ન આવવા ફરમાવ્યું છે

હવે જેઓને ( મિથ્યાદૃષ્ટિ વગેરેને ) વીતરાગને દેવ માનવા નથી તેઓ " ક્રોધી માની હોય તે દેવ " એમ ન કહેતાં યુક્તિથી આ રીતે બબડે છે કે " સ્તુતિની, જાપની, ભજનની, સેવાની જેને કિંમત ન હોય તેવા ( વીતરાગ ) પત્થરરૂપે રહેલ દેવને માનીને કે ભજીને કામ શું ? જે તુષ્ટમાન થવાથી કાંઇ આપે નહિ આપી શકે નહિ, રૂષ્ટમાન થવાથી કાંઇ નુકશાન કરી શકે નહિ તેવા દેવને માનવાથી ફલ શું ?

પ્લાન કરનાર પ્લાન બનાવે છે, પ્લાન પોતે બોલતો નથી પણ આખા મકાનનો આધાર પ્લાન ઉપરજ છે આત્માને આદર્શમય બનાવવા માટે-ઉચ્ચ જીવનવાળો બનાવવા માટે શ્રી વીતરાગની મૂર્તિ આદર્શ તરીકે છે એ મૂર્તિમાં કેવલજ્ઞાનનો કોથળો કે મોક્ષ ભરેલા નથી પણ તેના આલંબનથી કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાનું છે જેઓ ઈશ્વરને આપનાર માનતા હોય તેઓ વીતરાગને માને શી રીતે ? આ રીતે ઇતરો તો આપોઆપ શ્રી જૈન દર્શનથી ( શ્રી વીતરાગના શાસનથી ) રાજીનામું આપીને દૂર થયેલા છે

卐 卐 卐

## જૈનમતમાંથી ઈતરમત નીકળ્યા કે ઇતરમાંથી જૈન?

## पुराण मानवो धर्म ।। જ્યાં આજ્ઞાજ ધર્મ ત્યાં દલીલને સ્થાન નથી.

શાસ્ત્રકાર મહારાજા ગણધર ભગવાન્ શ્રીમત્ સુધર્મસ્વામીજી મહારાજા, શ્રી જંબૂ સ્વામીજીને શ્રી સૂયગડાંગ સૂત્રનો અધિકાર સમજાવતાં શ્રી પુંડરીકાધ્યયનના અધિકારમાં ફરમાવે છે કે-વાવડીને અંગે કહેવામાં આવેલા ચાર મુસાફરો તે અન્યતીર્થિકો સમજવા મૂલજૈનશાસનથી ભિન્ન પડેલા મતો તે અન્યતીર્થિકો ! અભિન્નતાને છોડી અલગ થનારા

શ્રદ્ધા થાય છે, પોતે ભગવાનની કરેલી અવહેલનાનો પશ્ચાત્તાપ કરે છે અને ત્યારે તેને સમ્યક્ત્વ પ્રાપ્તિની પ્રતીતિ થાય છે મરતી વખતે ગોશાળો સમકિત પામ્યો છે એ પણ ભગવાને પોતે જાહેર કર્યું છે, મરતી વખત સમકિત પામનારાના અથવા સમકિત પામનાર તમામના નામો કહેવામા આવે છે? છતા આવા ઘાતકીને અંગે ભગવાને આ બીના કેમ જાહેર કરી? કેમકે ભગવાનમા દ્વેષનો છાંટો પણ નહોતો, અને દ્વેષ ત્યાજ હોય કે જ્યા રાગ હોય, તાત્પર્ય કે ભગવાન્ વીતરાગ હતા વીતરાગને જ ભગવાન કહી શકાય-મનાય (ભગવાન્ શબ્દના સામાન્ય અર્થ નરીકેના ઉપયોગીને અંગે આ કથન નથી પણ વિશિષ્ટ અર્થના ઉપયોગને અંગે આ કથન સમજવુ)

પોતાની જમણી ભૂજા જેવા શ્રી ગૌતમસ્વામીજી પ્રત્યે જેમણે રાગ ન રાખ્યો, ગોશાળો, સગમ વગેરે જેવા ઘાતકી પ્રત્યે જમણે દ્વેષ ન કર્યો, (બન્ને પોતાના પ્રત્યે પણ ભયકર ઘાતકીપણુ ગુજારનારા હતા)

કારણ કે તેઓ સાચા વીતરાગ હતા ભગવાન્ ભાવ દયાસાગર હતા માટે તો અભવ્ય એવા સગમની પોતાના નિમિત્તે ભયકર દુર્ગતિ જોઈ તેમના નયન યુગલમાથી દયાના આસુ સ્વાભાવિક રીત્યા સરી પડ્યા!

યતઃ—

कृतापराधेऽपि जने, कृपामथरतारयो । ईषद्बाष्पार्द्रयोर्भद्र श्री वीरजिननेत्रयो ।

આજ કારણે તેમને આપણે દેવ માનીએ છીએ દેવાધિદેવ ભગવાનને સર્વજ્ઞ, વીતરાગ, પરમેશ્વર આદિ ઉપનામોથી વધાવીએ છીએ

यतः—

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्, त्व शकरोऽसि भुवनत्रयशकरत्वात् ।
धातासि धीर ! शिवमार्गविधेर्विधानात्, व्यक्त त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥

### શાસ્ત્રે મિથ્યાદષ્ટિના સસર્ગમા આવવાનો નિષેધ કેમ કર્યો?

આવા વીતરાગદેવને પણ ન માનનારાઓએ યુક્તિઓ અજમાવી છે-જાહેર કરી છે યુક્તિઓ પણ સુ અને કુ બન્ને પ્રકારની હોયજ! દરેક વસ્તુ અથવા દરેક વસ્તુના ઉપયોગ સુ (સારા-સારી રીતે) તથા કુ (નરસા-નરસી રીતે) હોય છે

કુયુક્તિઓ પણ એવી જબરજસ્ત ચાલે છે કે ભલભલાના માથા ફેરવી નાખે! કોર્ટમા ચાલતા કેસો તરફ જુઓ! ઉભય પક્ષના વકીલોની દલીલો ભલભલાને ભરમાવનારી ઢોંગ કરનારી હોય છે ને! માટે તો વકીલાતની કલાનુ સ્વરૂપ વર્ણવતા કવિ દલપતરામ કહે છે—

સાચાને જુઠુ કહે, ન્યાય તણો અન્યાય,
દુનિયામા દલપત કહે, એમ વકીલ વખણાય.

વાદી તથા પ્રતિવાદીના વકીલોની દલીલો તરફ ધ્યાન રાખીને હજારોના પગાર ખાનારા ન્યાયાધીશો ચૂકાદો નથી આપતા, પણ પોતાને કાયદાની દૃષ્ટિએ યોગ્ય જણાય છે તેમ ચૂકાદો સભળાવે છે, છતા બન્ને પક્ષ તેને બરાબર સાભળે તો જરૂર!

ધર્મના પ્રશ્નને અગે જનતાની પરિસ્થિતિ કઇ છે? વાદી પ્રતિવાદી યાને પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ અથવા કોઇપણ તત્ત્વની દલીલ કે વાત સાભળવા ખુશી નથી, તેમ તેનુ જ્ઞાન અને નિશ્ચયનુ સામર્થ્ય પણ ધગવતી નથી

કોર્ટ ખૂનના કેસમા પુરાવા આપ્યા પછી જ ગુન્હેગારને ગુન્હેગાર તરીકે જાહેર કરે છે ત્યાસુધી તો તેની એકએક વાત સાભળે છે તેને બચાવની તમામ તક આપવામા આવે છે

આપણી હાલત જુદી છે આપણે તો મોગલાઇ હુકમજ રાખ્યો છે કોઇ વાત કાને સાભળી કે તરત ફેસલો! સામા પક્ષની દલીલ કે મુદ્દો કાઇ સાભળવાની, જોવાની, વિચાર વાની ક્યા છે ફુરસદ? બસ! જજમેન્ટ આપવા તૈયાર! સામાન્ય જનતાને મગજનું સમતોલપણું ન હોવાના કારણે તો શાસ્ત્રકારે મિથ્યાદૃષ્ટિના સમર્ગમા ન આવવા ફરમાવ્યુ છે

હવે જેઓને (મિથ્યાદૃષ્ટિ વગેરેને) વીતરાગને દેવ માનવા નથી તેઓ "ક્રોધી માની હોય તે દેવ" એમ ન કહેતા યુક્તિથી આ રીતે બબડે છે કે "સ્તુતિની, જાપની, ભજનની, સેવાની જેને કિંમત ન હોય તેવા (વીતરાગ) પત્થરરૂપે રહેલ દેવને માનીને કે ભજીને કામ શુ? જે તુષ્ટમાન થવાથી કાઇ આપે નહિ આપી શકે નહિ, રૂષ્ટમાન થવાથી કાઇ નુકશાન કરી શકે નહિ તેવા દેવને માનવાથી ફલ શુ?

પ્લાન કરનાર પ્લાન બનાવે છે, પ્લાન પોતે બોલતો નથી પણ આખા મકાનનો આધાર પ્લાન ઉપરજ છે આત્માને આદર્શમય બનાવવા માટે-ઉચ્ચ જીવનવાળો બનાવવા માટે શ્રી વીતરાગની મૂર્ત્તિ આદર્શ તરીકે છે એ મૂર્ત્તિમા કેવલજ્ઞાનનો કોથળો કે મોક્ષ ભરેલા નથી પણ તેના આલબનથી કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે જેઓ ઈશ્વરને આપનાર માનતા હોય તેઓ વીતરાગને માને શી રીતે? આ રીતે ઇતરો તો આપોઆપ શ્રી જૈન દર્શનથી (શ્રી વીતરાગના શાસનથી) રાજીનામુ આપીને દૂર થયેલા છે

卐 卐 卐

## જૈનમતમાથી ઈતરમત નીકળ્યા કે ઇતરમાથી જૈન?

## पुराण मानवो धर्म. । જ્યા આણાએ ધર્મ ત્યાં દલીલને સ્થાન નથી.

શાસ્ત્રકાર મહારાજા ગણધર ભગવાન્ શ્રીમત્ સુધર્માસ્વામીજી મહારાજા, શ્રી જબૂસ્વામીજીને શ્રી સૂયગડાગ સૂત્રનો અધિકાર સમજાવતા શ્રી પુડરીકાધ્યયનના અધિકારમા ફરમાવે છે કે-વાવડીને અગે કહેવામા આવેલા ચાર મુસાફરો તે અન્યતીર્થિકો સમજવા મૂલજૈનશાસનથી ભિન્ન પડેલા મતો તે અન્યતીર્થિકો! અભિન્નતાને છોડી અલગ થનારા

ભિન્નના ધારણ કરનારા થયા તે અન્ય જુદો મત સ્થાપનારા અલગ તથા ભિન્ન થનારા અવગ। આ મતથી જુદા પડીને અન્ય મતો નીકળેલા છે એની ખાત્રી પ્રતિવાદી અગર તટસ્થ માગે તો તેમા ના કહી શકાય નહિ કેમકે જૈન શાસનમા આજ્ઞા ધર્મજ નથી पुराण मानवो धम પુરાણમા કહેલુ માનવુ એ આજ્ઞા છે

અગ્નિપુરાણમા નીચે મુજબ વાત આવે છે સૂર્યને બે સ્ત્રી હતી જેમાની 'પ્રભા' નામની એક સ્ત્રી રીસાઇને પોતાના પિતાને ત્યા ચાલી ગઇ સૂર્યે શ્વસુરને ઉપાલભ મેકલ્યો પિતાએ પુત્રીને ચાલી આવવાનુ કારણ પૂછતા તેણીએ જણાવ્યુ કે તેનાથી સૂર્યનુ તેજ સહન થઇ શકતુ નથી શ્વસુરે પોતાના જમાઇ સૂર્યને આ કારણ દર્શાવતા સૂર્ય પોતાના તનને (શરીરને) છોલાવવા સ્વર્ગીય સુતાર પાસે ગયો પણ સુતારે તો સ્પષ્ટ સભળાવ્યુ કે-"ચીસ ન પાડે તો હુ તારૂ શરીર છોલુ!" સૂર્યે તે કબૂલ કર્યુ અને સુતારે છોલવા માડયુ એની છોલમાથી ચક્રવર્તી તથા વાસુદેવના રત્નો બનાવાયા ઢીંચણ સુધી છોલાયા બાદ સૂર્યે ચીસ પાડતા સુતારે છોલવુ બધ કર્યુ આ વાત મનાય? ત્યા આજ્ઞા છે કે માનવી. આવીજ એક બીજી વાત-એક પતિવ્રતા સ્ત્રી, પતિને વેશ્યા ગમનની ઇચ્છા થતા પોતે તેને વેશ્યાને ત્યા લઈ જાય છે આ જોઈને માર્ગમા મળેલો એક સજ્જન ઉપાલભ આપે છે કે-"કુલવાનને આવો આચાર શોભે? અને આવા અનાચારમા પતિવ્રતા પત્નીની મદદ?" આ સાભળી તે પતિવ્રતા સ્ત્રી શ્રાપ આપે છે જેથી પેલા સજ્જનને કોઢ નીકળે છે। આ વાત માનવી? ત્યા આજ્ઞા છે કે માનવીજ! ન માનનારાને માટે નાસ્તિકની ઉપમા તૈયાર છે। नास्तिको धर्मनिन्दक શકા કરે કે તે તરતજ નાસ્તિક મનુસ્મૃતિમા કહેલ વાતોમા શકા કરે તે તમામને તેઓ નાસ્તિક કહે છે મનુસ્મૃતિને માનનારાઓ તે પુસ્તકને ન્યાય નીતિનુ પુસ્તક જણાવે છે, ગણાવે છે જ્યારે તેમા એક શ્લોકમા તો સ્પષ્ટ કથન છે કે—

न मामभक्षणे दोमो न च मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूताना निर्वृत्तिस्तु महाफला ॥ १ ॥

"માસભક્ષણમા, મદિરાપાનમા કે મૈથુનસેવનમા દોષ નથી, કારણ કે એ તમામ ક્રિયાઓ તો પ્રાણીઓની પ્રવૃત્તિ છે" જેમા આવુ કથન હોય તેને હિંદુધર્મશાસ્ત્ર કહેવુ વ્યાજબી છે? ખરેખર! અવિવેકની બલિહારી છે! તેઓમા સન્યાસીઓ માસ નથી વાપરતા માટે તેઓના બચાવ માટે શ્લોકના ચોથા ચરણમા કહેવુ પડયુ કે-'निवृत्तिस्तु महाफला।' 'નિવૃત્તિ મહાફલવાળી છે પણ પ્રવૃત્તિમા દોષ નથી' એજ મનુસ્મૃતિમા એ પણ કથન છે કે-'યજ્ઞમા જોડાયેલો બ્રાહ્મણ જો માસ ન ખાય તો આગલા ભવે તે ઢોર થાય પશુ થાય" અને તે પણ કેટલો સમય? એકવીશ કલ્પો સુધી? આ બધી વાતો આજ્ઞાથી માનીજ લેવાની, ધાગાપથીઓમા વિધાન છે અને તેથી શકા કરવાની છે જ

ક્યા ? હેતુ, યુક્તિ કે દલીલને અવકાશ જ નથી ! અગ ઉપાગ સહિત વેદમા આવીજ વાતો છે યજુર્વેદના એકવીશ તથા બાવીશમા સર્ગમા એવી વાતો આવે છે કે જે વાચીને એમ થાય કે આના કરતા તો જગલીઓ ઘણા સારા ! રાજાની રાણીનો ઘોડા સાથે સબધ હોવો-વગેરે વગેરે બીભત્સ વાતોથી ભરેલા ગ્રથને તેઓ શાસ્ત્રશિરોમણિ માને છે પાડાનો વધ પણ પુરાણમા બતાવ્યો છે બ્રાહ્મણો માટે તો મનુસ્મૃતિ ત્યા સુધી કહે છે કે-" બ્રાહ્મણ કોઇનુ ઉપાડીને ખાય-ખાઈ જાય, અથવા કોઇને આપે, અથવા વસ્ત્રાલકારાદિ ઉપાડી લઇને પહેરે તો તો તેને ચોરીનો દોષ લાગતો નથી अवध्या ब्राह्मणा એમ શાથી કહેવાય છે ? કારણ કે ઇજારો ઘેર છે કહેવુ જોઈએ अवध्यो नर પણ કહેવામા આવે છે ઉલટુ ! આ રીતિએ બ્રાહ્મણોને બ્હેકાવનાર મનુસ્મૃતિ છે ! તેઓનુ ત્રીજુ શાસ્ત્ર વૈદ્યકશાસ્ત્ર છે ત્યા પણ આજ્ઞાને જ કાયમ રાખી ! વૈદ્યક તો પ્રત્યક્ષ અનુભવ સિદ્ધ હોવા છતા ત્યા પણ તેઓ પોતાનો કક્કો ખરો ગણાવે છે ? આ રીતે જ્યા તમામ વાતો કેવલ આજ્ઞાગ્રાહ્ય જ હોય ત્યા શકા, હેતુ, યુક્તિ, દલીલ, બુદ્ધિ આદિને લેશ પણ સ્થાન નથી

## ટકે શેર ભાજી, ટકે શેર ખાજા ?

અહિ સહજ પ્રશ્ન થશે કે જૈનોમા પણ आणागिज्झो अत्थो કહેલુ છે ! લોચ કરાવવાથી, તપશ્ચર્યા કરવાથી, સલેષણાથી કર્મક્ષય માનવો એ શુ આજ્ઞાગ્રાહ્ય નથી ? જો આજ્ઞાગ્રાહ્ય હોય તો પછી ઇતરના અને જૈનોના આજ્ઞાગ્રાહ્યપણામા ફરક કયો ? " ફરક એજ છે કે ઇતરો હેતુ યુક્તિદ્વારા સમજવાનુ સ્વીકારતા નથી, ત્યારે જૈનોને તે હેતુ અને યુક્તિથી ગમ્ય એવા તત્ત્વો અને વાતો તે રીતિએ સ્વીકાર્ય છે કહેનાર સ્વય ભગવાન્ શ્રી મહાવીરદેવ હતા, અને પ્રશ્નકાર પણ શ્રી ગૌતમસ્વામીજી હતા તેઓ પણ પૂછતા હતા કે—

" ભગવાન્ ! આ કથનમા કયો હેતુ છે ? " તાત્પર્ય કે પ્રશ્ન કરવાનો હક તમામને છે શ્રી તીર્થંકરદેવને પૂછી શકાય છે મોટાઓ ( જ્ઞાન ધરાવનારાઓ ) પણ પૂછે તો પછી અલ્પજ્ઞાનીઓ કે શ્રદ્ધાની ન્યૂનતા કે ખામીવાળાઓ પૂછે તેમા નવાઇ શી ? સ્વય ભગવાનને પ્રરૂપેલ કથનને પણ હેતુ યુક્તિદ્વારા જાણવા, વિચારવા, સમજવાની છૂટ સૌ કોઇને છે આ સ્થિતિ જૈનદર્શનની છે હેતુપૂર્વક પ્રશ્ન કરનારને જૈનશાસન નાસ્તિક કહેતુ નથી શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જણાવે છે કે-युक्तिमद् वचन यस्य तस्य कार्य परिग्रह

જૈનો કહે કે-અમારા મતમાથી અન્ય મતો નીકળ્યા, જ્યારે અન્ય દર્શનકારો કહે છે કે જૈનમત અમારા મતમાથી નીકળેલ છે સાચુ શુ ? એક લુચ્ચો માણસ બીજાના ઘેર જઈ મારામારી કરે, સામાને મારે અને માર ખાનારો પોતાના ઉપર ફોજદારી કરે તે પહેલા પોતેજ પોતાના શરીર પર વાગ્ય... ચિહ્નો કરી, મલમપટા કરી કે હળદર

ચીઠ્ઠી ચોપડી સામા ઉપર દોજદારી કરે છે કોર્ટમાં બેય પક્ષ પોતાની કેફીયત રજુ કરે સાચી કોર્ટ તેજ કહેવાય કે જે યોગ્ય તપાસ કરી ઇન્સાફ તારવે ફેંસલો કરે અથવા બંનેના કાગળીયા ફાડી નાખે તો તે તો આંધળી કચેરી ગણાય જેવી કહેવત જેવું થાય કે-' પુરી એક અંધેરી ને ગંડુ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા ! '

## सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।

' જૈનમાંથી કે ઇતર કે ઇતરમાંથી જૈન ' આ પ્રશ્નનો ઉત્તર ન આપવામાં આવે, આવી પંચાત ન જાણે તેઓ માટે તો ઉપરની કહેવત લાગુ થાય છે કયા તોલ માપથી આ પ્રશ્નનો ઉત્તર આપવો ? નિશ્ચય કયા આધારે કરવો ? હીરા, માણેક વગેરે પદાર્થોના તો તોલ માપ થઇ શકે પણ આ અરૂપી વસ્તુને કયા કાંટે, કયા તોલ માપે તોલવી, માપવી ? ' તળાવના પાણી કેટલું ? ' એ જો કોઇ ગમારને પૂછવામાં આવે તો ? અરે ! તેને તળાવના પાણીનું માપ કહેવામાં આવે તો પણ તેને વિશ્વાસ આવશે નહિ ? તે ગમાર તો માનતો હોય કે કદાચ હાથી તોલાય પણ પાણી શી રીતે તોલાય ? જૂદા જૂદા યુગમાં ભલે તોલ માપની પદ્ધતિ અલગ હોય પણ ગમાર તો તે વાત માનેજ નહિ ! જે ગમારમાં બુદ્ધિમાને કહેલા તોલ માપ સમજવાની પણ તાકાત ન હોય તે પોતે તો તોલ માપ માને કે કહી શકેજ શી રીતે ? જૈન ધર્મને સમજનારો તો એવી સ્થિતિમાં હોતોજ નથી કે અન્ય દર્શનને " આ શી પંચાત " એમ કહીને, કટાળીને, તજી દે ! જે હેતુ યુક્તિ સમજી શકે છે તે તો સ્હેલાઇથી કહી શકે છે કે-જૈનમતમાંથી ઇતરમતો નીકળ્યા છે આ સમજવામાં મુશ્કેલી નથી સીધી અને સાદી વાત છે વધારે ઊંડા ઊતરવાની જરૂર પણ નથી

## મોક્ષનું ધ્યેય કેવલ જૈનદર્શનમાંજ છે !

મોક્ષનું ધ્યેય કયા દર્શનમાં છે ? અન્ય દર્શનકારોએ ધર્મ કહ્યો ખરો પણ ધ્યેય કયું કહ્યું ? ધર્મની વ્યાખ્યા શી ? ' જેનાથી ઉન્નતિ થાય, પૌદ્ગલિક પદાર્થોના ભોગોપભોગ સાંપડે, ઋદ્ધિ સમૃદ્ધિ સ્ત્રી સંતાનાદિ મળે અને મોક્ષ પ્રાપ્ત થાય તે ધર્મ ! ' આ વ્યાખ્યા છે ઇતરદર્શનકારોની ! મોક્ષને ગૌણ ગણ્યું ! શ્રી જૈનદર્શન પ્રકાશે છે-પ્રઘોષે છે કે; सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग । મુખ્ય ધ્યેય મોક્ષનું શ્રી જૈનદર્શનમાં જ છે સમ્યગ્દર્શનાદિથી દેવત્વાદિ પ્રાપ્ત નથી થતું એમ નથી सम्मदिट्ठी जीवो विमाणवज्ज न बंधइ आउ પરભવનું આયુષ્ય ન બાંધ્યું હોય તો સમ્યક્ત્વથી ચ્યુત ન થનાર આત્મા વૈમાનિકદેવગતિનું આયુષ્ય બાંધે તેથી હલકી ગતિનું આયુષ્ય બાંધે નહિ જેમ સમકિતી માટે આ નિયમ તેમ ચૌદપૂર્વી પણ ઓછામાં ઓછે લાંતકદેવલોકે જાય, તેથી નીચે ગતિએ જાય નહિ લાંતકદેવલોકે તો જાય જ, જાય તો તેથી પણ ઊંચે તથાપિ જો ચૌદપૂર્વ ભૂલી ન ગયો હોય તો લાંતક દેવલોક સુધી તો જાયજ !-ચૌદપૂર્વીને અંગે તથા

સમકિતીને અંગે (જ્ઞાન તથા દર્શનને અંગે) જેમ આ નિયમ તેમજ ચારિત્રને અંગે સંયમી માટે પણ પંચમાંગ શ્રી ભગવતીજીમાં ઉલ્લેખ છે કે-પ્રથમના તપ તથા સંયમના યોગે દેવતાઓ દેવલોકમાં ઉત્પન્ન થાય છે.

તત્ત્વાર્થકાર કહે છે—सरागसंयमसंयमासंयमाकामनिर्जराबालतपांसि दैवस्य તેમજ અણુવ્રત, મહાવ્રતની આરાધનાથી સ્વર્ગ સાંપડે છે એમ કર્મગ્રંથોમાં પણ કહ્યું છે. सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः । આ સૂત્રનો ઉલ્લેખ કરનાર મહાત્મા શ્રી ઉમાસ્વાતિ વાચક મહારાજા છે. તેઓશ્રીએ કેવલ મોક્ષનીજ વાત કહી, દેવલોકાદિ માટે કેમ કાંઈજ કથન નહિ? ગોટલો વાવનાર આંબાની આશા ધરાવે છે. આંબા માટેજ તે ગોટલો વાવે છે. થાય છે બધું! પાંદડાં, મંજરીઓ, ડાળીઓ, મોર, છતાં ગોટલો વાવનારે તેનો તો વિચાર સરખો પણ કર્યો ન હતો, આંબા થતાં પહેલાં તે બધું થાય તેમાં નવાઇ છેજ નહિ! એ તો સ્વાભાવિક છે, રાબેતા મુજબ છે, નિયમ છે કે થાય, થાય અને થાયજ! તેવીજ રીતિએ રત્નત્રયીની આરાધનાથી રાજ્યઋદ્ધિ, દેવીસંપત્તિ, ચક્રવર્તીપણું, ઈંદ્રત્વાદિ મળવાનાંજ! વગર કહ્યે વગર ઈચ્છે સદનુષ્ઠાનો ફળવાનાં તે ફળવાનાં જ! પણ ઉદ્દેશ કયો? કેવલ મોક્ષનો! માત્ર મુક્તિકમલાનો!! મુક્તિ એજ સાચી કમલા (લક્ષ્મી) છે! દુન્યવી લક્ષ્મી માટે તો કથન છે.

'લક્ષ્મી ઘર ઘર ફરનારી, ખરે જેમ લંપટ નારી!'

જ્યારે મુક્તિકમલા કાયમી છે. એ આત્માની અભિન્ન લક્ષ્મી છે.

શ્રી આનંદઘનજી પણ ભગવાન્ શ્રી વિમલનાથજીના સ્તવનમાં પ્રકાશે છે.

> ચરણ કમલ કમલા વસે રે, નિર્મલ થિરપદ દેખ,
> સમલ અથિરપદ પરિહરી રે, પંકજ પામર પેખ. વિમલ જિન૦

રત્નત્રયીની આરાધના જો પૌદ્ગલિક વાસનાએ કરાય તો સાધુપણામાં બટ્ટો છે, કલંક છે! હિંસા, અસત્ય, ચૌર્ય, મૈથુન, પરિગ્રહાદિને તો ત્રિવિધ ત્રિવિધ વોસિરાવવામાં (ત્યજવામાં) આવ્યા છે. તેની ભીષ્મ પ્રતિજ્ઞાથી આત્માને અલંકૃત કરવામાં આવ્યો છે, હરાયા ઢોરની જેમ નિરંકુશ ભટકતા અને હાડહાડ થતા જીવને શિવપદાધિકારી બનાવવામાં આવ્યો. વિચારો કે હવે કોઇ પણ પ્રકારની (ધનધાન્યની કે સ્ત્રીપુત્રાદિ વગેરેના ભોગોપભોગની) પૌદ્ગલિક ઈચ્છાને અવકાશ જ ક્યાં છે? એક મ્યાનમાં બે તરવાર હોઈ શકે જ નહિ! મોક્ષના ઉદ્દેશથી સેવન કરાય તે ધર્મ! દેવપદાદિની પ્રાપ્તિ વચ્ચે મળે તો તે કાયદેસરની વાત છે. એના માટે વલોપાત હોય? અને જો એનો વલોપાત કર્યો તો કદાચ એ મળે તો પણ પરિણામે વલોપાત જ રહેવાનો! માટેજ વાચકવર શ્રી ઉમાસ્વાતિજી મહારાજાએ એકજ વાતની ઉદ્દઘોષણા કરી છે કે

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।

ધર્માનુષ્ઠાનમા મોક્ષનો ઉદ્દેશ કેવલ મોક્ષનો ઉદ્દેશ માત્ર શ્રી જૈન દર્શનમાજ વિહિત છે અન્ય કાર્યપણ દર્શનમા તથાવિધ વિહિત નથી રાગ અને રોષ( દ્વેષ ) ગયા વિના, તેને દાબ્યા વિના, મોક્ષમાર્ગની પ્રાપ્તિ થતી નથી એ વાત તો સૌ કોઈને માન્ય છે, સ્વીકાર્ય છે શાન્ત, દાન્ત અને મુમુક્ષુ આત્માઓજ મોક્ષમાર્ગના અધિકારી છે એ પુનિત પથના અધિકારી થવા ઈચ્છનાર ક્રોધાદિ કષાયો ( ક્રોધ, માન, માયા, લોભ ) ને શમાવવા જોઇએ, ઈંદ્રિયો તથા મનને દમવા ( દબાવવા ) જોઇએ તથા મીટ ( નજર ) મોક્ષ તરફ જ માંડવા જોઇએ તાલાવેલી મોક્ષની જ લગાડવી જોઈએ

શાન્તિ વિનાના, દમનવિનાના તથા મોક્ષના ધ્યેય વિનાના દેવ, ગુરૂ, ધર્મને માનવાથી મોક્ષ મળે જ શી રીત? વધારસુ લસણથી અને ઈચ્છા રાખવી કસ્તુરીના મઘમઘાટની આવી ઉચ્ચ । ગમાર પણ કરી શકે? જેઓના હૃદયમા શાન્તિનું નામનિશાન નથી જેઓ દમનના પવને પહોચ્યા નથી, જેઓ વર્તનના વાડામા પેઠા નથી તેવાઓની પાસે મોક્ષની ઇચ્છા રાખવી એના જેવુ ગમારપણું બીજુ કયુ? રાક્ષસકુલનુ નિકંદન વાળ્યુ, કંસને માર્યો વગર કૃત્યોમા પરમેશ્વરપણાનું મતવ્ય? રાજમેળ મેળવનાર વેપારીઓ! તપાસો કે મેળ મળે છે? જ્યા વર્તનની વાડ નથી, શાતિની સડક નથી, દમનનો દરવાજો નથી ત્યા વીતરાગતાનુ નામ નહિ, છતા પરમૈશ્વર્ય? કેવલ ઢોંગ છે!!!

## ઠાઠથી પાઠ કરનારા પણ આખર તો નટ!

મેવાડમા મહારાણા પ્રતાપસિંહ થઈ ગયા ટેક માટે વખણાયા એટલે તેમના નાટકમા નાટકીયાઓ તેમનો પાર્ટ ભજવે છે ભજવે ભલે ઠાઠથી, પણ તે પ્રતાપસિંહ નહોય! તે તો ભવાયોજ!, મેવાડ પર હક કોનો? ત્યાની ગાદી ઉપર વિરાજમાન વશજનો કે રંગભૂમિ ઉપર, પ્રતાપસિંહનો સ્વાગ ભજવનારનો? શાત, દાન્ત અને સદ્વ્રત નથી શોભતા કોણ? વિચારો કે અનુકરણ કોણે કર્યું? અસલ કોણ, નકલી કોણ? હીરો તથા કાચના ભેદને પારખો છો ને! સાચા નગ તથા ઇમીટેશનમા, મોતી તથા કલ્ચરમા તો પૂરતી ચોકસાઈ કરો છો ને! ત્યારે દેવ, ગુરૂ, ધર્મની પરીક્ષામાજ પોલ? જેઓ શાત નથી, દાન્ત નથી, મુમુક્ષુ નથી, અને તેઓ તેવો દેખાવ કરે તો પણ સ્પષ્ટ છે કે તેઓ ઢોંગી છે, ત્યા ખુબી ખરેખરી છે! રાજાઓ પોતાના શિરેથી જોખમદારી ઉતારવા સેક્રેટરી કે કારભારીના નામની ઢાલ રાખે છે કરાવે બધુ પોતે, પ્રેરે પોતે, પણ નામ કારભારીનુ! એજ રીતે અન્ય દર્શનના તમામ દેવો તો, કથાનકો વિચારો! છેવટે એકજ બચાવ અને તે એ કે—“ આ તો ઈશ્વરની લીલા છે!!!

ઇશ્વરને લીલા? લીલાથી લપટાયેલાને ઐશ્વર્ય?

**કોઇ કહે લીલારે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ,**
**દોષ રહિતને લીલા નવી ઘટે રે, લીલા દોષ વિલાસ શ્રી આનદઘનજી**

બુદ્ધિમાનો સમજી શકશે કે પાછળથી કોણ ઉત્પન્ન થયા છે? કોણે નકલ કરી છે? કોને બચાવ કરવા પડે છે? જૈનધર્મના ઉચ્ચ સિદ્ધાન્તને માત્ર શબ્દથી પકડનારાઓ (વર્તનથી નહિ-વર્તનથી તો વિરૂદ્ધ) ભવાયાઓ છે

છોકરો જન્મે પછી ફોઇ બારમે દિવસે તેનું નામ પાડે છે વસ્તુના નામનિર્દેશ પહેલા તેનું જ્ઞાન આવશ્યક છે આત્મા અતીન્દ્રિય વસ્તુ છે જ્ઞાની વગર કોણ કહી શકે? અનતજ્ઞાનીએ કેવલજ્ઞાનદ્વારા 'આત્મા' શબ્દથી આત્માનુ ભાન કરાવ્યું મિથ્યાત્વીઓના ધર્મ માત્રની જડ જૈન ધર્મ છે જગતમા ધર્મ મોક્ષ માટે જ મનાયો છે રખડપટ્ટી માટે તો નહિ જ આ વાતમા બે મત નથી ધર્મના સસ્થાપક સાક્ષાત્ જાણનારા તથા જોનારા હોવા જોઇએ સર્વજ્ઞ, સર્વદર્શી હોવા જોઇએ એ સ્પષ્ટ છે શક્રસ્તવમા ઈંદ્ર મહારાજાએ સ્તુતિ પણ તે જ રીતિએ કરી છે

विअट्टछउमाण सव्वन्नूण सव्वदरिसीण વગેરે—

ઇતરમા તેમના દેવોની સ્તુતિ સર્વજ્ઞાદિ ભેદે કરવામા આવી નથી તેમના લલકારાતા ભજનો તપાસો! "દહીના કુડા કોણ ફોડશે? ચીર કોણ ફાડશે?" આ પ્રકારે તો સ્તુતિ છે! સ્તુતિ તારકની અને વાતો આવી હોઇ શકે? જૈન દર્શનના ચૈત્યવદનો, સ્તવનો, સ્તુતિઓ, સજ્ઝાયો, સ્તોત્રો સર્વ તપાસો? ગુરૂમત્ર (નવકાર)મા તેમજ સર્વત્ર ગુણસ્તુતિ જ છે!

ચોપડામા મૂળ વસ્તુ હોય તો ખચોદિનુ નામું પણ મળે, પણ વસ્તુ જ ન હોય, જમા જ ન હોય ત્યા ઉધરે પણ ક્યાથી! ઈશ્વરીશક્તિ આદિ ઇતરોમા નથી જેનાથી સસારસમુદ્રને તરી શકાય તે તીર્થ! શ્રીજૈનદર્શનરૂપ તીર્થથી ઇતર મતો જુદા પડેલા છે એ સાચી બીના છે તેવાઓને અન્યતીર્થિ કહ્યા! અન્ય દિશાએ જનારા!

વાવડીના દષ્ટાતમા જણાવેલા ચાર મુસાફરો તે ઉપનયમા અન્યતીર્થિઓ સમજવા!

卐 卐 卐

## આત્માના ગુણોને આવરનારા કર્મોના સ્વરૂપાદિનુ જ્ઞાન જૈન દર્શન વિના છે જ નહિ!

### ભય પાપનો વધારે છે કે સાપનો?

શાસ્ત્રકાર મહારાજા ગણધર ભગવાન્ શ્રીસુધર્મસ્વામીજી મહારાજ શ્રીજબૂસ્વામીજીને શ્રીશ્રુતસ્કધના પુડરીકાધ્યયનને કહી રહ્યા છે, શ્રવણ કરાવી રહ્યા છે

વાવડી પાસે બહાર ઊભેલા ચાર મુસાફરોને ઉપનયમા અન્યતીર્થિકો જણાવી ગયા ત્યા જ્ઞાનને તરવાનું સાધન ગણીએ તો તે જ્ઞાન અન્યતીર્થિક દર્શનને તરવાનું સાધન

ગણીએ તો તે દર્શન અન્યતીર્થિક ! દર્શન વિનાનું જ્ઞાન તે જ્ઞાન નથી દર્શન વિનાનું ચારિત્ર તે ચારિત્ર નથી 'જ્યા ચારિત્ર હોય ત્યાજ દર્શન, ત્યાજ જ્ઞાન' આવુ મન્તવ્ય નિશ્ચયનયવાળાનુ છે, અને તેથી તેઓ માને છે કે ચારિત્રનો ઉપઘાત થતા જ્ઞાનદર્શનનો પણ ઉપઘાત થાય છે જો પાપનું ભય કરપણુ સાચુ ભાસ્યું હોય તો સ્વપ્નમા પણ પાપનો સગ થાય નહિ આપણને ભય બન્નેનો લાગે છે પાપનો તેમજ સાપનો પણ બ નેના ભયની પ્રતીતિમા ભેદ છે સાચી વાત તો એ છે કે ઊંઘમા-સ્વપ્નામા સાપ (સર્પ) જોયો, જોયુ કે સાપ આવ્યો, નજીક આવ્યો, અરે! પગે વીંટાયો પગે અડાડ્યો કે તરત જાગ્યા! જાગ્યા પછી જોયુ તો નથી તો સાપ કે નથી તો ભય! કેવલ ખોટુ સ્વપ્નુ હતુ આવો નિશ્ચય થવા છતા પણ તે વખતે છાતી (કાળજા) ઉપર જરા હાથ તો મૂકી જુઓ! દશ, પન્નર મિનીટ સુધી છાતી કેવી ધડકે છે? કેટલી ધડકે છે? સ્વરમા, શબ્દમા કેવી વિલક્ષણતા વ્યાપે છે! શાથી? ભયથી સ્વપ્નમા પાપ કર્યું હોય તેનો ભય જાગ્યા પછી જરા પણ છે? સાપ તો એકજ ભવ બગાડે છે, જ્યારે પાપ ભવની પરપરા બગાડે છે સાપ માત્ર જડને નુકશાન કરે છે, પાપ ચેતન તથા જડ ઉભયને હાનિપ્રદ છે પ્રશ્ન થશે કે સાપ માત્ર જડને નુકશાન કરે એમ કેમ કહ્યુ? જડ તે ચેતન નથી, ચેતન તે જડ નથી 'મા વન્ધ્યા' હોઇ શકે? કોઇ એમ બોલી શકે કે—'મારી મા વન્ધ્યા?' પુત્રવતી તે વન્ધ્યા નથી, વન્ધ્યા તે પુત્રવતી નથી પણ દત્તક પુત્ર, દત્તક લેનાર માતાને વન્ધ્યા કહી શકે છે માતા થનારી તે સ્ત્રી માતા પણ છે, વન્ધ્યા પણ છે દશે પ્રાણ તે જડજીવન છે સિદ્ધમા દશ પ્રાણ પૈકી એક પણ નથી તેમનામા જીવજીવન છે

પાપ જડજીવનને પણ નુકશાન કરે છે એટલે કે જીવને એકેન્દ્રિયાદિમા લઈ જાય છે અને જીવજીવનને નુકશાન કરે છે એટલે કે જ્ઞાનાદિક ગુણોને આવરે છે સ્વપ્નામા સર્પ કરડવા આવે છે એનો ભાસ થતા જે સ્થિતિ થાય છે તે પાપથી થતી નથી સર્પનો ભય હૃદી સુધી પહોચ્યો છે પાપ ભયકર છે, જડજીવન તથા જીવજીવનને નુકશાન કરનાર છે, એમ અતઃકરણથી માનવા છતા તેની અસર ઊંડી થઇ નથી જો તેવી અસર થઇ હોય તો સ્વપ્નામા કરેલા પાપથી જાગ્યા પછી તે હાલત હોવી જોઇએ-થવી જોઇએ કે જે હાલત સાપને જોવાથી થાય છે નિશ્ચયનયવાદી માને છે કે 'પાપ કરનારો સાચા બોધને ધરાવતો નથી તેનામા સાચુ મતવ્ય નથી' અને તેથીજ તે નયવાદી એમ માને છે કે-'ચારિત્રના ઉપઘાતથી દર્શન અને જ્ઞાનનો ઉપઘાત થાય છે'

## સમકિતીની પ્રવૃત્તિ કેવી હોય?

સમ્યક્ત્વના પ્રકારોમા 'કારક' પણ છે કારક સમ્યક્ત્વનો સ્વભાવ ક્રિયા કરવાનો છે રોચક સમ્યક્ત્વનો સ્વભાવ રૂચિ કરવાનો છે દીપક સમ્યક્ત્વનો સ્વભાવ બીજાનુ સમ્યક્ત્વ દીપાવવાનો છે જીવાદિ તત્ત્વોની પ્રતીતિ એ જ સમ્યક્ત્વ! 'દીપક' તથા 'રોચક' તો સમ્યક્ત્વના ભેદ હોઇ શકે પણ 'કારક' એટલે જેનો

સ્વભાવ ક્રિયા કરવાનો છે તે ભેદ પ્રતીતિને અગે કેમ લાગુ થાય એવી શકાના સમાધાનમા જાણી લ્યો કે ઊડી પ્રતીતિ, ઊડી શ્રદ્ધા ક્રિયા વિના હોની નથી-થતી નથી કાળજુ ધડકે છે, શબ્દમા તથા સ્વરમા ભગ થાય છે, એ ક્રિયાજ સર્પનો ભય લાગ્યાની પૂરતી પ્રતીતિ છે જેને આશ્રવથી બધનો ભય લાગ્યો હોય, તે મનુષ્ય સ્વપ્ને પણ પાપમા પ્રવૃત્તિવાળો હોઇ શકેજ નહિ 'ક્રિયા ત્યા શ્રદ્ધા, શ્રદ્ધા ત્યા ક્રિયા' નિશ્ચયનયવાદીની આવી માન્યતાથીજ 'કારક' એ ભેદ સમ્યકત્વનો ગણી શકાય નહિ તો 'કારક' પ્રકારના સમ્યકત્વને સમ્યકત્વમા સ્થાનજ નથી શ્રદ્ધાની માફક પણ ક્રિયાની પણ વ્યાપકતા માનવામા આવી છે

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग एम निश्चयनयवादी કહેતો નથી નૈગમ-નયવાદી તથા વ્યવહારનયવાદી એમ માને છે, કહે છે પેટ (ઉદર) ભરવાનુ સાધન ખોરાક છે ખોરાકને બનાવવામા તાવડી, તાવેતો વગેરે સાધનો છે, પણ તે સાધનો પેટ ભરવાના સાધનો ગણાય નહિ મોક્ષનું સાધન સયમજ છે નિશ્ચયનયવાદી આટલા માટેજ 'કારક'ને સમ્યકત્વનો પ્રકાર કહે છે

અમુક સૂત્રો ગ્રન્થકારોએ પાછળથીદાખલ કર્યા છે એવા આક્ષેપકોનો આક્ષેપ મિથ્યા છે શ્રીઆચારાગ સૂત્રકાર કહે છે કે–ज मोणति पासहा त सम्मति पासहा (આ સૂ ૧૫૬) જે મુનિપણુ તેજ સમ્યકત્વ ! સમ્યકત્વ તેજ મુનિપણુ ! ઉત્થા । મુનિપણાથી છે એ વિશિષ્ટતા ધ્યાનમા રાખવાની છે મુનિપણાને સિદ્ધપદાર્થ પ્રથમ જણાવી પછી સમ્યકત્વની સિદ્ધિ કરી પોતામા સમકિત માનીને ત્યાજ સાધુપણુ માનવા, મનાવવાનો કેટલાકોનો પ્રયત્ન અનુચિત છે કોટાકોટી સાગરોપમ પછી મોક્ષ મળવાનુજ છે (સમ્યકત્વના કારણે) આવો નિશ્ચય કરી ક્રિયાશીલ ન બનનારાઓએ સમજવુ જોઇએ કે સમ્યકત્વનુ ઉત્થાન શ્રીશીલાગાચાર્યજી મહારાજા પણ મુનિપણાથી કરે છે ચારિત્ર વગરનુ સમ્યકત્વ હોઇ શકે ? ખાવુ, પીવુ, એશઆરામમા નવા અમનચમન કરવા, મોજમજાહમા મશગુલ રહેવુ, વ્રત પચ્ચખ્ખાણ (ન કરવા)! 'દેશવિરતિ કે સર્વવિરતિની જરૂર શી ?' એમ બોલવુ, અને આટલુ છતા પોતે આત્માને જાણ્યો છે તેમ માનવુ, મનાવવુ આ સ્થળે સમ્યકત્વ થયુ છે એમ મનાય જ નહિ

ત્યારે શુ સમકિતી વિરતિજ હોય ? ના ! તેમ નહિ ! અવિરતિ સમકિતી હોય, હોઇ શકે પણ વિરતિ પ્રત્યે તેની ભાવના કેવી હોય ? તેને તે ઉપાદેય માને દેશવિરતિ કે સર્વવિરતિનું જ્યા ધ્યેય નથી ત્યા સમ્યકત્વનો પ્રદેશ પણ નથી નિશ્ચયનય આમ કહે છે અનાજ તથા લાકડા માટે લોકો પૈસા ખરચે છે લાકડા ખવાતા નથી પણ ખોરાક રાધવામા તે સાધન છે, અને તેથી તેની કિમત આપવામા આવે છે તેજ રીતે વ્યવહારમા જ્ઞાન તે સાધન છે સમ્યગ્જ્ઞાન અને દર્શન ઉભય સાથે જ હોય, અને ચારિત્રની સાથે પણ તે હોય નિશ્ચયનયવાદી તો ચારિત્ર [illegible], દર્શનને માનવાની ના કહે,

જેને પાપનો ભય સાચો લાગ્યો હોય, કહો કે હૃદયમા પાપનો ભય જાગ્યો હોય, પ્રજળ્યો હોય તો તેને સ્વપ્નામા પણ પાપનો ડર લાગ્યા વિના રહેતો નથી શુ અહીંમા નાનુ બચ્ચુ પણ હાથ ઘાલે છે ? તથી દઝાશે તેટલી સમજણ તો તેને પણ હોય છે સમકિતી પણ પાપને દાહક ન ગણે તવુ બને નહિ પાપની પ્રવૃત્તિમા સમકિતી હોય નહિ

વ્યવહારનયવાદી માને છે કે ' પાપ ભયકર છે એવી શ્રદ્ધા થવા છતા, સવર કલ્યાણકારી છે એવો નિશ્ચય થવા છતા–પાપના ત્યાગ, સવરના સ્વીકાર વચ્ચે આતરૂ પણ હોય જ્ઞાન અને દર્શન ચારિત્રની સાથે પણ હોય જુદા પણ હોય–હોઇ શકે નિશ્ચયનયવાદીનુ મતવ્ય અહીંજ ભિન્ન છે તે તો ચારિત્ર વિના જ્ઞાન દર્શનના અસ્તિત્વનો સાફ સાફ ઇન્કાર કરે છે

કેટલાકો કોઇ કોઇને ' નિશ્ચયવાદી ' ગણાવે છે અને તે પણ કોને ? જેના જીવનમા નથી દેવદર્શન, પૂજા, પ્રતિક્રમણ, સામાયિકાદિ કાંઇ પણ તેને તેવાઓ તો નઠોરવાદી ગણાય ! હજી વ્યવહારનયવાદી તો એટલો ઉદાર કે નરમ છે કે ચારિત્ર વિના પણ સમ્યગ્જ્ઞાન, દર્શન માનવા તૈયાર છે પણ નિશ્ચયનયવાદી ? ખરેખરો કડક ! ' જ્યા ચારિત્ર નથી ત્યા જ્ઞાન, દર્શન હોય કયાથી ? ' આ છે એ વાદનો પ્રઘોષ !

## મોક્ષની ઇચ્છા પણ પરમ પુણ્યોદયે થાય છે !

પૂરી શ્રદ્ધા ધરાવનારો પાપનો ભય રાખે જ તેને ઊંડી અસર થવીજ જોઇએ સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રનુ અવલબન ( ત્રણેનુ અવલબન ) તરવાનુ સાધન છે એ મત નિશ્ચયનયવાદીનો છે વ્યવહારનય જણાવે છે કે જુદુ જુદુ પણ દરેક તરવાનું સાધન છે જે જે પ્રાપ્ત થાય તેનાથી તરો ! બસ ! તરો ! એકજ મુદ્દો કે તરો ! ! ! જે જીવને મોક્ષની અભિલાષા જાગી, ' મ્હને મોક્ષ મળે ' એવી ઇચ્છાનો અતરમા પ્રાદુર્ભાવ થયો તે જીવ ( તે વખતે તેનામા સમ્યગ્જ્ઞાન, દર્શન કે ચારિત્ર નથી–માત્ર મોક્ષની ઇચ્છા ! ) માટે એ નક્કી થયુ કે એક પુદ્ગલપરાવર્ત્તમા તેને મોક્ષ જરૂર મળવાનો ! તેના મનનો અનેરો મનોરથ જરૂર ફળવાનો ! વ્યવહારથી પ્રારભના કારણે તે જીવને શુકલપક્ષી કહેવામા આવ્યો કેટલાકો જેને અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત બાકી હોય તેને શુકલપક્ષી કહે છે વચ્ચેના સમયમા તે જીવ કદાચ ઉમાર્ગે પણ જાય, અથડાય, કૂટાય, બધુજ બને પણ છેવટે નિયત સમયે તેને મોક્ષ જરૂર મળે ! યોગ્ય સમય પહેલા કર્મનિર્જરાના તમામ કારણો તેને ઉપલબ્ધ થવાના ! સમય નિયત થઇ ગયો એજ ત્યા કારણ છે, અને તે કારણનુ કારણ મોક્ષનુ ધ્યેય છે મોક્ષનો મનોરથ છે: મોક્ષની ઇચ્છા છે ! ઉન્માર્ગે જવા છતા, કુદેવ, કુગુરૂ, કુધર્મને સેવવા છતા ધ્યેય શુદ્ધ છે, માટે મોડે મોડે પણ ફલ શુદ્ધ મળે છે અભવ્યને મોક્ષ મળતો નથી, અભવ્યના વર્તનમા કઇ કમીના છે ? અભવ્યના ક્રિયાકાડો, તેની વિદ્વત્તા વિગેરેમા શી ઊણપ છે ? અભવ્યે પ્રતિબોધેલા કેટલાય ભવ્યાત્માઓ

તરી ગયા, મુક્તિમહિલાને વરી ગયા પણ ભાઇસાહેબનુ શુ ? ભલે અનુષ્ઠાનોના પ્રભાવે દેવલોકની સારામા સારી સાહ્યબી ભોગવી લે પણ કયારેય સિદ્ધિ ખરી ? નહિજ ! કેમકે એ ક્ષેત્રમા બીજ જ નથી ત્યા મોક્ષની ઈચ્છાજ નથી અભવ્ય પોતે મોક્ષને માનતોજ નથી હવે જ્યા માન્યતાજ નથી ત્યા તેની ઇચ્છા તો હોયજ ક્યાથી ?

એક વ્યક્તિ મોક્ષ મેળવવાના ધ્યેયથી મહાદેવને માને છે, સેવે છે અને બીજી વ્યક્તિ તેજ મહાદેવને દ્રવ્યાદિ પ્રાપ્તિ માટે માને છે, સેવે છે બન્ને એકજ દેવને માને છે, સેવે છે તે દેવમાના દેવત્વ માટે ઉભયની માન્યતા, સેવ્યબુદ્ધિ સરખી છે, પૂજનમા, ભક્તિમા કોઈની ઊણપ નથી ફરક માત્ર ધ્યેયમા છે ! એક ઇચ્છે છે છૂટવાનુ ( મુક્તિ ), બીજો ઇચ્છે છે વળગવાનુ( વળગાડ ) મહર્ષિ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે કુદેવાદિને અર્થાદિ પ્રાપ્તિના હેતુથી આરાધનારને, છેલ્લા પુદ્ગલપરાવર્ત્ત વિના મોક્ષનો વિચાર પણ થાય જ નહિ ( विं० विं० ४ गा० २ ) જેણે મોક્ષને ધ્યેય ધાર્યું છે તે યદ્યપિ અધુના કુદેવાદિને માને છે, છતાયે તેનો નિસ્તાર એક પુદ્ગલપરાવર્તમા છેજ સમ્યકત્વ પમાય તો તો અર્દ્ધપુદ્ગલપરાવર્તમા ! મોક્ષનુ ધ્યેય થયુ એટલે ભવનો વિસ્તાર સકોચાઇ ગયો, અને નિસ્તાર માટેનો સમય નિયત થઈ ગયો સિદ્ધાત્માઓની નામાવલિમા— ભવિષ્યના નામોમા નામ નોધાઈ ચૂકયુ સાનુકૂલતા પૂરતો જ વિલબ ! અનાદિકાલથી આ જીવ વિષયોમા આસક્ત છે, ખાનપાનમા, રગરાગમા લયલીન છે, તલ્લીન છે તેથી 'મોક્ષનું શ્રવણ' એજ આશ્ચર્યજનક છે મોક્ષની ઇચ્છા થવી એ પણ મહાન્ પુણ્યોદય છે એક પુદ્ગલપરાવર્ત્તથી જેનો સસાર અધિક હોય તેને મોક્ષનો રાગ થાયજ નહિ મોક્ષની ઇચ્છા થઈ એટલે તે જીવ શુક્લપક્ષી ગણાયો !

## મોક્ષજ જોઇએ !

આ ભૂમિકાથી આગળ વધે એટલે ભાવના એ થાય કે–'મોક્ષજ જોઇએ !' અત્યારસુધી તો ભાવના એ હતી કે–'મોક્ષ પણ જોઇએ !' જેમ ધનધાન્ય, લાડીવાડી વગેરે જોઈએ તેમ મોક્ષ પણ જોઇએ એ ભાવનાથી આગળ વધીને જ્યારે એ ભાવના થાય કે 'મોક્ષજ જોઈએ' ત્યારે સસારનો વિસ્તાર અર્દ્ધ થઈ જાય છે અર્થાત્ પછી તે જીવ અર્દ્ધ-પુદ્ગલપરાવર્ત્તમા મુક્તિ મેળવે છે અહીં 'પણ' નીકળી જાય છે' ને 'જ'કાર સ્થપાય છે 'મોક્ષજ જોઇએ' એ ભાવના દૃઢ થઈ, સુદૃઢ થઇ પછી બીજી કોઇ માગણી રહેતી નથી જેનો જીવ આવતી ચોવીસીમા પન્નરમા નિર્મમ નામના તીર્થકરદેવ થશે, તે મહાસતી સુલસાનું વૃત્તાત સુપ્રસિદ્ધ છે પ્રસન્ન થયેલો દેવ વરદાન માગવાનુ કહે છે, પણ તે મહા સતી સુલસા( ભગવાન્ મહાવીરદેવે જેને સ્વમુખે ધર્મલાભ કહેવરાવ્યો છે )ના એક રૂવાડામા પણ મોક્ષ વિના બીજી કોઇ ચીજની ઇચ્છા પણ કયા છે ? એ ભગવતી, એ મહાદેવી, નિશલાનદન ભગવાન્ શ્રીમહાવીરદેવની એ પરમ શ્રાવિકા દેવને સ્પષ્ટતયા સભળાવે છે કે "ભાઈ ! બધુ ! ! મારે જે જોઈએ છે તે તારી પાસે છે કયા ? જે

આપવાનુ તારામા સામર્થ્યજ નથી તેની યાચનાથી સર્યું !" વિચારો કે કઈ શ્રદ્ધા ! શ્રદ્ધાના પ્રમાણની પરાકાષ્ઠા ! પોતે છે આપત્તિમા પણ યાચના મોક્ષ વિના બીજી નહિ તે નહિ જ ! બીજી ઇચ્છા જ નહિ આ યાચનાની સભાવના જ ક્યાથી હોય !

## મોક્ષ માર્ગ કોણ બતાવી શકે ?

વ્યવહારનયની અપેક્ષાએ જ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણે સાથે અગર અલગ અલગ પણ, તેમાનુ દરેક પણ, સ્વતત્રપણે તરવાનુ સાધન બની શકે છે તીર્થ બની શકે છે નિશ્ચયનયની અપેક્ષાએ ત્રિપુટીથી( ત્રણે સાથે જ ) તીર્થ બની શકે છે તારે તે તીર્થ ! તરવાના સાધનોથી તર્યા બાદ અર્થાત કેવલજ્ઞાનાદિ પ્રાપ્ત કર્યા બાદ, ધ્યેય સિદ્ધિ પછી સાધનોની અનાવશ્યકતા હોઈ તેને છોડનારા, તેનાથી અલગ થનાર તેજ શ્રીતીર્થંકર દેવ ! શ્રીઇંદ્રમહારાજાએ તેથી જ તેમની સ્તુતિ કરતા આદિગરાણ કહ્યુ છે બીજા મતો ત્યારપછી નીકળ્યા છે

જરૂર પણ એમ કહી શકે છે કે-'વરને વન્ની મા વખાણે તેમા નવાઇ શી ?' જૈનો તીર્થંકરને પ્રથમ સ્થાન આપે અને અન્ય મતોને પછીના કહે તેમા આશ્ચર્ય નથી જગતના લોકોની પ્રવૃત્તિ તપાસો ! સૌ કોઇ પોતાને શાહુકાર જણાવે છે અને બીજાને બીનશાહુકાર જણાવે છે " વિચારકો વિચાર તો કરી શકે છે ને ! બીનશાહુકાર પોતાને શાહુકાર ગણાવે તેથી શાહુકારનો શાહુકારીનો દાવો જતો રહેતો નથી કે ઓછો થતો નથી ઇતર મતવાળાઓ પોતાને મૂલરૂપ જણાવે તેથી કાઇ જૈન મત પ્રથમનો છે, અનાદિથી છે તે કાઇ પછીનો ગણવાનો નથી

હાથકકણને આરસીની આવશ્યકતા નથી સહજ વિચાર કરવાથી જૈનમત જ સ્વય અનાદિ સિદ્ધ સમજી શકાય તેમ છે સાખ્ય, વૈશેષિક, નૈયાયિક કોઈ પણ મત હ્યો- તમામ મતવાળાઓ પરમધ્યેય તરીકે મોક્ષને જણાવે છે આ વાત બે મત વગરની છે મોક્ષનગરમા રૂપ, દેહ, રસ, ગધ, કાઇ નથી આ પણ નક્કી છે રૂપ, રસ, ગધ વગરના પદાર્થોનુ જ્ઞાન કોને હોય ? જે મોક્ષને જાણે તે તો તેને માટે ધર્મ કરવાનુ વિધાન કરે, પણ જેને મોક્ષની ગતાગમજ નથી તે મોક્ષ માટે ધર્મ કરવાનુ ક્યાથી કહેવાનો ? ગામની ખબર હોય તો સડક બધાય પણ ખબર વિના સડક બધાય ક્યા ? મોક્ષમાર્ગ( સડક ) કોણ બતાવી શકે ?

જે અતીંદ્રિય જ્ઞાન ધરાવે તે મોક્ષને જાણે અને તેનો રસ્તો બતાવી શકે જે આત્મા રાગમા રગદોળાયેલો છે, દ્વેષાનલથી બળીઝળી રહ્યો છે, મારા તારામા ખુચેલો છે, માના પમાનમા મરી રહ્યો છે, સ્વજનાદિના સ્વાર્થી સ્નેહની સાકળમા સપડાયેલો છે તેવા આત્માને અતીંદ્રિય જ્ઞાન હોય જ ક્યાથી ? રાગદ્વેષથી સદતર પર થનાર વીતરાગ, શ્રીસર્વજ્ઞ હોય તેનેજ અતીંદ્રિય જ્ઞાન હોય, તેજ મોક્ષે જાય, મોક્ષ માર્ગ તેજ બતાવી શકે

કર્મો આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણોને રોકે છે આવરે છે કર્મગ્રથોમા કર્મની તમામ પરિસ્થિતિનુ સપૂર્ણતયા વર્ણન છે ભણે તે જાણે ! જાણવુ છે તો ભણો ! પણ પડી છે કોને ?

કર્મો સબધમા આવુ તત્ત્વજ્ઞાન, આટલુ તત્ત્વજ્ઞાન કોઇ પણ સપ્રદાય, મત, દર્શન, પથમા હોય તો લાવો ! બતાવો ! ! આવો ! ! ! આત્માના ગુણોને આવરનારા કર્મો છે તે બીના જ જ્યા ન હોય ત્યા તેના પ્રકારાદિ તથા ફળ વગેરેનુ વર્ણન તો હોય જ કયાથી ? આત્મશિક્ષણનુ જ્યા પ્રથમજ સોપાન નથી ત્યા બીજાની તો વાતજ શી ! જ્ઞાન તથા દર્શનને આત્માના ગુણો ઇતરોએ માન્યા પણ તે ગુણોને આવરે છે કોણ તે વાતમા અખાડા ! ચારિત્ર ગુણને ચારિત્રમોહનીય કર્મ મુઝવે છે એવી ખબર હોય તો તે જણાવે ને ! સુઠને ગાઠીએ ગાધી થઈ બેસનારા બિચારા બધી ચીજોના નામો કયાથી જાણે ? આત્માના ગુણોને આવરણરૂપ કર્મોના ભેદ, બધ, ઉદય, ઉદીરણા, સત્તા વગેરેની વાત જ ઇતરમતોમા નથી, ત્યા ક્ષય કે ક્ષયોપશમની પણ વાત નથી, વાત હોય કયાથી કેમકે ખ્યાલ પણ નથી ! આટલુ છતા પોતાને મોક્ષ માર્ગાધિકારી મનાવવા તે મિથ્યા છે આત્મ-શિક્ષણની શાળામા જ્યા પ્રથમ પાટી ઉપર ધૂળજ નાખવામા આવે છે ત્યા અન્યજ્ઞાનની આશા વ્યર્થ છે

મોક્ષ એ સર્વ ધર્મોનુ સાધ્ય છે ( હોવુ જોઇએ ), પણ તેના માર્ગને પ્રથમથી- આદિથી ( અનાદિથી ) પ્રતીત કરનાર કેવલ જૈન ધર્મજ છે તેનાથી બહાર નીકળી ગયેલા-ભિન્ન પડેલા તે અન્યતીર્થિકો !

" શ્રી ઋષભદેવજીએ રાજ્યને જજાળ જાણી છે, હેય માન્યુ છે, છતા પોતાના પુત્રોને રાજ્યાભિષેક કેમ કર્યો ? રાજ્યનો પાશ તેમને કેમ વળગાડયો ? " કોઇએ પૂછેલા આ પ્રશ્નના ઉત્તરમા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જણાવે છે —

" ભગવાને એ તો જણાવ્યુ કે રાજ્ય એ જજાળ છે પ્રવ્રજ્યા લેતા પહેલા સવત્સરી દાનથી, એક વર્ષ અગાઉથી ત્યાગનો ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે જેઓને જજાળમાથી છૂટવુ નથી તેવા પુત્રોને પ્રજાના ભલા માટે ( રક્ષણ, વ્યવસ્થા માટે ) રાજ્યાભિષેક કરવામા બાધ નથી કાલના દોષથી લોકો પરસ્પર લડી ન મરે તે માટે સો પુત્રોને રાજ્ય સિહાસને સ્થાપે છે તે પુત્રોમા પ્રકૃતિભેદ વૈમનસ્ય થાય, વૈર-વિરોધ વધે તેમા કાઇ ભગવાન્ કારણરૂપ નથી " ( વિશેષાર્થિએ ૨૮ મુ અષ્ટક જોવુ )

કેવલજ્ઞાન થયા બાદ ભગવાને ધર્મ સ્થાપ્યો છે, દેશના આપી છે શ્રી ઋષભદેવજી અસલ ભગવાન્ ! સાચા ભગવાન્ ! સાચા ગુરૂ ! તેમણે સ્થાપેલો ધર્મ જ અસલ ! ત્યાર બાદ બાકીના તમામ મત પછીના અને નકલી ! ! !

卐 卐 卐

## જૈન દર્શનનો સામાન્ય સાધુ પણ ઇતર દર્શનના ઊંચા પદવીધારીઓ કરતા પણ ઊંચો ( ચઢિયાતો ) છે '

### અન્યતીર્થિકોનુ સ્વરૂપ !

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીમત્ સુધર્માસ્વામીજી મહારાજા ( છેલ્લા કેવલજ્ઞાની ) શ્રીજમ્બૂસ્વામીજીને શ્રીસૂયગડાંગ સૂત્રનો અધિકાર સમજાવતા પ્રકાશી ગયા કે " હે જમ્બૂ! મહાવીરદેવના ચરણકમલની સેવામા રહેતા, તેઓશ્રીના સ્વમુખે પુંડરીકાધ્યયનનો અર્થ જે પ્રકારે મે શ્રવણ કર્યો છે તેજ પ્રકારે હુ તને કહુ છુ ' વાવડી વગેરેના દૃષ્ટાન્તના ઉપનયનો વિચાર ચાલી રહ્યો છે, દૃષ્ટાન્તમા વિધિ નિષેધને સ્થાન હોતુ નથી જેમા વિધિ નિષેધ ન હોય એવું વચન શ્રીજિનેશ્વરદેવનુ ગણાય નહિ કેમકે તેઓશ્રીના વચનોમા ઇષ્ટની પ્રાપ્તિની તથા અનિષ્ટના નિષેધનો ઉપદેશ હોવો જોઇએ તીર્થસ્થાપક તીર્થેશ–શ્રીતીર્થંકરદેવના વચનો નિરર્થક તો હોયજ નહિ ' દૃષ્ટાન્ત ઉપરથી દાર્ષ્ટાન્તિક ( ઉપનય ) દ્વારા વિધિ નિષેધ જણાવવામા આવે છે વાવડી, પાણી, કચરો વગેરેના ઉપનયમા લોક, કર્મ, કામભોગ વગેરે વિચારી ગયા ગામ તથા શહેરમા રહેલા ભવ્યાત્માઓ કમલને સ્થાને તથા મોટા કમલના સ્થાને રાજાઓ–આ બધી બીના અત્યાર સુધી આવી ગઇ તળાવની ચાર દિશાએ અટકી પડેલા ચાર મુસાફરો તે અ યતીર્થિકો છે

' ધર્મ–ધર્મ ' એમ બોલ્યા કરે પણ તેના ઉદ્દેશોને ભૂલી જાય ત્યા ધર્મ મળે ક્યાથી ? મળ્યા વગર ફળે ક્યાથી ? એક મીયાને અણીયારી ' ગામ જવાનુ હતું તે યાદ ન રહ્યુ એટલે પાસે પરોણો હતો તેની ઉપર અણી જોઇને યાદ રાખ્યુ આટલુ છતા જોયા વિના ચાલે તો પડે એ દેખીતુ છે મીયા પડ્યા એટલે ' અણીયારી ' ભૂલી ગયા અને ' પડીયારી ' યાદ રાખ્યુ હવે એ મીયાને પડીયારી ગામ મળે ખરૂ ? મીંયા રખડ્યાજ કરે ! હવે ' ધર્મ ' શબ્દ યાદ રાખવા માત્રથી શું ? ધર્મનુ ફલ જાણવું કર્મનો નાશ કરવો, આત્માનુ સ્વરૂપ પ્રગટાવવુ, કાયમની પરાધીનતામાથી છૂટવું, મોક્ષ મેળવવો એજ ધર્મનો ઉદ્દેશ છે એજ ફલ છે

**' ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે, ધરમનો ન જાણે મર્મ હો જિનેસર. '**
**શ્રી આનંદઘનજી**

જેઓ આ વસ્તુ ભૂલી ગયા, જેઓને કર્મની વિચારણાનો, તેના ક્ષયના સાધનોની વિચારણાનો ખ્યાલ સ્વપ્નેય ન રહ્યો તેવાઓ મોક્ષમાર્ગથી ભિન્ન પડેલાઓ, વિમુખ થયેલાઓ, અ યતીર્થિકો છે

ભવાભિનંદી અનાદિ કાળથી પુદ્ગલાનંદી છે તેવાઓ મોક્ષને ભૂલે તેમા નવાઇ નથી કેમકે મોક્ષની પડી છે કયા ? ' આવતા ભવમા સુખી કેમ થઇએ ' એજ વિચાર પુદ્ગલા

નહીંનો હોય છે ધ્યેય તો કર્મક્ષયનું હોવું જોઇએ તે તો દૂર રહો પણ આવતા ભવમા "જૈન" કેમ થવાય આવી સામાન્યત ભાવના પણ છે?

## અન્યતીર્થિકોને મોક્ષનો ઉદ્દેશ માનવો પાલવે તેમ નથી.

અન્યતીર્થિકોને મોક્ષનો ઉદ્દેશ યાદ રાખવો કે રખાવવો પાલવે તેમ નથી જો તેવો ઉદ્દેશ મનાય-રખાય-જાહેર કરાય તો દેવ, ગુરુ, ધર્મ પણ તેવા વર્તનવાળા હોવા જોઇએ તે કયાથી લાવે? ત્યા તો દેવને લીલાઓ કરવી છે, રાસ રમવા છે, રાજખટપટો રમવી છે, કુલોના કુલોનો સહાર કરવો છે મોક્ષના ધ્યેયમા આ બધુ કયાથી બને? મોક્ષનુ ધ્યેય મનાયું એટલે ગોકુલના બાલક તરીકેની માન્યતા ટકી શકે નહિ અન્યમતમા હવાલો ઇશ્વરનો છે ચોખ્ખુ કહેવામા આવે છે (બ્રાહ્મણો-ગોરો-બાવાઓ-મહાપીશો વગેરે તરફથી) જે કાંઈ અમને આપશો તેનાથી સેકડોગુણું ઇશ્વર તમને આપશે આટલા જ માટે ઇશ્વરને કર્તા માનવો પડે છે ઇશ્વરને કર્તા ન મનાવે તો હવાલો લે કોણ? હવાલા માટે પેઢી જોઇએ ઇશ્વર એજ પેઢી

જૈનો 'ઇશ્વર આપશે' એમ કદી કહે નહિ 'ધર્મ કરશે તે સુખી થશે, દાન કરશે તે સુખ પામશે, પુણ્યથી સારૂ થશે, પાપથી નરસુ થશે' આવા વચનો જૈનોના છે જૈનો પુણ્ય અને પાપને માને છે ધાગાપથીઓએ ચલાવેલો ધર્મ જગત્‌ને ઠગવા માટે છે સરકારનો વેરો (ટેકસ) જીવન પર્યંત હોય છે જ્યારે આ પથ-પ્રવર્તકો તો મરેલાનો વેરો લે છે બારમા, તેરમાના નામે વેરો, શય્યા(શેજ)આદિના નામે વેરો, વર્ષે વર્ષે શ્રાદ્ધના નામે વેરો બસ! વેરો! વેરો!! ને વેરો!!! સરકારી વેરો જન્મ્યા બાદ (જન્મ ધારીને) લાગુ થાય છે જ્યારે વેરાના આ ઉત્પાદકો તો ગર્ભથી જ વેરો લેવાનો પ્રારભ કરે છે બાવાઓએ ધર્મના નામે દુનિયાને ફસાવી છે આવાઓ અન્યતીર્થિકો છે

તરવાના સાધનોથી તદ્દન ખમી ગયેલાઓ કે જેઓએ મોક્ષરૂપી સાધ્ય માન્યુ નથી, સાધનો માન્યા નથી તેવાઓ અન્યતીર્થિકો છે પેલા ચાર મુસાફરો તે અન્યતીર્થિકો

## સ્વરૂપ-નિરૂપણ કરવુ તે ટીકા કે નિંદાને માટે નથી.

ભગવાન્ તો વીતરાગ છે તેમને સ્વપક્ષનો રાગ નથી, પરપક્ષનો દ્વેષ નથી, માના પમાનનો ખ્યાલ સરખો નથી તેઓશ્રી અન્યતીર્થિકો માટે-'ઢોગી' વગેરે શબ્દો બોલે? બોલે કાટાને કાટાપણે તથા મણિને મણિપણે સૂર્ય બતાવે તેથી તેનો ત્યા ત્યા રાગ દ્વેષ છે એમ મનાય નહિ દીપક પત્થરને પત્થરરૂપે, હીરાને હીરારૂપે બતાવે તેથી દીપકનો પત્થર પ્રત્યે દ્વેષ છે અને હીરા પ્રત્યે રાગ છે એમ કોણ કહેશે? સ્વરૂપ દર્શાવવામા રાગદ્વેષને સ્થાન નથી-અવકાશ નથી

નીતિકારો કહે છે 'વચન પ્રીતિકર, પથ્ય તથા તથ્ય બોલવુ જોઇએ, 'નહીએ

ગોળના ગાડા ઊંધા પડયા છે' એમ બોલવાથી બાલકો રાજી તો થાય દોડયા ? નદીએ જાય પણ વાત ખોટી હોય તો? નદીએ દોડાવવા માટેનું દેખીતું પ્રીતિ પણ હિતકર તો નથી-અહિતકર છે રોગીને રોગી, ચોરને ચોર કહે છે સમષ્ટિગત કથનમાં તથા વ્યક્તિગત કથનમાં ભેદ છે વ્યક્તિને અપમાન ન કહેવાય એ વિધાનમાં વાંધો નથી પણ સ્વરૂપનિરૂપણ કરવામાં થતું પાત્ર નથી સામાન્ય નિરૂપણમાં પણ નિંદાને અવકાશ નથી ગોશાળા, જમાલિ વ્યક્તિગત કહેવામાં આવ્યું છે પણ સ્વરૂપનિરૂપણની બુદ્ધિથી નહિ કે ધિક્ બુદ્ધિથી કથનમાં અન્ય પ્રત્યેના ધિક્કારની, અપમાનની કે પોતાનો ઉત્કર્ષ મનાવવા બુદ્ધિ હોવી જોઈએ નહિ માર્ગદર્શનની મનોવૃત્તિ હોય તો વાંધો નથી અન્યનો પરાભવ કરવા કરાવવામાં, પોતાનો ઉત્કર્ષ કરવા કરાવવામાં, ગણવા ગણાવવામાં વપરાતા વચનો નિંદા અને દ્વેષાદિના સ્થાન ગણાય તેથી નીચગોત્ર બંધાય-જે ભવાંતરમાં પણ છોડવું મુશ્કેલ પડે છે મરીચિનું ઉદાહરણ વિચારો! તેણે મદ કર્યો, ગર્વ કર્યો, અહંકાર આદર્યો તો તેનું ફલ કોડાકોડ સાગરોપમ જેટલા સમય સુધી ભોગવવું પડયું

## મરીચિનો મદ !

મરીચિના વચનોમાં શું હતું?

"મારા પિતામહ પ્રથમ તીર્થંકર, મારા પિતા પ્રથમ ચક્રવર્તી, અને હું પ્રથમ વાસુદેવ (થઈશ), अहो मम उत्तमं कुलं!' અહો! મારૂં કુલ એવું ઉત્તમ છે કે અન્ય કુલોની ગણત્રી શી!"

તીર્થંકર, ચક્રવર્તી, તથા વાસુદેવ, ત્રણે શલાકા પુરૂષો છે વાત ખરી છે વાંધો ચોથા પદમાં આવ્યો પ્રથમના ત્રણ પદોમાં તો વસ્તુ-સ્વરૂપ-નિરૂપણ છે અહંકાર ઊછળ્યો ચોથા પદમાં મારૂં ઇક્ષ્વાકુ કુલ ઊંચું છે બીજા બાકીના કુલો નીચા છે-હલકા છે! અહીંજ મરીચિએ નીચગોત્રનું કર્મ બાંધ્યું

જ્ઞાનીઓ હરહંમેશ ચેતવે છે કે—

**'બંધ સમય ચિત્ત ચેતીએ, ઉદયે શો સંતાપ'**

બંધ તે બંધ! બંધન તે બંધન! બંધાયા પછી છૂટવું સ્હેલું નથી

મરીચિએ એ કર્મોદયે ભવોભવે ફળ ભોગવ્યું ભોગવતાં ભોગવતાં બાકી રહેલું કર્મ છેલ્લા ભવમાં (તીર્થંકરદેવ શ્રીમહાવીરના ભવમાં) પણ આવીને હાજર થયું

कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥

જગતે પણ તીર્થંકર, ચક્રવર્તી તથા વાસુદેવનું કુલ ઉત્તમ માનેલું જ છે એ કુલને શ્રેષ્ઠ માનવામા વાંધો નહોતો-નથી-હોય પણ નહિ વાંધો ત્યાજ કે બાકીના તમામ કુલોને હલકા ગણવા સુધીના ગર્વપૂર્વક કુલની ઉત્તમતાની તાલીઓ કૂટી !

परपरिभवपरिवादात्मोत्कर्षाच्च बध्यते। कर्म नीचैर्गोत्रप्रतिभवमनेकभवकोटिदुर्मोचम् ॥ ( प्रशमरति श्लो० १०० ) બીજાના પરાભવથી, બીજાની નિંદાથી અને પોતાનો ઉત્કર્ષ કરવાથી અનેક ભવકોટીએ છૂટી ન શકે એવું નીચગોત્રકર્મ ભવે ભવે બંધાય છે

શ્રીવીતરાગદેવના વચનોમા વસ્તુસ્વરૂપનું નિરૂપણ હોય છે તે વચનો પરના પરાભવ માટે કે આત્મોત્કર્ષ માટે હોતા નથી ચાર મુસાફરોને અન્યતીર્થિક જણાવવામા નિંદા નથી વસ્તુસ્વરૂપનું નિરૂપણ છે

શ્રીજૈનદર્શનમા ૪૫ ( પીસ્તાલીશ ) આગમો છે, ૮૪ ( ચોર્યાશી ) સૂત્રો છે તેમા કોઇપણ સ્થળે એક પણ વાક્ય, સૂત્ર કે પદ એવું નહિ મળે કે અમુક અનુષ્ઠાન દેવપદ માટે, રાજ્યાદિ માટે, ઋદ્ધિ સમૃદ્ધિ માટે, સ્ત્રી સંતાનાદિ માટે કરો એમ કહેવામા આવ્યું હોય ઇતર દર્શનોના ગ્રંથો અવલોકો ! ઋદ્ધિ સમૃદ્ધિની પ્રાપ્તિ માટે તો અગ્નિહોત્ર-( પશુયજ્ઞ ) નું વિધાન છે પૌદ્ગલિક સુખોનું ધ્યેય પૂર્ણ કરવાના ઉપાયમા પશુઓને હોમવાનું બતાવ્યું આ પરિસ્થિતિનું કથન કરવું તે નિંદા નથી વસ્તુસ્વરૂપનું નિરૂપણ છે

## પ્રાપ્ય તથા સાધ્યનો ભેદ સમજવો જરૂરી છે

જૈનદર્શનમા પણ ફલરૂપે દેવગતિ વગેરે જરૂર જણાવ્યું છે સમ્યગ્દષ્ટિજીવ વૈમાનિક દેવગતિનું આયુષ્ય બાંધે તેથી ઓછી સ્થિતિવાળા દેવલોકનું આયુષ્ય બાંધે નહિ સરાગ સંયમથી પણ દેવત્વ મળે છે એમ જણાવવામા આવ્યું છે પંચમાંગ શ્રીભગવતીજીમા પણ કહ્યું છે કે-પ્રથમના તપ અને સંયમના યોગે જીવો ( દેવતાઓ ) દેવલોકમા ઉત્પન્ન થાય છે (भग० सू० १०९ ) દીક્ષા-ભાગવતી દીક્ષા-પારમેશ્વરી પ્રવ્રજ્યાને અંગે શું કહ્યું છે તે ખબર છે ? प्रकर्षेण सर्वथा वर्जन આરંભ, પરિગ્રહ, વિષયકષાયમાંથી સર્વથા પ્રકારે નીકળી જવું તેનું નામ પ્રવ્રજ્યા જે પ્રવ્રજ્યાને પાતાલ ભેગી કરવા આજના નવયુગસર્જકો આકાશ-પાતાલ એક કરી રહ્યા છે, કાયદાઓ કરાવી કૂટતા આચરી રહ્યા છે તે પ્રવ્રજ્યા માટે શાસ્ત્રકાર મહર્ષિ ફરમાવે છે કે-એક દિવસ પણ પ્રવ્રજ્યાનું પાલન કરનાર પુણ્યાત્મા अवस्स वेमाणियो होइ ( उपदेशमाला गा० ९० ) અવશ્ય વૈમાનિક દેવતા થાય છે ભાવસ્તવનું ફલ અનેરૂં છે, અચિંત્ય છે વધારે શું કહેવું ! વાસ્તવિક ભાવસ્તવ અંતર્મુહૂર્તમા મોક્ષ પણ મેળવી આપે છે તો પછી આખો દિવસ પ્રવ્રજ્યાનું પાલન કરનારો, अन्नमणो મન બીજે ન હોય તેવો આત્મા તથાપ્રકારના કર્મયોગે કદાચ મોક્ષે ન જાય તો પણ તે વૈમાનિક દેવ તો અવશ્ય થાય છે વૈમાનિક દેવગતિ એ દીક્ષાનું જઘન્ય ફલ છે

યાદ રાખવુ કે આ સાધ્ય તરીકે નથી આ તો પ્રાપ્ય છે કથન પણ તે તરીકે છે, સમકિતથી, અણુવ્રતથી, દેશવિરતિથી કે સર્વવિરતિથી જે ફલ જણાવ્યુ તે પ્રાપ્ય છે સાધ્ય તો મોક્ષનુ જ છે જેને પ્રાપ્ય તથા સાધ્યના સ્વરૂપની, તેના ભેદની ખબર નથી તેવાઓ બ નેને સમાન ગણી શકા કરે તે શકાના સમાધાનમા આ તફાવત તેઓ જાણી લે

## જૈનદર્શનમા અનુષ્ઠાન માત્રનુ સાધ્ય મોક્ષનુ જ છે

સાધ્ય તો મોક્ષનુ જ છે

सव्वपावप्पणासणो ( नमस्कार सू० ) ।

पावाण कम्माण निग्घायणट्ठाए ( उत्तरीकरण सू० ) ।

तमतिमिरपडलविद्धसणस्स ( श्रुतस्तव सू० ) ।

આ બધા સૂત્રો એજ સિદ્ધ કરે છે.

કાયોત્સર્ગાદિ ક્રિયા દેવપદાદિ માટે કરવામા આવતી નથી દેવત્વ, રાજ્યઋદ્ધિ વગેરે ધર્મથી પ્રાપ્ય છે પણ ધર્મ તેની પ્રાપ્તિ માટે વિધેય નથી સાધુપણાથી વૈમાનિક દેવત્વ મળે ભલે પણ સાધુપણુ તેટલા માટે ગ્રાહ્ય-સ્વીકાર્ય નથી સાધુપણુ તો સિદ્ધિ ( મોક્ષ ) માટે જ છે

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર એ મોક્ષમાર્ગ છે

શ્રીજૈનદર્શનનુ તો આ વિધાન છે મોક્ષ એજ નિધાન છે

જેઓ મોક્ષના ઉદ્દેશ સુધી નથી પહોચ્યા તેઓ જૈનશાસનના સોપાને (પગથીયે) નથી

અભવ્યોએ અનતી વખત ચારિત્ર લીધા છતા બેડો પાર ન થયો, કારણ કે ત્યા બેડો પાર કરવાની ઇચ્છા જ નથી મોક્ષનો ઉદ્દેશ જ નહોતો-મળે ક્યાથી ? વાસના પૌદ્ગલિક હતી-મોક્ષની (મુક્તિ ની) નહોતી મોક્ષના ઉદ્દેશ વગર-ત્યાસુધીની ધર્મકરણી માર્ગરૂપ નથી વેયાવચ્ચગરાણ આદિપદોનો વિચાર કરો

પરમધ્યેય મોક્ષ હોય-અવા તર બીજા ધ્યેય હોય તો વાધો નથી ઇતરોમા પરમ ધ્યેય તરીકે પા નો નાશ, કર્મનો ક્ષય, મોક્ષ આદિ કાઇ નથી આ જ કારણે માર્ગ ભૂલેલાઓને અન્યતીર્થિકો કહ્યા છે જેઓ માત્ર માર્ગ ભૂલ્યા હોય છતા વિષયકષાયથી લપટાયા ન હોય તો તેઓ માર્ગે આવી શકે મિથ્યાત્વીમા પણ યથાભદ્રક હોય છે માર્ગ પણ ભૂલ્યા હોય, યથાભદ્રક પણ ન હોય, વિષયકષાયોથી ખરડાયા હોય તેનુ

શું થાય ? તેમનામા કહેવત પણ છે કે-તપેસરી તે રાજેસરી આ કહેવત તેઓનુ ધ્યેય જણાવે છે કામભોગાસકત અન્યતીર્થિકો વાવડીના દૃષ્ટાંતમા ચાર પથિકોના સ્થાને સમજવા

## આરોપણથી નિરૂપણ.

વાવડીના દૃષ્ટાન્તમા કાઠે આવેલો પાચમો પથિક ઉપનયમા કોણ ? કેટલીક વખત વગર રૂપની વસ્તુઓને પણ દુનિયાની પ્રતીતિ માટે રૂપમા ઉતારવી પડે છે ચૌર્ય, માસ, મદિરા, શિકાર, જુગાર, વેશ્યાગમન, પરસ્ત્રીગમન, એ ભયકર સાત વ્યસનોમાનુ એક પણ કોઇ મૂર્તિમાન્ વસ્તુ નથી છતા પરમાર્હત્ મહારાજા-ગુર્જરેશ્વર કુમારપાલ મહા રાજાએ તે સાતે વ્યસનના પૂતળા બનાવીને તેને પોતાના દેશમાથી દૂર કર્યા છે હાકી કાઢ્યા છે (મૂર્તિપૂજાની સિદ્ધિમા પણ આ વાત એક દૃષ્ટાન્તનો વધારો કરે છે કલ્પિત ચીજોને પણ જો દુનિયાની પ્રતીતિ માટે આકૃતિમા આરોપાય તો પરમાર્થ પથને સ્થાપી ગયેલા તારક દેવની પ્રતિમા માનવામા, પૂજવામા વાધો શાથી ?)

વ્યસનોના પૂતળા એટલા માટે બનાવ્યા કે જેથી દુનિયાનો તેની તરફ (વ્યસનો તરફ) ધિક્કાર વરસે જેમ કોઇ વ્યક્તિને દેશનિકાલની સજા કરવામા આવે તેમ આ પૂતળાને પણ કાળા મ્હોવાળા કરી, ગધેડા ઉપર બેસાડી બહાર ધકેલી દેવામા આવ્યા હતા (એજ રીતિએ જગત્ પૂજ્યોને પૂજે માટે પૂજ્યોની પ્રતિમા પરમાવશ્યક છે)

તિરસ્કાર માટે જેમ પૂતળા કરવા પડે તેમ સત્કાર કરવા માટે પણ તેમજ કરવુ પડે અર્થાત્ ત્યા પણ કલ્પિત ઘાટ ઘડવો પડે કલ્પિત આકૃતિ યોજવી પડે

'ધર્મ' એ કોઈ મ્હો, નાક, આખ કે શરીરવાળી વસ્તુ નથી પણ ભવ્યાત્માઓ તે તરફ નજર કરે માટે તેની પણ આકૃતિની કલ્પના આવશ્યક છે વાવડીના કાઠે રહેલો પાચમો પથિક તે ધર્મ

બિચારા માર્ગથી ખસેલાઓને મૂર્તિમાન્ની મૂર્તિ માનવી મુશ્કેલ છે સિદ્ધભગવાન્ની મૂર્તિની કલ્પનામા તો-મોક્ષે જતી વખતના, છેલ્લી વખતના શરીરને પણ લઈએ પાચે પરમેષ્ઠિની મૂર્તિ કલ્પી શકીએ મૂર્તિ કરી શકીએ પરન્તુ ધર્મની મૂર્તિ કઈ ? મૂલસૂત્રને માનનારાઓ વિચારી શકે તેમ છે કે-ધર્મની મૂર્તિ તરીકે સાધુઓને ગણી શકાય તેમ છે ધર્મને ભિક્ષુકના આકારે કેમ સ્થાપ્યો ? અહીં મૂર્તિ સ્થાપવાની વાત નથી કારણકે અમૂર્તની સ્થાપના કરવા કરતા ભિક્ષુકની સ્થાપના કરવી અને ગણાવવી તેમા આશ્ચર્ય નથી

## જૈનોની કરૂણા વ્યાપક છે.

ધર્મીમા ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ તો [illegible]વાન્ છે પચપરમેષ્ઠિપદમા સાધુપદ

છે હું કે પ્રથમપદની સ્થાપના ન કરતા ભિક્ષુક તરીકે ધર્મની સ્થાપના શા માટે? ગણધરવાદ શ્રવણ કરનાર એ ગતગુમાશીજ સમાધાન મેળવી શકે છે

ઈંદ્રભૂતિ શું કહે છે તે યાદ છે?

"આ સર્વજ્ઞ થઈને આવેલાને જીતવા તો મારો એક નાનામા નાનો વિદ્યાર્થી પણ બસ છે-પૂરતો છે"

"મારા વિદ્યાર્થીને પણ તે પહોંચી શકે નહિ, નાનામા નાનો વિદ્યાર્થી પણ તેના બાન વારી દેવા-નનાદવા અસમર્થ છે' વગેરે કહીને વાદીની નિર્બલતા બતાવવી છે અહીં પણ એજ હેતુ છે કે શ્રીજૈનદર્શનના સાધુમા પણ જે ધર્મ વિદ્યમાન્ છે તેવો ધર્મ અન્યતીર્થિઓના મોટાઓ(મા) મા પણ નથી

જૈનની લઘુનીતિની ક્રિયા પણ ઈતરની ચાનાથી આગળ વધે છે જૈન લઘુનીતિ કરવા જાય ત્યા પણ લાગણી તથા ઉપયોગ "રખે કોઈ જીવની વિરાધના ન થાય" એજ હોય છે જૈનદર્શનમા જયણા(યતના-ઉપયોગ)ને ધર્મની માતા જણાવી છે ક્રિયા માત્રમા જયણા પહેલી જીવના બચાવની તીવ્ર લાગણી જેનામા હોય તે જૈન ઈતરોમા જીવદયાની લાગણી પરવારી ગઈ છે જૈનોની કરૂણા વ્યાપક છે ઇતરોમા તે લેશમાત્ર નથી

જૈનદર્શનના પાચ પદમાના છેલ્લા પદે વિરાજમાન સાધુ પણ ઈતરોના ઊંચા પદવીધારીઓ કરતા કેઈ ગુણા ઊંચા છે! ચઢીયાતા છે!!

પાચમો પથિક તે ધર્મ! ભિક્ષુક!! સાધુ!!!

卐 卐 卐

**આ લોકમા પણ જગતૂમા શાતિ ફેલાવનાર તથા પરલોકનુ પણ સ્વ-પરહિત સાધનાર એક જ સાધુ સસ્થા છે!!!**

## સામાયિકસૂત્રમા ઉચ્ચાગતી બે પ્રતિજ્ઞાઓનુ સ્વરૂપ!

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂત્રકૃતાગનો અધિકાર કહેતા તેમાના પુડરીકાધ્યનને પ્રકાશી રહ્યા છે

जहा दुमस्स पुप्फेसु भमरो आवियइ रस એ દૃષ્ટાન્તમા દ્રુમ (વૃક્ષ-ઝાડ), ફૂલ, ભ્રમર વગેરેના વિધાન કે નિષેધ નથી માત્ર જગતની સિદ્ધ વસ્તુનો અનુવાદ છે દૃષ્ટાત પરથી દાર્ષ્ટાતિક ભાવાર્થ અગીકાર કરાય તો જ વિધિ નિષેધ સાપડે (વિધિ નિષેધનો અર્થ ઉપલબ્ધ થાય)

વાવડીના દૃષ્ટાન્તના ઉપનયનુ (દાર્ષ્ટાન્તિક અર્થનુ) નિરૂપણ ચાલુ છે વાવડીના

સ્થાને લોકનો ઉપનય છે વાવડીમા જેમ જ્યા જુઓ ત્યા પાણી જ પાણી ભરેલુ છે, તેમ ચૌદરાજલોકમા કર્મો ભરેલા છે પાણીના સ્થાને કર્મો, કચરાના સ્થાને કામભોગ, ગામ તથા શહેરના લોકો કમલોના સ્થાને છે, રાજા મોટા કમળના સ્થાને છે અન્ય તીર્થિકો ચાર મુસાફરો–પ્રવાસીઓ–પથિકોના સ્થાને છે વાવડીના કાઠે રહેલા ભિક્ષુકના સ્થાને ધર્મ છે

ચાર મુસાફરોના સ્થાને જેમ અન્યતીર્થિકો રાખ્યા ( પુરૂષના સ્થાને પુરૂષ ) તો પછી ભિક્ષુકના સ્થાને પુરૂષ ( સાધુ–ગુણી ) નહિ કહેતા ધર્મ( ગુણ )ને કેમ કહ્યો ? ધર્મ ગુણી નથી, ગુણ છે દ્રષ્ટાન્તમા ભિક્ષુક ગુણી છે ગુણીના સ્થાને ગુણનુ આરોપણ શા માટે ? એક જ હેતુ કે ધર્મને પુરૂષ ગણાવવો છે, ધર્મકાય અવસ્થા જણાવવી છે ભિક્ષુક ભિક્ષાવૃત્તિ કરે, ભિક્ષા શુદ્ધ લે, બેતાલીસ દોષરહિત લે, પોતે આરભપરિગ્રહ રહિત હોય પણ જો તે ધર્મકાયવાળો હોય તો જ કાઠે ટકી શકે અન્યથા નહિ

સામાયિકના ઉચ્ચારણમા લેવાતી બે પ્રતિજ્ઞાઓનો ખ્યાલ કરો સામાયિકસૂત્રમા सविशेषणमाख्यातं वाक्य એમ એક ક્રિયાપદથી વાકય થઈ જાત પણ करेमि અને पच्चक्खामि એમ બે ક્રિયાપદોની સયોજના હેતુપુરસર છે પ્રથમ પ્રતિજ્ઞા करेमि છે સમ્યગ્દર્શનાદિ રત્નત્રયી જેમા હોય–જેમા વૃદ્ધિ પામે તે કરવાની પ્રતિજ્ઞા આ છે પ્રથમ પ્રતિજ્ઞા

જેને છ માસે પણ એક પદ આવડે કે બાર માસે શ્લોક કે કાવ્ય આવડે તેણે તેમ તો તેમ પણ ભણવાનો–જ્ઞાનાભ્યાસ કરવાનો ઉદ્યમ લેશ પણ કટાળ્યા વિના ચાલુ રાખવો જોઇએ જો તેમ ન કરે તો તે આત્મા સમયે સમયે અનતાજ્ઞાનાવરણીયાદિ કર્મો બાધે છે

ચૈત્યવદનાદિ ન કરે, દેવદર્શન કે ગુરુદર્શન ન કરે તો તેને પ્રાયશ્ચિત્ત છે એકલા ( માત્ર ) સાવદ્યના પચ્ચકખાણ કરવાના હોત તો પ્રાયશ્ચિત્ત હોતજ નહિ સમ્યકત્વની આરાધનામા ખામી રહે તો પ્રાયશ્ચિત્ત છે વગર પૂજે બેસવામા જીવ મર્યો ન હોય છતાયે વ્રતમા વાધો કેમ ? જેનાથી ચારિત્ર ઉત્પન્ન થાય, સરક્ષાય, વૃદ્ધિ પામે એવી પચસમિતિ, ત્રણગુપ્તિ (અષ્ટપ્રવચન માતા) વગેરેની ક્રિયાની પ્રતિજ્ઞા करेमि भंते सामाइअं મા આવી જાય છે પ્રથમ વ્રતમા જીવહિંસાનો ત્યાગ કર્યો સયમ પાલન માટે નદી ઊતરાય છે નદી ઊતરવામા સચિત્તજલનો સ્પર્શ છૂટથી છે પ્રતિજ્ઞામા વાધો નથીજને ? સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રના વિધાન સાથે સર્વસાવદ્યના ત્યાગનું વિધાન છે પ્રથમ પ્રતિજ્ઞા છે–સમ્યગ્ રત્નત્રયીની પ્રાપ્તિ–સરક્ષણાદિની સામાયિકસૂત્રોચ્ચારનો હેતુ એજ છે સૂત્ર સર્વસાવદ્યત્યાગનુ નથી જોકે સર્વસાવદ્ય યોગના ત્યાગના પ્રત્યાખ્યાન (પચ્ચખ્ખાણ) કરવામા આવે છે પણ મુખ્યતા તેની નથી રત્નત્રયીનું સ્વરૂપ, હેતુઓ જેમા હોય તે કરવાની પ્રથમ પ્રતિજ્ઞાની મુખ્યતા છે સર્વસાવદ્ય યોગના ત્યાગની પ્રતિજ્ઞા બીજી પ્રતિજ્ઞા છે

## પ્રતિજ્ઞા નક્કર છે માટે જ વિશ્વમા તેનો વક્કર છે! ગૌરવ છે!

આવશ્યકના ક્રમે વિચારો सामायिक चउवीसत्थो । તેની અવતરણામા પગામ સજ્ઝાયની ટીકામા જણાવે છે કે- સમભાવમા સ્થિત રહીને કરવુ ' એટલે સમ્યગ્દર્શનાદિ તારક ત્રિપુટીમા સલામત રહીને કરવુ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રની આરાધના એજ સામાયિકસૂત્રમાનુ મુખ્ય રહસ્ય નદી ઊતરવાની આજ્ઞામા ગણાશે આ ગીત વિહિત-પાલનથી વિરાધના ( દેખીતી ) પણ આરાધના ( વાસ્તવિક ) ગણાય છે ચોમાસામા સાધુથી વિહાર થઈ શકે નહિ, તથાપિ સમર્થ વિદ્વાન્ આચાર્ય સલેષણા કરતા હોય, અનશન આદરતા હોય, તે માલૂમ પડેથી જ્ઞાનાર્થી સાધુ ચોમાસામા પણ વિહાર કરી ત્યા જઈ શકે છે-ભણી શકે છે ચાતુર્માસ અગેના અભિગ્રહમા શ્રાવકથી ગ્રામાન્તર ન જવાય એવો નિયમ છે ' वर्षाकाले ग्रामा तर कर्युं ' એમ અતિચારમા પણ બોલવામા આવે છે

શ્રાવકનો ધર્મ છે કે ચોમાસામા બહાર જવાય નહિ આથી જ ચોમાસામા યાત્રાનો નિષેધ છે શ્રાવક માટે પણ આ નિયમ છતા જ્ઞાનાર્થી સાધુ આવા સયોગોમા ચોમાસાના કાલમા પણ વિહાર કરી શકે છે તેવીજ રીતે સમ્યગ્દર્શનની ઉચ્ચભૂમિકાના કારણેજ તીર્થયાત્રા પ્રયાણ રાખવામા આવ્યુ છે નદી ઊતરવી, વર્ષામા પણ ગોચરી લાવવી ઈત્યાદિ ચારિત્રના ( સયમના ) અગે છે

करेमि भंते सामाइय-થી પ્રતિજ્ઞા એવી છે કે રત્નત્રયી ( સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર ) જેનાથી ઉત્પન્ન થાય, સુરક્ષિત રહે, નિરતર વૃદ્ધિ પામે એવી તમામ ક્રિયાઓ કરવી

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આ ગુણોની સ્થિરતા કરવા માટે તેને પ્રોત્સાહના આપવા માટે તેને ટકાવવા માટે તેની પ્રશસા ન કરવામા પણ દૂષણ હોય એ ખુલ્લુ છે કોઇને પ્રશ્ન થાય કે બીજી વ્યક્તિના વર્તનનુ દૂષણ અન્યને શી રીતે? હેતુ એજ કે ' રત્નત્રયીની વૃદ્ધિ થાય એવી ક્રિયા કરવી ' આ શરતથી સકળાયેલી પ્રતિજ્ઞા છે પ્રતિજ્ઞા પોલી નથી, લૂલી લગડી નથી, ખોડીખાડી નથી નક્કર છે અને માટેજ વિશ્વમા તેનો વક્કર છે તેનુ ગૌરવ છે

અતકાલે ધર્મ સભળાવવાનો ( પુનિત સૂત્રો શ્રવણ કરાવવાનો ) હેતુ પણ એજ છે આયુષ્ય તો વધવાનુ નથી, મરવા પડેલો બચી શકવાનો નથી, વેદનામા (સાતા અસાતામા) ફરક પડવાનો નથી છતા ધર્મ સાભળવાની તેને ઇચ્છા થતા જો ગીતાર્થ ન સભળાવે તો દોષિત ઠરે છે સમ્યગ્દર્શનાદિની વૃદ્ધિ થાય તેવી ક્રિયા કરવાનુ પ્રતિજ્ઞામા સ્પષ્ટ બધન છે

રત્નત્રયી ઉત્પન્ન થાય, સરક્ષાય, વૃદ્ધિપામે તેવી ક્રિયાઓ કરવાની પ્રથમ પ્રતિજ્ઞા પછી બીજી પ્રતિજ્ઞા सव्वं सावज्जं जोगं पच्चक्खामि એ છે સર્વસાવદ્ય યોગના ( પાપમય વ્યા

પારો-પ્રવૃત્તિઓ માત્રના ) ત્યાગની ત્રીજી પ્રતિજ્ઞા છે આ બન્ને પ્રતિજ્ઞાના પાલનમા સાધુએ યાવજ્જીવ( આજીવનપર્યંત ) કાયમ પ્રવર્ત્તમાન રહેવાનુ છે આવા સાધુની કાયાને ધર્મકાય કહીએ તે વાસ્તવિક છે પાચમા પથિકના સ્થાને-ભિક્ષુકના સ્થાને ઉપ નયમા ધર્મ કહ્યા છે

## ભારભૂત કોણ ?

આવા ધર્મમૂર્તિ સાધુ મહાત્માઓ આજના વિલક્ષણોને તો સમાજમા ભારભૂત લાગે છે "વ્યાપારાદિથી દ્રવ્યોપાર્જનમા આર્થિક, સામાજિક, શારીરિક પ્રગતિમા જેઓની લેશ પણ મદદ નથી તેવા સાધુઓ નકામા છે સમાજને બોજારૂપ છે" આવુ સમાજમાના નવીન પાકેલાઓ પ્રઘોષે છે અન્ય સપ્રદાયના સાધુઓમાના કેટલાકો આ રીતે મદદ ન કરે એટલુ જ પણ જૈન દર્શનના સાધુઓ તો આગળ વધીને અહર્નિશ દેશનાદ્વારા, પ્રચારકાર્યદ્વારા પૌષધાદિ ક્રિયાઓ પ્રવર્તમાન રાખે છે જે બિચારાઓને ભવાતરની ગતાગમ નથી, પુણ્ય, પાપ તથા તેના ફલનુ જેને ભાન નથી, અને કલ્યાણ કારી ધર્મ જ જેઓને અળખામણો લાગે છે, તે બિચારાઓને તો સાધુ સસ્થા નિરૂપયોગી લાગે એટલુ જ નહિ, પણ દૂર રાખવા જેવી લાગે અને તે ભારભૂત લાગે તેમા નવાઇ નથી નૂતનરગી આવા નગોને તો કોઇપણ પથનો ત્યાગી સામાન્ય સાધુ પણ જો ભારભૂત લાગે તો પછી "જૈન સાધુ સસ્થા" તેવી લાગે તેમા નવાઇ નથી

નાસ્તિકો સાથે જીવ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, સદ્ગતિ, દુર્ગતિ, મોક્ષ વગેરેમા (આ બધુ છે નહિ તવો) મતભેદ છે પૂર્વ પશ્ચિમ જેટલુ તેમા અતર છે પણ આ તમામ તત્ત્વોને નહિ માનનારા નાસ્તિકો પણ એક બીનામા તો એકમતે સમ્મત જ થાય છે

એક દિવસ જવુ છે જરૂર, મરવુ છે જરૂર, ધન, ધરા, ધામ, સ્ત્રી, પુત્રપરિવારાદિ તથા શરીર સુદ્ધા મેળવેલુ તમામ એક દિવસ જરૂર મૂકવુ જ પડશે આ વાતમા તેમને મતભેદ નથી

વેપાર તો બારે માસ ખેડ્યો પણ સરવૈયે-સરવાળે તો ૦ શૂન્ય

નાસ્તિક એટલો વિચાર નહિ કરે કે જેમા નિકાસનો પ્રતિબધ છે તેવા રાજ્યમા આપણે રહ્યા છીએ

અમેરિકામા પ્રતિબધ છે કે ત્યાથી સોનુ બહાર જઈ શકે નહિ દેશી રાજ્યોમા પણ અમુક જણુસોની નિકાસ ઉપર પ્રતિબધ છે મેવાડમાથી ઘીને બહાર જવા દેવામા આવતું નથી ત્યા ને ત્યા ઘીની ખરીદી, વેચાણ કરી શકાય, તેમ અહીં સસારમા પણ સમજવું

જે કાઇ મળ્યુ છે કે મેળવ્યુ તેનો ભોગવટો અહીં થઈ શકે છે, લેવા મૂકવાના

વ્યવહારમાં અહીં પ્રતિબંધ નથી પણ જીવ ખોળીઆ( દેહ )માંથી નિકળ્યો કે સખ્ત પ્રતિબંધ, કડક ચોકી પહેરો, ભલેને અહીં લાખ, ક્રોડ, અબજ, ખર્વ, નિખર્વ તો શું પણ પરાર્દ્ધોપતિ હોય, કહોને કુબેર હોય પણ તે વખતે એક ફૂટી કોડી પણ સાથે લઈ જઈ શકતો નથી પરિવાર પારાવાર હોય, પ્રેમી હોય પણ પછી? કોઈ સાથે? કોઈ જ નહિ! ખેલ ખલાસ!!! બાજી બંધ! ખૂબ ખાઈ પીને, ભસ્માદિના સેવનથી દેહ લષ્ટપુષ્ટ બનાવ્યો હોય-તેમાંથી હાથ, પગ, નાક કે કોઈ પણ ભાગ સાથે આવે છે? બીલકુલ નહિ! એ દેહને તો બીજાઓ બાળશે અહીં તો વ્યાપારનો અભ્યાસી ઊંઘમાં પણ એની મોજ માને કેટલાય કાપડીયાઓ ઊંઘમાં કપડાં ફાડે છે સટોડીયાઓ ઊંઘમાં 'લીયા, દીયા, ખાયા' કર્યા કરે છે, પણ મરણ બાદ એમાંનું કાંઈજ નહિ

એક કવિ કહે છે

> "રંભા તુલ્ય ગતિપ્રવીણ રમણી, શૃંગાર શિરોમણિ,
> સંપત્તિ ગૃહ રાજ્ય લક્ષ્મી મનને, આનંદદાતા ઘણી,
> આજ્ઞાંકિત સુસેવકો સુખદને સ્નેહીજનો શાંતદા,
> ત્હારૂં તે નથી લેશ માત્ર જીવ રે, આ બંધ નેત્રો થતા"

તાત્પર્ય કે આ વાતમાં કોઈનો મતભેદ નથી

દેહની બહારના વ્યવહારમાં જેઓની દૃષ્ટિ પહોંચતી નથી તેવાઓને શાસ્ત્રકારો અજ્ઞાન (મૂર્ખા) કહે તેમાં નવાઈ શી?

જે ધર્મથી આ બધું મળ્યું છે તે ધર્મને, ધર્મીને ન માનનારા જેવા વિશ્વાસઘાતી બીજા કોણ?

ચેક આપી જે બેંકમાંથી નાણાં લેવા છે તે બેન્કને માન્યા વિના ચાલે કેમ?

વિચારો કે મનુષ્યપણું મળ્યુ શાથી? માતાપિતા શોધવા નીકળ્યા નહોતા અગર તો અવતરનારે માતાપિતાને શોધીને અવતાર લીધો છે એમ પણ નથી, તો પછી મનુષ્ય યોનિમાં આત્મા આવ્યો કયાથી? શાથી?

"મને આપો તો તમને ઈશ્વર સેંકડોગણું આપશે" એવો ઈશ્વરનો હવાલો આપનારાઓ તો કહેશે કે-ઈશ્વરે મનુષ્ય જન્મ આપ્યો! આપણને મનુષ્ય જન્મ આપ્યો તો શું ઈશ્વર આપણો સગો છે અને જેઓને તિર્યંચાદિમાં જન્મ આપ્યો તેઓનો દુશ્મન છે?

મનુષ્ય જન્મ મળ્યો, પાંચે ઇંદ્રિયો-સુરક્ષિત દેહ, દીર્ઘ આયુષ્ય, ઋદ્ધિ, સમૃદ્ધિ જે બેંકમાંથી મળ્યાં છે તે બેંકને જ ભૂલવી એના જેવી કૃતઘ્નતા કઈ? ધર્મ એ જ તે બેન્ક છે, જેણે આ તમામ આપ્યું છે અને ભવિષ્યમાં પણ તે જ જવાબદાર છે

જેને કુતર્ક જ કરવા હોય તેને શરમ હોતી નથી એવાઓ તો ઇ૦ તૃતીય કાઢે

જ રાખે પથરા ફેંકે રાખે ખરા ભારભૂત તેવાઓ જ છે-માત્ર સમાજને જ નહિ પણ ભૂમિને ભારભૂત છે

## આખલાઓને અકુશ ગમે ?

આવો કુતર્કવાદી વળી બકે છે-"ધર્મ તો ઠીક પણ તેથી સાધુઓ ભારભૂત નથી એમ શી રીતે મનાય સાધુઓ ખાય પીયે અમારૂ અને અમારા દુન્યવી જીવનમા લેશ પણ મદદ ન કરે ? અમારા ઉપર ઉપકાર ન કરનાર, બદલો પણ ન વાળનાર સાધુને 'ધર્મમૂર્તિ, ધર્મકાય' એવી ઉપમા ?"

શાસ્ત્રકાર મહાત્મા કુતર્કવાદીને ફરમાવે છે "ખૂનના કેસમા આરોપીથી કોર્ટમા પૂછયા વિના બોલાય નહિ" સાધુઓને ભારભૂત માનનાર હે ભારભૂત ! જરા શાતિથી સાભળ બદલાના નામે બદબોઈ કરવાનું મૂકી દે મદદ વગેરેનો મેનીયા મગજમાથી દૂર કર સાધુ મહાત્માઓએ જીવન ધર્મને સમર્પ્યુ છે જગતના પ્રાણી માત્રનું શ્રેય ધર્મથી જ છે જો ધર્મ આવશ્યક જ છે, ધર્મ વિના નિસ્તાર નથી તો ધર્મના ઉપદેશક કોણ ? એ જ મહાત્માઓ ઘરના મનુષ્યો ભેગા થાય તો ઘરની વાતો કરશે, ગામ કે શહેરવાળા ભેગા થયેથી ગામ કે શહેર સુધારાવધારાની વાતો કરશે, જ્ઞાતિવાળા જ્ઞાતિની, દેશવાળા દેશની વાતો કરશે પણ ધર્મની વાતો કરનાર જો કોઈ હોય તો મુનિવરો જ છે સાધુ મહાત્માના સસર્ગ વિના 'ધર્મ' શબ્દ પણ સભળાવનાર છે કોઈ ? પરલોક, પુણ્ય, પાપ વગેરે ઓળખાવી ધર્મ સમજાવનાર સાધુઓ વિના કોઇ જ નથી

જ્યા જ્યા સાધુ મહાત્માઓ નથી, તેમનો વિહાર, પ્રચાર કે સસર્ગ નથી ત્યા ત્યા તપાસો કે શી સ્થિતિ છે તે બિચારાઓને ચોવીસે કલાકમા 'ધર્મ' શબ્દ યાદ કરાવનાર કોઇ મળે છે ?

કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચદ્રસૂરીશ્વરજી ફરમાવે છે કે-હમેશા સન્માર્ગનો ઉપદેશ આપે તે સાધુ (यो० शा० प्र० २ श्लो० ८) !

સાધુઓએ દુનિયાદારી તજી છે દુન્યવી ઉપદેશ કરનાર સાધુ નથી

દેશ માટે અલ્પ સમય માટે પણ કફની ધારણ કરનાર, કે બૈરા છોકરા તજનારને તો દેશભક્ત માની તેની ભક્તિ કરવામા કમીના રાખવામા આવતી નથી તો પછી ધર્મને ખાતર જીવન પર્યત સમસ્ત દુનિયાદારીનો ત્યાગ કરનાર સાધુઓની ભક્તિ કરવી યોગ્ય છે છતા જેને તેઓ ભારભૂત લાગે છે તેઓ જ ખરેખરા ભારભૂત છે દેશભક્ત તરીકે બહાર પડવાના દભમા તો ખ્યાલ હશે કે કેટલાયના ખીસ્સા તર થયા-દભીઓએ કરોડોની મિલકત ભેગી કરી સાચો દેશસેવક, સાચો નેતા તો તે કે જે પોતાની મિલકત દેશ માટે આપી દે અને શરીર ઉપર આવતી આફતોથી લેશ માત્ર ડગે નહિ કેવલ નાણા ભેગા

કરવા, પ્રજાને ઉન્માર્ગે ચઢાવવી, આફતના પડછાયાથી પણ દૂર ભાગવું, જેલમા પણ ઊંચા નીચા વર્ગોની વાહિયાત વાતો કરવી, જૂઠી શરતો કરી જેલમાથી છૂટવું, ' અભી બોલ્યા અભી ફોક ' એ રીતે સોડા વોટરની બાટલીની જેમ રોજ રોજ જૂદી જૂદી રીતે ગબડ્યા કરવુ–આ લક્ષણો કાંઈ લાયક નાયકના નથી

નાલાયકોને પણ નવાજનારાઓ સાધુ સસ્થા જેવી ઉપકારી સસ્થાની અવગણના કરી ઘોર અપરાધી બને છે

સાધુઓના ત્યાગના પ્રમાણનો ખ્યાલ સરખો પણ જેઓને નથી તેઓ બિચારા દયાને પાત્ર છે માલ મિલકત મૂકયા, કુટુબ કબીલો મૂકયો, કાયાનો પણ મોહ મૂકયો, વરસાદનું કે તળાવનું પાણી કે જે કુદરતી લાભ છે તેનો પણ ત્યાગ કર્યો છે પચ મહા વ્રતો જો વિચારવામા આવે તો સમજાય કે ત્યાગની પરાકાષ્ઠા છે સાધુઓએ આર્થિક, કૌટુબિક, સાયોગિક લાભો જતા કર્યા છે એટલુ જ નહિ પણ ધર્મ માટે કુદરતી લાભોનો પણ ભોગ તેઓએ આપ્યો છે સાધુ વૃક્ષની વનસ્પતિ લઇ શકશે ? નહિજ

દેશનેતા કુદરતી લાભોનો ભોગ આપી શકતા નથી

જૈન સાધુઓએ ધર્મધ્વજ માટે આવો ઉત્કૃષ્ટ ત્યાગ સ્વીકાર્યો છે જીવન કેવલ ધર્મને જ સમર્પણ કર્યું છે મુખે હાથ વિના તો બોલાય નહિ, છીંક આવે કે બગાસુ આવે તો પણ હાથ આડો હોયજ–ઉપયોગ દરેક ક્રિયામા ! પ્રવૃત્તિ માત્રમા અકુશ છે સાધુ પણામા આખલા જેવી નિરકુશ સ્થિતિ નથી નિરકુશપણાનુ નિકદન વાળવા નીકળેલા મહાત્માઓ જેઓને ન ગમે, નડરનારા લાગે તેઓનુ સ્વરૂપ બુદ્ધિમાનો સમજી શકે તેમ છે **સાધુ સસ્થા પાસેથી ધર્મજ મળશે ! રમા–રામા નહિજ મળે !!**

આસ્તિકોને તો પરમ શ્રદ્ધા છે કે–દુનિયામાથી બધી ચીજો રસાતળ જશે તો ચાલશે પણ ધર્મધ્વજને વિજયવતા રાખનારા સાધુમહર્ષિઓ વિના જગતને ચાલશે નહિ જગતને દુર્ગતિથી રોકનાર, વેશ્યા, પરદારા, જુગાર, દારૂ, ચોરી, માસ, મદિરાદિ ભયકર દુર્વ્યસનોથી બચાવનાર સાધુ સસ્થાજ છે આ લોકમા પણ જગતમા શાતિ ફેલાવનાર તથા પરલોકનુ પણ સ્વ–પરહિત સાધનાર એકજ સાધુ–સસ્થા છે

આવી સાધુ સસ્થા માટે પ્રજલ્પવાદ કરનારને, બુદ્ધી ચેલેજથી ( અહાનથી ) મત્રીશ્વર અભયકુમારે નિરૂત્તર કર્યાનુ દષ્ટાત સુપ્રસિદ્ધ છે

ઇતર દર્શનની સાધુ સસ્થામા દુન્યવી ઉપદેશ, રમા–રામા વગેરે મળશે પણ જૈન દર્શનની સાધુ સસ્થા પાસે ધર્મ એજ ધન છે અને એ દાતારો એનુ જ છટથી દાન કરે છે અને કરવાના જ

વાવડીના દષ્ટાતમા પાચમો પથિક–ભિક્ષુક તે ધર્મકાય સાધુ

卐 卐 卐

## સાચા ધર્મીઓ મુનિવરો જ છે !!!

### ધર્મની ભૂમિકાનો પ્રારંભ ક્યારથી ?

શાસ્ત્રકાર મહર્ષિ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રીસૂત્રકૃતાંગ સૂત્રનો અધિકાર સમજાવતાં પ્રસ્તાવના કરી ગયા કે-હે જંબૂ ! હું જે તને કહું છું તેમાં એક અક્ષર પણ મારી કલ્પનાનો નથી આ શાસનમાં કલ્પનાની કલ્પના પણ કરવી નહિ કેમકે તેને ક્યાંઇ સ્થાન જ નથી દેવાધિદેવ શ્રીમહાવીરભગવાન્‌ના ચરણયુગલની, તેમની સમીપે રહીને સેવના કરતાં, તેઓશ્રીએ સ્વમુખે જે રૂપે કહ્યુ, મેં જે રૂપે શ્રવણ કર્યું, તે જ રૂપે હું તને કહું છું આટલી પ્રસ્તાવના બાદ ક્રમસર અધિકાર વર્ણનમાં પુંડરીકાધ્યયનને અંગે, વાવડીના દૃષ્ટાંતને, ઉપનયાદિથી પ્રકાશી રહ્યા છે

વિવક્ષિત વસ્તુની સિદ્ધિને માટે જ દૃષ્ટાન્ત હોય છે દૃષ્ટાન્ત જગતમાં હમેશાં સિદ્ધ હોય છે તેમાં સાધવાનું કે નિષેધવાનું હોતું નથી વિધિ નિષેધ દાર્ષ્ટાંતિકમાં જરૂર હોય છે વાવડીના દૃષ્ટાન્તના ઉપનયમાં છેલ્લે આપણે વિચારી ગયા કે પાંચમો પથિક તે ધર્મકાય ધર્મમૂર્તિ-ભિક્ષુક ! ! સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા આ પ્રકારે ચારે પ્રકારનો સંઘ ધર્મના માર્ગમાં છે તેનાથી બહાર નથી છતાં માત્ર ભિક્ષુકનો નિર્દેશ કેમ કર્યો ? સ્થલે સ્થલે શાસ્ત્રકારોએ ધર્મના બે ભેદ કહ્યા છે धम्मे दुविहे पन्नत्ते० તે બે ભેદ 'વીતરાગ' અને 'સરાગ' રૂપે નથી કહ્યા પણ આગાર ધર્મ એટલે સંસારી માટેનો ધર્મ તથા અણગાર ધર્મ એટલે સંસારને ત્યજેલાઓ માટેનો ધર્મ-એ રીતે કહ્યા છે ગૃહસ્થ ધર્મમાં અધર્મ જ છે એમ તો કહેવાશે નહિ દેશવિરતિમાં ધર્મ હોત જ નહિ તો શાસ્ત્રકારો 'આગાર ધર્મ' એવો ભેદ જણાવત જ નહિ આગારપણામાં-અવિરતિ સમ્યગ્ દૃષ્ટિપણામાં કે દેશવિરતિમાં પણ ધર્મ રહેલો જ છે ગૃહસ્થના દરેક કાર્યો નિંદનીય જ છે, અનુમોદનીય નથી એમ કહેનારાઓએ આ વાત લક્ષ્યમાં લેવી કે ધર્મની મર્યાદામાં જો એક પણ કાર્ય ગૃહસ્થનું ન હોત તો 'આગારધર્મ' એવો ભેદ પડત જ (પાડવામાં આવત જ) નહિ આ વાત થઈ વ્યવહારની અપેક્ષાએ

'આગારધર્મ' એ ભેદ ઊંચે ચઢીને કહેવાયો-હવે તેનાથી નીચે નજર કરો ? ધર્મની ભૂમિકાનો પ્રારંભ ક્યાંથી ? सकृत् બંધકથી શરૂ કરે છે તે શું ?

જીવ અનાદિકાલથી મિથ્યાત્વમાં છે તેની મંદતામાં ને મંદતામાં ગ્રંથી પ્રદેશ સુધી આવ્યો પણ ભવિતવ્યતાના કારણે-તેવો યોગ ન હોવાના કારણે-ગ્રંથીભેદ ન કરવાનો હોઇ તે પાછો પડ્યો સીત્તેર કોડાકોડી સાગરોપમ સુધીની મોહનીય કર્મની સ્થિતિનો બંધ કરવાનો-વળી ફરી ગ્રંથીભેદ કરવાનો છતાં તેનું નામ सकृत् बंधक (पंचा० पृ ५२) રાખ્યું

અંતાકોટાકોટી સાગરોપમ સુધીની મોહનીયની સ્થિતિ રહે ત્યારે ગ્રંથીભેદ પાસે

આવી શકે તે પહેલા ત્યા આવી શકે નહિ અહીં સુધી અથડાતા કુટાતા આવવા છતા ફરીને મીત્તેરની બાધે એક જ વખત આ બાધશે ફરી નહિ બાધે પણ ઉપર ચઢશે આ જીવની આ યોગ્યતા, ફરી સીત્તેરની સ્થિતિ બાધે જ નહિ તે અપુનર્બંધક કેટલાકે અપુનર્બંધકની તથા સમ્યક્ત્વની સ્થિતિ સમાન ગણે છે સમ્યક્ત્વની સ્થિતિ ઘણી ઊંચી છે અપુનર્બંધકની સ્થિતિ ઘણા નીચા દરજ્જાની છે

અપુનર્બંધકમા આગળ વધનારનુ નામ 'માર્ગાભિમુખ' છે સકૃતબંધકથી ચઢિયાતો અપુનર્બંધક તેનાથી ચઢિયાતો માર્ગાભિમુખ અને તેનાથી ચઢિયાતો માર્ગપતિત-ચઢેલો અહીં 'માર્ગથી પડેલો' એવો અર્થ નહિ કરતા 'માર્ગ તરફ ચાલેલો' એવો અર્થ કરવામા આવ્યો છે 'ભ્રષ્ટ થયેલો' એવો અર્થ કરવામા આવ્યો નથી સમ્યક્ત્વને લાયક વર્તનો, વિચારો અને ઉચ્ચારો જેનામા હોય છે તે માર્ગપતિત તેથી આગળ વધેલો તે માર્ગગામી

ધર્મની લાયકાત ક્યારથી? ઠેઠ સકૃત્બંધકથી! તે પણ ધર્મને લાયક છે સકૃતબંધક, અપુનર્બંધક, માર્ગાભિમુખ, માર્ગપતિત, માર્ગગામી (योगबिं० पृ ७५) વગેરે ધર્મના ભેદો છે દેશવિરતિ એટલે માર્ગગામીપણામા ધર્મની લાયકાત ગણવામા આવે તેમા શી નવાઈ? સકૃતબંધકમા ધર્મની લાયકાત અનન્તરની અપેક્ષાએ લીધી છે, એટલે કે પરંપરાની અપેક્ષાએ, શુકલપાક્ષિકની અપેક્ષાએ લીધી છે અર્થાત્ એકપુદ્ગલપરાવર્ત કે અર્દ્ધ પુદ્ગલપરાવર્તથી જેનો વધારે સંસાર નથી એવો જીવ ધર્મને લાયક છે અને તેથી તેને શુકલપાક્ષિક, અપુનર્બંધક, માર્ગગામી, માર્ગાભિમુખ, માર્ગપતિત આદિ ભેદોમા જણાવે છે આગારધર્મ ન હોય તેવુ બોલનારની સ્થિતિ કઈ સમજવી? આ વાત અનંતર ધર્મની વિવક્ષાએ કરી શ્રીતીર્થંકર મહારાજાને દાન દેનારા અભિનવ શેઠ વગેરે સમકિતી નહોતા, મિથ્યાત્વી હતા છતા ભગવાનને દાન દેતા ત્યા પંચદિવ્ય પ્રકટ થયા! 'अहो दानमहोदान' એવી ઉદ્‌ઘોષણા થઈ! 'જન્મ સફલ છે' વગેરે વાક્યોથી અનુમોદના-પ્રશંસા થઈ! મિથ્યાત્વીએ કરેલો-આચરેલો દાનધર્મ પણ યોગ્ય છે, લાયક છે, અનુમોદનીય છે, પ્રશંસનીય છે પ્રશ્ન થશે કે અહીં તો મિથ્યાત્વીની પણ પ્રશંસા થઈ જ્યારે વંદિત્તા સૂત્રમા તો મિથ્યાત્વીની પ્રશંસાની મનાઈ જણાવી છે सकांकखविगिच्छा (श्राद्ध० प्र० गा० ६)

એક તરફ આ બધા અતિચારોને તો સમ્યક્ત્વના દૂષણ જણાવેલા છે, જેમા મિથ્યાત્વીની પ્રશંસા પણ આવી જાય છે, બીજી તરફ અભિનવ શેઠ વગેરેના દૃષ્ટાંતોથી તેઓની પ્રશંસાની વાત કરવી, આમા હેતુ શો?

## બુદ્ધિના બારદાનો પાસે કજીયા દલાલો ફાવે છે!

એક શેઠની પુત્રી નાની વયમા વિધવા થઈને પિતાને ત્યા રહી છે તેણીનો પુત્ર પણ ત્યા ઉછરી મોટો થયો છે તે પુત્રને પિતૃપક્ષમા કોઈ નથી તેમજ ત્યાનો વ્યતિકર

(વૃત્તાન્ત-શું છે-શુ નહિ ) પોતે જાણતો નથી પોતાના અવસાન બાદ તેને પણ વાંધો ન આવે માટે શેઠે વસિયતનામામા( વીલમા ) તેને ચોથો ભાગ આપવાનુ લખ્યુ હતુ પેલાને આ વાતની ખબર ન હોવાથી, જ્યારે દાદા મરવા પડ્યા ત્યારે દીલગીરી થઇ કે-હવે પોતાનું શુ થશે કેમકે દાદા જેવી લાગણી મામાની ન હોય ઇંગિતાકારે અનુભવી શેઠે તેનો મનોભાવ જાણી લીધો અને બધાની વચ્ચે કહ્યુ-જાહેર કર્યુ કે 'તને ત્રીજો ભાગ મળશે!! શેઠ મરી ગયા થોડા દિવસ બાદ વસિયતનામુ (will) વાચવામા આવ્યુ તેમા તેને ચોથો ભાગ આપવાનુ જણાવવામા આવ્યુ હતુ મરતી વખતે બધાની વચ્ચે ત્રીજા ભાગનુ જાહેર થયેલુ હોવાથી તે મામાનો ભાણેજ તો મામા પાસે ત્રીજો ભાગ માગવા લાગ્યો પ્રેમ પ્રીતિમા પૂળો મૂકે છે મમત્વ, લોભી એજ કલેશનુ મૂળ છે પૈસા તો વારસાના મળવાના હતા કાઇ કમાવા ગયા ન હોતા ત્રીજો કે ચોથો ભાગ આવે તે વડીલના વાત્સલ્યને જ આભારી હતુ પણ સ્વાર્થ આ વાત સૂઝવા દે ? ભાણાભાઈએ તો મામા ઉપર કર્યો દાવો ! ડોસાને ત્રણ દીકરા હતા એટલે કે ભાણાભાઇના ત્રણ મામા હતા

જેઓ જીવનભર પૈસો એકઠો જ કરે છે, વાપરતા નથી, નથી તેમાથી દયા, દાન કરતા, નથી ગરીબોની ખબર લેતા, નથી સગાવ્હાલાઓને સાચવતા, નથી સુખે યોગ્ય રીતે ભોગવતા તેઓનો તેજ પૈસો આખરે અનેક રીતે પલાયન તો થાય જ છે એજ પૈસો પાછલના વારસોમા વેર ઉત્પન્ન કરે, વારસો લડે વઢે બધડે અને સરકાર કે દરબારે જાય પછી શુ ? કહેવત છે કે-" જે જાય દરબાર, તેના જાય ઘરબાર ! "

કજીયા દલાલો પણ હોય છે કજીયા કરનારા પણ છે કજીયા દલાલો તેનુ નામ કે જેઓ કજીયો થાય, વધે એવા જ મુદ્દાઓ બેય પક્ષની આગળ રજુ કરે ઊંધી સલાહ આપનારા વકીલો એ મોટા કજીયા દલાલો છે ભાણો અને મામા બન્નેને લઢવુ હતુ એટલે આવા દલાલો પાસ ગયા એક પણ દલાલે મામામાના એકને પણ કે ભાણાને પણ ઘરમેળે સમજવાની સલાહ આપી નહિ અગર તો વીલમાથી નીકળી શકતો વાસ્તવિક અર્થ (કે જે અર્થ મરતી વખત ડોસાએ કહેલ અર્થને બાધક નહોતો તેમજ કાર્યના હકને પણ બાધક નહોતો) કહ્યો નહિ-જણાવ્યો નહિ ત જણાવે તો દલાલી મળે શી રીતે! કલાના દુરુપયોગ માટે તો આવા કલાકારો વખણાય છે એ ખેદભરી ખૂબી છે !

" સાચાનુ જૂઠુ કરે, ન્યાયતણો અન્યાય
દુનિયામા દલપત્ત કહે, એમ વકીલ વખણાય "

## નોટીસ ! નોટીસ ! ! નોટીસ ! ! ! નકટાઇની પરિસીમા ! ! !

વાસ્તવિક વકીલ તો સીધી, સાદી અને સાચી સલાહ આપનાર હોય તે ગણાય પણ દેખાય છે તેથી ઊલટુ આજે વાતવાતમા નોટીસ પત્ની પતિને, પુત્ર પિતાને નોટીસથી જ ભડકાવે કાયદો કાયદા માટે છે પણ એજ કાયદાનો ઉપયોગ આજે તો અવળોજ છે

જે મામાને ત્યા મોટો થયો ત્યા પૈસા જેવી તુચ્છ બાબત માટે લઢવાવઢવાનુ ન હોય એમ ન તો ભાણો સમજ્યો કે ન તો એમ સમજાવનાર કોઈ વકીલ એ અસીલને મળ્યો ભાણાને ઊલટો ચડાવવામા આવ્યો કે-" બધાની વચ્ચે ત્રીજો ભાગ કહ્યો છે વીલ કદાચ પાછળથી ઊભુ થયુ હોય તાકાત શી છે કે મામાઓ ન આપે કર દાવો વકીલાતની ફી તો આપવી પડશે-ભાગ તો તને મળવાનો જ છે ને!"

## શાણા ન્યાયાધીશે ભેદ ભાગ્યો !

મામાઓને પણ કોઈ વકીલે વીલનો વાસ્તવિક આશય ન સમજાવ્યો તેમજ એમ પણ ન સલાહ આપી કે–" ગૃહસ્થો! તમે સુખી છો ભાણાને નાનાથી મોટો કર્યો છે પૈસો પુષ્કળ છે જરા ઉદાર થાઓ તો કયા ખૂટી જવાનુ છે ? " ત્યા તો એક જ સલાહ હતી કે–" નાનાથી મોટો કર્યો તેનો આ બદલો? આવા હરામખોરને તો ભાગ પણ શેનો આપવાનો હોય? ડોસો બાગી ગયો છે–લખી ગયો છે એટલે લાચાર! પણ વીલમા ચોખ્ખુ, ચોથા ભાગનુ લખાણ છે ત્રીજો ભાગ આપે શાનો? ત્રણ ભાઈના ત્રણ ભાગ, એક ભાગ ભાણાનો સીધો હિસાબ છે ને! ભલે દાવો માંડ્યો! ફાવટ તમારી જ છે!! આવી સલાહ મળે તોજ મામાઓ લઢવા સામા ઊભા રહે અને વકીલોને ફી મળેને!

કેસમા પણ વકીલો કેસ લબાય તેમાજ રાજી હોય છે ફી આપનાર થાકે પણ દલીલો શોધતા વકીલ થાકતા નથી અને કચેરીના કામોનુ ધોરણ પણ તેવુ જ હોય છે મુદ્દતો પડેજ જાય! છેવટે ચૂકાદો પણ એવો પોઇન્ટોવાળો હોય કે અપીલો થાય

કેસ ચાલ્યો ભાણાએ સાક્ષીઓ રજુ કર્યા કે જેઓ ડોસાના મરતી વખતે ત્યા હાજર હતા અને જેઓએ 'ત્રીજો ભાગ આપવો' એવા ડોસાના શબ્દો સાભળ્યા હતા મામાઓએ વીલ રજુ કયુ

જજ ન્યાયાધીશ શાણો હતો તેણે કહ્યું " ડોસાએ મોઢેથી કે લેખિત રીતે, આ રીતે પરસ્પર લઢવાનુ તથા કજીયા દલાલો રોકવાનુ કહ્યુ નથી પૈસા પાછળ પાગલ થનારા આ વાદી પ્રતિવાદીઓ તો મરનારનો આશય તથા વીલનો વાસ્તવિક અર્થ ન સમજે પણ ધારાશાસ્ત્રીઓ પણ તેમને તે સમજાવતા નથી! આશ્ચર્ય!! બોલવામા કહેલા ત્રીજા ભાગમા તથા લખવામા કહેલ ચોથા ભાગમા ફરક જ કયા છે? ત્રીજો ભાગ તે ચોથો ભાગ જ છે અને ચોથો ભાગ તે ત્રીજો ભાગ છે લખાય તો મુદ્દાસર જ અને બોલવામા તો વ્યવહારૂ રીતિએ પણ બોલાય સામુદાયિક રીતિએ ચોથો ભાગ તે જ શેષનો ત્રીજો ભાગ છે સોનો ચોથો ભાગ પચીસ તે ૧૦૦–૨૫=૭૫ (શેષ) બાકીનાનો ત્રીજો ભાગ પણ ૨૫ જ છે "

તાત્પર્ય કે રહસ્ય સમજવુ ન હોય, જેને લડવુ જ હોય તેને માટે ઉપાય નથી

## જૈન શાસનને અનુસરતી ક્રિયા મિથ્યાત્વીની પણ પ્રશંસનીય છે.

અહિં વકીલ કે કોર્ટ નથી માત્ર બુદ્ધિ સીધી રીતે વાપરવાની છે મિથ્યાત્વીની પ્રશંસામાં અતિચાર ખરો પણ ક્યારે ? માસ સ્નાન, પીંપળપાન, ગોકુલાષ્ટમી આદિ તેમની ક્રિયા કે તહેવાર નિમિત્તે કરાતી પ્રશંસામાં જરૂર અતિચાર લાગે પણ દાન વગેરે તેના સત્કાર્યની પ્રશંસા કરવાથી સમ્યકત્વમાં અતિચાર લાગતો નથી જે સાંભળીને સમકિતીઓ ચલાયમાન થાય તેવી રીતિએ મિથ્યાત્વીઓની મિથ્યા ક્રિયાની પ્રશંસા કરાય તો દૂષણરૂપ ગણાય એ નિ:શંક વાત છે પણ મિથ્યાત્વી છતાં જૈન શાસનને અનુસરતી ક્રિયા આચરે તેની અનુમોદના કે પ્રશંસામાં પ્રત્યાઘાત ( વાંધો ) નથી આજ મુદ્દાથી મંદિરોનું કે તીર્થોનું રક્ષણ કરનારા ઇતરો પણ પ્રશંસાપાત્ર ગણાય છે

અમારી પડહ વગડાવવાના કારણે મોગલસમ્રાટ્ બાદશાહ અકબરની પ્રશંસા આચાર્ય ભગવાન્ શ્રીહીરસૂરીશ્વરજી મહારાજાએ મુક્ત કંઠે કરી છે અકબર સમકિતી નહોતો, અરે ! અનાર્ય હતો, મ્લેચ્છ હતો, મુસ્લીમ હતો પણ જે કૃત્ય જૈન દર્શનને અનુકૂળ છે, ઉન્નતિ કરનારૂં છે તે અનુમોદનીય તથા પ્રશંસનીય જ છે, પછી તે કાર્ય કરનાર ભલે સમકિતધારી હોય કે મિથ્યાત્વી હોય તે જોવાનું નથી આથી જ શુકલપક્ષી, સકૃતબંધક, અપુનર્બંધક, માર્ગાનુગામી, માર્ગાભિમુખ, માર્ગપતિત આ બધા ધર્મને લાયક તથા પ્રશંસાપાત્ર છે

સ્થૂલમાં સ્થૂલ વ્યવહારથી જોઇએ તો ધર્મની ભૂમિકા શુકલપાક્ષિકથી લેવાય તેથી આગારીને ધર્મી કહેવામાં અડચણ નથી

નારકી તથા તિર્યંચને અધર્મી જણાવવામાં આવ્યા છે જ્યારે દેવતાઓને "नोधर्मी" ( અહીં ધર્મ શબ્દ વિરતિવાચક છે ) કહેવામાં આવ્યા છે

અર્થ એકજ છતાં દેવતાઓ માટે 'અધર્મી' શબ્દ વાપરવામાં આવ્યો નથી "ડોસી ! તમારો જમાઇ આવ્યો !" તથા "તમારી દીકરીનો વર આવ્યો !" એ બન્ને પ્રકારના કથનમાં તાત્પર્ય એક જ છે પણ પ્રથમવાક્ય મર્યાદાશીલ ગણાય જ્યારે બીજું મર્યાદા બહારનું ગણાય

દેવતાઓ ધર્મકાર્યોમાં સહાયક છે, શાસનના રક્ષક છે, તીર્થોના સાચવનારા છે તેથી તેમના પ્રત્યેના વાણીપ્રયોગમાં મર્યાદા આવશ્યક છે

## વ્યાકરણને જ વ્યાધિકરણ માનવું એ જ ભયંકર વ્યાધિ છે !

શ્રી દશવૈકાલિક સૂત્રને અંગે જેઓ કાણી હાથણી જેવું વર્તન કરે તેઓને કહેવું શું ? જમણી આંખે કાણી હાથણી ડાબી આંખે જોતી હોવાથી સૂંઢ ખાય-સૂંઢને બચકાં ભરે છે

धम्मो मंगलमुक्किट्ठं ના પ્રથમના બે પદો બોલાય પણ પાછળના બે પદો, देवावि तं नमसन्ति जस्स धम्मे सया मणो બોલવા તેઓને નથી પાલવતા કે જેઓ પ્રતિમાપૂજનના વિરોધી છે પાછલના બે પદોથી દેવતાઓનું ઊંચાપણું માનવું પડે અને તેથી પ્રતિમાપૂજન પણ માનવું પડે તેમ છે

जिणावि मुणीवि नरावि तं नमसन्ति ન કહેતા देवावि तं नमसन्ति કહેવાથી દેવોની લાયકાત સિદ્ધ થાય છે લાયકાતને અંગે તેઓને પૂજનનો અધિકાર છે

જેમાં વિરાજમાન થઈને તીર્થસ્થાપક શ્રીતીર્થંકરદેવ નિરંતર દેશના આપે છે તે સમવસરણના રચનારા ભાગ્યવાન્ દેવતાઓ છે ભગવાનના કલ્યાણકોનો, મહોત્સવ એ જ ભાગ્યવાનો કરે છે

પ્રતિમાપૂજનના દુશ્મનો તેઓના સાધુના શબનો મહોત્સવ કરે છે માત્ર ત્રિલોકનાથ દેવાધિદેવ શ્રીતીર્થંકર દેવના ઉત્સવાદિમાં તેમને સાધા એટલા વાધા નડે છે!

ભગવાન્ દેવોને કે ઇંદ્રોને પણ પૂજ્ય ગણાય તેમાં મહિમા છે, ગૌરવ છે પણ સમજવું હોય તો ને!

પૂજાને અંગે અધિકાર દેવોનો છે "રાજાઓથી પૂજાએલા ભગવાન્" એ કથનથી મનુષ્ય આવી જ જાય છે—"મનુષ્યોથી પણ પૂજાયા છે" એમ કહેવાની જરૂર હોતી નથી ઇંદ્રોને પૂજ્ય તે દેવતાઓને પણ પૂજ્ય હોય જ દેવતાઓ તથા ઇંદ્રો પાસે પૂજનના સાધનોની, ઋદ્ધિની સામગ્રી ઘણી છે–અદ્વિતીય છે–અનન્ય છે–અજોડ છે ઇંદ્રોની પૂજા પાસે સામાન્ય દેવોની પૂજા અલ્પ હોવાથી લખવામાં આવે નહિ ગૌરવવાળી વસ્તુ લખાય તેમાં અલ્પ વસ્તુનો આપોઆપ સમાવેશ થાય છે એ વાત સરળ હૃદયના સુજ્ઞજનો તો સ્હેજે સમજી શકે છે

આચાર્ય ભગવાન્ શ્રી શય્યંભવસૂરીશ્વરજી મહારાજા 'नमंति' નથી કહેતા 'नमसन्ति' કહે છે

'नमस्' અવ્યયથી નામ ધાતુનો य પ્રત્યય પૂજાના અર્થમાં વપરાય છે, પણ નમસ્કારના અર્થમાં नमस् અવ્યય કે नम् ધાતુ બસ છે આથી જ નિર્યુક્તિકાર મહારાજે પૂજાને લાયક અરિહંત, ગણધર વિગેરે ઉદાહરણ તરીકે અને પૂજાને ઉપનય તરીકે લીધેલ છે (द चू पृ ६०)—

यदन्ति, नमंति એવો અર્થ ટીકામાં છે જો ટીકાનો અર્થ સમજી શકાય તો શ્રી અરિહંતદેવના દૃષ્ટાંતથી દેવતાની પૂજા જ જણાવવામાં આવી છે

नम् ધાતુનું 'नमसन्ति' રૂપ બનતું જ નથી 'नमस्' અવ્યયથી 'य' પ્રત્યય પૂજાના અર્થમાં વપરાય તો જ–ત્યારે જ नमसन्ति પદ બને છે

દીવા જેવું આ તમામ સ્પષ્ટ છે પણ જેમને ટીકા માનવી નથી, વ્યાકરણ સાથે બાપે માર્યા વેર છે, વ્યાકરણને વ્યાધિકરણ માનવું છે તેમને એ વાત શી રીતે સમજાય ?

દેવતાઓ પણ શાસનમા, તીર્થમા, ધર્મમા ઊંચે દરજ્જે છે તેથી યદ્યપિ તેમને, સર્વવિરતિ ધર્મ નથી છતા, અધર્મી કહી શકાય નહિ અધર્મી એ વચનપ્રયોગ નિષ્ઠુર હોઈ તેમને નોધર્મી કહેવામા આવ્યા

**અપેક્ષાપૂર્વક કથન તે સ્યાદ્વાદ્! પ્રજલ્પવાદ્ તે સ્યાદ્વાદ્ નહિ!!**

શાસ્ત્રકારો જ્યારે સમકિતી, તથા દેશવિરતિને ( મનુષ્યોને ) અધર્મી કહે છે છતા અહીં શુકલપક્ષીથી બધા ધર્મને યોગ્ય કહ્યા તે શી રીતે?

યજ્ઞદત્તનો પુત્ર દેવદત્ત છે દેવદત્તનો પુત્ર વિષ્ણુદત્ત છે, દેવદત્ત પુત્ર કે પિતા? પુત્રપણું તથા પિતાપણું તો વિરોધી છે ને! જરૂર પણ જેની અપેક્ષાએ પુત્રપણું હોય તેની અપેક્ષાએ પિતાપણાનો વિરોધ છે અન્ય અપેક્ષાએ તેવો વિરોધ હોઈ શકે નહિ દેવદત્ત યજ્ઞદત્તનો તો પુત્ર તે પુત્રજ છે તે કોઈપણ રીતે તેનો પિતા ગણાઈ શકે તેમ નથી પણ વિષ્ણુદત્તનો પિતા તો ખરોને? કહો ત્યારે કે દેવદત્ત પુત્ર પણ છે, પિતા પણ છે પુત્ર યજ્ઞદત્તનો છે, પિતા વિષ્ણુદત્તનો છે આનું જ નામ છે સ્યાદ્વાદ!

બ્રહ્મસૂત્રકાર વ્યાસ કહે છે 'એકમા બે વિરુદ્ધ ધર્મ હોય નહિ અસભવિત છે," પૂછો તેમને કે તમે પુત્ર કે પિતા?

અપેક્ષાપૂર્વક કથન તે સ્યાદ્વાદ્ છે યદ્વા તદ્વા પ્રજલ્પવાદ્ તે સ્યાદ્વાદ નથી

આગારધર્મીમા અધર્મીપણું તથા ધર્મીપણું, બન્ને વિરૂદ્ધ ધર્મો વિદ્યમાન છે પણ તે ન્યૂનાધિક ધર્મીઓની ભિન્ન ભિન્ન અપેક્ષાએ! સ્યાદ્વાદ્મા–અપેક્ષાએ વિરુદ્ધ ધર્મની વિદ્યમાનતામા વાધો નથી

દેવવદન, ગુરૂવદન, દાન, શીલ, તપ, તીર્થયાત્રા વગેરે ધર્મકાર્યોનો પ્રારભ શુકલ પક્ષીપણાથી થાય છે ઉચ્ચકોટિએ વિરાજમાન ધર્મીપણું, જેમા ધર્મ ખાતર જીવન સમર્પણ તેવુ ધર્મીપણ સાધુપણા સિવાય અન્યત્ર કયાય નથી નથી તો અઢલક સાહ્યબીથી ભરેલા દિવ્ય દેવલોકમા–સ્વર્ગમા, નથી તિર્યચમા ( બિચારા પરાધીન છે ), કે નથી નારકીમા ( જ્યા પીડાની પરાકાષ્ઠા છે )!

અવિરતિ, સમકિતી કે દેશવિરતિ પણ ધર્મી નથી તે બધા તો બેય તરફ ગબડનારા છે તેઓની નજર બેય સાચવવાની તરફ છે ધનધાન્ય, માલમિલકત, કુટુંબકબીલાને પણ સાચવવા છે તથા ધર્માનુષ્ઠાનને પણ સાચવવા છે

શહેરમા જાસુસ પાલવે પણ લશ્કરની કૂચમા ( આગે કૂચ કરતા લશ્કરમા ) દ્રોહી કે દાધારગા પાલવે નહિ

**ફત્તેહ ઇચ્છનારે યાહોમ કરીને બહાર પડવુ જોઇએ!**

ધર્મરાજાના રાજ્યમા, સાધુપણું તે આગેકૂચ છે તેમા કાચોપોચો, ઢીલોપોચો ચાલી શકે નહિ

જે યાહોમ કરીને નીકળ્યો હોય તેજ ત્યાં શોભે ફત્તેહ પણ તેનેજ મળે

કવિ નર્મદ પણ કહી ગયેલ છે, કે

"યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે"

દેશનાયકોમાં પણ સર્વસ્વ છોડીને નીકળનારો જ લાયક નાયક ગણાય અને તે કાર્ય કરી શકે

સાધુપણું લેતી વખતે સ્નાન કરાવવામાં આવે છે શ્રીતીર્થંકર મહારાજા સ્વયં પણ આ નિયમનું અનુપાલન કરે છે, વિના અપવિત્રતાએ પણ આ પ્રસંગે મુંડન, સ્નાન નિયત છે વિધાન છે સંસારનું-દુનિયાદારીનું અહીં સ્નાન કરવામાં આવે છે સૂતકને દૂર કરવામાં આવે છે સર્વસ્વ હોમવાનું છે માટે મુંડન છે વાળ અને મૂછને પણ કાઢી નાખવામાં આવે છે અરે! નામનો પણ મોહ રખાતો નથી તેનો પણ ત્યાગ કરવામાં આવે છે નામ પણ બદલવામાં આવે છે દીક્ષિતને (civil dead) સીવીલ ડેડ-'જીવતો મરેલો' એવા અર્થમાં કહેવામાં આવે છે, અર્થાત્ પૂર્વ જીવનથી પરવારેલો, મરેલો, નવીન જીવનમાં પ્રવેશેલો તે છે દીક્ષા પછી તેને કોઈની સાથે સંબંધ નથી પછી તેનું સ્નાન કે સૂતક કોઈને લાગતુંવળગતું નથી આ રીતિએ નીકળેલા તેઓને સાચા ધર્મી કહી શકાય

આવા ધર્મીઓ પાસેથી પણ દુઃખવી ઉપદેશની આશા રાખનારાઓને બુદ્ધિના બારદાન ન કહેવાય તો બીજું શું કહેવાય?

લશ્કરની સાથે બીજી સામગ્રી પણ હોય જ છે તેમ આગેકૂચ કરનારા સાધુઓ સાથે, શાસનમાં શ્રાવકો પણ સાથે જ છે શ્રાવકો પોતાની જાતે નીકળી જાય તો જૂદી વાત છે, બાકી શાસન તેમને કાઢતું નથી-દૂર કરતું નથી શ્રાવકોને તો 'શ્રમણોપાસક' કહીને સાથે રાખવામાં આવે છે લશ્કર વધારવું અને માવજત કરનારને અલગ કરવા કેમ પાલવે? શ્રમણ સંઘની સાથે શ્રમણોપાસક સંઘ તો હોય જ!

પાઠમાં પથિકના સ્થાને 'ભિક્ષુક' કહ્યો છે ભિક્ષુકનો અર્થ 'ભિખારી' નહિ પણ 'દુનિયાદારીનો સર્વથા ત્યાગ કરીને નીકળેલો ત્યાગી' એ અર્થ અત્ર સમર્થ છે

卐 卐 卐

## ધર્મ રૂપી કે અરૂપી? પ્રશસ્ત રાગદ્વેષનું સ્વરૂપ! ભક્તિ, પ્રેમ, પ્રાર્થનામાં જૈનો ધર્મ માને છે કે નહિ?

**પ્રશસ્ત રાગદ્વેષ!**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીમત્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રી શ્રુતસ્કંધનું વિવરણ કરતાં પુંડરીકાધ્યયનમાં, દૃષ્ટાંતનો ઉપનય પ્રકાશી

રહ્યા છે પાચમો પથિક તે ધર્મકાય ભિક્ષુક ( સાધુ ) સમજવો, ત્યાસુધી વિચારણા ચાલી ગઈ સાધુ ધર્મના સ્થાને છે કેમકે તે ધર્મકાય છે

ધર્મ એ રૂપી ચીજ નથી ઇતરોમા ભક્તિ, પ્રેમ એ ધર્મ હોઇ શબ્દ કે કર્મવર્ગણાની અપેક્ષાએ તે પૌદ્ગલિક (રૂપી) હોઈ શકે પણ જૈનધર્મની અપેક્ષાએ રૂપી રહી શકે નહિ શુ ત્યારે જૈનો ભક્તિ, પ્રેમ, સમર્પણ, પ્રાર્થના વિગેરેમા ધર્મ નથી માનતા ? અને જો માનતા હોય તો તે રૂપી કેમ નહિ ? રૂપી ગણાય તો સાકાર ગણાય તે સ્પષ્ટ છે

અનાદિકાલમા આ જીવે કર્મો બાધ્યા છે અને તેથી તે રખડ્યો છે ચાલુ રખડપટ્ટી, રખડપટ્ટીની પરપરા કર્મોની પરપરાને આભારી છે કર્મબધન રાગદ્વેષને આભારી છે કર્મો તોડવા શી રીતે ? ટાઢથી અકડાઇ ગયેલો હાથ પાણીમા નાખવાથી સીધો ન થાય, તે હાથને ગરમી પહોચાડવી જોઈએ વાલ ખાવાથી થયેલો વાયુપ્રકોપ દૂર કરવામા વાલનુ ભોજન ન હોય વાતવિનાશક ઔષધ જોઈએ ગરમ પદાર્થો જોઈએ, સુઠ, તીખા, પીપરીમૂળ, પીપર વગેરેનુ સેવન કરવુ જોઇએ

આશ્રવ, કષાયો તથા તેના હેતુઓ, પદાર્થો પ્રત્યેના રાગદ્વેષોનો સ્થાન પલટો કરાવાય તો કર્મો તૂટે છે કર્મોબધાવનાર આશ્રવો, કષાયો, તેના કારણો પરત્વે દ્વેષ તથા આશ્રવનો નાશ કરનાર, કર્મો રોકનાર, નિર્જરા કરનાર કારણો કે પદાર્થો તરફ લાગણી ( રાગ ) થાય તો કર્મો તૂટે છે આશ્રવ તથા બધમા તો જગત્ આખુ ( જગત્‌ના તમામ જીવો ) રાચેલમાચેલ છે, આસક્ત છે, એમ કહીએ તો ચાલે દુન્યવી પદાર્થો તરફ રાગથી-પ્રીતિથી-લાગણી કે મમત્વથી કર્મનુ શોષણ નથી થતુ પણ પોષણ થાય છે જેઓ કર્મનો નાશ કરવા કટિબદ્ધ થયા છે, જેઓએ કર્મનો નાશ કર્યો છે તેઓ પ્રત્યે રાગ ધરવાથી, તેઓની ભક્તિ કરવાથી કર્મનો નાશ થાય છે, શ્રી જિનેશ્વરદેવની ભક્તિ કરવાથી કર્મબધનથી જરૂર મુકત થઈ શકાય છે કર્મની સામે સર્વાશે કટિબદ્ધ, કર્મો ઉપરના સર્વથા કાયમી વિજેતા ત્રિલોકનાથ શ્રીતીર્થંકરદેવજ છે એ દેવાધિદેવની ભક્તિ, આરાધના, તેમના પ્રત્યેના વિનયાદિથી કર્મનુ નિકદન વળે અને ભવફેરો ટળે એ નિશ્ચિત છે જૈનો ભક્તિને, પ્રેમને જરૂર માને છે ઉપર જણાવેલા રાગ દ્વેષ કે જેથી કર્મો ટળે તે પ્રશસ્ત રાગદ્વેષ છે શ્રીજિનેશ્વરદેવ વગેરે પ્રત્યેનો રાગ પ્રશસ્ત રાગ છે દેવ, ગુરુ, ધર્મ, ગુણ, ગુણી ઉપરનો રાગ પ્રશસ્ત છે અને તે પ્રશસ્તનુ જેટલુ અધિક પ્રમાણ તેટલી જ અધિક નિર્જરા થાય છે કર્મોનુ તૂટવુ ( વિખરાવુ ) તેનુ નામ નિર્જરા !

એ પ્રશસ્ત રાગના પણ સમયની ભૂમિકાની મર્યાદા છે દીવેલની જરૂર કોઠામા મળ ( બાઝેલો ) હોય ત્યાસુધી છે ખાલી કોઠાવાળાને તો દીવેલ આતરડા બગાડે છે દીવેલનો સ્વભાવ મલને કાઢવાનો, ખસેડવાનો, દૂર કરવાનો છે મલ તો દીવેલ કાઢે પણ દીવેલને કોણ કાઢશે ? દીવેલને કાઢવા કોઈ પ્રયત્નની જરૂર નથી કેમકે તેનો સ્વભાવ એવો છે કે

મલને કાઢ્યા પછી આપોઆપ પોતે બહાર નીકળી જાય છે પ્રશસ્ત રાગ માટે પણ એજ નિયમ છે કર્મોને કાઢ્યા પછી તે આપોઆપ ચાલી જાય છે

**પોતાની જરૂરિયાત પૂરી થયા પછી પ્રશસ્ત રાગ પોતેજ પલાયન થાય છે.**

અનિત્યભાવના, અશરણુભાવના વગેરે ભાવના બહારના પદાર્થોને અંગે છે ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર, હાટ, હવેલી, દેહ વગેરેને અનિત્ય જણાવ્યા પણ આચાર્યપણું, અરિહંતપણું, સાધુપણું આદિ અનિત્ય છે એમ જણાવવામા આવ્યુ નથી આચાર્યપણું વગેરે કાઇ નિત્ય નથી, છે તો તે પણ અનિત્ય, દહેરાઓ, મૂર્તિઓ પણ શાશ્વતા નથી, છે તો તે પણ અનિત્ય પણ ત્યા અનિત્યભાવનાને ન અપનાવી–ન લાગુ કરી કેમકે તેમ કરવાની જરૂર નથી, કેમકે પૌદ્‌ગલિક પદાર્થો ઉપરનો રાગ તો અપ્રશસ્ત હોઇ ઉત્તરોત્તર ગાઢ થવાનો છે, રખડાવનારો છે જ્યારે દેવ, ગુરુ, ધર્મ, દેરા, તીર્થ, વગેરે પરત્વેનો રાગ પ્રશસ્ત છે અને યોગ્ય સમયે આપોઆપ નીકળી જવાનો છે, તેથી તેને કાઢવા ઉપાય ની જરૂર નથી પ્રશસ્ત રાગ અગ્નિ જેવો છે અગ્નિનો મૂળ સ્વભાવ છે કે બાળવાનુ હોય ત્યા સુધી પોતે બળે છે, પછી આપોઆપ પોતે બૂઝાઇ જાય છે પ્રશસ્ત રાગરૂપી અગ્નિ પણ, જ્યા સુધી મોહનીય, અન્તરાય, જ્ઞાનાવરણીયાદિ કર્મોરૂપી કાષ્ઠો છે ત્યા સુધી ટકે છે પછી રહેતો જ નથી અગ્નિ કાષ્ઠ વિના ટકી શકતો જ નથી પ્રશસ્ત રાગ પણ છે તો છાડવા યોગ્ય પણ તે આપોઆપ જવાના સ્વભાવવાલો હોઇ તેને છોડવાના કથનને અનિત્યાદિ ભાવનામા સ્થાન નથી અનિત્ય ભાવનાની જેમ જ અશરણુ ભાવનામા પણ સમજવુ 'જીવને મરણથી માબાપ, ભાઇભાડુ, સ્ત્રીપુત્ર, કોઇ બચાવી શકતું નથી, બચાવવા કે પરલોક પથે શરણરૂપ કોઇ નથી જીવ અશરણુ છે' એમ કહ્યુ છે અરિહંત, સાધુ, મૂર્તિ વગેરેની વચ્ચે રહેલો જીવ પણ મરે તો છ અરિહંતાદિ પણ બચાવી શકતા નથી છતા ત્યાં અશરણુ ભાવના નહિ! કેમકે તેમના ઉપરનો પ્રશસ્ત રાગ તો સમય પાકયે પોતે જ પલાયન થવાનો છે

પ્રશસ્ત રાગ નિર્જરા કરનાર છે માટે તે વર્જ્ય નથી સોનાનુ જેટલુ પ્રમાણુ તેટલુ મૂલ્યનુ પ્રમાણુ તે જ રીતિએ નિર્જરાનુ પ્રમાણ પણ પ્રશસ્ત રાગના પ્રમાણાનુસાર છે

પ્રશસ્ત રાગ, આપણે ધારીએ તે, એમ નહિ! ઇતરો પણ પોતાના દેવ પ્રત્યે રાગ ધારણ કરે છે કુદેવાદિ પ્રત્યેનો રાગ તો રઝળાવનાર છે જેઓ આશ્રવોમા અટવાયા છે, બધનોથી બધાયા છે, વિષયોમા આસક્ત છે, કષાયોથી કલુષિત છે, આરભ પરિગ્રહોથી જકડાયા છે તેઓ (કુદેવ, કુગુરુ, કુધર્મ) પ્રત્યેનો રાગ પ્રશસ્ત નથી અપ્રશસ્ત છે ઉન્નતિને અટકાવનાર છે અવનતિ કરનાર છે ગુણી પરત્વે રાગ તે જ પ્રશસ્ત રાગ

**અનગુણી ઉપર દ્વેષ અપ્રશસ્ત છે પ્રશસ્ત દ્વેષ માત્ર અવગુણુ ઉપર હોઈ શકે છે**

પ્રશસ્ત દ્વેષ કોને કહેવો? પ્રશસ્ત રાગમા જેમ ગુણી ઉપર રાગ કરવાનો છે

તેમ પ્રશસ્ત દ્વેષમા અવગુણી, દુર્ગુણી ઉપર દ્વેષ કરવાનો અધિકાર નથી દ્વેષ કરવાનો અવગુણ ( દોષ ) પ્રત્યે છે પ્રશસ્ત રાગ ગુણ, ગુણી બન્ને પ્રત્યે કરાય છે કેવલજ્ઞાન, કેવલદર્શન તેમજ કેવલજ્ઞાની, કેવલદર્શની એમ ઉભય પરત્વે રાગ પ્રશસ્ત છે પણ પ્રશસ્ત દ્વેષ તો માત્ર મિથ્યાત્વ, અવિરતિપણું કષાય, વિષયાદિ દોષો પ્રત્યે જ કરાય, મિથ્યાત્વી, અવિરતિ, કષાયી, વિષયી વગેરે દોષવાનો પ્રત્યેનો દ્વેષ પ્રશસ્ત નથી, અપ્રશસ્ત છે

ગુણી પ્રત્યેના રાગથી તેનુ આખર છે, છેવટ છે, તેનો છેડો છે કેવલજ્ઞાની ઉપર રાગ કર્યો, આપણને કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઇ પરિણામ આવી ગયું, પ્રશસ્ત રાગ પલાયન થયો છેડો છૂટયો

અવગુણી ઉપર દ્વેષનો છેડો આવે નહિ કેમકે અવગુણીઓ તો સસારમા અનાદિથી છે અને રહેવાના ગુણી ઉપરના રાગનો હેતુ ગુણપ્રાપ્તિનો પણ અવગુણી પ્રત્યેના દ્વેષનો હેતુ શો ? આપણને કેવલજ્ઞાન થાય તો પણ અવગુણીનો અવગુણ કે દુર્ગુણીનો દુર્ગુણ દૂર થવાનો નથી

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા સમકિતધારીઓ માટે ચાર ભાવનામા મધ્યસ્થ ભાવનામા કહે છે કે ( योगशा० प्र० ४ १२१ ) જગત્મા એવા પણ જીવો છે કે જેઓને ભયકરમા ભયકર કાર્યો કરવામા લેશ પણ અરેરાટી સરખી નથી, એવા પણ નિદકો છે કે જેઓ માત્ર આરભી પરિગ્રહી વિષયકષાયીની જ નિદા કરીને અટકતા નથી પણ દેવ, ગુરૂ તથા ધર્મની પણ નિદા કર્યા જ કરે છે આટલુ છતા જેનામા અભિમાન ન હોય તેવાઓ જરૂર કોઇક પ્રસગે પોતાની ભૂલ સુધારી શકે પણ તેઓ પાછા અભિમાનના પૂતળા હોય વાતવાતમા આત્મપ્રશસા કર્યા કરે આવા જીવો પ્રત્યે પણ ઉપેક્ષા રાખવી-મધ્યસ્થ ભાવના રાખવી

ભાવનાના ચાર ( योगशा० प्र० ४ ११८ થી १२२ ) પ્રકારોમા જગતના તમામ જીવો સમાઇ જાય છે

પ્રાણીમાત્ર પ્રત્યે હિતચિતાની બુદ્ધિ તે મૈત્રી ભાવના !

ગુણી આત્માઓ પ્રત્યે પ્રમુદિત બુદ્ધિ તે પ્રમોદ ભાવના !

દીન દુખીઆઓને જોઇને અનુકપા બુદ્ધિ તે કરુણાભાવના !

ભયકર પાપીઓ ( જેઓ સમજાવ્યા સમજે નહિ, વાર્યા રહે નહિ તેઓ ) પ્રત્યે ઉપેક્ષા તે મધ્યસ્થ ભાવના !

**અવગુણી પ્રત્યે દ્વેષ નહિ પણ મધ્યસ્થ ભાવના રાખવી જોઇએ એ વાત ખરી પણ એનો અર્થ એવો નથી કે—**

મુનીમ કોઇનુ એલફેલ બોલે ત્યારે શેઠ તે વખતે તેને લઢે, તેમ બોલતા વારે,

અટકાવે છતા મુનીમ ચૂપ ન રહે તો તેથી, શેઠે તને લઢવાવઢવાનુ ફરમાવ્યુ છે એમ ન મનાય શ્રીજિનેશ્વરદેવે મધ્યસ્થ ભાવના વિહિત કરી છે છતા આપણી લાગણી તેવી ન થાય માટે પ્રભુના શિરે દોષ મૂકી શકાય નહિ

## જમને દેવાય પણ જતિને ન દેવાય !

શ્રીગજસુકુમાલજીનુ દષ્ટાત વિચારો ! ગજસુકુમાલજી કોણ ? શ્રીકૃષ્ણ મહારાજે પ્રાર્થના કરીને પ્રાપ્ત કરેલા ભાઈ ! માતાની કુક્ષિએ સ્વાભાવિક અવતરે તે તો આવી મળેલો ભાઈ પણ આ તો આરાધનાથી મેળવેલા ભાઈ ! માતા દેવકીજીને એક વખત ગમગીન( ઉદાસ ) જોતા વાસુદેવ શ્રીકૃષ્ણજી સવિનય માતાને ઉદાસીનતાનુ કારણ પૂછે છે માતૃભક્તિ એમના હૃદયમા જડાયેલી હતી શોધવા જતા આજે માતૃભક્તિ-પિતૃભક્તિ કેટલી જડે ? પડી છે કોને ? માની ગરજ તો ત્યારે હતી કે જે પાણી પીતા તો શુ પણ પાણીને પાણી કહેતા પણ આવડતુ ન હતુ ' બા ! ભૂ પા ! ' એ માતાની આજના રગીલા નગો રસીલી આવ્યા પછી કેટલી ખબર રાખે છે ! શ્રીકૃષ્ણજી તો વાસુદેવ છે તેમને રાણીઓ કેટલી ? બે ચાર ? હજાર ? હજારો ! ! છતા ઇંગિતાકારે માતાને ઉદાસ જોઇ વાસુદેવનુ હૃદય ઘવાય છે પુત્ર એનુ નામ ! જેઓ માતાની દરકાર નથી કરતા તેઓ પુત્ર નથી પાણા છે પાણા પાકયા હોત તોયે ધોઈને ઉપયોગી થાત ! માતા દેવકીજી રડી પડે છે હવે કૃષ્ણજીની પીડામા કમીના રહે ખરી ? તેઓ કહે છે

"માતા ! માતા ! આટલી બધી અસાતા તને કયા પાપીએ ઉપજાવી છે ?

કહો ! કહો ! પૂજ્ય માતા ! ! કયા પાપીનુ મૃત્યુ નજીક આવ્યુ છે કે જેણે વાસુદેવની માતાના હૃદયને ઘા પહોચાડ્યો છે ? જે પુત્રોની માતા, છતે પુત્રોએ દુ ખી હોય તે પુત્રોને ધિ કાર હો ! "

ધ ય છે તે માતાને કે જેની કુક્ષિથી આવા માતૃભક્ત પુનિત પુત્રો પાકે છે ! આવા આજ્ઞાંકિત પુત્રોને નિહાળી કઇ માતનુ હૃદય ન ઉછળે ? કૃષ્ણજી વાસુદેવ, ત્રણ ખડમા રહેલી પ્રજાના પણ દેવકીજીના તો બાલકજને ! રૈયતના પાલક ખરા પણ બાલકની પાલક તો માતાજને !

દેવકીજી હવે પોતાની ગમગીનીનુ વાસ્તવિક કારણ દર્શાવે છે

"હે પુત્ર ! હે ભાગ્યવાન્ પુત્ર ! હુ તો સાત સાત પુત્રોને પ્રસવનારી છતા વ ધ્યા જેવી જ ગણાઉં ને ! પ્રથમના છ પુત્રો( તારા છ સગા ભાઈઓ )ને તો દુષ્ટ કસે જન્મતા જ ઠાર માર્યા છે ! અને સાતમો આયુષ્માન્ તુ ! વ્હાલા પુત્ર ! તારા જેવા પુત્રનુ પણ લાલનપાલન તો ભાગ્યવતી યશોદા બ્હેને જ કર્યુ ને ! હા ! હુ ! ! કેવી અભાગિની ! ! ! "

માતાની આ વિષમ વિમાસણને ટાળવાનો વાસુદેવજીએ નિશ્ચય કર્યો અવિરતિ વાસુદેવે દેવની આરાધના કરી, દેવકીની કુક્ષિમા પુત્ર, ( પોતાનો સગો ભાઈ, ) માગ્યો

આરાધનાથી પ્રાર્થના કરાયેલા દેવોના વરદાનથી દેવકીજીની કુક્ષિમા ઉત્પન્ન થયેલા કૃષ્ણજીના વ્હાલસોયા ભાઇ તેજ ગજસુકુમાલજી! વિચારો કે આ ભાઇ ઉપર કૃષ્ણજીને કેવો અપૂર્વ રાગ હોય! ગજસુકુમાલજી કૃષ્ણજીના અપ્રતિમપ્યાર સમજ સારસભાળપૂર્વક મોટા થાય છે આખી બ્રાહ્મણ જ્ઞાતિનું વૈમનસ્ય શિરે વ્હોરી, એક બ્રાહ્મણની સૌદર્યવતી પુત્રી, એ પ્યારા ભાઈને પરણાવે છે

આ ગજસુકુમાલજી દીક્ષા લેવા તૈયાર થાય છે, ત્યારે એજ કૃષ્ણજી પ્રવ્રજ્યા મહોત્સવ ઠાઠથી કરે છે આવો અપૂર્વ રાગ છતા મહોત્સવ કરનાર પોતે! આજના નવસર્જ કોમાનો સત્તાધારી હોત તો પ્રથમ તો શ્રીનેમનાથજી મહારાજને દેશનિકાલ કરત! પણ વો દિન કહાસે! એવી સત્તા-એવા પદો પાપીઓના ભાગ્યમા હોય? અને કોઈ સયોગોમા તેવી ઊછીની સત્તાનો ઉપયોગ કરનારને હાલહવાલ મળ્યા છે નમુચિએ ઊછીની સત્તાના આધારે જ સાધુઓને ચાતુર્માસમા પોતાની હદમાથી ચાલ્યા જવાનો હુકમ કર્યો હતો ને! પરિણામ શુ આવ્યુ? વિષ્ણુકુમાર મહાત્માએ સાધુઓ પ્રત્યેના આક્રમણનો પ્રતિકાર કર્યો, અને નમુચિ પાતાલે પહોચ્યો આજના બડેખાઓના બિચારાઓના હાથમા સત્તા નથી, નહિ તો તેઓ પણ કોઇપણ દીક્ષા લે કે તરત તે મિષે સાધુવર્ગને દેશનિકાલનુ ફરમાન (ફતવો) કાઢત!

વારૂ! ગજસુકુમાલજી જેવો લાડકડો પુત્ર, અતિસુકુમાલ પુત્ર, દીક્ષા લેવા જાય અને કૃષ્ણજી પોતેજ આડબરથી અપાવે એ જોઈ આજના યુગભકતોના હિસાબે દેવકીજીને શું થવું જોઇએ! તે તો કૃષ્ણનુજ આ કારસ્તાન ગણે ને? પણ દેવકીજી હિતાહિતના જ્ઞાતા હતા, સાચી માતા હતા, એટલે છાબજ પોતે ઉપાડી હતી માતાજ પુત્રને દીક્ષા દેવરાવે છે સ્નેહનો સોડાવાટરનો ઉભરો બતાવનારા આજના સગાઓ શુ કહે છે "જમને દેવાય પણ જતિને ન દેવાય!!!" મુનિ ગજસુકુમાલજી શ્મશાનમા કાયોત્સર્ગ ધ્યાનમા લીન બને છે ત્યાથી સસરો સોમિલ નીકળે છે, જામાતાને જોતાજ દ્વેષ ઊછળે છે, દ્વેષથી આધળો બનેલો તે બ્રાહ્મણ મુનિરાજના મસ્તકે માટીની પાળ બાધે છે અને તે ગાળામા કોલસા ભરી ધગધગાવે છે, સળગાવે છે કઇ સ્થિતિ? સોમિલ કેવો પાપી? મહાત્મા તો માને છે કે—"સસરાનો ઉપકાર કે જે મોક્ષરૂપ પાઘડી બધાવે છે" ધર્મનુ કેવુ સુદર પરિણમન! મહાત્મા ગજસુકુમાલજીને તો કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે, તેજ વખતે નિર્વાણ પામી ગજસુકુમાલજી મુક્તિરૂપી સુકુમાલ સુદરીને સદાને માટે પ્રાપ્ત કરે છે, "જતિને ન દેવાય, જમને દેવાય" એ કહેવતને સોમિલે તો પોતે જાતેજ સિદ્ધ કરી બતાવી

યદુકુલભૂષણ ભગવાન્ શ્રીનેમિનાથજીને વદન કરવા શ્રીકૃષ્ણજી પધાર્યા બધુ ગજસુકુમાલ સાધુને ત્યા ન નિહાળતા 'તે કયા છે?' એમ પોતે પ્રભુજીને પૂછે છે ભગવાન્ વ્યતિકર જણાવી દે છે કે-"એ મુનિ તો આત્મકલ્યાણાર્થે શ્મશાનમા કાયોત્સર્ગ

ધ્યાને રહ્યા હતા જેમ તે પેલા ડોસાને ઇંટ ઉપાડીને મદદ કરી હતી તેમ ગજસુકુમાલને મોક્ષપ્રાપ્તિમા મદદ કરનાર મનુષ્ય મળે છે દ્વેષયોગે તે મુનિના મસ્તકે માટીની પાળ બાંધી તેમા અગ્નિ સળગાવે છે તે મનુષ્ય મુનિના મસ્તકે દેવતાના મિષે વાસ્તવિક રીત્યા પોતાના કલ્યાણમા દેવતા મૂકે છે મહાત્મા ગજસુકુમાલ શુક્લધ્યાનારૂઢ થઈ કેવલજ્ઞાન પામી, મોક્ષે જાય છે, કલ્યાણ કમળા તેમને વરે છે!!!" વાસુદેવ શ્રીકૃષ્ણજી પૂછે છે —"ભગવન્! કયો તે પાપાત્મા છે કે જેણે મુનિહત્યા કરી!!! જે આવું અકૃત્ય કરતા પાપથી તો ન ડર્યો, પણ મારાથી પણ ન ડર્યો ?"

આ દૃષ્ટાત પ્રસિદ્ધ છે "તને જોઈને જ જેનું હૃદય વિદીર્ણ થશે તેજ તે મનુષ્ય" ભગવાન્ એ ઉત્તર આપે છે શ્રીકૃષ્ણજી ત્યા પધારે છે અને તેમને જોતા જ ડરથી સોમિલના હૃદયના, ટુકડે ટુકડા થાય છે તે મરે છે ? અને તેની ગતિ કઇ ? એમા પ્રશ્ન હોય ? મુનિહત્યા કરનાર નરકમા જ જાય એ નિ શક છે

## સવર, નિર્જરાના ધ્યેયવાળી ભક્તિ, પ્રેમ, વગેરેમા જૈનો ધર્મ જરૂર માને છે

એક દિવસના પૌષધ વ્રતમા પણ "બહુવેલ સદિસાહું, બહુવેલ કરશુ" એવો આદેશ માગવામા આવે છે મન, વચન, કાયા ત્રણેનું સમર્પણ કરવામા આવે છે ચેષ્ટા કે શ્વાસોશ્વાસ જેવી ક્રિયા પણ ગુરુની આજ્ઞા વગર થાય નહિ, તે કરતા દરેક વખતે પૂછવુ અશક્ય હોવાથી બહુવેલના આદેશથી તે ક્રિયાની છૂટી માગી લીધી એ બધુ સવર નિર્જરાની પરિણતિવાળો આત્મા બને તો થાય પ્રણિધાન સૂત્ર પણ પ્રાર્થનારૂપ છે પ્રાર્થના, ભક્તિ, પ્રેમ એમા ધર્મનું મતવ્ય ખરૂ પણ કયા પ્રકારના તે હોવા જોઈએ તે પ્રથમ વિચારવુ જોઇએ સવર તથા નિર્જરાના પોષક, જેનુ ધ્યેય સવર અને નિર્જરા હોય તેજ પ્રાર્થના, ભક્તિ અને પ્રેમમા ધર્મ હોઈ શકે

ભક્તિ તથા પ્રેમ વ્યાપી ધર્મ તો રૂપી થાય પણ સવર તથા નિર્જરાની જડ તરીકે તે રહ્યો હોઈ ધર્મ અરૂપી છે, છતા તેના સ્થાને-પાચમા પથિકના સ્થાને ભિક્ષુકની સ્થાપના શી રીતે ?

અરૂપી ધર્મ પણ મૂર્તિમાન્ બની શકે છે ક્રોધનો તીવ્ર પ્રસગ પ્રાપ્ત થવા છતા જે મહાત્મા ક્ષમામા અડગ રહે, અનુપમ ક્ષમા ધારણ કરે તો ત્યા કહેવામા આવે છે કે—"આ મહાત્મા મૂર્તિમાન્ ક્ષમા છે" એ રીતે ક્ષમા અરૂપી છતા રૂપી કહેવાઈ ને!

卐 卐 卐

**મર્યાદાને સ્વીકારે તેજ માન્ય!**
**જેને મર્યાદા અમાન્ય તે પોતેજ અમાન્ય!!**

## તિથિ પાલનના અગે નિયમન!

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને

શ્રવણ કરાવતા પુડરીકાધ્યયનમા પાચમા પથિક તરીકે ભિક્ષુકના ઉપનય સુધી, પ્રવ ચન કરી ગયા આપણે એ જોઇ ગયા કે દૃષ્ટાન્તમા વિધિ નિષેધને સ્થાન હોતું નથી જો તેમ હોય તો તો દેવાતી ઉપમાઓથી જુલમ થઈ જાય! મુખને ચદ્રમાની ઉપમા આપવામા આવે છે 'ચદ્રમા સમાન મુખ!' એમ કહેવામા આવે છે એમા ઉજ્વલપણુ, ગોળાકાર તો મળતા ગણાય તે દૃષ્ટિએ ઉપમા વ્યાજબી પણ કલક કયા? એ કલક, એ લાછન મુખમા નથી કલકની દૃષ્ટિએ ઉપમા નથી ઉપમા સૌમ્યપણાની, ઉજ્વળપણાની દૃષ્ટિએ છે ચદ્રમામા વૃદ્ધિ હાનિ પણ ચાલુ થયા કરે છે નિયત સ્થિરતા તો તેના માટે છેજ નહિ જ્યોતિષ્કજગત્મા બીજા એવા કોઇ પદાર્થો નથી કે જે રોજરોજ પલટાય સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા રોજ પલટાતા દેખાતા નથી ચદ્રમા રોજેરોજ પલટો પામે છે આ વાત સમજાશે તો તિથિની હાનિવૃદ્ધિનો, વધઘટનો ખ્યાલ આવશે વર્ષોનો આધાર સૂર્યની ગતિ ઉપર છે, તિથિનો આધાર ચદ્રમાની ગતિ ઉપર છે તિથિની આરાધનાને અગે તેટલા માટે નિયત થયુ કે ઉદયકાળમા જે તિથિ હોય તે આરાધવી માનો કે આજે દશમી ચાર ઘડી સુધી છે, પછી અગીયારસ બેસે છે, જે આખો દિવસ હોય છે તથા બીજે દિવસે ત્રણ ઘડી સુધી હોય છે અગીયારસની આરાધના કયારે? ઉદયકાલમા અસ્તિત્વ પછી ઉદય પછી તિથિમા વધારો હમેશા પ્રથમ ભાગમા હોય છે અન્ય મતોમા બેસતી તિથિ લેવી, મધ્યાહ્નની તિથિ લેવી, પ્રદોષની તિથિ લેવી, આથમતી તિથિ લેવી એમ જુદા જુદા મતોને અગે જુદા જુદા નિયમો છે જૈનદર્શનને આરાધના અસ્તવ્યસ્ત પાલવતી નથી ખરી આરાધના અહોરાત્રની છે ઉપવાસાદિ તપ, રાત્રિભોજન ત્યાગ, સચિત્તત્યાગ, બ્રહ્મચર્યાદિ માટે નિયમ અહોરાત્રનો છે ઇતરોની જેમ જૈનો જો તિથિની આરાધનામા ઘડી, પળમા જાય, હોય ત્યારે ( તેજ સમયે ) માનવી એમ ગણે તો વ્રત માટેનો અહોરાત્રનો નિયમ સચવાય નહિ 'તિથિ હોય તો વ્રત કરવુ' એવી માન્યતાથી તો એક પણ વ્રત સચવાય નહિ માટે કહેવુ પડયુ કે—

उदयमि जा तिही सा पमाणमियरीइ कीरमाणीए । आणाभगणवत्थामिच्छत्त विराहण पावे ॥ १ ॥

ઉદય સમયે જે તિથિ હોય તે તિથિ ચોવિસે કલાક આરાધવી પ્રથમ દિવસે તિથિ વધારે હોય કે ઓછી હોય તેની સાથે નીસબત નથી પચ્ચક્ખાણનો સબધ પણ સૂર્યોદય સાથે છે નવકારસીથી આરભી ઉપવાસ કે તેથી વધારે ઉપવાસોના પચ્ચક્ખાણોનો સબધ એકલા ચાલુ સૂર્યોદય સાથેજ છે એમ નથી પણ આયબીલ–ઉપવાસાદિ પચ્ચક્ખાણનું પાલન નવા સૂર્યોદય સુધી છે ઉપવાસની શરૂઆત સૂર્યોદયથી, સમાપ્તિ બીજા દિવસ ( બીજા સૂર્યોદય ) સુધી સમજવી બેસતી તિથિના પાલનમા આ રીતિએ નિયમ સાચવવાનુ બધારણ રહી શકતું નથી

ઉદયવાળી તિથિ ન માનતા, અન્યથા માનવામા આવે તો આજ્ઞાભગાદિ દોષો

લાગે છે પક્ષ તરીકે અત્ર આ ચર્ચા નથી પરન્તુ ઈતરોના હિસાબે, તેમનાથી જૂદી રીતે, તિથિના અંગે જૈનોની માન્યતા શી છે તે જણાવવામાં આવે છે 'ઉદયમાં રહેલી માત્ર ૦ાા ઘડીની તિથિની આરાધના કરવી અને બાકીની પલા ઘડીની નહિ ?' એ પ્રશ્ન ગેરસમજભરેલો છે પચ્ચકખાણનો નિયમ સૂર્યોદયથી છે એ મર્યાદા છે આઠમે લીલોતરી ન ખાવી એવો નિયમ હોય તો આઠમના સૂર્યોદયથી બીજા દિવસના સૂર્યોદય સુધી તે નિયમનું પાલન કરવાનો શીરસ્તો છે-કાનૂન છે બેસતી લેવામાં 'આજ્ઞાભંગાદિ' દોષો છે

પચ્ચક્ખાણમાં ઉચ્ચારાતું (પ્રારંભમાં જ) 'उग्गए सूरे' પદજ કહે છે કે 'સૂર્યોદય થયે છતે!' બેસતી તિથિ માનનાર પચ્ચક્ખાણની આ મર્યાદા શી રીતે પાલન કરી શકશે? બેસતી કે ઊતરતી તિથિ માનવામાં વિહિત નિયમ સચવાતો નથી નિયમના વિધાનનું પાલન થતું નથી

પ્રશ્ન—કોઈ આજે આરાધે, કોઈ કાલે આરાધે તેમાં કોઇની પણ વિરાધના કયા કારણે ?

મિચ્છામિ દુક્કડં પરસ્પર દેવાય છે એક આજ દે, બીજો કાલ દે એક દે છે ત્યારે બીજાને તે સ્વીકાર્ય નથી બીજો દે છે ત્યારે પહેલાને તે સ્વીકાર્ય નથી અમારી પડહ વગડાવવામાં પણ મતભેદ કેવો નડે! 'બિલાડાની લડાઈમાં વાંદરો ખાઈ જાય' એ ન્યાયે જતે દિવસે આરાધના ઊડી જાય આટલાજ માટે ઉદયકાલમાં પ્રવર્તમાન્-વિદ્યમાન્ તિથિ તે ચોવિસે કલાક આરાધનાર્થે માનવાનું શાસ્ત્રકાર મહાત્માઓએ નિયત કર્યું, ફરમાવ્યું ઉદય વિનાની તિથિની આરાધનામાં આજ્ઞાભંગ, અનવસ્થા, મિથ્યાત્વાદિ દોષો લાગે છે

તિથિની વૃદ્ધિ તો જૈનોમાં છે નહિ ક્ષય માટે કયો નિયમ ? પાંચમ, આઠમ કે ચૌદશનો ક્ષય હોય ત્યારે આરાધના શી રીતે કરવી ? ચોથને દિવસે પાંચમ માનવામાં આવે તો તે ઉદયમાન કે ઉદય વિનાની ચોથના દિવસે ઉદયકાલથી જ પાંચમ માનવામાં આવે છે શાસ્ત્રકાર મહાપુરુષોએ એનો પણ નિર્ણય જણાવી દીધો છે કે-क्षये पूर्वा तिथिः कार्या। તેરસના ક્ષયે તે દિવસે ચૌદશ મનાવી પંચાગાનુસાર તિથિ ઉદયવાળી ન મળે તો પૂર્વતિથિને પર્વતિથિ કરવા અને પછી આરાધવા કહ્યુ આથી તિથિ ઉદય વગરની માની છે એમ રહેવા પામતું નથી પણ આરોપિત તિથિ માનવામાં આવી છે

બે પાંચમ હોય અને બંને વખતે સૂર્યોદય હોય તો શું કરવું ? જૈનદર્શનના મહર્ષિઓએ જણાવી દીધું કે-वृद्धौ कार्या तथोत्तरा બીજી તિથિના સૂર્યોદયને માનવો અર્થાત્ બીજે દિવસે પાંચમ આરાધવી ક્ષય વૃદ્ધિના ગોટાળાને દૂર કરવા માટે આ નિયમ વિહિત છે તિથિનું અનિયમિતપણું ચંદ્રમાના અનિયમિતપણાને આભારી છે ઘણા જૂના વર્ષોના પંચાગો જોશો કરશો તો તેમાં પણ તિથિ બેસવાના ઘડીપળોનું નિયમિતપણું મળશે નહિ

## મોરચા કોના વિશ્વાસે મડાય?

મુદ્દા ઉપર આવીએ દૃષ્ટાન્ત એક દેશ આશ્રયી હોય છે વાવડીના દૃષ્ટાંતમા પણ સર્વાંશે સરખામણી કરવાની નથી વાવડીની ચારે તરફ મુસાફરો અથડાતા કહેવામા આવ્યા તેના ઉપનયમા સમજવુ કે લોકોમા પણ, જગતમા પણ, ચારે બાજુના મતો અથડાય છે

પાચમા પથિકના સ્થાને ભિક્ષુક( સાધુ )ને ધર્મના સ્થાને ગણાવવામા આવ્યા, કેમકે તે ધર્મકાય છે, ધર્મરૂપ છે, ધર્મમય છે ધર્મ માટે 'તુહી તુહી' કરનાર શાસનનો સુભટ સાધુ છે ગૃહસ્થોની ઇચ્છા હોય અને સાધુ થઇ જાય તો શ્રેષ્ઠ!!! પણ ધન અને ધર્મ બે ય સાચવવા છેને! સતી થનાર બાઇને, ધનધાન્યની, પુત્રાદિની કે સાસુ સસરાની કોઇની પડી નથી તેણીને તો પતિના નામની તમન્ના છે સાધુએ પણ માબાપ, માલમિલકત, માનુની આદિના મોહનું મર્દન કર્યું છે, માયા માત્રને લેશ પણ મચક નહિ આપતા સર્વસ્વનો ત્યાગ કર્યો છે, કાયા આજીવનપર્યંત ધર્મને અર્પણ-સમર્પણ કરી છે માટે 'ધર્મસૈનિક'નો ચદ્રક મળેલો છે

યુદ્ધપ્રસગે લશ્કર તો પુરતુ જોઇએ પણ પોતાની પાસે ઓછુ હોવાના કારણે એક રાજાએ બાવાઓની ભરતી કરી બાવાઓને તો ભિક્ષા માગવાનુ મટયુ, બેઠા બેઠા ખાધુ જ્યારે લઢવાનો પ્રસગ આવ્યો, ત્યારે તેમને હથિયાર આપવામા આવ્યા બાવાઓએ તો કહી દીધુ કે અમને લડતા આવડતુ નથી જગ પ્રસગે કટોકટીના પ્રસગે રગી બાવાઓ તો બેઠા પાણીમા! રાજા છોડે? જમાતના આગેવાનોને ફૂક મારી દીધી કે–"લઢવા ગયા વિના તો ચાલશે નહિ, પણ આપણે લઢાઇ સાથે મતલબ નથી શરીર સાચવીને જે કરવુ તે કરવુ" તે જ રીતિએ દેશવિરતિ ધારણ કરનારાઓ દેવગુરુને તારક માને ખરા, ધર્મને ઉપકારી ગણવામા તેમને વાધો નથી, પણ બધુ કરવાનુ પોતાની દુનિયા દારી સાચવીને?

કહો! આવાના વિશ્વાસે મોરચા કેમ મડાય?

સાધુ તો શાસનનો વફાદર સૈનિક છે મોહને મારવાની, તેનુ મર્દન કરવાની, કર્મનું કાસળ કાઢવાની—હૃદયમા ધૂન છે, તમના છે, તાલાવેલી છે, તદનુસાર કાયમ પ્રવૃત્તિ છે એવાને સ્મરણીય **नमो अरिहंताणं** છે ઝડો-ધ્વજ એનો છે એનો વિજય પતાકા ફરકાવવાનો પ્રયત્ન છે કાઉસગ્ગ પારતી વખતે પ્રથમ **नमो अरिहंताणं** એ પદનુ ઉચ્ચારણ કરવામા આવે છે આરાધનામા સિદ્ધ વગેરે (સાધુ પર્યંત) તમામ પણ ધ્વજ (ઝડો) તો શ્રી અરિહત દેવનો જ! કેમકે 'દેમાર, દેમાર' એ ત્યા છે કર્મ માટે! મનુષ્ય કે જાનવર માટે નહિ!

(એક વખત એક જૈને એક સભામા **नमो अरिहंताणं** પદનો અર્થ શત્રુને હણનાર

એ-મનુષ્યાદિને લાગુ કરી ફાવતા વિષયમા જણાવ્યો હતો પીછાણી લેવા આવા નવસર્જકોને!)

જૈન શાસ્ત્રકારે અખિલ જગતમા શત્રુ કર્મોને માન્યા છે માટે જ नमो कम्महंताण કે नमो पावहंताणं પદ નથી પણ नमो अरिहंताण પદ છે કેમકે શત્રુ એટલે કર્મો!

કર્મને શત્રુ તરીકે જે માને, મનાવે તે જૈનશાસનના વાવટામા છે જે તેમ નથી માનતો-તે જૈનશાસનના વાવટા( ઝડા )મા નથી વિપરીત માને તેની વાત જ શી? જૈનશાસન પ્રત્યે વફાદારીના એ જ સોગન છે-એ જ વિધિસરની પ્રતિજ્ઞા છે કે-કર્મોને શત્રુ માનવા! અહીં કર્મોને મારવાની ધૂન વગરનો સૈનિક તરીકે નભી શકે નહિ

જોનાર કરતા સાભળવાની તાકાત આધળામા વધારે હોય છે, માટે યત્રો ઉપર, રેડીયો ઉપર, ઇટાલીએ અધ ટોળી ભેગી કરી છે પણ તેથી કાઇ તેવી ટોળી લશ્કરમા જોડી શકાય? નહિ જ

હવે આવી ધૂન વગરનાઓને લશ્કરમા સૈનિક તરીકે ભલે સ્થાન ન મળે પણ બીજા કાર્યોમા તેમનો ઉપયોગ થઇ શકે છે-સ્ટોરકીપર, કારકુન વગેરે સ્ટાફ લશ્કરમા હોય છે અહીંયા પણ શ્રમણોપાસક, શ્રમણોપાસિકા વર્ગનુ સ્થાન સેવાર્થે જરૂર છે તેઓ સૈનિક તરીકે નાલાયક નથી, લાયક છે પણ ભરતીમા દાખલ કરવા યોગ્ય નથી સ્કાઉટના સ્થાને ઉપાસક, ઉપાસિકા તરીકે તેઓની સયોજના છે તાલીમ લીધા બાદ, તૈયાર થયા બાદ જરૂર તેઓ પણ ભરતીમા ભળી શકે છે લશ્કરમા મળી શકે છે તેઓની પણ વિજયાભિલાષા ફળી શકે છે

**મર્યાદાની પરમ આવશ્યકતા!**

ભિક્ષુકને ધર્મના સ્થાને રાખ્યો પણ કાઠો શા માટે? છાપ, તે રાજ્યનુ ખરૂ ચિહ્ન છે, પણ છાપ પાડવી કયા? ધાતુ (સોનુ, ચાદી, પીત્તળ, તાબુ) જોઇશે જ! છાપ રાજચિહ્ન ખરૂ પણ ક્યારે? ધાતુ ઉપર મુદ્રિત થાય-સિક્કારૂપ બને ત્યારે! ચલણ ધાતુના કટકાનુ નથી, તેના ઉપર પડેલી છાપનુ છે સપૂર્ણ ધર્મ આ કાઠે ન હોય તો વ્યવહારને યોગ્ય નથી કેવલજ્ઞાન, કેવલદર્શન વીતરાગપણું તમામ છે ( સપૂર્ણ છે ) તો પણ શાસનની સ્થિતિમા પ્રવેશ વિના તે વ્યવહારાનુકૂળ-વ્યવહારોચિત નથી ધર્મતીર્થ આવશ્યક છે, સ્થાપવાની જરૂરિયાત છે

પ્રશ્ન-આનુ નામ વાડાબધી નહિ?

સમાધાન-'પાટે બેઠેલાને માનો જ' એમ કહેવામા આવે, તેવી ફરજ પાડવામા આવે તો વાડાબધી જરૂર! અહીં તો જ્ઞાન, દર્શન, વીતરાગપણું સ્પષ્ટ છે 'યાદવકુળના ગોકુળમા જન્મ લેનાર જ ઇશ્વર!' એવી વાત અહીં નથી છાપ અને ચલણ બન્ને છે

જો વાડાબધી હોત તો ખોટા રૂપીઆ માટે કાયદો કદાપિ ન હોત! અહીં તો ખોટુ નાણુ ચલાવનાર તો શુ પણ રાખનાર પણ ગુન્હેગાર' એવો કડક નિયમ છે

ખોટા સિક્કાવાળા રૂપીઆ કોથળીમા હોય તો રાખનાર ગુન્હેગાર છે ખોટા રૂપીઆ ચોકસી પાસે લઇ જાઓ, ખોટા જાણ્યા છતા તે કાપ્યા વિના તમને પાછા આપે તો તે પણ ગુન્હેગાર છે પારકી માલિકીના ખોટા રૂપીયામા કાપ ન મૂકનાર ચોકસી પણ ગુન્હેગાર છે આ બધુ તો સારી રીતે જાણો છોને ? ચલણમા ધાતુ અને છાપ બન્ને ઉપર આધાર છે તેમ અહીંયા પણ શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર હોવા છતા, જે શાસનની રીતિમા, મર્યાદામા ન હોય તે વ્યવહારમા નથી આનુ નામ વાડાબધી નથી શાસનમા આવેલો પણ મિથ્યાત્વી, અવિરતિ અક્ષમ્ય છે તેને ચલાવી લેવામા આવતો નથી આથી આ કાઇ વાડાબધી કહેવાય નહિ

કાયદા બે જાતના છે એક મરેલો કાયદો અને બીજો જીવતો કાયદો જે કાયદાનો ચાલુ અમલ થતો હોય તે કાયદો જીવતો કાયદો થયો હોય પણ વર્ષો સુધી (વીસ, પચીસ, પચાસ) અમલ થતો ન હોય તો તે કાયદો મરેલો

લોકમાન્ય તિલકને સજા કરતી વખતે સરકારે મરેલા કાયદાને જીવતો કર્યો હતો

ગમે તેવા જ્ઞાન, દર્શન, ચારિત્ર ધરાવનાર હોય, અનત વીર્યવાન્ હોય, વીતરાગ પણાની પણ પ્રાપ્તિ થઇ હોય, છતા શાસનમા ન આવે ત્યા સુધી તેનો ઉપયોગ નથી

ભગવાન્ શ્રીઆદિનાથના પ્રથમ પુત્ર, પ્રથમ ચક્રવર્તી શ્રીભરતમહારાજાનો દાખલો સુવિદિત છે આરીસા ભુવનમા તેમને કેવલજ્ઞાન થયુ છે કાઇ કમીના છે ? આસન કપથી ઇંદ્ર મહારાજા ત્યા પધારે છે વ્યવહારનો સરજામ હવે થાય છે ઇંદ્ર તો અવિરતિ છે ને ! નવકારસી સરખુ પ્રત્યાખ્યાન કરવાનુ સામર્થ્ય, વજ્રધારી સ્વર્ગાધિપતિ એ ઇંદ્રમા છે ? નથીજ ! આટલુ છતા કેવલજ્ઞાની ભરત મહારાજાને ઇંદ્ર નમસ્કાર કરતા નથી ગુન્હેગારને શકના લાભનો બચાવ જરૂર છે અને એજ નિયમે વ્યવહારૂ આચરણ માટે બચાવ છે ઇંદ્ર છદ્મસ્થ છે તેથી ઉપયોગશૂન્ય છે એમ નથી પણ સ્પષ્ટ કહે છે કે "દીક્ષા લ્યો-પ્રવ્રજ્યાનો વેષ સ્વીકારો કે જેથી હુ વદન કરૂ"

ઇંદ્ર, અવિરતિ ઇંદ્ર કેવલજ્ઞાની ભરતમહારાજાને ચોકખે ચોકખુ આ રીતે કહે છે પોતે સ્વર્ગમાથી અહીં આવ્યા છે તેમનો મહોત્સવ કરવા, છતા એ બધુ ક્યારે ? વેષના સ્વીકાર પછી

બેરીસ્ટરને પણ કોર્ટમા ઝભ્ભો પહેરવો પડે છે એ ઝભ્ભા વિના ઊભા રહેવાનો હક નથી તેમ જેઓ ઉપદેશકપણાનો ઝભ્ભો (સ્વાગ-વેશ) ન ધારણ કરે તેમને ઉપદેશક તરીકેનો હક જૈન શાસન ન આપે તેમા આશ્ચર્ય નથી

卐　　　　卐　　　　卐

## ધર્મતીર્થની સ્થાપનાનો હેતુ !

### દ્રવ્ય તથા ગુણ કથંચિત્ ભિન્નાભિન્ન છે

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રવણ કરાવતા પુંડરીકાધ્યયનને પ્રકાશે છે દૃષ્ટાન્ત એકદેશીય હોય છે વાવડીને સ્થાને લોક જણાવવામા આવ્યા છે વાવડી તો જમીન ઉપર રહેલી છે શું લોક જમીન ઉપર રહ્યો છે ? ના, વાવડીમા સિદ્ધિનું સ્થાન નથી તેથી લોકમા પણ સિદ્ધિનુ સ્થાન નથી એમ મનાય ? ના, ઉપમાના સર્વ ધર્મો ઉપમેયમા ઘટાડાય નહિ દ્રવ્યદ્વારા દ્રવ્યની ઘટના કરી બતાવાય છે ધર્મને ઉદ્દેશીને, પાચમા પથિકના સ્થાને ભિક્ષુક કહેવામા આવ્યો છે અત્ર ઉપમામા દ્રવ્ય અને ઉપમેયમા ગુણ છે અત્યારસુધી તો દ્રવ્ય દ્રવ્યની ( સમાન દ્રવ્યની ) ઉપમા હતી પણ આ ઘટનામા દ્રવ્ય સાથે ગુણ છે શ્રીજિનેશ્વર દેવની સ્તુતિમા પણ ઉપમા તમામ દ્રવ્ય સાથે છે જેમકે સિંહસમાન, કમળસમાન, ગજસમાન વગેરે વગેરે આ સ્થાને ઉપમા છે દ્રવ્ય ની, ઉપમેયમા સયોજના છે ગુણની ભિક્ષુકને દ્રવ્યમા ગણ્યો જેઓ દ્રવ્ય તથા ગુણને સર્વથા ભિન્ન માને છે તેઓ માટે પ્રશ્ન છે ખરો, પશ્ચાત ખરી પણ સર્વથા ભિન્ન નહિ માનનાર જૈન દર્શનને એ પ્રશ્ન નથી જૈન દર્શન દ્રવ્ય તથા ગુણને કથંચિત્ ભિન્ન, કથંચિત્ અભિન્ન માને છે તેથી સબધક ત્રીજો ભેદ માનવો પડતો નથી

નૈયાયિક વૈશેષિકો તો તાતણાને ગુણ માને અને તેનાથી બનેલી આ મુહુપત્તિ તે દ્રવ્ય તે સમવાય દ્વારા એકઠા થયા આથી અહીં ત્રીજો સમવાય માનવો પડ્યો

જો દ્રવ્ય વિના ગુણ નથી તો પછી દ્રવ્ય સાથે ગુણને જોડવાનુ રહ્યુ ક્યા ? સત્ય સ્થિતિએ ગુણ અને દ્રવ્ય કથંચિત્ ભિન્નાભિન્ન રહેલા છે ધર્મરૂપી ગુણને દ્રવ્યની ઉપમા દેવામા વાંધો નથી કારણકે ભેદાભેદ છે ' ધર્મ ' ગુણ ધર્મી વિના હોતો નથી દયાનુ પાલન, હિંસાથી નિવૃત્તિ આ ગુણો, તેનો પાલક ગુણી ( કોઈ વ્યક્તિ ) હોય તો તેમા રહેને ! જ્ઞાનગુણ જ્ઞાનીમા, ચારિત્રગુણ ચારિત્રવાન્‌મા સમજવુ ધર્મ ધર્મી વિના ન રહી શકે તેવો ગુણ છે ધર્મીથી ભિન્નગુણ તે ધર્મજ નથી

### સીધો સબધ ગુણની સાથે છે

ભિક્ષુક ધર્મની અપેક્ષાએ કહેવામા આવ્યો છે જૈનધર્મ વ્યક્તિ માત્રને માનતો નથી માન્યતામા ગુણનુ ગૌરવ છે ગુણની અપેક્ષા છે જે વજ્રસ્વામીજીની ઇંદ્રોએ આરાધના કરી, તેમનો આત્મા દેવલોકમા ગયા બાદ એજ ઇંદ્રો એજ દેવતા ઉપર શાસન ચલાવેને ! આથી વજ્રસ્વામી આચાર્ય ની આશાતના થની મનાય ? નહિ ! જૈનશાસન સામાન્ય શરીર વ્યક્તિને તો નથી માનતુ પણ આત્મ-વ્યક્તિને પણ નથી માનતુ

શ્રી મહાવીર દેવ( તીર્થંકર )નો જીવ પૂર્વે પુષ્પ વિમાનમા તો ઈંદ્રાધીન જ હતોને ! વ્યક્તિથી સબધ રહી શકે નહિ એમ તો શ્રીતીર્થંકર દેવનો જીવ, કેરીમા પણ ( આબામા ) હોય તે ફળને ખાદ્ય તરીકે ન વપરાય તેની શી ખાત્રી ? તાત્પર્ય કે જૈન શાસન ' ધર્મગુણ ' પર નિર્ભર છે તીર્થંકર થનાર જીવ, મનુષ્યપણામા કેટલીયે વાર અવતરે છે પણ તે વખતે કાંઈ માતાને ચૌદ સ્વપ્ના આવતા નથી તીર્થંકરનામ-કર્મ નિકાચિત થયા બાદ, તેના ઉદયે તીર્થંકર તરીકેના ભવમા જ, તેમની માતા મગલમય ચૌદ સ્વપ્નો નિહાળે છે આ જ ન્યાયે તેમનો જીવ દેવપણામા હોય ત્યા તેમના ઉપર આજ્ઞા ચલાવનાર ઇદ્રને આશાતના લાગતી નથી

આ શાસનમા આકૃતિ, નામ કે દ્રવ્યની સાથે સબધ નથી ચરમ તીર્થંકર દેવનું નામ શ્રી મહાવીર છે ' મહાવીર ' નામ તો કેટલાયે મનુષ્યોના હોય અને તેમા મહાવીર નામનો નોકર પણ હોય-નોકરને તુચ્છકારથી પણ બોલાવાય જો નામથી સબધ હોય તો તો આ રીતે પણ આશાતના લાગે, પણ તેમ નથી ભાવના અનુસધાનવાળા નામની સાથે સબધ છે-નિસબત છે ખૂદ શ્રી મહાવીર દેવની મૂર્તિ, ઈતર મતવાળાએ ગ્રહણ કર્યા બાદ અપૂજ્ય રખાય તો આશાતના ખરી ? નહિ કેમકે આકાર અને મૂર્તિ તેજ છતા ધર્મપોષક તત્ત્વ ત્યાથી પલાયન થયુ છે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રને પોષનારી હતી ત્યા સુધી તે પ્રતિમા પૂજ્ય હતી, મૂર્તિ માન્ય હતી પણ તેજ મૂર્તિ અન્યની માલીકીમા જવાથી મિથ્યા તત્ત્વોને પોષનારી થવાથી, પાડા, બોકડાનો વધ લેનાર ગણાવાથી અમાન્ય, અપૂજ્ય, અસેવ્ય ઠરે છે આકૃતિ, નામ તથા દ્રવ્ય સાથે સીધો સબધ નથી સીધો સબધ ભાવ ( ગુણ ) સાથે છે શ્રી તીર્થંકરની આશાતના કરનારા ડૂબે કેમકે ગુણ ધારણ કરનાર આકૃતિની તે આશાતના છે

અત્ર પણ ભિક્ષુક, ભિક્ષુક તરીકે આરાધ્ય નથી, બેતાલીસ દોષથી રહિત આહાર લે તો પણ આરાધ્ય નહિ સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીથી યુક્ત હોય તો જ તે આરાધ્ય છે

## નિહ્નવને સુધારનાર શ્રાવક !

શ્રી મહાવીર દેવના વર્તમાન શાસનમા એક એવો નિહ્નવ પાકયો છે કે જેનો મત છેલ્લા અશને જ વસ્તુ ગણવાનો હતો તે માનતો કે-" આત્માના એક જ પ્રદેશમા જીવ ગણાય બાકીના લાખો પ્રદેશમા ( તે એક પ્રદેશ ઓછો હોય તો ) જીવ ગણાય નહિ, અર્થાત્ સપૂર્ણ પ્રદેશો હોય તો જ જીવ ગણાય કે જે સપૂર્ણતા એક જ પ્રદેશ કરે છે, અને તે છેલ્લો ! નવાણુ સુધી સો ન કહેવાય નવાણુમા સોમો અક ભળે ત્યારે સો કહેવાય અને તે ખસી જાય એટલે સો પણ ખસી જાય પાછા નવ્વાણુ કહેવાય "

કાર્ય અન્વય તથા વ્યતિરેકને અનુસરતુ જ હોય અન્વય વ્યતિરેક બન્ને અહીં લાગુ પડે છે માટી હોય તો ઘડો ઘડો હોય તો માટી તતુ હોય તો કપડુ કપડુ હોય તો તતુ

નિહ્નવના મતવ્યમા છેલ્લા સોમા અકમા જ સોપણુ છે, પણ તે વિચારતો નથી કે તે સોપણુ પ્રથમના નવ્વાણુને લઈને છે પ્રથમના નવ્વાણુ લઈ લેવામા આવે તો છેલ્લા સોમામા 'સો' પણ રહેવાનુ નથી જ આ ન્યાયને લક્ષમા ન લેતા તે નિહ્નવે છેલ્લા પ્રદેશમા જ આત્મા માન્યો છેલ્લાના પહેલા સર્વ પ્રદેશોમા આત્માનુ અસ્તિત્વ તેણે માન્યુ-સ્વીકાર્યું નહિ ઊહનુ ઓસડ નથી 'બસ આમ જ !' એવા હઠવાદીને સમજાવવાની કોઈની તાકાત નથી એક શ્રાવકને 'આનો બિચારાનો ભવ બગડશે' એવો વિચાર સ્ફુર્યો અને તેને માર્ગે લાવવાનો પ્રયત્ન કરવા વિચાર કર્યો. પોતાને ત્યા (ઘેર) જે દિવસે ખાસ જમણુ છે તે દિવસે પેલા નિહ્નવને પોતાને ત્યા ગોચરી લાવ્યો સવારથી જ નિમત્રણ આપ્યુ હતુ અને ગોચરીના સમયે ગોચરી માટે લાવ્યો પણ ખરો ! શ્રાવકે લાડવામાથી એક કણ, તેમજ દાળ, ભાત વગેરે સર્વ દ્રવ્યોમાથી કણ, કણ, વહોરાવ્યુ નિહ્નવ સાધુ ઉપાલભપૂર્વક કહે છે—"શુ મશ્કરી કરો છો ?"

શ્રાવક કહે છે "તમારા મત મુજબ તો મશ્કરી નથી, પણ વાસ્તવિક વિધિ છે તમે તો માત્ર છેલ્લા પ્રદેશે જ જીવ માનો છો ને ? તો તે ન્યાયે છેલ્લા કણના દાનથી સર્વદાન અપાઈ ગયુ !" પ્રત્યક્ષ પ્રમાણ પાસે પેલો કરે શુ ? તે પોતાની ભૂલ કબૂલે છે ભગવાનનો મત સ્વીકારે છે એટલે એ જ શ્રાવક ભક્તિપૂર્વક તમામ દ્રવ્ય વહોરાવે છે

તે મુનિ હતો, મહાવ્રતધારી હતો, ગોચરી બેતાલીસ દોષરહિત લેતો હતો પણ નિહ્નવ થવાથી તેમાથી તારકપણાનો ગુણ ટળી ગયો હતો તેથી પેલા શ્રાવકને આવુ નાટક કરવુ પડ્યુ જાણીને જ કર્યું છે નિહ્નવને ઠેકાણે લાવવાનો મુદ્દો હતો

સપૂર્ણ ગુણ વિનાના વેષને માનવાનુ વિધાન નથી

સાધુપણુ સાધુધર્મને લીધે છે અને માટે જ તે ન્યાયે જ પાચમા મુસાફરના સ્થાને ભિક્ષુક, સાધુ કહેવામા આવેલ છે

## કદાગ્રહથી કેટલી કદર્થના !!

શ્વેતામ્બરોને એક પણ નિયમિત નિયમમા જવુ પડતુ નથી સચેલકપણુ હોય કે અચેલકપણુ હોય, વસ્ત્રાદિ ઉપકરણ રાખે કે ન રાખે તોપણ સાધુપણુ હોય તો સાધુ માનવામા અડચણ નથી શક્તિમાન્ ઉપકરણ રહિત હોય તોપણ સાધુ શક્તિહીન ઉપકરણ સહિત હોય તોપણ સાધુ સાધુપણુ જોઈએ

દિગમ્બર ભાઇઓ તો નાગા(નગ્ન)ને જ સાધુ માને છે શ્રીઉમાસ્વાતિજી ભૂલ્યા એમ તેઓ માને છે ? सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग ને બદલે તેઓએ सम्यग् दर्शनज्ञाननग्नत्वानि मोक्षमार्ग કહેવુ જોઈતુ હતુ એમ કહેવુ છે ? નગ્નત્વ ઉપર જ તેઓની ચારિત્રની માન્યતા છે એક 'નગ્નત્વ'ના આગ્રહ (કદાગ્રહ) ખાતર, એક જુઠ્ઠાણા ખાતર અનેક જુઠ્ઠાણા બોલવા પડે છે એ જગતમા નિયમ છે, તેમ કેટલી બાબતોમા તેમ કરવુ પડયુ સ્ત્રીને મોક્ષ, અન્યલિંગે મોક્ષ, માધુકરી વૃત્તિ વગેરે સદતર ઉડાવી (ઉઠાવી) દીધી તેમના સાધુઓ ગૃહસ્થના ઘરે ભિક્ષા કરે લાવે નહિ: રાખે નહિ વિચારો કે બિમાર સાધુની દશા શી ! રીબાયા જ કરે ! ન રહી દયા, ન રહી વૈયાવચ્ચ, ન રહી બાળ, વૃદ્ધ, ગ્લાનાદિની ભક્તિ ! વિવેક વગરની જાનવરની જાતિ પણ, બચ્ચાને ખોરાક લાવી આપે છે-ખવરાવે છે વિગલેન્દ્રિયમા, કીડી, માખીમા પણ અગ્રેસરની પાછળ ટોળુ જાય છે અહીં તો તેવુ કશું જ નહિ ! ન વિવેક ! ન વિનય ! ન મર્યાદા ! ગૃહસ્થને ત્યા ગોચરી કરે, કોળીયે કોળીયે હાથ ધૂએ, ત્યા પાણી ઢોળાય, ગદકી થાય આ બધુ માત્ર પાતરા ન રાખવાના કારણે જ ને ?

## ધર્મતીર્થ !

મૂલ મુદ્દે આવો ધર્મ રત્નત્રયી રૂપ છે વાવડીનો કાઠો તે તીર્થ-ધર્મ એ જ તીર્થ જેનાથી તરાય તે તીર્થ છે ધર્મ, તીર્થ હોવા છતા ધર્મતીર્થ કહેવાની જરૂર ? જીવમા અનાદિથી સત્તાથી ધર્મ સમ્યગ્દર્શનાદિ છે કે નહિ ? જો ન હોય તો દર્શનમોહનીય કર્મ કેમ માની શકાય ? જો આત્મામા ચારિત્ર ન હોય તો તેને મુઝવનાર ચારિત્ર મોહનીય કર્મની માન્યતા શી રીતે ટકે ? કેવળ જ્ઞાનાવરણીય કર્મ, કેવળ દર્શનાવરણીય કર્મ ત્યારે જ મનાય કે જેને આવરણ કરવાનુ હોય તેવુ હોય આત્મામા વસ્તુ તમામ વિદ્યમાન્ છે નવી ઉત્પન્ન કરવાની નથી ગોખલામા દીવો હતો પણ આડે ઉપર કમાડ હતું તેથી ઉદ્યોત ઢકાઈ ગયો હતો-અધારૂ વ્યાપ્યુ હતુ=કમાડને ખસેડયુ, અધારૂ ચાલ્યુ ગયુ, અજવાળુ થયુ, પ્રકાશ પથરાયો દીવો નવો નથી કર્યો પ્રથમ તે ઉપયોગમા આવતો નહોતો એટલુ જ આત્મામા કેવલજ્ઞાન છે પણ અવરાયેલુ છે, દબાયેલુ છે આવરણ દૂર થાય, કેવળજ્ઞાનાવરણીય કર્મો દૂર કરવામા આવે એટલે તરત તે દિવ્ય જ્ઞાન ઝળહળે-પ્રગટ થાય સમ્યગ્ દર્શન, સમ્યક્ ચારિત્રાદિ તમામ આત્મામા તો છે જ આવરણ દૂર કરવાની જ જરૂર છે આત્મસત્તાથી રત્નત્રયીને ધારણ કરે છે પણ આવરણને અલગ કરવાની તાકાત આત્મા ધરાવતો નથી જો તે તાકાત હોય તો અનાદિથી નિગોદમા રખડવુ પડત નહિ તે સામર્થ્ય શ્રીજિનેશ્વર દેવે સ્થાપેલા તીર્થમા છે તેનો ઉપયોગ કરતા આવડવો જોઈએ આધળાથી સૂર્યના કિરણોનો ઉપયોગ ન થાય તેથી સૂર્યનો દોષ ગણાય નહિ તેમ આત્મીય ગુણોને પ્રગટાવવા, પ્રકાશમાન્ કરવા, ઝળહળાવવા, શ્રીતીર્થંકર દેવોએ ધર્મતીર્થની સ્થાપના કરી છે लोगस्स उज्जोअगरे धम्मतित्थयरे

જિણે (નામસ્તવ ગા૦ ૧)। માલ મિલકત તો બધાની પાસે છે પણ લુટારાના ભયથી કોઈ જમીનમાથી બહાર કાઢતુ નથી લુટારા જાય કે તરત ધનના ઢગલા નજરે પડે કર્મો ખસે કે તરત આત્માના આત્મામા રહેલા ગુણો ઝગમગે કર્મોની કાતીલ ક્રૂરતાના કત્લેઆમ કરનાર ( તેનુ નીકદન વાળનાર ), ધર્મતીર્થની સ્થાપના દ્વારા, શ્રીજિનેશ્વર દેવ જ છે આ સ્થાપનામા ભિક્ષુ અને ધર્મ બન્ને રહેવાના તેમનો આધાર ધર્મતીર્થ છે વાવડીના કાંઠાના સ્થાને ઉપનયે ધર્મતીર્થ ! ! !

卐 卐 卐

## આત્માના ગુણોને પ્રગટાવનાર ધર્મતીર્થ છે !

### વેરી પણ સાધુવેશથી વદ્ય બને છે !

શાસ્ત્રકાર મહર્ષિ શ્રીમતસુધર્માસ્વામીજી મહારાજા ભગવાન્ મહાવીરદેવ પાસે સેવા કરતા તેમના સ્વમુખે જે સ્વરૂપે શ્રવણ કર્યુ તે જ સ્વરૂપે શ્રીજબૂસ્વામીજીને શ્રવણ કરાવે છે ભિક્ષુક એ દ્રવ્ય છે અને ધર્મ એ ગુણ છે અધિકાર ત્યાસુધી ચાલી ગયો છે

ધર્મી એ સ્વરૂપ ( આકૃતિ ) તરીકે માનવાનો નથી પણ ભાવ તરીકે માનવાનો છે, એટલે કે તેને ગુણને લઈને માનવાનો છે અગીયારમે ગુણસ્થાનકે ઉપશાન્તમોહનીય હોય ત્યારે વીતરાગ જેવો મનાય અને તેને વદન કરવામા સમ્યક્ત્વ મનાય તે પડે તો પાછો મિથ્યાત્વે જાય-અથડાય અને તેને વદન કરવાથી મિથ્યાત્વ વળગે ! કૃષ્ણજીને અત્યારે વદન કરવાથી મિથ્યાત્વ છે પણ તે તીર્થકર દેવ થવાના છે તે દૃષ્ટિએ વદન કરવાથી મિથ્યાત્વ ન લાગે પણ સમ્યક્ત્વની વૃદ્ધિ થાય આરાધના દ્રવ્યની અપેક્ષાએ નહિ, પણ ગુણની અપેક્ષાએ કરાય છે ચોર વદ્ય નથી, નિદ્ય છે પણ ચોરી કરીને આવેલો એ જ ચોર, જો પ્રવ્રજિત બને, ત્યાગ અગીકાર કરે, ચૌર્યાદિ પાપોનો પરિહાર કરે, દીક્ષા લે કે તરત વદ્ય બને છે

ભરત બાહુબલીનુ યુદ્ધ, મમત્વથી જ હતુ બાહુબલિજીએ જ્યા લોચ કર્યો કે તરત ચક્રવર્તી ભરતજી, છ ખડના માલીક ભરત મહારાજા, ત્યા પોતાનુ મસ્તક ઝુકાવે છે, હાથ જોડે છે, સ્તુતિ કરે છે ! શાથી ? સાધુપણાના સ્વીકારથી

મેતાર્ય મુનિ શ્રેણિક મહારાજાના જમાઈ હતા ક્રૌચ પક્ષી જવલા ચરી ગયો છે વગેરે વૃત્તાત પ્રસિદ્ધ છે સોનીએ મુનિના મસ્તકે વાધરડી બાધી ( કેમકે પોતે, વ્હોરવા આવેલા મેતાર્ય મુનિને ઓરાવવાની ગોચરી લેવા ઘરના અદરના ભાગમા ગયો ત્યારે ક્રૌચપક્ષી, સુવર્ણ જવને ચરી ગયો હતો આ જવ રોજ શ્રીજિનેશ્વરદેવના પૂજન માટે ૧૦૮ ની સખ્યામા શ્રેણિક નરેશ માટે બનાવવામા આવતા હતા સોની બહાર આવ્યો, જવ ન જોતા તેને મુનિ ઉપર વ્હેમ આવ્યો અને તેણે આ દુષ્કૃત્ય કર્યુ ! ) મુનિ તો સમભાવે સહન કરે છે, નિર્વાણ પામી કલ્યાણ કમલાને વરે છે લાકડાના ધડાકે

ભડકેલો ક્રૌચ પક્ષી જવલા બહાર કાઢે છે સોની ચમકે છે શ્રેણિક નરેશના ડરથી દીક્ષા લે છે સાધુવેશ અગીકાર કરે છે મહારાજા શ્રેણિક નરેશ સ્પષ્ટતયા સમજે છે કે માત્ર પ્રાણના ત્રાણ (બચાવ) ખાતર સોનીએ સાધુવેષ સ્વીકાર્યો છે, છતા ક્રોધ શમાવે છે કહી દે છે કે–'જો સાધુપણાનો ત્યાગ કરીશ તો ઘાણીમા પીલીશ!' જે સોની દુષ્કૃત્યના હિસાબે વધ્ય હતો તેજ વધ્ય બન્યો! વેરી પણ વધ્ય સાધુપણાથી બન્યો! પાચમા પથિકના સ્થાને વ્યક્તિરૂપે ભિક્ષુકની યોજના નથી પણ ધર્મની જ ભિક્ષુક તરીકે સ્થાપના છે

## આત્મગુણોને પ્રગટાવવામા મ્હાયક ધર્મતીર્થ છે!

ધર્મ એ તીર્થ છે ધર્મ વિના કોઇ તીર્થ નથી શ્રીતીર્થંકરદેવની સ્તુતિમા પણ ધમ્મતિત્થયરે એમ બોલવામા આવે છે ધર્મ એ તીર્થથી ભિન્ન નથી અહીં ઉપનયમા કાઢો તે ધર્મતીર્થ ભિક્ષુક તે ધર્મ એ શી રીતે?

આત્મામા હમેશા ધર્મ સત્તારૂપે રહેલો છે સત્તાથી તો સર્વ જીવો સિદ્ધ સમાન છે કોઈપણ જીવમા સત્તાની દૃષ્ટિએ સિદ્ધાત્મા કરતા ઓછા ગુણો નથી સિદ્ધના જીવોમા સર્વગુણો પ્રગટ છે સસારી જીવોના તે ગુણો અવરાયેલા છે કેવળજ્ઞાન, કેવળદર્શન, વીતરાગપણું, અનતવીર્ય, શાશ્વત્ સુખ વગેરે ગુણો સિદ્ધના જીવોને સ્પષ્ટ છે સસારી જીવોના તે ગુણો જ્ઞાનાવરણીયાદિ કર્મોએ દબાવી દીધેલા છે સત્તામા રહેલા આ ગુણોને પ્રગટાવનાર, પ્રગટાવવામા સહાય કરનાર ધર્મતીર્થ છે શાસનજ (તીર્થજ) ધર્મને પ્રગટ કરનાર છે જો આમ છે તો 'અતીર્થસિદ્ધ' એવા ભેદની સિદ્ધિ કઈ રીતે માનવી? તીર્થના વ્યુચ્છેદ સમયે જેઓ કેવળજ્ઞાન પામીને મોક્ષે જાય છે, તેમને શાસનનુ આલબન નથી કેમકે તે વખતે શાસનોત્પત્તિ નથી એ દૃષ્ટિએ 'અતીર્થસિદ્ધ' ભેદ પણ સિદ્ધ છે તર્કને લબાવી શકાય છે એ રીતે સિદ્ધ થનારે પૂર્વે તો ધર્મારાધના કરેલીને? એક ક્યારામા વાવવામા આવેલી ડાગરને ફરી મારફત બીજે સ્થાને ઉગાડવામા આવે છે, બીજા અન્ન તે રીતે ઉગાડી શકાતા નથી દાણાના પ્રતાપે પણ ડાગર ઉગે તે હિસાબે આ ભવનુ નહિ તો પૂર્વભવનુ ધર્મારાધન હોય તો તીર્થનુ આલબન ભવાતરની દૃષ્ટિએ તો છેજ શ્રી મરૂદેવા માતા જે પ્રથમ કોઇ વખત મનુષ્ય જન્મ પામ્યા નથી, અરે! ત્રસપણું પામ્યા નથી તેમને તીર્થાલબન ક્યા હતુ? આ ભવમા પણ તીર્થનો સ્થાપના તો પછી આદિનાથ ભગવાને કરી છે, અર્થાત્ કવિજનો પણ કહે છે કે–"માતા હો તો આવી હો કે જે પુત્રે પસદ કરેલી મુક્તિ–વધૂને જોવા શીઘ્ર જાય છે પુત્રો હો તો આવા હો કે જે વર્ષોના તપથી મેળવેલી અનન્ય લક્ષ્મી પ્રથમ માતાને સમર્પણ કરે છે!"

પર્વાધિરાજ શ્રીપર્યુષણાના વ્યાખ્યાનોમા દશ અચ્છેરા કહેવામા આવે છે તેમા આ ઘટના ગણાવી નથી અર્થાત્ આને આશ્ચર્ય ગણ્યુ નથી શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, પચવસ્તુમા સ્પષ્ટતયા આ બનાવને આશ્ચર્ય [illegible] છે (પંચવ૦ ગા૦ ૯૨૩, ૯૨૪) કેમકે

અનતા દ્રવ્ય ચારિત્ર વિના ભાવ ચારિત્ર હોય-થાય નહિ મરુદેવા માતાને પ્રથમ મનુષ્ય ભવમા ભાવ ચારિત્રની પ્રાપ્તિ એ જ આશ્ચર્ય ! જગતમા પણ નિયમ છે કે ઘુંટ્યા, લખ્યા, વાચ્યા કે શીખ્યા વિના આવડે નહિ પાચ, પચાસ વખત ગોખણપટી કરવામા આવે ત્યારે યાદ રહેવા જેવુ પાકુ થાય ભાવ ચારિ। પણ અનતી વાર દ્રવ્યચારિત્રના અભ્યાસ પછી પ્રાપ્ત થાય છે

## ભાવ ચારિત્રની પ્રાપ્તિ અનતા દ્રવ્ય ચારિત્રોથી છે

સૂત્રકારોએ સર્વ જીવોની નવ ગ્રૈવેયકમા અનતી વખત ઉત્પત્તિ કહેલી છે સમ્યકત્વ ધારીની તથા દેશવિરતિધારીની મર્યાદા બારમા દેવલોક સુધી છે નવ ગ્રૈવેયકમાના પ્રથમ ગ્રૈવેયકમા પણ સાધુપણા વિના જઇ શકાતુ નથી 'સર્વ જીવોની નવ ગ્રૈવેયકમા અનતી વખત ઉત્પત્તિ છે' એવુ સૂત્રકારનુ કથન સિદ્ધ કરે છે કે દ્રવ્ય ચારિત્રની પ્રાપ્તિ અનતી વાર થઇ હોવી જોઇએ

લુહાર લોઢુ કાપવામા ઘણુ ઉપરાઉપરી માથે જ જાય છે એ લોઢુ કાઇ એક ઘાથી કપાતુ નથી પચાસ કે સો ઘાથી લુહાર લોઢાને કાપે છે જ્યા સુધી તે લોઢુ નથી કપાતુ ત્યા સુધી ઘા મારે છે "આ ઘા મારવાથી તો કાઇ વળતુ નથી" એમ કહીને ઘા મારતા તે અટકતો નથી તે જાણે છે કે લોઢાને કાપવુ જ છે તો કપાય ત્યા સુધી ઘા મારવા જ જોઇએ અલબત્ત કપાઇને ટુકડો તો છેલ્લા ઘાથી અલગ થશે પણ છેલ્લા ઘાના તે કાર્યમા પ્રથમના તમામ ઘાનો ફાળો છે જ ! તેજ રીતિએ વજરૂપ કર્મો કાપવામા કટાળાય નહિ કામ તો ભાવચારિત્રથી થવાનુ છે પણ ભાવચારિત્ર તો લુહારના છેલ્લા ઘા જેવુ છે પહેલા તો દ્રવ્ય ચારિત્રો જ હોય અનતા દ્રવ્ય ચારિત્રો ભાવ ચારિત્રને લાવનાર છે "મારુ શ્રેય આનાથી થવાનુ" આવી ભાવના માર્ગને અનુસરનારની હોય પણ માર્ગથી વિમુખ થયેલાઓ, ખાનપાનમા-પહેરવા ઓઢવામા આનદ માની ધર્મી ગણાવવા ઇચ્છનારાઓ દ્રવ્ય ચારિત્રની કિમત ઘટાડે છે

## માર્ગે નહિ ચાલવા છતા મહત મનાવવા ઇચ્છનારાઓ ઠગાઈનો આશ્રય લે છે !

પોતાને આદરવુ ન પડે માટે તેવો વર્ગ બોલ્યા કરે છે કે-"એવા ચારિત્રો તો અનતા કર્યા ! મેરુ પર્વત જેટલા ઓઘા મુહુપત્તિ લીધા પણ વળ્યુ શુ ?" તેઓને જરા પૂછો કે-ભલા ભાઇ ! સામા ય બુદ્ધિ પણ ધરાવે છે કે બુદ્ધિનુ દેવાળુ જ કાઢ્યુ છે ? વ્યાપારમા ઝીણી બુદ્ધિ ધરાવનાર, રોજમેળ, આવરો, ખાતાવહી, સુધાવહી, વ્યાજવહી અનેક વહીઓનો વહીવટ કરનાર વ્યાપારી ! લેખા આગળીના વેઢે ગણનાર હિસાબી ! ભવ ચારિત્રના વધારે કર્યા કે વિના ચારિત્રના ? ચારિત્રના પરિણામે દેવલોકની પ્રાપ્તિ હતી અને વિના ચારિત્રના ભવોથી આખર પરિણામે દુર્ગતિ જ હતી કે કાઇ બીજુ ?

અનતી વખત નિગોદમા જવુ પડયુ નથી ? મોક્ષની વાત તો પછી પણ આટલી સારી વ્યવહાર વાત ને મમત્વ તો આવો વિરોધ હોઇ શકે ? ખરી વાત એ છે કે બિચારાઓને ત્યાગ કરવો નથી અને મનાવુ છે મોટા સુરબ્બીઓ !

વગર ધધે કોથળી ( દ્રવ્યની ) જોઇતી હોય તો ધાપ મારવાની બુદ્ધિ થાય ! માર્ગે ચાલવુ નહિ અને મહત્ત ગણાવુ હોય તો ઠગાઇનો આશ્રય લેવો પડે

‘ અનતી વાર દ્રવ્ય ચારિત્રથી વળ્યુ શુ ? ’ એમ કહી, તેવાઓ એમ જણાવવા ઇચ્છે છે કે તે કરવાની જરૂર નથી પોતે અધ્યાત્મી કે તત્વવેત્તા હોવાનો ડોળ દેખાડી કહે છે કે–‘ દેવલોકથી શુ ! મોક્ષ મળ્યો ? ’ પ્રથમ પ્રશ્ન એ છે કે બીજ મોક્ષનુ વાવ્યુ છે ? જમીન તો વીસ વીસ વીઘાની છે, વરસાદ સારામા સારો છે, પણ વાવેતર ન કરાય તો અનાજ થાય કયાથી ? ઘાસ જ ઊગે ! તે જ રીતિએ ભવ્યજીવરૂપી ક્ષેત્રમા તથા દ્રવ્ય ચારિત્રમા ખામી નહોતી શ્રીજિનેશ્વર દેવના ધર્મરૂપી વૃષ્ટિ પણ શ્રેષ્ઠ હતી પણ મોક્ષની ઇચ્છારૂપી બીજ વિના તે ફલ થાય કયાથી ?

મોક્ષની ઇચ્છાથી કરવામા આવેલી સર્વવિરતિ તથા દેશવિરતિની કરણી અનતી વખત થઇ નથી, થતી નથી, થશે પણ નહિ ! સર્વવિરતિ કે દેશવિરતિની જે ક્રિયા અનતી વાર થઇ, થાય છે કે થશે તે મોક્ષની ઇચ્છા વિનાની સમજવી !

## મોક્ષની ઇચ્છારૂપી બીજ વવાય તો મોક્ષરૂપી ફળ જરૂર મળે !

મોક્ષબુદ્ધિથી લેવાતા ચારિત્રનુ ફળ એ છે કે તે ચારિત્ર લેનારને આઠ ભવથી વધારે ભવ થતા નથી

ભગવાન્ શ્રી મહાવીર દેવના પૂર્વ ભવના શત્રુ કે જેને શ્રી ગૌતમસ્વામીજીએ પ્રતિબોધ પમાડી દીક્ષા આપી તે બીના સૌને સુવિદિત છે પોતાની સાથે ગત ભવના વૈર ભાવના કારણે પોતાથી પ્રતિબોધ ન પામે તેવી પરિસ્થિતિ હોવાથી, એક ખેડુતને પ્રતિબોધ કરવા સ્વય ભગવાન્ આજ્ઞા કરી ગણધરેશ શ્રીગૌતમસ્વામીજી મહારાજાને મોકલે છે લબ્ધિના નિધાન શ્રી ગૌતમસ્વામીજી ત્યા પધારે છે ઉપદેશે છે અને દીક્ષા આપે છે દીક્ષા આપ્યા બાદ એ તારક ગુરૂ પોતાના તે શિષ્યને કહે છે–“ ચાલો, હવે ગુરૂદેવને વદન કરવા ! ” ખેડુત શિષ્ય પૂછે છે “ ગુરૂદેવ ! શુ હજી બીજા પણ ગુરૂ છે ? ”

ગૌતમસ્વામીજી “ વત્સ ! હા ! તારા અને મારા બન્નેના ગુરૂદેવ વિરાજમાન છે ! દર્શન કર ! પાવન થા ! ! ”

તેને સમવસરણ સુધી લાવે છે ત્યા ભગવાન્ શ્રી મહાવીર દેવને જોતા જ, પૂર્વ ભવનો દ્વેષ ઉદયમા આવતા, તે નૂતન દીક્ષિત મુનિ ( ખેડુત ) ઓઘો મુહપત્તિ પાછા આપે છે એટલુ જ નહિ પણ ભગવાન્ ઉપરનો દ્વેષ શ્રી ગૌતમસ્વામીજી પ્રત્યે ઉતારતા

કહે છે "આ તમારા ગુરૂ! પહેલુ કહેવુ હતુ ને! જો આજ તમારા ગુરૂ હોય તો આ તમારો ઓઘો અને મુહપત્તિ તમને મુબારક!!"

ઉપાધ્યાયજી મહારાજા શ્રીમદ્યશોવિજયજી અહીં ખુલાસો કરે છે કે–તે પ્રસગે ભગવાન્ ગૌતમસ્વામીજીને કહે છે "હે ગૌતમ! જો ત્યા સમ્યકત્વ પ્રદાન હોત તો તે અર્દ્ધ પુદ્દગળ પરાવર્તે મોક્ષે જાત પણ તે દીક્ષા મોક્ષની બુદ્ધિથી હતી માટે આઠ ભવમા તે નક્કી મોક્ષે જશે"

એવુ ચારિત્ર આઠ વખત આવે એમ હોય તો આ પાચમી વખતનુ કે સાતમી વખતનુ એ પ્રતીતિ, જેમ અકુરા, ઘાસ વગેરેનુ સ્વરૂપ જોવાથી અનાજ વાવવાનો વખત અનુમાની શકાય, તેમ ભાવોની ઉચ્ચતાથી થઈ શકે છે

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચદ્રસૂરીશ્વર મહારાજા કહે છે કે–"હે ભગવન્! સુષમકાલ પણ અમને આપના શાસન વિનાનો ગયો–ન ફળ્યો પણ આ દુષમકાલ આપના શાસન વડે અમને ફળ્યો!!! (वीतरागस्तोत्र प्र० ९ श्लो० २)" આ રીતે કલિકાલસર્વજ્ઞ ભગવાન્, શાસનની અપૂર્વતા વર્ણવે છે

પેલા ખેડુતની કાર્યસિદ્ધિ કારણ પામીને થવાની છે એમ ભગવાને કેવળજ્ઞાનથી જાણ્યુ હતુ માટે જ ગૌતમસ્વામીજીને પ્રતિબોધ કરવા મોકલ્યા હતા સમવસરણ જોઇ એ નાસી જવાનો છે એ પણ એ તારક દેવાધિદેવ જાણતા જ હતા સાથે સાથે આઠમા ભવે મોક્ષ પણ તેમની દૃષ્ટિમા નિશ્ચિત જ હતો अट्ठभवाउ चरित्ते ચારિત્રના (ભાવ ચારિત્રના) ભવો આઠ જ! આ નિયમ નિશ્ચિત છે

સમ્યકત્વવાળાને અસખ્યસહસ્રપૃથકત્વ ભવ અને દેશવિરતિ અખડ હોય તો ચારિત્રની બરોબર આઠ ભવ

ક્ષેત્ર ભવ્યજીવ રૂપ હોય, વરસાદ જિનવાણીરૂપ હોય, મોક્ષની ઇચ્છારૂપી બીજ વવાય તો ફળ જરૂર મળે વાવ્યા વિના ફલની વાતો વાહીયાત છે

મરૂદેવા માતાની ઘટનાનુ આશ્ચર્ય, દશ અચ્છેરામા નથી જણાવામા આવ્યુ પણ તે દશ મોટા બાકી નાના એમ બીજા ઉપલક્ષણોથી પણ તેને આશ્ચર્ય સમજી લેવાનુ! પચ વસ્તુમા શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા આ પ્રમાણે જણાવે છે (पचव० गा० ९२५, ९२६)

આત્મામા ધર્મરૂપ વસ્તુ અનાદિ કાળથી સત્તામા રહેલી છે પણ ધર્મતીર્થના આલબનથી તે પ્રગટ થાય છે ક્ષાયોપશમિક ભાવ તે ધર્મ છે પણ તેના આધારરૂપ આલબન ધર્મતીર્થ છે

ભિક્ષુક પ્રાણ ધારણ કરે કર્માનુસાર, ચારિત્ર લે કર્મના ક્ષયોપશમે પણ તેમા ટકે ધર્મતીર્થના આલબનથી જ!

શ્રીજિનેશ્વરદેવે સ્થાપેલુ રત્નત્રયી આદિ રૂપ શાસન તે જ ધર્મતીર્થ છે! પાચમા પથિકનો આધાર જેમ કાઠો છે તેમ ધર્મનો આધાર ધર્મતીર્થ છે

卐 卐 卐

## કર્મના ક્ષય કે ક્ષયોપશમનુ ધ્યેય માત્ર જૈનદર્શનમાં જ છે.

## નમો અરિહંતાણ યાદ આવે એવા સસ્કાર જોઈએ.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીને શ્રીશ્રુતસ્કધનું શ્રવણ કરાવતા, પોતે તેમની પાસે કયા સ્વરૂપે કહે છે, તની પ્રસ્તાવના કરીને, અર્થાધિકાર કહે છે તેમા પુડરીકાધ્યયનનો અધિકાર ચાલે છે

ઉપનયમા વાવડી તે લોક ! જલ તે કર્મ ! કચરો તે કામભોગ ! નાના કમળો તે દેશ તથા નગરના લોકો ! મોટુ કમળ તે રાજા ! ચાર દિશાના ચાર મુસાફરો તે અન્ય તીર્થિકો ! તે કોણ ? તરવાના સાધનોને મૂકીને બીજે રસ્તે ગયેલાઓ તે, કષાયી જીવો, કર્માધીન જીવો, સમ્યકૂત્વ કે દેશવિરતિ છતા તરવાના સાધનોને જેઓએ છોડી દીધા છે તેવા જીવોનો પણ તેમા સમાવેશ થાય છે

કર્મોનો ક્ષયોપશમ એ જૈનોનો મુદ્રાલેખ છે દરેક જૈને તે યાદ રાખવાનુ છે કે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વિગેરે દરેક અનુષ્ઠાનમા હેતુ કર્મના ક્ષયોપશમનો છે, તેથી જ ડામા-ધ્વજમા-પતાકામા નમો અરિહંતાણ એ સપ્તાક્ષરી મત્ર છે કાયોત્સર્ગ પારતા પહેલા તેજ બોલાય છે વધારે ન બોલાય તો પણ નમો અરિહંતાણ તો બોલવાનું જ ! પછી જ કાયોત્સર્ગ પરાય છે

બગીચામાથી બીજોરાનુ ફળ લેવા જનાર દરેકને યક્ષ મારી નાખે છે તે ફળ લેવા જનાર શ્રાવકને, મૃત્યુના મુખમા પ્રવેશતા નમો અરિહંતાણ યાદ આવે એ કેવા અને કેટલા પ્રમાણમા સસ્કાર ! ઓડકાર આવે ત્યારે, બગાસુ કે છીંક આવે ત્યારે, ખાસી આવે ત્યારે, માર્ગમા ઠોકર લાગે ત્યારે તરત નમો અરિહંતાણ યાદ આવે, વગર યાદ કરે એજ પદનુ ઉચ્ચારણ થઈ જાય ત્યારે સમજવુ કે સસ્કાર પડ્યા છે જ્યા આટલી સ્ખલનામા તે પદ યાદ ન આવે તો ભયકર હાલતમા ક્યાથી યાદ આવે

આવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યા સુધીની ધર્મકરણી સસ્કાર વિનાની સમજવી માદગીમા, જરા ચસકો આવતા, તાવની પીડા વગેરેમા 'ઓ મા ! ઓ બાપ !' (જેને મરી ગયા વર્ષો થયા હોય) તે યાદ આવે છે નમો અરિહંતાણ યાદ કેમ નથી આવતુ ? જેના સસ્કાર છે તે વસ્તુ યાદ આવે છે !

આ દેશનો એક વેપારી લકાના રાજાની સભામા જાય છે છીંક આવતા તે નમો અરિહંતાણં ઉચ્ચારે છે, જે સાભળી રાજાની પુત્રીને જાતિસ્મરણ જ્ઞાન થાય છે, અને પછી તેણી ભરૂચ (ભૃગુકચ્છ) મા શકુનિવિહારનો ઉદ્ધાર કરે છે વિચારો ! છીંક વખતે નમો અરિહંતાણ નો ઉચ્ચાર લાગલોજ (તરતજ) થાય તે કેવા સુદઢ સસ્કાર ! ! !

કર્મનો ક્ષય કરવો એ મુદ્રા લેખ જો ધ્યાનમા ન રહે તો ધારેલુ કામ કરી શકાય

નહિ તરવાના ધ્યેયથી ખસી જવાય, વાવટાથી દૂર રહેવાય, મુદ્રાલેખ ભૂલી જવાય આ બધુ ચોથા, પાચમા તથા છઠ્ઠા ગુણસ્થાનકે બનવુ સભવિત છે કેમકે ત્યા પ્રમાદ વર્તમાન છે

અન્યતીર્થિક એટલે બીજા તીર્થમા ભળી ગયો અર્થાત્ જૈન શાસનને છોડી બીજા શાસનને વળગ્યો જૈનદર્શનમા પ્રેમ, પ્રીતિ, ભક્તિ, પ્રાર્થના છે તમામ પણ ઇતરથી અહીં ભેદ હેતુમા છે અહીં એ તમામ પ્રશસ્ત રાગ માત્ર કર્મક્ષય માટે છે ચૈત્યવદનમા બોલાતુ જયવીયરાય સૂત્ર તે પ્રાર્થના-સૂત્ર છે તેમા બોલવામા આવે છે કે होउ मम तुह पमावओ मयव 'હે ભગવાન્! તમારા પ્રભાવથી મને આ હો!' પ્રાર્થના ખરી પણ પ્રાર્થનામા માગણી કઈ? मवनिव्वेओ 'ભવનિર્વેદ!' વગેરે પ્રણીધાન સૂત્ર કહી પ્રાર્થના કરવામા આવે છે તમામનુ ધ્યેય કર્મનો ક્ષયોપશમ છે એ ધ્યેયને ભૂલીને માત્ર ભક્તિ, પ્રેમ કે પ્રાર્થનાનેજ પકડે તેઓ તરવાનુ સાધ્ય ભૂલી ગયા છે પ્રેમ, ભક્તિ, પ્રાર્થના એ તરવાના સાધન ખરા પણ કર્મના ક્ષયોપશમદ્વારા ઇતરમા કૃષ્ણાર્પણ અર્થાત્ સમર્પણને ભક્તિ કહી પણ મુખ્ય મુદ્દો મૂકી દેવાયો છે રકમો આખી લખી પણ સરવાળા વિના લેણા-દેણાનો આકડો શી રીતે માલમ પડે?

## ભક્તિનો હેતુ કર્મક્ષયનો છે.

ભક્તિ કર્મક્ષય માટે છે, ભક્તિનો હેતુ કર્મક્ષયનો છે માટે એ સ્પષ્ટ છે કે કર્મક્ષય બાદ ભક્તિ કરવાની હોતી નથી

જેમને કેવલજ્ઞાન થયુ છે તેવા ચૌદસો તાપસોને ગૌતમસ્વામીજીએ ભગવાન્ મહા વીરદેવને વદના કરવા કહ્યુ ( દીક્ષા ગુરૂ પોતેજ છે, આજ્ઞાના અધિકારી છે ) ત્યારે ભગવાને આશાતના થતી હોવાનુ જણાવી ગૌતમમહારાજા પાસે કેવલિઓ પ્રત્યે મિચ્છામિ દુક્કડ દેવરાવ્યો ( પર્વ ૧૦ સ૦ ૯ શ્લો૦ ૨૫૫ ) તાત્પર્ય કે ભક્તિ કર્મક્ષય માટે છે પણ કર્મક્ષય થઈ ગયા પછી ભક્તિની જરૂર નથી

તેજ રીતિએ પ્રેમ માટે સમજવુ નિદ્રામાથી જાગતા શ્રીનમસ્કારમત્ર યાદ ન આવે તો તેટલી જૈનત્વમા ખામી છે

ब्राह्मे मुहूर्त्ते उत्तिष्ठेत्, परमेष्ठिस्तुतिं पठन्० ( यो० शा० प्र० ३ श्लो० १२२ ) ક્રિયાપદ ન વાપરતા, કૃદતનો પ્રયોગ કર્યો છે

નિત્ય નિયમમા સસ્કાર ન આવે તો અકસ્માત્‌મા આવે જ ક્યાથી? પરમેશ્વરની સ્તુતિ ભણતા ભણતા ઊઠવુ જોઈએ ઊઠતા એજ સસ્કાર હોવા જોઈએ હવે પ્રાત કાલમા વસ્ત્રની કદાચ શુદ્ધિ ન પણ હોય તો પણ તે વખતે શ્રીપચપરમેષ્ઠિનમસ્કારમત્રનુ સ્મરણ અવશ્ય કરવુ જોઈએ

આવા ગાઢ સસ્કારવાળો કર્મના સિદ્ધા તથી ખસે નહિ

કેવલીઓ, ક્ષીણમોહીઓ नमो अरिहंताणं બોલતા નથી જૈન શાસનમા કર્મક્ષયના

કારણરૂપ પ્રેમને સ્થાન છે જે પ્રેમથી કર્મક્ષય કરવો ન હોય તેવા પ્રેમને સ્થાન નથી કર્મક્ષયનુ ધ્યેય જેમા ન હોય તેવી પ્રાર્થનાને જૈનદર્શનમા સ્થાન નથી

ઇતરોમા તો માત્ર પ્રાત કાલે પ્રાર્થના કરી એટલે પત્યું! પછી મધ્યાહ્નાદિ સમયે કાઇ ન કરે તો ચાલે છે

રસોઇ કર્યા વિના ચૂલો સળગાવનારની કિંમત કોડીની નથી?

કર્મક્ષય વિનાની ભક્તિ, પ્રાર્થના કે પ્રેમની કિંમત કોડીની નથી?

**પ્રશ્ન—ત્યારે શુ આવી ઉંચી સમજણ હોય તો ભક્તિઆદિ બધુ નકામુ જ ને?**

મહાનુભાવ! નાના બાલકને વેપારનુ બીલકુલ જ્ઞાન નથી પણ તેને ભણાવવાનો હેતુ કયો છે? બાલક ભવિષ્યમા વ્યાપાર માટે ઉપયોગી નીવડે એજ ને! એવી રીતે જૈનની બુદ્ધિ ભક્તિ, પ્રાર્થનાદિમા ભગવાનને માત્ર રાજી રાખવા માટે હોતી નથી "કર્તા હર્તા ઇશ્વર છે, આ બધુ ઇશ્વરે આપ્યુ છે માટે તેમને ભજીએ" એવો અભિપ્રાય જૈનનો ન જ હોય

વાવડીના કાઠે ચાર મુસાફરો કહ્યા તે અન્યતીર્થિકો સમજવા! તેઓ કર્મક્ષયનુ ધ્યેય વીસરી ગયા છે તેઓનુ ધ્યેય લીલાલહેરનુ હોય છે, તેવાઓ ભક્તિ, પ્રાર્થના વગેરેનુ ધ્યેય જગતના પદાર્થોની પ્રાપ્તિમા માને છે તેઓની કથા દુનિયાને ભરમાવનારી હોય છે શ્રીપાલ રાજાના ચરિત્રમા (રાસમા કે સસ્કૃત પ્રાકૃતમા) ઋદ્ધિ સમૃદ્ધિ બતાવી પણ કથાનુ પરિણામ? શ્રીપાલ મહારાજા મોક્ષે જશે એમજ ને! ભરત ચક્રવર્તીને છ ખડના માલીક બતાવ્યા, તેમના ચરિત્રમા સાહ્યબી બધી બતાવી પણ છેડો (પરિણામ) કયા? મોક્ષમા ઇતરોની કથામા છેડો (પરિણામ) અમનચમનમા હોય છે બ્રહ્મદત્ત ચક્રવર્તી કર્મક્ષય કે કર્મનો ક્ષયોપશમનો મુદ્દો પામી શકયા નહિ તેઓ દુર્ગતિ ગયા નરકે ગયા! શાસ્ત્રકારે આથી રાજ્યધર્મ વખાણ્યો નથી

## મતવાદીઓની માન્યતા!

કેટલાક–અન્ય મતવાલાઓ પાચ ભૂતોને માને છે કહે છે કે પચભૂત સિવાય દુનિયામા છઠ્ઠો પદાર્થ જ નથી

ઉણાદિનો જ લાવી जीवति इति जीव એમ જૈન શાસન કહે છે નાસ્તિકો દેહ છે ત્યા સુધી જ જીવ માને છે નાસ્તિકો માને છે કે "પાણીથી પરપોટો જુદો ખરો પણ પાણી ચાલ્યુ જાય એટલે તે પણ જાય જ તેજ રીતિએ પાચ ભૂતનો સયોગ હોય ત્યા સુધી દશ પ્રાણને ધારણ કરનાર જીવ હોય છે પચભૂતો વિખરાતા જીવ હોતો નથી" अजीवीत् जीवति जीविष्यति इति जीव'। જૈન શાસ્ત્રકાર માને છે કે જેણે ભુતકાલમા પ્રાણને

કહે છે "આ તમારા ગુરૂ! પહેલું કહેલું હતું ને! જો આજ તમારા ગુરૂ હોય તો આ તમારો ઓઘો અને મુહુપત્તિ તમને મુબારક!!"

ઉપાધ્યાયજી મહારાજા શ્રીમદ્યશોવિજયજી અહીં ખુલાસો કરે છે કે-તે પ્રસંગે ભગવાન્ ગૌતમસ્વામીજીને કહે છે "હે ગૌતમ! જો ત્યાં સમ્યકત્વ પ્રદાન હોત તો તે અર્દ્ધ પુદ્ગળ પરાવર્તે મોક્ષે જાત પણ તે દીક્ષા મોક્ષની બુદ્ધિથી હતી માટે આઠ ભવમાં તે નક્કી મોક્ષે જશે"

એવું ચારિત્ર આઠ વખત આવે એમ હોય તો આ પાંચમી વખતનું કે સાતમી વખતનું એ પ્રતીતિ, જેમ અંકુરા, ઘાસ વગેરેનું સ્વરૂપ જોવાથી અનાજ વાવવાનો વખત અનુમાની શકાય, તેમ ભાવોની ઉચ્ચતાથી થઈ શકે છે

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વર મહારાજા કહે છે કે-"હે ભગવન્! સુષમકાલ પણ અમને આપના શાસન વિનાનો ગયો-ન ફળ્યો પણ આ દુષમકાલ આપના શાસન વડે અમને ફળ્યો!!! (वीतरागस्तोत्र प्र० ९ श्लो० २)" આ રીતે કલિકાલસર્વજ્ઞ ભગવાન્, શાસનની અપૂર્વતા વર્ણવે છે

પેલા ખેડુતની કાર્યસિદ્ધિ કારણ પામીને થવાની છે એમ ભગવાને કેવળજ્ઞાનથી જાણ્યું હતું માટે જ ગૌતમસ્વામીજીને પ્રતિબોધ કરવા મોકલ્યા હતા સમવસરણ જોઇ એ નાસી જવાનો છે એ પણ એ તારક દેવાધિદેવ જાણતા જ હતા સાથે સાથે આઠમા ભવે મોક્ષ પણ તેમની દૃષ્ટિમાં નિશ્ચિત જ હતો अट्ठभवाउ चरित्ते ચારિત્રના (ભાવ ચારિત્રના) ભવો આઠ જ! આ નિયમ નિશ્ચિત છે

સમ્યકત્વવાળાને અસંખ્યસહસ્રપૃથકત્વ ભવ અને દેશવિરતિ અખંડ હોય તો ચારિત્રની બરોબર આઠ ભવ

ક્ષેત્ર ભવ્યજીવ રૂપ હોય, વરસાદ જિનવાણીરૂપ હોય, મોક્ષની ઇચ્છારૂપી બીજ વવાય તો ફળ જરૂર મળે વાવ્યા વિના ફલની વાતો વાહીયાત છે

મરૂદેવા માતાની ઘટનાનું આશ્ચર્ય, દશ અચ્છેરામાં નથી જણાવવામાં આવ્યું પણ તે દશ મોટાં બાકી નાનાં એમ બીજા ઉપલક્ષણોથી પણ તેને આશ્ચર્ય સમજી લેવાનું! પંચવસ્તુમાં શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા આ પ્રમાણે જણાવે છે (पंचव० गा० ९२५, ९२६)

આત્મામાં ધર્મરૂપ વસ્તુ અનાદિ કાળથી સત્તામાં રહેલી છે પણ ધર્મતીર્થના આલંબનથી તે પ્રગટ થાય છે ક્ષાયોપશમિક ભાવ તે ધર્મ છે પણ તેના આધારરૂપ આલંબન ધર્મતીર્થ છે

ભિક્ષુક પ્રાણ ધારણ કરે કર્માનુસાર, ચારિત્ર લે કર્મના ક્ષયોપશમે પણ તેમાં ટકે ધર્મતીર્થના આલંબનથી જ!

શ્રીજિનેશ્વરદેવે સ્થાપેલું રત્નત્રયી આદિ રૂપ શાસન તે જ ધર્મતીર્થ છે! પાચમાં પથિકનો આધાર જેમ કાઠો છે તેમ ધર્મનો આધાર ધર્મતીર્થ છે

卐 卐 卐

## કર્મના ક્ષય કે ક્ષયોપશમનુ ધ્યેય માત્ર જૈનદર્શનમાં જ છે.

### નમો અરિહંતાણ યાદ આવે એવા સસ્કાર જોઈએ.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીને શ્રીશ્રુતસ્કધનું શ્રવણ કરાવતા, પોતે તેમની પાસે કયા સ્વરૂપે કહે છે, તેની પ્રસ્તાવના કરીને, અર્થાધિકાર કહે છે તેમા પુડરીકાધ્યયનનો અધિકાર ચાલે છે

ઉપનયમા વાવડી તે લોક ! જલ તે કર્મ ! કચરો તે કામભોગ ! નાના કમળો તે દેશ તથા નગરના લોકો ! મોટુ કમળ તે રાજા ! ચાર દિશાના ચાર મુસાફરો તે અન્ય તીર્થિકો ! તે કોણ ? તરવાના સાધનોને મૂકીને બીજે રસ્તે ગયેલાઓ તે, કપાયી જીવો, કર્માધીન જીવો, સમ્યક્ત્વ કે દેશવિરતિ છતા તરવાના સાધનોને જેઓએ છોડી દીધા છે તેવા જીવોનો પણ તેમા સમાવેશ થાય છે

કર્મોનો ક્ષયોપશમ એ જૈનોનો મુદ્રાલેખ છે દરેક જૈને તે યાદ રાખવાનું છે કે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વિગેરે દરેક અનુષ્ઠાનમા હેતુ કર્મના ક્ષયોપશમનો છે, તેથી ઝડામા–ધ્વજમા–પતાકામા **નમો અરિહંતાણ** એ સપ્તાક્ષરી મત્ર છે કાયોત્સર્ગ પારતા પહેલા તેજ બોલાય છે વધારે ન બોલાય તો પણ **નમો અરિહંતાણ** તો બોલવાનું જ ! પછી જ કાયોત્સર્ગ પરાય છે

બગીચામાથી બીજોરાનુ ફળ લેવા જનાર દરેકને યક્ષ મારી નાખે છે તે ફળ લેવા જનાર શ્રાવકને, મૃત્યુના મુખમા પ્રવેશતા **નમો અરિહંતાણ** યાદ આવે એ કેવા અને કેટલા પ્રમાણમા સસ્કાર ! ઓડકાર આવે ત્યારે, બગાસુ કે છીંક આવે ત્યારે, ખાસી આવે ત્યારે, માર્ગમા ઠોકર વાગે ત્યારે તરત **નમો અરિહંતાણ** યાદ આવે, વગર યાદ કરે એજ પદનુ ઉચ્ચારણ થઈ જાય ત્યારે સમજવુ કે સસ્કાર પડ્યા છે જ્યા આટલી સ્ખલનામા તે પદ યાદ ન આવે તો ભયકર હાલતમા ક્યાથી યાદ આવે

આવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યા સુધીની ધર્મકરણી સસ્કાર વિનાની સમજવી માદગીમા, જરા ચસકો આવતા, તાવની પીડા વગેરેમા 'ઓ મા ! ઓ બાપ !' (જેને મરી ગયા વર્ષો થયા હોય) તે યાદ આવે છે **નમો અરિહંતાણ** યાદ કેમ નથી આવતુ ? જેના સસ્કાર છે તે વસ્તુ યાદ આવે છે !

આ દેશનો એક વેપારી લકાના રાજાની સભામા જાય છે છીંક આવતા તે **નમો અરિહંતાણં** ઉચ્ચારે છે, જે સાભળી રાજાની પુત્રીને જાતિસ્મરણ જ્ઞાન થાય છે, અને પછી તેણી ભરૂચ (ભૃગુકચ્છ) મા શકુનિવિહારનો ઉદ્ધાર કરે છે વિચારો ! છીંક વખતે **નમો અરિહંતાણ** નો ઉચ્ચાર લાગલોજ (તરતજ) થાય તે કેવા સુદૃઢ સસ્કાર ! ! !

કર્મનો ક્ષય કરવો એ મુદ્રા લેખ જો ધ્યાનમા ન રહે તો ધારેલુ કામ કરી શકાય

નહિ તરવાના ધ્યેયથી ખસી જવાય, વાવટાથી દૂર રહેવાય, મુદ્રાલેખ ભૂલી જવાય આ બધુ ચોથા, પાચમા તથા છઠ્ઠા ગુણસ્થાનકે બનવુ સભવિત છે કેમકે ત્યા પ્રમાદ વર્તમાન છે

અન્યતીર્થિક એટલે બીજા તીર્થમા ભળી ગયો અર્થાત્ જૈન શાસનને છોડી બીજા શાસનને વળગ્યો જૈનદર્શનમા પ્રેમ, પ્રીતિ, ભક્તિ, પ્રાર્થના છે તમામ પણ ઇતરથી અહીં ભેદ હેતુમા છે અહીં એ તમામ પ્રશસ્ત રાગ માત્ર કર્મક્ષય માટે છે ચૈત્યવદનમા બોલાતુ જયવીયરાય સૂત્ર તે પ્રાર્થના-સૂત્ર છે તેમા બોલવામા આવે છે કે होउ मम तुह पभावओ भयव 'હે ભગવાન્! તમારા પ્રભાવથી મને આ હો!' પ્રાર્થના ખરી પણ પ્રાર્થનામા માગણી કઈ? भवनिव्वेओ 'ભવનિર્વેદ!' વગેરે પ્રણીધાન સૂત્ર કહી પ્રાર્થના કરવામા આવે છે તમામનુ ધ્યેય કર્મનો ક્ષયોપશમ છે એ ધ્યેયને ભૂલીને માત્ર ભક્તિ, પ્રેમ કે પ્રાર્થનાનેજ પકડે તેઓ તરવાનુ સાધ્ય ભૂલી ગયા છે પ્રેમ, ભક્તિ, પ્રાર્થના એ તરવાના સાધન ખરા પણ કર્મના ક્ષયોપશમદ્વારા ઇતરમા કૃષ્ણાર્પણ અર્થાત્ સમર્પણને ભક્તિ કહી પણ મુખ્ય મુદ્દો મૂકી દેવાયો છે રકમો આપી લખી પણ સરવાળા વિના લેણા-દેણાનો આકડો શી રીતે માલમ પડે?

## ભક્તિનો હેતુ કર્મક્ષયનો છે

ભક્તિ કર્મક્ષય માટે છે, ભક્તિનો હેતુ કર્મક્ષયનો છે માટે એ સ્પષ્ટ છે કે કર્મક્ષય બાદ ભક્તિ કરવાની હોતી નથી

જેમને કેવલજ્ઞાન થયુ છે તેવા ચૌદસો તાપસોને ગૌતમસ્વામીજીએ ભગવાન્ મહાવીરદેવને વદના કરવા કહ્યુ ( દીક્ષા ગુરૂ પોતેજ છે, આજ્ઞાના અધિકારી છે ) ત્યારે ભગવાને આશાતના થતી હોવાનુ જણાવી ગૌતમમહારાજા પાસે કેવલિઓ પ્રત્યે મિચ્છામિ દુક્કડ દેવરાવ્યો ( પર્વ ૧૦ સ૦ ૯ શ્લો૦ ૨૫૫ ) તાત્પર્ય કે ભક્તિ કર્મક્ષય માટે છે પણ કર્મક્ષય થઇ ગયા પછી ભક્તિની જરૂર નથી

તેજ રીતિએ પ્રેમ માટે સમજવુ નિદ્રામાથી જાગતા શ્રીનમસ્કારમત્ર યાદ ન આવે તો તેટલી જૈનત્વમા ખામી છે

**ब्राह्मे मुहूर्त्ते उत्तिष्ठेत्, परमेष्ठिस्तुतिं पठन्०** ( यो० शा० प्र० ३ श्लो० १२२ ) ક્રિયાપદ ન વાપરતા, કૃદતનો પ્રયોગ કર્યો છે

નિત્ય નિયમમા સસ્કાર ન આવે તો અકસ્માતમા આવે જ ક્યાથી? પરમેશ્વરની સ્તુતિ ભણતા ભણતા ઊઠવુ જોઇએ ઊઠતા એજ સસ્કાર હોવા જોઇએ હવે પ્રાત કાલમા વસ્ત્રની કદાચ શુદ્ધિ ન પણ હોય તો પણ તે વખતે શ્રીપચપરમેષ્ઠિનમસ્કારમત્રનુ સ્મરણ અવશ્ય કરવુ જોઇએ

આવા ગાઢ સસ્કારવાળો કર્મના સિદ્ધાતથી ખસે નહિ

કેવલીઓ, ક્ષીણમોહીઓ नमो अरिहंताणं બોલતા નથી જૈન શાસનમા કર્મક્ષયના

કારણરૂપ પ્રેમને સ્થાન છે જે પ્રેમથી કર્મક્ષય કરવો ન હોય તેવા પ્રેમને સ્થાન નથી કર્મક્ષયનુ ધ્યેય જેમા ન હોય તેવી પ્રાર્થનાને જૈનદર્શનમા સ્થાન નથી

ઇતરોમા તો માત્ર પ્રાત કાલે પ્રાર્થના કરી એટલે પત્યું! પછી મધ્યાહ્નાદિ સમયે કાઇ ન કરે તો ચાલે છે

રસોઇ કર્યા વિના ચૂલો સળગાવનારની કિમત કોડીની નથી ?

કર્મક્ષય વિનાની ભક્તિ, પ્રાર્થના કે પ્રેમની કિંમત કોડીની નથી ?

પ્રશ્ન—ત્યારે શુ આવી ઉંચી સમજણ હોય તો ભક્તિઆદિ બધુ નકામું જ ને ?

મહાનુભાવ! નાના બાલકને વેપારનુ બીલકુલ જ્ઞાન નથી પણ તેને ભણાવવાનો હેતુ કયો છે ? બાલક ભવિષ્યમા વ્યાપાર માટે ઉપયોગી નીવડે એજ ને! એવી રીતે જૈનની બુદ્ધિ ભક્તિ, પ્રાર્થનાદિમા ભગવાનને માત્ર રાજી રાખવા માટે હોતી નથી "કર્તા હર્તા ઈશ્વર છે, આ બધુ ઇશ્વરે આપ્યુ છે માટે તેમને ભજીએ" એવો અભિપ્રાય જૈનનો ન જ હોય

વાવડીના કાઠે ચાર મુસાફરો કહ્યા તે અન્યતીર્થિકો સમજવા! તેઓ કર્મક્ષયનુ ધ્યેય વીસરી ગયા છે તેઓનુ ધ્યેય લીલાલહેરનુ હોય છે, તેવાઓ ભક્તિ, પ્રાર્થના વગેરેનુ ધ્યેય જગતના પદાર્થોની પ્રાપ્તિમા માને છે તેઓની કથા દુનિયાને ભરમાવનારી હોય છે શ્રીપાલ રાજાના ચરિત્રમા (રાસમા કે સસ્કૃત પ્રાકૃતમા) ઋદ્ધિ સમૃદ્ધિ બતાવી પણ કથાનુ પરિણામ ? શ્રીપાલ મહારાજા મોક્ષે જશે એમજ ને! ભરત ચક્રવર્તીને છ ખડના માલીક બતાવ્યા, તેમના ચરિત્રમા સાહ્યબી બધી બતાવી પણ છેડો (પરિણામ) કયા ? મોક્ષમા ઇતરોની કથામા છેડો (પરિણામ) અમનચમનમા હોય છે બ્રહ્મદત્ત ચક્રવર્તી કર્મક્ષય કે કર્મનો ક્ષયોપશમનો મુદ્દો પામી શકયા નહિ તેઓ દુર્ગતિ ગયા નરકે ગયા! શાસ્ત્રકારે આથી રાજ્યધર્મ વખાણ્યો નથી

## મતવાદીઓની માન્યતા!

કેટલાક-અન્ય મતવાલાઓ પાચ ભૂતોને માને છે કહે છે કે પચભૂત સિવાય દુનિયામા છઠ્ઠો પદાર્થ જ નથી

ઉણાદિનો વ લાવી जीवति इति जीव એમ જૈન શાસન કહે છે નાસ્તિકો દેહ છે ત્યા સુધી જ જીવ માને છે નાસ્તિકો માને છે કે "પાણીથી પરપોટો જુદો ખરો પણ પાણી ચાલ્યુ જાય એટલે તે પણ જાય જ તેજ રીતિએ પાચ ભૂતનો સયોગ હોય ત્યા સુધી દશ પ્રાણને ધારણ કરનાર જીવ હોય છે પચભૂતો વિખરાતા જીવ હોતો નથી" अजीवीत् जीवति जीविष्यति इति जीव। જૈન શાસ્ત્રકાર માને છે કે જેણે ભૂતકાલમા પ્રાણને

ધારણ કર્યો છે, વર્તમાન ધારણ કરે છે, ભવિષ્યમા ધારણ કરશે તે જીવ સિદ્ધ દશામા ભાવ પ્રાણોને ધારણ કરે છે ત્રણે કાલમા ઉત્પાદિનો ભ વ્યાપ્ત છે નાસ્તિકો માત્ર વર્તમાન ભવ આશ્રયી જીવ માને છે ઇશ્વરવાદી માને છે "ઇશ્વર જીવોને ઉત્પન્ન કરે છે, નાશ કરે છે જીવો તો બાજીના સોગઠા છે રમનારો તેને ફેરવી રહ્યો છે" ઈશ્વરવાદીના મત મુજબ "જીવો એટલે ઇશ્વરની બાજી રમવાના સોગઠા અને જીવ ઇશ્વરની પ્રેરણાનુસાર સ્વર્ગે કે નરકે જાય કેમકે જીવ અજ્ઞાની છે, અસમર્થ છે" ખરેખર! ઈશ્વરવાદીઓએ હવાલાની દુકાન માંડી છે અને હવાલો ઈશ્વરના નામનો રાખ્યો છે જગતવાસીઓ પાસેથી જીવનભર યથેચ્છ, જુદા જુદા બહાનાથી (ગર્ભ, જન્મ ઉપવીત, લગ્ન, મૃત્યુ, શય્યા, શ્રાદ્ધ, દાન વગેરે વગેરે) લીધે જવુ અને 'તમને ઇશ્વર સહસગણું આપશે' એવો હવાલો કાયમ આપ્યા કરવો !!!

લે પોતે અને જવાબદારી, જોખમદારી સોંપી ઈશ્વરના શિરે !

ચોથો મત નિયતવાદી છે 'બનવુ હોય તે બને' આ માન્યતા તે નિયતવાદ ઉદ્યમનુ ઓસડ નહિ આ મતવાદીઓ બીજુ કાઇ માને જ નહિ આ ચારે મત વાળાઓ કર્મક્ષય કે કર્મક્ષયોપશમના સાધ્ય તથા ઉદ્યમને ભૂલીને પ્રવર્તે છે અન્ય મતોના ગ્રંથો, નવલિકાઓ વાચો કે શ્રવણ કરો તેમા તમને આ સાધ્ય ક્યાંઈ મળે છે ? પણ મળે ક્યાથી ? છતમા વસ્તુ હોય તો દેખાવ દે ને !

ઈતરો કહે છે "દુનિયાના તંત્રને ચલાવવા નાયકની જરૂર છે ઈશ્વર જગત્ તંત્રનો નાયક છે નાયકની જરૂર માટે તેને નાયક માનીએ છીએ"

પ્રજાએ રાજાને સ્થાપ્યો પ્રજા પ્રથમ છે સાકરમા મીઠાશ, લીંબડો-કડુ-કરીઆતામા કડવાશ, વિષમા પ્રાણ લેવાપણું સ્વભાવથી છે કે ઇશ્વરે પેદા કર્યા ? અને જો ઇશ્વરે કર્યા તો તેમા જ કેમ ? બીજામા કેમ નહિ ? કોર્ટ જેના વધનો હુકમ કરે તેનો વધ કરનાર જલ્લાદ કહેવાય છે તે જરૂર વધ કરે છે છતા કોર્ટના ફરમાનથી કરે છે માટે તેને ફાસીનો હુકમ નથી એ રીતે જો જગતમા પ્રવર્તી રહેલા પાપો, ગુન્હાઓમા ઇશ્વરી પ્રેરણા હોય તો તે જીવોને સજા શા માટે ? બદરોમા માલની લૂટ ચાચીઆઓ કરાવે છે તેમજ ચોરી પણ પકડે ફરીયાદી કરી જેલમા પણ મોકલે છે શું ઇશ્વર બદરી ચાચીયા જેવો માનવો ? એક ગુનેગાર અમલદારની સેવા કરી તેની માફી મેળવે તો તે અમલદાર લાચીઓ ગણાય છે તેમ ઇશ્વરના ભજન (કેવલ ભજન)થી પાપનો નાશ થાય એ કથનથી ઇશ્વરને પણ તે જ હાલતમા મૂકવો છે ને ! આ બધા દોષો ઇશ્વરને બનાવનાર માનવામા છે

જૈનો ઇશ્વરને બનાવનાર નથી માનતા, બતાવનાર માને છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, બધ, સવર, નિર્જરા, મોક્ષ વગેરે સસાર તથા મોક્ષનુ સ્વરૂપ તથા

તેના માર્ગો વગેરે આપણે જાણી શકતા નહોતા તે બતાવનાર ઇશ્વર છે ઇશ્વરને બનાવનાર માનનારાઓમા કર્મક્ષય કે ક્ષયોપશમનુ ધ્યેય રહેતુ નથી, કામભોગનુ ધ્યેય રહે છે ઇશ્વરને બતાવનાર માનનારાઓમા કામભોગનુ ધ્યેય હોતુ નથી, કર્મક્ષય કે ક્ષયોપશમનુ ધ્યેય હોય છે

## અનાદિ અનતનો કોયડો!

સૂર્યમા તેજની કમીના નથી પણ વાદળાઓની ઘટાથી તે ઝાખો દેખાય છે તેમ આત્મામા અનતજ્ઞાન, અનતદર્શન, અનતચારિત્ર, અનતવીર્ય, અનતસુખ વિદ્યમાન છે, પણ કર્મોના ગાઢ આવરણોથી (વાદળાથી) ઢકાયેલા છે કર્મોને ખસેડનાર ધર્મતીર્થ શ્રીજિનેશ્વરદેવે સ્થાપિત શાસન છે કર્મ ખસ્યા વિના અનતચતુષ્ટયી પ્રાપ્ત થતી નથી ગાડુ ચીલે પડવુ જોઇએ પછી બળદને ચાલવામા તેટલી મુશ્કેલી નથી પ્રથમ ગતિમા રેલ્વેને આચકો હોય—પાટે ચાલી પછી સડસડાટ જાય છે અહીં પ્રથમ મુશ્કેલી એજ છે કે માર્ગ બતાવે કોણ? આખા ખેતરમા પછી તો ધરો થાય પણ પ્રથમ ધ્યેય જ જુદુ હોય ત્યા માર્ગદર્શન થાય કયાથી? આથી જણાશે કે માર્ગદર્શન માટે માર્ગદર્શક શ્રીતીર્થકરદેવની જ જરૂર છે અઢાર કોડાકોડ સાગરોપમના અધારામા પણ પ્રકાશ લઇને તેઓ અવતર્યા છે મેળવવુ, મેળવવુ એ ધ્યેય નહોતુ મેલવુ મેલવુ એ ધ્યેય હતુ પૂર્વ ભવોથી સસ્કાર સાથેનો તેમનો જન્મ છે અપ્રતિપાતિ જ્ઞાન (મતિ, શ્રુત, અવધિ) ગર્ભથી જ એ દેવાધિદેવના સહચારી છે

કેટલાકને એ પ્રશ્ન થાય છે કે ઉત્સર્પિણી અવસર્પિણીમા અનતાકાળે અનતા મોક્ષે ગયા, જાય છે, જશે તો અહી જીવો ઓછા થાય કે નહિં?

દરીયાના કાઠે આવીને એક મનુષ્ય ઊભો હતો ત્યા આવેલા બીજા મનુષ્યે પોતાની પાઘડીમાથી ટાકણી કાઢીને દરીયામા બોળી આ જોઇને પેલા પહેલાએ કહ્યુ કે "અરરર! આમ તો દરિઓ સૂકાઇ જશે!" હવે વિચારો કે કયા સાગર અને કયા ટાકણીના છેડે સ્પર્શેલુ પાણી!

અનાદિકાળથી મોક્ષે ગયેલા તથા જાય છે તે અનતા જીવો પણ, એક નિગોદ તે પણ સર્વ અવગાહનાવાળી નહિ એક અવગાહનાવાળીના જીવોનો અસખ્યાતમો ભાગ પણ નથી અનતમા ભાગે છે ૯૯૯૯૯૯૯૯૯ નવ કરોડ નવાણું લાખ નવાણુ હજાર નવસે નવાણુંમાથી બે ક્રોડ ઓછા કરવામા આવે તો રાશી ઓછી થતી નથી પણ સખ્યા તો ઓછી થાય ને! આ પણ પ્રશ્ન તો પ્રશ્નકાર રાખે જ! પૂછો કે ચાર આનાની મજૂરી કરતા પાચસે રૂપીઆની મૂડી થઇ કયાથી? કબૂલ કરવુ પડશે કે ચોરીથી! કાલ અનાદિ છે, મોક્ષે અનતા ગયા છે, સસાર તેવો જ છે! ... નતો છે (ભવિષ્યમા), અનતનો છેડો નથી જીવની સખ્યા ન માનનાર છેવટે ... "મારૂ મગજ કામ કરતું નથી!"

કાલની આદિ નથી, અંત નથી અને મોક્ષે જનારા જીવ અનંતા છે તો તેઓ જશે ક્યાં? માટે અનંત બ્રહ્માંડ પણ માનવું પડશે તે ક્યાંથી લાવવું? લીલફૂલમાં, બટાટાના અણુમાં અનંતકાય માન્યા વિના છૂટકો નથી

આત્મામાં ધર્મ હોવા છતાં તેને પ્રગટાવવા ધર્મતીર્થની જ જરૂર છે

卐 卐 卐

## શાસન સાધુઓથી જ છે!

### મહાવીર દેવની પ્રથમ દેશના નિષ્ફલ શાથી ગણાઇ?

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રીસૂયગડાંગના શ્રુતસ્કંધનું શ્રવણ કરાવતાં પુંડરીકાધ્યયનનો ઉપનય સમજાવે છે હીરાનું કિંમતીપણું તેજથી છે તેજ વગરનો હીરો કોલસાની કિંમતનો છે તેમજ જેની પ્રવૃત્તિ-જેનું જીવન ધર્મમય છે, કાયા જેની ધર્મરૂપ છે, ધર્મનેજ સમર્પણ છે તેજ ભિક્ષુક છે આવો ભિક્ષુકજ પોતે તરી શકે બીજાને તારી શકે ધર્મમય જીવન વિના જગતના જીવોને કોઈ તારી શકે નહિ સાધુઓનું જીવન ધર્મમય છે માટે શાસન સાધુઓથી જ છે સાધુગણ વિના શાસનજ નથી સાધુની ઉત્પત્તિ એજ શાસન! આ મુદ્દો ધ્યાનમાં લેવાથી "મહાવીરદેવની પ્રથમ દેશના નિષ્ફળ ગઈ!" એ કથનનું રહસ્ય સમજાશે ભગવાન્‌ની પ્રથમ દેશનાની આ દૃષ્ટિએ નિષ્ફલતાને દશ આશ્ચર્યમાંનું એક ગણવામાં આવ્યું છે જો તેમ ન હોય તો ઋજુવાલિકા સરિતાના કાંઠે, ભગવાન્‌ની તે પ્રથમ દેશનામાં ઘણા દેવો મિથ્યાત્વ વમીને સમ્યક્ત્વ પામ્યા છે દેશના નિષ્ફલ કે સફલ? હીરાના વેપારમાં ચાર આઠ આનાનો કે રૂપીઆ બે રૂપીઆનો લાભ, તે લાભ હોવા છતાં, લાભના લેખામાં ( ગણત્રીમાં ) ગણાતો નથી

શ્રીતીર્થંકરદેવની ત્રિપદી શ્રવણ કરીને ગણધર મહારાજાઓ શાસ્ત્રો રચે છે उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा આ ત્રિપદીના શ્રવણ માત્રથી બીજબુદ્ધિના અધિપતિ ગણધર મહાત્માઓ દ્વાદશાંગીની રચના શીઘ્ર કરે છે કેવલજ્ઞાન થાય કે તરત પ્રથમ આ બનાવ બને છે સેંકડો આત્માઓ પ્રવ્રજ્યા અંગીકાર કરે છે તીર્થ-શાસન સ્થપાય છે મહાવીરદેવની પ્રથમ દેશનામાં આ ન બન્યું માટે તેને નિષ્ફલ ગણવામાં આવી છે લોકપ્રકાશમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે શ્રીતીર્થંકરોની દેશનામાં મહાવ્રત કે અણુવ્રતને લેનારો ન હોય તો પણ મિથ્યાદૃષ્ટિઓ સમ્યક્ત્વ તો અવશ્યમેવ પામે છે ( લો૦ પ્ર૦ ભા૦ ૩ પૃ ૬૫૧ શ્લો૦ ૩૯, ૪૦ ) શ્રીતીર્થંકરદેવની દેશના સહતર નિષ્ફલ હોતી નથી न केनापि विरति स्वीकृत्ता એ વાક્ય દેવતાઓને સમ્યક્ત્વ પ્રાપ્તિના લાભને લક્ષ્યમાં રાખીનેજ છે, સમ્યક્ત્વ તો કેઈ દેવોને થયું છે પણ ખરું ફળ ચારિત્ર છે અને તે ન થવાથી ભગવાન્ શ્રીમહાવીરદેવની પ્રથમ દેશના નિષ્ફલ ગણાઇ છે

સર્ટીફીકેટ ( પ્રમાણપત્ર ) અને મોક્ષની ગેરંટી ( કબુલાત ) ચારિત્રમા નથી પણ સમ્યક્ત્વમા છે તે દૃષ્ટિએ મૂલ્ય વધારે સમ્યક્ત્વનુ ગણાય સમ્યક્ત્વ પ્રાપ્તિ થઈ એટલે અર્દ્ધપુદ્ગલ પરાવર્તમા મોક્ષ મળવાનુ નક્કી થઈ ગયુ દ્રવ્ય ચારિત્ર અનતીવાર લેવા છતા સસાર અર્દ્ધપુદ્ગલ પરાવર્ત બાકી રહે તેવો નિયમ નથી

શ્રીઉત્તરાધ્યયનસૂત્રમા જણાવે છે કે જેને સમ્યગ્દર્શન નથી તેને જ્ઞાન નથી, જેને જ્ઞાનદર્શન નથી તેને ચારિત્ર નથી, ( અ૦ અ૦ ૨૮ ગા૦ ૩૦ ) આ નિયમથી તો ચારિત્ર હોય ત્યા જ્ઞાનદર્શન નિયત છે ભાષ્યકાર પણ જણાવે છે કે ઉત્તરના લાભમા પૂર્વલાભ નિશ્ચયે છે પૂર્વના લાભમા ઉત્તરલાભની ભજના જાણવી ( હોય વા ન પણ હોય ) ( तत्त्वा० भा० पृ ३ )

સમ્યક્ત્વના ત્રણ પ્રકાર છે ૧ દીપક, ૨ રોચક ને ૩ કારક

અર્ધપુદ્ગલપરાવર્ત સસાર બાકી રહે તે નિયમ સમ્યક્ત્વ રોચક થાય તો દીપક સમ્યક્ત્વ તો અભવ્યોને પણ હોય છે કારક સમ્યક્ત્વમા આઠ ભવો કરવાજ પડે છે

દીપક સમ્યક્ત્વ દીવા જેવુ છે દીવાને આધારે બીજો વાચી શકે છે પણ દીવાને પોતાને લાભ નથી ફોનોગ્રાફ ચૂડી મારફત મધુરૂ સગીત ગાય, વૈરાગ્યના પદો તથા પૂજાઓ લલકારી શ્રવણ કરનારને પ્રસન્ન કરે પણ પોતાને કાંઈ લાભ ? તે તો જડ છે

કેટલાક જીવો શાસનના વકીલ ( ધધાની અપેક્ષાએ ) જેવા હોય છે વકીલ વાદી કે પ્રતિવાદી તરફથી ફી પૂરતુ બોલે તેટલુ જ બોલતી વખતે છટાથી સરસુખત્યારીથી વાત ભલે કરે પણ કેસ કે તેના પરિણામ સાથે તેને રજ પણ લેના દેના નથી હુકમનામુ અસીલના નામે જજ્જ કરશે વકીલના નામે નહિ ? શિક્ષા પણ અસીલને ! આ રીતે દીપક સમકિતી પણ તેવા સમજવા નવે તત્વોની શાસ્ત્રાધારે યથાર્થ પ્રરૂપણા પોતે જરૂર કરે પણ નિર્જરા કરવા કે મોક્ષ મેળવવાના ઉપાયો પોતે કરે નહિ તેની પ્રરૂપણાથી શ્રોતાનુ સાચુ સમ્યક્ત્વ થાય-રુચિ થાય-અસર થાય પણ પોતે પલળે નહિ ! આ સ્થિતિ જે સમ્યક્ત્વની છે તેનુ નામ દીપક ! સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન સાથેના ચારિત્રધરને માટે આઠ ભવે મોક્ષે જાય એવો નિયમ છે નિયમ નથી, દ્રવ્ય ચારિત્રમા ફરી યાદ રાખો કે ભાવ ચારિત્ર અનત દ્રવ્ય ચારિત્રો વિના પ્રાપ્ત થતુ નથી

ભગવાનની પ્રથમ દેશનામા દેશવિરતિ અને સર્વવિરતિ યોગ્ય જીવો હોવા છતા, કોઇને વિરતિનો પરિણામ ન થયો, કોઇએ સર્વવિરતિ સ્વીકારી નહિ, કોઇ સાધુ થયો નહિ ગણધર તથા શાસનની સ્થાપના થઈ નહિ કેવલજ્ઞાન થયુ છતા શ્રીતીર્થકર મહારાજની પ્રથમ દેશનાની આ પ્રકારે નિષ્ફળતા એ આશ્ચર્ય !

તાત્પર્ય ( નીચોડ ) એ જ છે કે સાધુ હોય તો જ તીર્થ ! કેવલી, સમવસરણ, દેશના એ તમામ છતા, સાધુના અભાવે, દેશના નિષ્ફળ ગણાઇ ચૂકી પાચમા આરાને છેડે

સાધુ નહીં હોય ત્યારે જ તીર્થવ્યુચ્છેદ ગણાશે ન વિણા તિત્થ નિયંટ્ઠેહિં નિર્ગ્રંથો વિના તીર્થ હોય જ નહિ તીર્થની સ્થાપના, અને ટકાવ સાધુઓને લીધે જ છે

## સાધુપણા માટે શાસ્ત્રકારનુ વિધાન !

હવે સાધુ માટે પણ શાસ્ત્રકાર શુ ફરમાવે છે? નામ કે વેષ માત્રથી સાધુ તે સાધુ નહિ! માત્ર પરિણતિમા પણ નહિ! સાધુપણાને લીધે સાધુ છે પ્રશ્ન થશે કે પરિણુતિ છતા એ બાધ? કલ્પસૂત્રમા શ્રવણ કરો છો ભગવાન્ શ્રીમહાવીરદેવનો અધિકાર યાદ કરો! પોતે ગૃહસ્થાવસ્થામા ત્રીશ વર્ષ રહ્યા તેમાના છેલ્લા બે વર્ષ કેવી રીતે રહ્યા છે? પોતે રાજકુવર છે, સિંહાસનાધિકારી છે, યોગ્ય છે, છતા કહી દે છે કે "મને કોઈએ કાઈ પણ પૂછવુ નહિ!" રહેવું છે રાજગઢમા છતા દુનિયાદારીથી ન્યારા! સૌ પોત પોતાની પરિસ્થિતિ વિચારી લેજો! ઉપાશ્રયમા બેઠા હોય છતા છોકરો રડતો સભળાય તો? એક દિનના પૌષધવ્રતમા મનમર્કટ કાબૂમા આવે છે? તમારા છીછરા ખાબોચિયા જેવા ગૃહસ્થાશ્રમમા એક દિવસ માટે પણ મન મજબૂત રહી શકતું નથી તો કલ્પના કરો કે રાજકુટુબમા રહેવા છતા કોઇ પણ આળપપાળને ન વળગવુ, સર્વથા અલગ રહેવુ, તેમા કેટલી મુશ્કેલી હશે! તમે કહેશો કે એમને સાહ્યબી હતીને મહાનુભાવ! સાહ્યબી એ જ મોટી મુશ્કેલી પિતા સિદ્ધાર્થ રાજા તથા માતા ત્રિશલા દેવી જ્યારે અવસાન પામ્યા છે, માતાપિતાના શોકથી મોટા ભાઇ નન્દીવર્ધન આદિ કુટુબ શોકગ્રસ્ત છે તે વખતે બબ્બે વર્ષ સુધી રાજકાજમા કે કોઇ પણ કાર્યમા લેશ પણ ભાગ ન લેવો, ન કાઇ બોલવુ, ન કાઈ સાભળવુ, તે પોતાથી કેમ બન્યુ હશે? રાજકુટુબથી કેમ સહન થયુ હશે? પૂર્વ ભવથી ત્રણ જ્ઞાન સાથે લઇને આવનાર, દશમા દેવલોક સુધી જોઇ શકે તેવુ ઉજ્વળ અવધિજ્ઞાન ધરાવનાર આવા વિષમ પ્રસગે સદતર મૌન રહે, ચૂપકીદી પકડે તે સહન થાય શી રીતે? આપણા જ ઘરમાથી કોઇ ભણીગણી બેરીસ્ટર થઇને આવ્યો હોય, અને જો તે કોઈ કેસના કટોકટીના પ્રસગે સલાહ ન આપે મૌન રહે તો તે આપણને અળખામણો થાય કે નહિ? "તારા ભણતરનુ સાર્થક શુ? ભણ્યો શુ કરવા?" એમ તેને બધા કહે કે નહિ? "આખા ભરતમા અક્કલનો ઇજારો શું તમે રાખ્યો છે? ' એમ મહાવીરદેવને કહેનારા નીકળ્યા હશે કે નહિ? ધર્મ મનાય કે નહિ પણ ન્હાવુ-સ્નાન કરવું એ હિન્દુત્વનો સામાન્ય નિયમ તો ખરો ને? બબ્બે વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમા રહેવા છતા સ્નાનનો ત્યાગ! વાત આટલેથી અટકતી નથી "મારા માટે કોઈએ રાધવુ નહિ" આ આદેશ! અર્થાત્ પોતાના માટે બનેલી રસોઈ ન વાપરવાનો નિયમ વિચારો કે પરિણતિની પરાકાષ્ઠા નથી? ગૃહસ્થાશ્રમથી લેશ પણ સબધ છે? છતા શાસ્ત્રકાર તે બે વર્ષને પણ ગૃહસ્થાશ્રમમા જ ગણે છે શાસ્ત્રકાર ગણે છે એટલુ જ નહિ નૈસર્ગિક નિયમ પણ તેમ ગણે છે કેમકે ત્યા સુધી તેમને મન પર્યવજ્ઞાન થતું નથી જો પરિણતિમા સાધુપણું મનાતું હોત તો મન પર્યવજ્ઞાન થાત પણ તે દીક્ષા પછી થયુ છે અને એ તો નિયમાનુસાર છે

પચ મહાવ્રતની પરિણતિ અને તથાવિધ વર્તન થાય તો જ તે સાધુપણું ફલ દાયક છે

## વાક સુથારનો કે ગાઠવાળા વૃક્ષ રાયણનો ?

આજે કેટલાકો એમ બોલી નાખે છે કે-"શું ઘેર બેઠા કલ્યાણ નથી થતુ ?" આ વાક્ય સમ્યગ્દષ્ટિના મોમા હોય નહિ "દીક્ષામા જ કલ્યાણ છે પણ મારાથી નથી લેવાતી" એમ વાસ્તવિક બોલવામા વાધો શું છે ? કલ્યાણનો માર્ગ સમજવા છતા ઘેર બેઠા કલ્યાણ થવાની વાતો કરવા કરતા, 'મમતા છૂટતી નથી' એમ કહી દ્યો ને !

નારકીને તથા દેવતાને ( તે ગતિમા ) મોક્ષ નથી તે ગતિમા તો વિરતિ પણ નથી એટલે મોક્ષ નથી, પણ તિર્યંચ ગતિમા દેશવિરતિને મોક્ષ છે ? નહિ ! જો નહિ તો ઘેર બેઠા કલ્યાણ થવાની વાત પાયા વિનાની છે

તાત્પર્ય કે નામ, આકૃતિ, દ્રવ્ય, પરિણતિ માત્રથી ચાલે નહિ વર્તન જોઇએ ! ભિક્ષુકમા ( સાધુમા ) ધર્મ છે. પાચમા પથિકના સ્થાને તે છે અને કાઠાના સ્થાને ધર્મ તીર્થ છે વાવડીનો કાંઠો કયો કહેવામા આવ્યો છે ? ચારે દિશાએ ઉતરવાના પગથીયા જ્યા છે ત્યા તો નહિ પણ તે સિવાયનો આ કાઠો સમજવો વાવડીના તે કાઠે-પગ થીયાની પડખે પડથાળ હોય છે ત્યા-તે મુસાફરો ( અન્યતીર્થિકો ) આવી શક્યા નથી અને પાચમો પથિક ? ચારે દિશાના દ્વારે ઊતર્યો નથી પણ કાઠે ( પડથાળમા ) રહેલો છે ઉપનયમા આ પડથાલ તે જ ધર્મતીર્થ !

બધારણ ધર્મનું છે તીર્થ શબ્દ તરવાના સાધનમા વપરાય છે

આજે કેટલાક કહે કે-"દીક્ષા લેવી હોય તો માબાપ, ભાઇ, સ્ત્રી વગેરેને સમજાવીને લેને ! ના કોણ પાડે છે ?" અહો મહાનુભાવ ! પણ સમજે છે કોણ ? અને રાજીખુશીથી દીક્ષાની હા કોણ પાડે છે ?

ત્રણજ્ઞાનના ધારણ કરનારા તીર્થંકરના કેટલા માબાપે સાથે દીક્ષા લીધી ? પાછળથી લીધી તે વાત અલગ છે

સામાને સમજાવવા છતા ન સમજે ત્યા ઉપાય શો ? તો પણ 'હોઠ સાજા તો ઉત્તર ઝાઝા !' એ ન્યાયે કહેશે કે-'સમજાવી શકે તો કેમ ન સમજે ? ન સમજાવી શકાય તો સમજાવનારની ખામી ?' સાગ, બાવલ કે આબાના વૃક્ષોમાથી સુથાર બધુ કરે છે પણ રાયણની ગાઠ પાસે સુથાર કે તેના ઓજારોનો વાક કઢાય તેમ નથી

શ્રીગૌતમમહારાજાએ પ્રશ્ન કર્યો છે: (ભ૦ પૃ૦ ૭૯૨ ) "ભગવન્ ! તીર્થ તે તીર્થ કે તીર્થંકર તે તીર્થ ?"

ભગવાન્—તીર્થંકર તીર્થમા નથી તેઓ કલ્પાતીત છે જે સઘ સ્થાપાયેલો હોય છે તે તીર્થ કહેવાય છે

શ્રીગૌતમસ્વામીજી—તીર્થંકરો તીર્થ કે ગણધર તીર્થ ?

ભગવાન્—અરિહત ( તીર્થંકર ) તીર્થસ્થાપક છે ચતુર્વિધ સઘ કે પ્રથમ ગણધરની ગણના તીર્થમા છે

ભગવાન્ તો તીર્થના પ્રણેતા છે સ્થાપક છે જો તીર્થંકરોને તીર્થ ગણાય તો તેના સ્થાપક જોઇએ ! આ તો સ્થાપક જ પોતે છે

ભાવતીર્થમા પચમહાવ્રતની પરિણતિ અને પ્રવૃત્તિવાળુ તરવાનુ સાધન તે જ તીર્થ વાવડીનો કાંઠો ભાવતીર્થમા ગણવો

ધર્મતીર્થનો સબધ હોવાથી જ શ્રીતીર્થંકરદેવને સ્તવતા લોગસ્સમા પણ ધમ્મતિત્થયરે જિણે એમ કહીએ છીએ

卐 卐 卐

## સાધુઓનુ બોર્ડ ધર્મકથાનુ છે !

**ધર્મપ્રધાન તીર્થ !**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીમત્ સુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગના શ્રુતસ્કધનુ શ્રવણ કરાવતા પુડરીકાધ્યયન પ્રકાશી રહ્યા છે

ધર્મ તથા ધર્મતીર્થ ભિન્ન કે અભિન્ન ? ધર્મ તે જ તીર્થ, તીર્થ તે જ ધર્મ એમ એક જ વસ્તુ હોય તો અલગ પણ વિધાન શા માટે ? અને જો અલગ હોય તો ધર્મ એ તીર્થ ન રહે તો ( તારક તો તીર્થ છે માટે ) ધર્મમા તારકપણુ રહેતુ નથી ઊડી જાય છે ! અને જો એક જ વસ્તુ હોય, ધર્મ એ જ તીર્થ હોય તો વળી 'ધર્મતીર્થ' કહેવાથી અધિક શુ ? ધર્મ એ તીર્થ નહિ પણ ધર્મપ્રધાન તે તીર્થ !

શ્રીતીર્થંકરદેવો, શ્રીગણધરમહારાજાઓ, શ્રીકેવળજ્ઞાનીઓ, આચાર્યપ્રવરો, વાચકવરો અને મુનિવરો તરનારા તથા તારનારા ખરા પણ શાને અગે ? કયા અવલબને ? તેઓ એકલા આત્મસ્વરૂપે જો તેવા હોત તો તો તે સર્વનો આત્મા તો અનાદિથી હતો, માટે તેઓ ક્યારના તર્યા હોત તેમના આત્મામા ઉત્પન્ન થયેલી રત્નત્રયીથી તરે છે અને તારક બને છે, માટે ધર્મપ્રધાન તીર્થ

ધર્મધારી શુદ્ધ માર્ગ બતાવી શકે છે, શુદ્ધ માર્ગમાના વિઘ્નોની પરપરાને દૂર કરી શકે છે સિદ્ધ મહારાજા કરતા અરિહતની અધિક ગણના આ દૃષ્ટિથી છે સિદ્ધમા કેવલજ્ઞાન, કેવલદર્શન, વીતરાગપણું અને અનતવીર્ય આ તમામ વસ્તુ સપૂર્ણ છે, તથાપિ

ભવ્યાત્માઓને તારવાનું તેઓથી ઉપદેશાદિદ્વારા શકય નથી કેવલી ભગવાન્ કે આચાર્યાદિમા આલંબનથી પણ તરાય, ઉપદેશાદિથી પણ તરાય શ્રીસિદ્ધભગવાનના માત્ર આલંબનથી તરાય છે ત્યા ( મન, વચન, કાયાના ) યોગો નથી તથાપિ તેમનું અવિનાશીપણું અને સર્વ કાલે સર્વગુણ હોવાપણું હોવાથી આત્મા આકર્ષાય છે જો સિદ્ધપણું ન હોય, સિધ્ધિ ન હોય ( સિધ્ધપદ ન હોય ) તો અરિહંતાદિની આરાધના વિગેરે તમામનો લોપ થાય છે સર્વ કર્મના ક્ષયથી મોક્ષ મેળવી શકાય છે, માટે તમામ આરાધના સિધ્ધના ધ્યેયથી છે તેથી સર્વ કર્મક્ષય કરવાથી સિધ્ધપણું છે, માટે આ સર્વ આરાધનાની પ્રવૃત્તિ પ્રવર્તમાન છે

અરિહંતપણું, કેવલીપણું, ગણધરપણું, આચાર્યાદિપણું, સૌ પોતે જણાવી શકે પરન્તુ સિધ્ધનું સિધ્ધપણું જણાવનાર મુખ્યતાએ કેવલ શ્રીઅરિહંતદેવ જ છે ગણધર, આચાર્યાદિ તે કહે ખરા, પણ સ્વયંશકત્યા ( પોતાની શક્તિ ) નહિ શ્રીઅરિહંતદેવે કહ્યા મુજબ કહી શકે માટે जिणपन्नत्त तत्त ( सस्तारकपौरसी सू० गा० १४ ) શ્રીજિનેશ્વરે કહેલું તત્ત્વ એમ બોલવામા આવે છે केवलिकहिओ सुहावहो धम्मो। ( चउसरणप० गा० ११ ) કેવલીએ કહેલો ધર્મ એમ જણાવવાથી સિધ્ધ છે કે પ્રરૂપણા શ્રીજિનેશ્વરદેવની જ છે પ્રરૂપક શ્રીઅરિહંત પોતે જ ! શ્રીઅરિહંતદેવ આલંબન તથા ઉપદેશક ઉભય શ્રીસિધ્ધ માત્ર આલંબનરૂપ છે

શ્રીઅરિહંત દેવે ઉપદેશ આપ્યો ન હોત તો જગત્મા જ્ઞાનાદિકની પ્રવૃત્તિ કે વૃદ્ધિ થાત જ નહિ

ધર્મ દ્વારાએ તારવાની શક્તિ ધરાવનારા હોઈ તીર્થંકર વગેરે તારક છે ધર્મ છે પ્રધાન જેમા તે ધર્મતીર્થ ! દાન, શીલ, તપ, વૈયાવચ્ચ, સમાધિ દરેકમા ધ્યેય તરવાનું છે અને તેમા સાધન ધર્મ છે

સ્થાવરતીર્થ તથા જંગમતીર્થ સંસારસાગરમા કાંઠા તરીકે વિરાજમાન છે કાંઠે રહેલો મનુષ્ય જેમ કચરાથી( કાદવથી ) કે પાણીથી હેરાન થતો નથી તેમ ધર્મતીર્થમા રહેલો મનુષ્ય કર્મથી કે કામભોગથી હેરાન થતો નથી

દષ્ટાંતમા કહેવામા આવ્યું છે કે કાંઠે રહેલા ભિક્ષુકે શબ્દ કર્યો તેથી કમલ આવ્યું તે શબ્દ જ કમલને લાવનાર ! ઉપનયમા જગત્મા ભવ્યને આકર્ષનાર ધર્મકથા ( धम्मकहा ) છે

'ધર્મકથા' કહેવી પડી કેમકે કથાઓ અનેક પ્રકારે છે અર્થકથા, કામકથા, ભક્ત( ભોજન )કથા, સ્ત્રીકથા, રાજકથા, દેશકથા, કથાના આ બધા પ્રકારોથી કામ નથી કાંઠે લાવવામા કારણભૂત ( સહાયક ) માત્ર ધર્મકથા જ છે એ જ કથા ભવ્યને આકર્ષક છે

કેટલીક વખત મિશ્ર કથાઓ પણ ધર્મમા જોડનારી થાય છે અર્થાત્ ધર્મમા જોડવા માટે મિશ્ર કથાઓનો પણ ઉપયોગ થાય છે જેમ વ્યાધિગ્રસ્તનો વ્યાધિ દૂર કરવામા આપવી પડતી કડવી ગોળી ( ઔષધિ ) ગળ્યા દ્રવ્યોથી લપેટાયેલી પણ વપરાય છે

## ઉચ્ચ કુલની ( જૈન કુલની ) વિશિષ્ટતા

એક શેઠનો પુત્ર દુન્યવી દૃષ્ટિએ વિચક્ષણ ( હુશિયાર ) હતો પણ એટલો જ વિલક્ષણ કે ધર્મ તરફ તેનુ લક્ષ્ય જ નહોતું શેઠને વિચાર થયો – " જે પુત્રોને વારસામા માત્ર જડમિલ્કત પંચભૂતોની રોડાકુકાની જ મિલકત તો મિથ્યાદૃષ્ટિઓ પણ આપે છે (એ વારસો તો આપવો પડે છે!) ધર્મચિન્તામણિ રત્ન અપૂર્વ છે તે જો સતાનને વારસામા ન અપાય તો તે ખરેખર પિતા તરીકે મોટામા મોટી ખામી છે બદનામી છે ધન વિગેરેનો વારસો તો સસારમા રખડાવનાર છે એવો વારસો તો પશુ પક્ષીઓ પણ આપે છે જો હુ ધર્મરૂપ વારસો ન આપુ તો મારા પુત્રે સમ્યગ્દૃષ્ટિના કુલમા જન્મીને મેળવ્યું શું?

વાત પણ ખરી! જૈન દર્શનમા તો આ ભાવના વિહિત છે કે—

" જૈનધર્મથી રહિત ચક્રવર્તીના કુલમા પણ જન્મ ન જોઈએ જ્યા જૈનધર્મ હોય તેવા ભિક્ષુકના ગુલામના કુલમા પણ જન્મ ભલે હો!"

એક વખત દેવોની સભામા ઇંદ્રને ઉદાસ જોવાથી તે ઉદાસીપણાનુ કારણ દેવો પૂછે છે, ઇંદ્ર કહે છે "આ ભવમા તો ઉદાસીપણાનુ કાઇ જ કારણ નથી પરન્તુ આવતા ભવની વિચારણા જ ઉદાસીપણાનુ કારણ છે જો શ્રાવકના( જૈનના ) ઘેર નોકર થવાય તો પણ ઇષ્ટ ! પણ નીસરણી સીધી ન ઉતરાતા અવળી ઉતરાઇ તો એકેન્દ્રિય સુધી પણ પહોચી જવાય!!"

ચ્યવનના અવસરે ઇંદ્રોને પણ આવી વિચારણા થાય છે

શ્રાવક કુલની પ્રાર્થનામા પારાવાર રહસ્ય છે એ કુલના સસ્કાર જગતભરમા શોધ્યા પણ ઉપલબ્ધ થતા નથી શ્રાવકને ત્યા નોકર થનારનો દુન્યવી દૃષ્ટિએ ગુલામીના કારણે ભલે તે ભવ સુધર્યો ન ગણાય પણ આગલો ભવ તો સુધરશે!! રસ્તામા મરતા જીવને પણ નવકાર મત્ર સભળાવવાની શ્રાવકની પરિણતિ છે તેવી જ રીતે પોતાના ઘેર રહેલા તિર્યચને પણ શ્રાવક નવકાર સભળાવે છે તો પછી ચાકરને તેનો આગલો ભવ સુધારવા માટે નવકાર કેમ ન સભળાવે!

કમઠ તાપસ પાસેના બળતા લાકડાને ચીરાવતા નીકળેલા, મરવા પડેલા સર્પને શ્રીપાર્શ્વનાથ ભગવાન્ નવકાર સભળાવે છે! કઇ દયા! કેવી ભાવ દયા!!

કોઇપણ જીવની ગતિ સુધારવી એ તો શ્રાવક કુલનો પરપરાગત જન્મસિદ્ધ સસ્કાર છે

શેઠ વિચારે છે કે, " જો શ્રાવકને ત્યાના નોકરનુ પણ અહોભાગ્ય ગણાય છે તો આ તો મારે ત્યા પુત્ર થઈને અવતર્યો છે, માટે કોઈ પણ રીતિએ મારે તેને ધર્મ પમાડવો જોઈએ "

ધર્મ કાંઈ ખાવાપીવાની ચીજ નથી કે જેને આપીએ તે તરત લઇ લે !

એક વખત તે નગરમા એક મહાન્ આચાર્ય પધાર્યા શેઠે આચાર્યશ્રીને પોતાના પુત્રને ધર્મ પમાડવા વિનંતિ કરી આચાર્યશ્રીનુ તો એ કામ જ છે ઉપદેશ દેવાનુ સ્વીકાર્યું શેઠે પુત્રને કહ્યુ "વત્સ ! સમર્થ આચાર્ય પધાર્યા છે, વિદ્વાન્ છે, ચારિત્ર્યવાન્ છે, તેમની પાસે બે ઘડી જા તો ખરો ! એમા નુકશાન નથી, કાંઇક જાણવાનુ મળશે !" પુત્રમા મર્યાદા તો હતી ઉચ્ચ કુલનુ એ લક્ષણ છે

પુત્ર પિતાના કહેવાથી બપોરે આચાર્યશ્રી પાસે ગયો આચાર્ય મહારાજાએ યોગ્ય ઉપદેશ સભળાવ્યો ઉપદેશ પૂરો કર્યા બાદ જ્યારે સૂરિજીએ 'શુ સમજ્યો ?' એમ પૂછયુ ત્યારે વિલક્ષણ ઉત્તર મળ્યો કે-"આપની દેશનાના ટાઈમમા દરમા જતા મંકોડાની મે ગણના કરી છે તેની સખ્યા ૧૦૮ની છે" આચાર્યશ્રીની ધર્મકથા કારણગત થઇ નહિ બીજા આચાર્ય મહારાજા આવ્યા ત્યારે તેમની પાસે પિતાએ ઉપદેશ સાભળતી વખતે ગુરુ મહારાજાની સામે જ જોવાની ભલામણ કરીને ઉપદેશ સાભળવા મોકલ્યો, ત્યા પણ પરિણામે એવો જ જવાબ આપ્યો કે-'દેશનાના ટાઈમમા આપના ગળાનો હડીઓ ૧૦૮ વાર ઊચો નીચો થયો તે મે ગણ્યો છે"

ત્રીજા આચાર્ય મહારાજા પધાર્યા શેઠે અથેતિ વાત કહી બબ્બે સમર્થ આચાર્યોના ઉપદેશનો પરિશ્રમ સફલ થયો નથી તે પણ જણાવ્યુ આચાર્યે તેને માર્ગે લાવવા યુક્તિ વિચારી શેઠે પુત્રને મોકલ્યો તે આચાર્યે પ્રથમ તો તેને ગમતી જ્યોતિષની તથાભૂત કાળની વાતો કહી તે વાતમા તેને તો રસ પડ્યો ! તેને થયુ "આ ગુરુ સારા છે !" આચાર્યે તેની પાસે જન્મોતરી પણ મગાવી અને જોઈ પણ ખરી ! આડબર તો કરવો જ પડે ને ! કહ્યુ કે-"જો તને આ ગ્રહ નડે છે આટલી તારા ભાગ્યની મદતા છે જેના ભાગ્ય તે જ હોય છે તેને ગ્રહ નડી શકતો નથી" આ રીતે તેનામા ભાગ્યનો ઉદય કરવાની જિજ્ઞાસા ઉત્પન્ન કરી ક્રમસર ભાગ્યનો પુણ્ય પાપ સાથેનો સબધ સમજાવવાથી તે માર્ગે આવી ગયો ! શેઠ પ્રસન્ન થયા ! !

## ધર્મકથા ! કથાના ચાર પ્રકાર.

ધર્મકથાના પણ ચાર પ્રકાર છે બીજાને જૈન શાસન તરફ લાગણીવાળો કરનારી ધર્મકથાના પ્રકારનુ નામ આક્ષેપણી

ખીંચવું સહેલુ પણ ટકાવવુ મુશ્કેલ ! શરીરમાથી રોગ મટાડવો સહેલો છે પણ રોગરહિતપણું ટકાવવુ મુશ્કેલ છે ધર્મ તરફ ખીંચાયેલાને માટે તે ફરીથી અધર્મ તરફ ન ખીંચાય તેવી સાવચેતીની જરૂર છે તેવી સાવચેતીવાળી ધર્મકથાના પ્રકારનુ નામ વિક્ષેપણી મતાતરોમાં શુ શુ અયોગ્ય છે તે સમજાવવાથી ત્યાથી સંકુચિત રહે જેમા અયોગ્ય પ્રકારો બતાવાય છે માટે તે પ્રકારની કથાનુ નામ વિક્ષેપણી છે

કેવળ મોક્ષનુ ( કર્મક્ષયનુ ) ધ્યેય બતાવનારી કથાના પ્રકારનુ નામ સંવેજની કર્મ બધાય શી રીતે, ભોગવાય શી રીતે અને આ ભવમા કરાયેલા કર્મો બીજા ભવમા શી રીતે ભોગવાય એમ કર્મનો આખો સિદ્ધાન્ત ધર્મકથાના જે પ્રકારમા હોય તેનુ નામ નિર્વેદની ( દશ૦ અ૦ ૩ હરિ૦ )

આ ચાર પ્રકારની ધર્મકથામા ધર્મતીર્થની સફલતા છે

પ્રભાવકોમા ધર્મકથા કહેવામા નિષ્ણાતને પણ ગણવામા આવ્યા છે મુખ્યતાએ ધર્મકથા દ્વારા જ ધર્મનો ટકાવ થાય છે જ્યા જ્યા સાધુઓ વિચરે છે ત્યા ત્યા ધર્મ કથાને લીધે ધર્મની છાયા હોય છે અને સાધુઓના વિહારના અભાવે ધર્મકથાનુ શ્રવણ ન થવાથી, ધર્મની છાયા ઘસાય છે–લોપાય છે

બાલકોને ધર્મમા કેટલા જોડ્યા એ કદી વિચાર્યું ? એ કમાશે શી રીતે તે વિચાર કાયમ પણ સદ્‌ગતિ દુર્ગતિનો વિચાર જ નહિ ? જ્યા પોતાના જ ભવાતરની ગતિનો વિચાર નથી ત્યા બીજાની શી વાત કરવી ?

તમામ બીનામા મતભેદ ભલે હો પણ માલ મિલ્કત, કુટુબકબીલો જે કાંઈ મેળવ્યુ છે તે મૂકીને જ જવાનુ છે તથા જવાનુ નક્કી છે એ તત્ત્વમા–એ મતવ્યમા કોઈનો મતભેદ નથી

જ્યારે જવાનુ જ છે, ક્યાક પણ જવાનુ તો છે જ પછી ત્યાનો વિચાર કરવાનો નહિ ? આ વિચાર જેઓ નથી કરતા તેઓને શાસ્ત્રકાર અસજ્ઞી કહે છે પુણ્ય પ્રકૃતિથી મન ધરાવતા હોય તે સજ્ઞી ગણાય પણ ભવિષ્યના ભવના વિચારણાના અભાવે ધર્મ તેમને સજ્ઞી ગણે શી રીતે ? મન તથા વિચારવાળાને શાસ્ત્રકાર તેટલા જ માટે સજ્ઞી ગણે છે કે તેઓ મન તથા વિચારથી ભવિષ્યની વિચારણા કરી શકે છે

કવિ કહે છે—

'સસાર સમજીએ શાણા, મુસાફરખાનુ !'

દુનિયાદારીના વિચારમા હુશિયાર છતા પણ ભવાતરનો વિચાર નહિ કરનારા શાસ્ત્રદૃષ્ટિએ અસજ્ઞી છે દડકાદિનુ જ્ઞાન હોય તો પણ શુ થયુ ? હેતુ તો ભવાતરની વિચારણાનો છે !

જો ધર્મકથા રૂચિ હોય તો પોતે પણ વાસિત થાય અને કુટુબને પણ વાસિત કરાય છે

દૃષ્ટાતમાનો ભિક્ષુકનો શબ્દ તે ઉપનયમા ધર્મકથા છે જેમ વકીલનુ બોર્ડ–બી એ. એલ એલ બી વગેરે અક્ષરોથી લખાયેલુ હોય તેમ સાધુઓનુ બોર્ડ ધર્મકથાનુ છે !

જેઓને ધર્મકથા સાભળવી હોય તેઓ સાધુ પાસે જાય ધર્મકથા સાધુ વિના બીજે સાભળવા મળશે નહિ

કુટુ બીઓ ભેગા થશે ત્યા ઘરની જ, કુટુબની જ વાતો, સારી કે નરસી ચાલશે. શેરીવાળા શેરીની વાતો કરશે જ્ઞાતિમા લગ્નની કે મરણુની (મ ડાયાની કે ર ડાયાની) વાતો ચાલશે વેપારીઓ તેજી, મદી, ફીચર અને ફોગરની વાતો કરશે પણ 'ધર્મ' શબ્દ, ધર્મકથા સાભળવાની તક કયા મળશે ? માત્ર શ્રમણુ ભગવાન્ પાસે જ મુનિમહારાજ પાસે જ એ અનન્ય લાભ મળશે અને ત્યા જ શાતિની–આત્મશાતિની અનુપમ અભિલાષા ફળશે ધર્મકથા શ્રવણુ કરવી એ જ તેઓનો દિવ્ય ઉપયોગ છે ઝવેરાતની કિંમત વાઘરી વાડે ન હોય તેથી ઝવેરીઓ ન ગણે એમ બને નહિ ભવાભિનદીઓ કે પુદ્ગલાનદીઓ ચતુર્વિધ સઘની ક્રિયાઓને ન ગણે (તેની કિમત ન ગણે) તેમા નવાઈ નથી

ધર્મીઓને તો ધર્મ સસ્થા જીવ–જીવન જેવી લાગે છે

卐 卐 卐

## મોક્ષમા સુખ શુ ? સસારમાં સુખ શુ ?

### શાસનથી પરને ગામનની ક્રિયાનો અધિકાર નથી

શાસ્ત્રકાર મહર્ષિ ગણુધરેશ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજ બૂસ્વામીજીને શ્રીસુયગડાગ શ્રુતસ્કધનુ શ્રવણુ કરાવતા પુડરીકાધ્યયનનો અધિકાર સમજાવે છે દષ્ટાતમાંની વાતો અનુવાદ માત્ર છે વિધાનથી એ નિરતર સ્મરણુમા રાખવુ કમળ ઉત્તમજાતિ છે તેની ઉત્પત્તિ કાદવમા છે ઉત્તમપણુાથી અલકૃત હોય તેનાથી અધમ સ્થળો અથવા અધમ સાથે રહી શકાય નહિ પણુ કમલ તો જડ છે ચેતન હોત તો ઘડીભર પણુ કાદવરૂપી અધમ સ્થાનમા રહેત નહિ

ઉપનયમા ભિક્ષુક તે ધર્મી, કાઠો તે ધર્મતીર્થ ધર્મતીર્થમા વિદ્યમાન મુનિવરો વ્યવહારનું સ્થાન છે જગતમા નિયમ છે કે પરીક્ષા પાસ કરી હોય છતાં સનન્દ ન મળે ત્યા સુધી પ્રેક્ટીસ કરી શકાય નહિ જૈનદર્શન જેને ધર્મકાય કહે છે તેવો સાધુ પણુ જો તીર્થમા ન હોય તો તેને ઉપદેશક થવાનો અધિકાર નથી. તે પોતાનુ કલ્યાણુ ભલે કરે પણુ અન્યને ઉપદેશ આપી શકે નહિ

असुचाकेवलि० (भग० श० ८, उ० ३१) કોઇ ગુરુ પાસે ઉપદેશ સાભળ્યા વિના જેને કેવલજ્ઞાન થયુ છે તેને ઉપદેશ આપવાનો અધિકાર નથી તેમની પાસે કોઈ દીક્ષા લેવા આવે તો દીક્ષા દેવાનો પણુ અધિકાર નથી કારણુ કે તે (શાસનમા–તીર્થમા) નથી

પરપરામા પ્રવેશ વિનાનાને ઉપદેશ દેવાનો, પ્રવચન આપવાનો અને પ્રવ્રજ્યા–પ્રદાનનો અધિકાર નથી આ વાત તો થઇ જેઓને શાસનની સાથે સબધ નથી તેમની જેઓ પ્રથમ શાસન સાથે સબધવાળા હોય પણુ પાછળથી છૂટા થાય તેમને માટે પણુ

તે જ નિયમ છે પાછળથી છૂટા થયેલા એટલે જિનકલ્પી, પ્રતિમાકલ્પી અને પરિહાર વિશુદ્ધિસયમી વગેરે સમજવા તેઓ તેવી રીતે તૈયાર તો શાસનના આલબનથી જ થાય છે વાઘણુ કે સિંહણનું બચ્ચુ વાઘણુ કે સિંહણનું દૂધ પીધાથી જ તેવુ થઈ શકે છે જિનકલ્પીઓ વગેરેનુ ઉત્પત્તિસ્થાન તો સ્થવિરકલ્પ જ છે દીક્ષા, વડીદીક્ષા સૂત્રાદેશ અને વાચનાઓથી પદપ્રાપ્તિ સ્થવિરકલ્પમા છે આ બધુ બધારણુ જિનકલ્પ વગેરેમા નથી જિનકલ્પી આદિ શાસનથી છૂટા થવાથી, શાસનથી નિરપેક્ષ થવાથી અશુચ્ચા કેવલીની જેમ તેમને પણ ઉપદેશ દેવાનો કે પ્રવ્રજ્યા આપવાનો અધિકાર નથી

## સાધુસેવાનુ ફળ !

પ્રથમ જણાવવામા આવ્યુ કે સાધુ શબ્દથી, પ્રવચનથી, ધર્મકથાથી ઉપકાર કરે એ કથન મુખ્યતયા જાણવુ તેઓ સસર્ગ તથા સેવાદ્વારા ઉપકારી છે અર્થાત્ તેમનો સસર્ગ કરવામા આવે, તેમની સેવા આચરવામા આવે તો સસર્ગ કરનારને, સેવા કરનારને તેઓ ઉપકાર કરી શકે છે

દુનિયામા વૃક્ષની સેવાનુ ફલ ફલ છે શેઠની સેવાનુ ફલ વેતન (પગાર) છે, વૈદ્યની સેવાનુ ફલ રોગથી મુક્તિ છે, ક્ષેત્ર-(ખેતર)ની સેવાનુ ફલ ધાન્ય છે, પણ સાધુની સેવાનુ ફલ શુ ? જિજ્ઞાસાભાવે આ પ્રશ્ન ઉચિત છે પણ સાધુવિદ્રોહી નવયુગ સર્જક કહેવાતો વર્ગ ટકોર કરે છે–આક્ષેપ કરે છે કે–" દુનિયાદારીની તમામ સેવાઓ ફળવતી છે પણ સાધુઓની સેવામા કાઈ તો ફળ બતાવો ! અર્થાત્ નિષ્ફળ છે ! "

પૂર્વપક્ષ તરીકે આચાર્યમહારાજ જણાવે છે કે–એક પત્થર રાજાને ત્યા જાય છે બીજો દરિદ્રીને ત્યા જાય છે પત્થરમા ફરક નથી સ્થાનમા ( પાત્રમા ) ફરક છે

મડદાના ( શબના ) મોમા મગના દાણા નાખો કે મરીના દાણા નાખો કઈ તફાવત નથી કેમકે ત્યા ચેતના જ નથી જેઓ વસ્તુસ્થિતિ સમજતા જ નથી, સમજણના ઘરમા આવ્યા જ નથી, જેઓને તત્ત્વની ઝાખી સરખી પણ નથી તેઓને સાધુસતોની સેવામા કાઈ ફળ દેખાશે નહિ

'જીવનનુ સાર્થક કેમ થાય ?' આ ખેવના ( કાળજી ) રાખનાર જ સાધુસતોની સેવાનુ ફલ સમજી શકે છે મેળવી શકે છે આસ્વાદન કરી શકે છે

આ શરીર કાયમ રહેવાનુ નથી તે તો ભાડાનુ ઘર છે આયુષ્ય એ શરીરરૂપી મકાનનો પટો છે તેની મુદ્દત પચીશ, પચાશ કે બહુ તો સો વર્ષ ! પછી ? મૂકવુ પડશે, નીકળવુ પડશે અને બીજે જવુ પડશે એ નિર્વિવાદ છે ચેતનવતને આવો વિચાર થાય અને તે સન્માર્ગ બતાવનારને શોધે જગલમા ભૂલા પડેલાને બીજો કાઈ વાધો નહીં પરતુ શરીર સ્વસ્થ છતા ભય લાગે છે કેમકે માર્ગ ભૂલાયો છે ! ભૂલો પડેલો આ જીવ પણ ભવજગલમા ભટકે છે, ભૂલોની ભેખડોથી ભરેલી કહો કે આ 'ભૂલભૂલામણી ભયભરી,

ભયંકર ભવાટવીમાં ભાનભૂલ્યો જીવ ભટકી રહ્યો છે. જંગલમાં કેડીઓ ઘણી કેડી ભૂલ્યા તો જવું હોય ક્યાં અને નીકળાય ક્યાં ! સંસારમાં પણ કેડીઓની કમીના નથી ધનમોહ, તનમોહ અને કુટુંબ, સંતાન, સંપત્તિ આદિનો મોહ આ બધી કેડીઓ કાંટાઓથી ભરેલી છે જંગલમાં માર્ગદર્શક મળે તો ( મૂર્ખાને કે અજ્ઞાન બાળકને ભયનો ખ્યાલ ન હોવાથી ભલે વ્હાલો ન લાગે પણ ) માર્ગ બતાવનાર કેવો વ્હાલો લાગે ? તે જ રીતિએ સંસારની ભીષણ ગલીઓમાંથી બચાવીને સીધે માર્ગે લઈ જનાર અને સન્માર્ગદર્શક માત્ર શ્રીમુનિવરો જ છે તે વિના છે કોઈ ? શુદ્ધ ઉપદેશ મળવાનું સ્થાન તો એક જ છે સામાયિક કે પૌષધમાં રહેલો અધિકારી શ્રાવક આપી શકે, પણ અમુક સમય માટે ! તે સમય મર્યાદિત છે સાધુઓનું તો નિરંતર ધર્મોપદેશ આપવાનું આવશ્યક છે

રાજાની કચેરીમાં અધિકારીઓ પણ આવે, તેમ પવિત્રાત્મા સાધુઓ પાસે તેમના દર્શનથી પુનિત થવા ધર્મનિષ્ઠો પણ આવે છે તેથી સાધુઓ પાસે જવાથી અનેક ધર્મનિષ્ઠોનો પણ સમાગમ થાય છે વ્યસની, ખાટકી, કલાલ, કંદોઈ વગેરેને ત્યાં તેવા માણસો આવે છે ત્યાં જવાથી તેવી ખાસીયતના મનુષ્યો દેખાય છે તે મુનિવરો પાસે ધર્મનિષ્ઠો આવે છે માટે તેમના દર્શન થાય છે ધર્માચરણ કરનારાઓનો મેળાપ પણ સાધુઓના નિવાસસ્થાને થાય છે તેથી કહ્યું કે दर्शन धर्मचारिणाम् । (શા વા સ શ્લો ૭ હરિ)

**મોક્ષમાર્ગના સાર્થવાહ મુનિવરો પાસે દુન્યવી ઈચ્છા કરવી તે નરી બાલીશતા છે.**

આવા સંસર્ગનો લાભ લેનાર માટે વિનયગુણની પરમ આવશ્યકતા છે દુનિયાદારીમાં માણસાઈ માટે પણ વિનય સાચવવો પડે છે, ઇતર જ્ઞાતિનો શ્રીમંત, ધર્મગુરુ આવેલ હોય, પુરાણી હોય કે કાજી કુરાની હોય તો પણ ' પધારો સાહેબ ! ' એમ શીસ્તપાલન કરવામાં તો તમે ચૂકતા નથી ! દુન્યવી વિનય કર્મબંધનો હેતુ છે, નિર્જરાનો હેતુ નથી ધર્મનિષ્ઠો, સંતસાધુઓના વિનય અને વૈયાવચ્ચ નિર્જરારૂપ છે સાધુઓ કે જેમણે મોક્ષ માટે પૌદ્ગલિક સર્વસ્વનો ત્યાગ કર્યો છે તેમની પાસેથી મોક્ષ મળી શકે મોક્ષની ઈચ્છા ત્યાં કરવી ઊચિત છે મોક્ષનો માર્ગ ત્યાં જ મળે ત્યાં જ મોક્ષનો માર્ગ મળી શકે માટે તે સિવાય બીજી ઈચ્છા ત્યાં રાખવી તે નરી બાલીશતા છે

સાધુઓ પાસે ભવ્યાત્માઓનો ઉપકાર કરવાનું પ્રબળ સાધન ધર્મકથા છે એકલો ધર્મ આત્મામાં રહે છે એકલી કથા રખડાવનારી છે માટે ધર્મકથા ધર્મપ્રધાન કથા તે ધર્મકથા દૃષ્ટાંતમાં શબ્દથી કમળ ઊડીને આવ્યાની ઘટનાનો ઉપનય ભવ્યાત્મા ધર્મકથાથી આકર્ષાય છે–આવે છે રાજા મહારાજાઓ ધર્મકથાથી પ્રતિબોધાય છે નાટક ચેટકથી, નાચનખરાથી, રંગરાગથી તેઓને રીઝવી શકાય–વશ કરી શકાય પણ તેથી કલ્યાણ બેમાનું એકનું પણ થતું નથી, જેમ કાદવમાંથી કમળ ઊછળ્યું તેમ પ્રતિબોધથી સામાને કામભોગરૂપી કાદવમાંથી ( કાદવની કદર્થનામાંથી ) બહાર ખેંચી કાઢવો જોઈએ !

તે જ નિયમ છે પાછળથી છૂટા થયેલા એટલે જિનકલ્પી, પ્રતિમાકલ્પી અને પરિ વિશુદ્ધિસયમી વગેરે સમજવા તેઓ તેવી રીતે તૈયાર તો શાસનના આલબન થાય છે વાઘણુ કે સિંહણનું બચ્ચુ વાઘણુ કે સિંહણનું દૂધ પીધાથી જ તેવુ થાઈ - જિનકલ્પીઓ વગેરેનુ ઉત્પત્તિસ્થાન તો સ્થવિરકલ્પ જ છે દીક્ષા, વડીદીક્ષા સૂત્રાદેશ વાચનાઓથી પદપ્રાપ્તિ સ્થવિરકલ્પમા છે આ બધુ બધારણ જિનકલ્પ વગેરેમા જિનકલ્પી આદિ શાસનથી છૂટા થવાથી, શાસનથી નિરપેક્ષ થવાથી અપ્રૂચ્યા કે જેમ તેમને પણ ઉપદેશ દેવાનો કે પ્રવ્રજ્યા આપવાનો અધિકાર નથી

**સાધુસેવાનુ ફળ !**

પ્રથમ જણાવવામા આવ્યુ કે સાધુ શબ્દથી, પ્રવચનથી, ધર્મકથાથી ઉપકાર કથન મુખ્યતયા જાણવુ તેઓ સસર્ગ તથા સેવાદ્વારા ઉપકારી છે અર્થા સસર્ગ કરવામા આવે, તેમની સેવા આચરવામા આવે તો સસર્ગ કરનાર કરનારને તેઓ ઉપકાર કરી શકે છે

દુનિયામા વૃક્ષની સેવાનુ ફલ ફલ છે શેઠની સેવાનુ ફલ વેતન (પગાર) સેવાનુ ફલ રોગથી મુક્તિ છે, ક્ષેત્ર-(ખેતર)ની સેવાનુ ફલ ધાન્ય છે, પણ સ ફલ શું ? જિજ્ઞાસાભાવે આ પ્રશ્ન ઉચિત છે પણ સાધુવિદ્રોહી નવયુગ સ વર્ગ ટકોર કરે છે-આક્ષેપ કરે છે કે-" દુનિયાદારીની તમામ સેવાઓ ફળ સાધુઓની સેવામા કાઈ તો ફળ બતાવો ! અર્થાત્ નિષ્ફળ છે ! "

પૂર્વપક્ષ તરીકે આચાર્યમહારાજ જણાવે છે કે-એક પત્થર રાજાને બીજો દરિદ્રીને ત્યા જાય છે પત્થરમા ફેરફ નથી સ્થાનમા ( પાત્રમા )

મડદાના ( શબના ) મોમા મગના દાણા નાખો કે મરીના દાણા તફાવત નથી કેમકે ત્યા ચેતના જ નથી જેઓ વસ્તુસ્થિતિ સમજતા જ નર ઘરમા આવ્યા જ નથી, જેઓને તત્ત્વની ઝાખી સરખી પણ નથી તેઓને સેવામા કાઈ ફળ દેખાશે નહિ

'જીવનનુ સાર્થક કેમ થાય ?' આ ખેવના ( કાળજી ) રાખનાર જ સેવાનુ ફલ સમજી શકે છે મેળવી શકે છે આસ્વાદન કરી શકે છે

આ શરીર કાયમ રહેવાનુ નથી તે તો ભાડાનુ ઘર છે આયુષ્ય એ મકાનનો પટો છે તેની મુદ્દત પચીશ, પચાશ કે બહુ તો સો વર્ષ ! પછી ? મૂક નીકળવુ પડશે અને બીજે જવુ પડશે એ નિર્વિવાદ છે ચેતનવતને આવો વિચ અને તે સન્માર્ગ બતાવનારને શોધે , જગલમા ભૂલા પડેલાને બીજો કાઈ વા પરતુ શરીર સ્વસ્થ છતા ભય લાગે છે કેમકે માર્ગ ભૂલાયો છે ! ભૂલો પડેલો અ પણ ભવજગલમા ભટકે છે, ભૂલોની લેખડાયો ભરેલી કહો કે આ 'ભૂલભૂલામણી ભર

વળી જોવા જનારા પ્રથમથી જાણે છે કે આ બધુ છે કૃત્રિમ! સત્ય નથી છત્રપતિ શિવાજી કે રાણાજી પ્રતાપનો પાઠ કૃત્રિમ છે એ સૌ જાણે છે હવે આમા જો વાધો નથી આવતો, મોજથી જોવાય છે, આનદ થાય છે એમ મનાય છે તો વિચારો, કલ્પના કરો કે એક સમયમા જેને ત્રિકાળ જ્ઞાન થઇ જાય અને તે ત્રિકાળ જ્ઞાનથી ભવચક્રમા ભમતા જીવોનુ સત્ય નાટક દેખો તો તેને કેવો અનિર્વચનીય આનદ થતો હશે દેવલોકના તમામ વિમાનોમા નાટકો ચાલુ થાય છે આ નાટકો તો તેની પાસે કચરો! જેને ત્રિકાલજ્ઞાન થયુ છે તે પેલા નાટકો જુએ તો પણ તેમા સુખ માન્યુ છે કયા? ગુલામ કુલની રાણી કરતા કુલમર્યાદાવાળી દરિદ્ર કુલની સ્ત્રી થવુ બહેતર છે

## ગુલામી પણ ગમી ગઈ છે

સસારી જીવો કર્મરાજાની ગુલામીમા જકડાયેલા છે કર્મ કહે 'મર' તો મરવુ પડે જે ગતિમા મોકલે–ધકેલી દે ત્યા જવુ પડે છે અને જે રીતે પીડે તે તમામ સહન કરવુ પડે છે કર્મની આવી ગુલામીથી સપડાયેલાઓ 'સિદ્ધમા શુ સુખ છે?' એમ શુ જોઇને બોલતા હશે!

પોતે કયા સુખમા છે? કોઈ એ ગુલામોની ગુલામી નાબુદ કરવા પ્રયત્ન કર્યો હતો ત્યારે કેટલાય ગુલામો સામા થયા હતા કેમકે તેઓ ગુલામીથી ટેવાયા હતા, ગુલામી તેમને ગમી હતી, પોતે ગુલામ છે એવુ તેમને બિચારાઓને ભાન નહોતુ જેમને કર્મની ગુલામી કોઠે પડી છે તેઓ જ કર્મની સામે બાંહ્યધરીરૂપ, મોક્ષમાર્ગપ્રદાયક મુનિવરોની સામે બકવાદ કરે છે કે–"મોક્ષમા શુ સુખ છે?" એક દિવસે ભવિષ્યમા આમ બોલનાર જ કર્મની સામે મોક્ષ માટે જરૂર થશે

જ્યા પુદ્ગલનુ લેશ પણ દબાણ નથી, કર્મની ગુલામીનુ નામનિશાન નથી, જ્યા અનતચતુષ્ટય રતિપૂર પણ ઘટયા વિના કાયમને માટે ઝળહળે છે તેવુ સ્થાન માત્ર મોક્ષજ છે

સિદ્ધના જીવો જે અદ્વિતીય સુખ વેદે છે (અનુભવે છે) તે તેઓ પોતે જ જાણે છે તેઓ અહીં કહેવા આવતા નથી, આવવાના નથી, આવી શક્તા નથી

શ્રી તીર્થંકરદેવ સપૂર્ણ જ્ઞાની છે તેઓ પોતાની જ્ઞાનદૃષ્ટિથી તે સુખને જાણે છે સિદ્ધોના તે અપ્રતિમ સુખનુ વૃત્તાત તેઓએ જ આપણને જણાવ્યુ છે

સુખ અનુભવવાનો સ્વભાવ જીવનો છે શરીરનો નથી શબ (મડદુ) કયા સુખને અનુભવશે? મોક્ષમા જ્યા શરીરજ નથી, કેવળ નિર્મલ આત્મા છે તેને આત્મીય સુખનો કેવો અનેરો આનદ આવતો હશે.

મોક્ષમાના સુખને વૈજ્ઞાનિકો પણ અતીન્દ્રિય માને છે

卐 卐 卐

ચાર મુસાફરરૂપી અન્યતીર્થિકો વિમાર્ગે ચઢેલાઓ ( કાનણુ કે માર્ગવિમુખ ), ધર્મ-કથાના અભાવે રખડ્યા ! ફસાયા ! !

રમા રામાની રમણતા તો ચોવીસે કલાકની છે અહીં પણ એ જ આશા જ્યા ભક્તો રમા રામાનો જાપ જપે, ગુરુ ગણાતા પણ એનો જ ગુંજારવ કરે ત્યા તારવા કે તરવાનુ છે જ કયા ?

મલમાથી ઉડેલુ કમળ ન રહ્યુ અન્યતીર્થિકનું, ન રહ્યુ ભિક્ષુકનું ! કમલનું ઉડવું એટલે ભવ્યનુ નિર્વાણ ! સમસ્ત આધિવ્યાધિઉપાધિથી છૂટી મોક્ષમા જવુ તે !

## બુદ્ધિના અજીર્ણવાળાઓનો પ્રશ્ન !

બુદ્ધિના અજીર્ણવાળાઓ પૂછે છે કે–" મોક્ષમા સુખ શુ ? ન ખાવુ પીવું, ન પહેરવુ ઓઢવુ, ન હરવુ ફરવુ ત્યા કરવુ શું ? '

એજ ખૂબી છે ! કરવું છે શું ? કર્યું તો અનાદિથી ઘણું ઘણું ! ! કરવાથા તો આ બધો કકળાટ છ ! પ્રથમ તો ગર્ભાવાસ જ નથી ( નવ માસ ), જન્મનું કષ્ટ નથી, જન્મતા માતાને તો જમના દ્વારે જવાનો પ્રસગ હોય છે તે ત્યા નથી, જરા નથી અને મરણ નથી ક્ષુધાવેદની ન હોવાથી ત્યા ખાનપાનની જરૂર નથી ખાનપાનથી થનારા વ્યાધિ પણ નથી

## પણ સુખ કયુ ?

તમને કોઈ બાલક પૂછે કે–" આબરૂનો ઉપયોગ શો ? નથી ખવાતી, નથી પીવાતી, કરવાની શી ? " તમે શુ જવાબ આપશો ? તમને તો આબરૂ ગળે વળગી છે, આબરૂ પાછળ તો ફના ફના થઇ જાઓ છો પણ બાળક એ સમજતો નથી કેમકે આબરૂનુ મૂલ્ય સમજવા જેટલી તેની વય નથી, તેનામા હજી તે બુદ્ધિ નથી તેનુ ધ્યાન માત્ર ખાવાપીવા નાચવાકૂદવામા છે ! આવુ બાળક આબરૂને ' હુમ્બક ' માને કે કહે તેથી ' આબરૂ ' ચીજ ઊડી જતી નથી, તેજ રીતે અનાદિકાલથી ઇંદ્રિયમગ્ન આત્માઓ તે સમજાવે તેટલુ સમજે છે તેના નચાવ્યા નાચે છે ઇંદ્રિયોનો ઉપયોગ મોક્ષ માટે જેનો હોય તેજ આત્મસ્વરૂપને જાણી શકે આધળો હીરાને જ જોઇ શકતો નથી પછી તેનુ તેજ જોવાની તો વાતજ શી ? બાહ્ય ઇંદ્રિયોમા આસક્ત જીવો આત્માને જ નથી જોઇ શકતા પછી તેમા રહેલા અનતજ્ઞાનાદિને જોવાની આશા શી ?

પોતે જેમા આસકત હોય તેમા આનદ માને એ ખુલ્લુ છે નાટક માટે સજ્જનો કહે છે " બળીનો દરબાર છે " તેના રસિકો અને દુર્જનો કહે છે " એ તો સસારનો અરીસો છે " એમ કહેનારાઓને જરા પૂછો કે નાટકશાળાની આસપાસ દેરાસરો અને ઉપાશ્રયો કેટલાક છે ? દારૂડીયા, લુચ્ચા, અને જુગારીઓનો શભુમેળો કેવો થાય છે ? એવા ધર્મહીનોના બજારમા પૈસા ભરીને જવુ, તન્દુરસ્તીના ભોગે નિદ્રા ખોવી, ઉજાગરો કરવો, બીજા દિવસે ધધામા ઝોકા ખાવા ત્યારે લાભ ? માત્ર બેચાર કલાક જોવુ અને સાભળવું !

કેસમા સાક્ષીઓ ઘણા હોય શકે પણ પક્ષકાર તો બે જ વાદી અને પ્રતિવાદી પક્ષ તથા વિપક્ષ વાવડીના સ્થાને લોકથી માડીને ઉપનયમા મોક્ષ સુધીની બીના જણાવી તેમા મુદ્દાવાળી બીના બે છે અન્યતીર્થિકની નિષ્ફલતા અને ભિક્ષુકની સફલતા કેસની બ્રીફોના પાના ગમે તેટલા હોય પણ તેમાથી તારવેલા ઇસ્યુ-મુદ્દા-પોઇન્ટ તો જરૂરી હોય તે ગણતરીના તેમ અહીં કહેવામા બધુ આવ્યુ, પણ સારભૂત હકીકત બે જ છે સાધુની સફલતા અન્યતીર્થિકની નિષ્ફલતા આ બે બીના બરાબર સમજાય, અર્થ વિચારાય તો અધ્યયન આખાનો સાર પામ્યા

અન્યતીર્થિકો તથા ભિક્ષુકની નજર લોક ( વાવડી ) તરફ છે પ્રથમ અન્યતીર્થિકો આવે છે કોઇ એમ કહેશે કે-' સાધ્ય સાધક ભિક્ષુકનો અધિકાર પ્રથમ નહિ કહેતા, નિષ્ફલતાનો અધિકાર પ્રથમ કેમ કહેવામા આવે છે

અહીં ઘટના યથા પ્રાધાન્ય ન્યાયે કરવાની નથી જ્યા સખ્યા અધિક હોય ત્યા આ ન્યાય હોય નહિ અહીં ઘટના ઉત્પત્તિ પ્રાધાન્ય ન્યાયાનુસારી છે स्पर्द्धे द्वयो पर સ્પર્દ્ધામા પ્રધાન તત્ત્વની ( પ્રાધાન્યની સયોજના છેલ્લે હોય છે જેમ વાસુદેવ ! રત્ન ત્રયીમા પણ ( सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग ) ચારિત્ર છેલ્લે છે एषा च पूर्वलाभे भजनीयमुत्तर उत्तरलामेतु ( लामेऽपि ह ) नियत पूर्वलाभ ( तत्त्वा० भाष्य. ) ચારિત્ર હોય તો દર્શન, જ્ઞાન, નિયત છે દર્શન, જ્ઞાનમા ચારિત્રની ભજના છે, એવો નિયમ છે આ ન્યાયે અનેકમા મુખ્ય એક છેલ્લે હોય છે માત્ર બેમા મુખ્યને પ્રાધાન્ય અપાય છે, જેમકે ज्ञानक्रियाभ्या मोक्ष. જ્ઞાન તથા ક્રિયાથી મોક્ષ છે જ્ઞાન તથા ક્રિયા એ બે તત્ત્વોમા જ્ઞાનને પ્રાધાન્ય આપ્યુ છે

## પરીક્ષા કરીને માનો પણ માનવાના આખાડા ન કરો !

માના ઉદરમા ( ગર્ભમા ) રહ્યાની વાત, ત્યા રહ્યા એ અનુમાનથી જણાય છે ગર્ભાવાસ યાદ ન આવે, ગર્ભની ગધાતી કોટડીમા ઘોર અધારામા ઊંધે માથે નવ નવ માસ સુધી લટકતા રહ્યા હોવાનુ યાદ ન આવે તેથી કાઇ, ' ગર્ભથી જન્મ નથી થયો, આકાશથી ઉતર્યા છીએ ' એમ મનાતુ નથી ક્યા જન્મ્યો, કોણે ઊછેર્યો, સ્તનપાનાદિની સ્મૃતિ આવે નહિ, તેથી તે બધુ મનાય નહિ એમ નથી આ બધી હાલત આત્માએ ચોક્કસ અનુભવી છે, માનવામા પણ છે પણ યાદ આવે છે? જેઓને ચાલુ ભવની વાત યાદ ન આવે ત્યા ગયા ભવની અને તેમા પણ શાસ્ત્રકાર અનાદિની વાતો કરે કહો શુ થાય !

ભેસ આગળ ભાગવત !

શાસ્ત્રકાર સ્પષ્ટ કહે છે, પડકાર કરીને કહે છે કે ' જીવ મિથ્યાત્વ યોગે અનાદિથી રખડે છે ! ' એ વાત ગળે ઊતરે છે?

## જીવ અનાદિથી મિથ્યાત્વ તથા અવિરતિથી રખડે છે.

**દૃષ્ટાંતની સરખામણી હેતુપૂરતી હોય છે**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજમ્બુસ્વામીને શ્રીસૂયગડાંગ સૂત્રના દ્વિતીય શ્રુતસ્કંધના પુંડરીકાધ્યયનનું શ્રવણ કરાવતાં સ્પષ્ટીકરણ કરે છે

કથન કરાતા દૃષ્ટાંતનું રહસ્ય ગ્રાહ્ય છે

जहा दुमस्स पुप्फेसु भमरो आवियइरस पुप्फं किलामेइ, णय सो अ पीणेइ अप्पयं ॥ (दशवै० प्र० अ० गा० २) વગેરેમાં 'ભમરો રસ લે છે' વગેરે કથનથી કહેવાનો આશય એ છે કે સાધુએ જીવનનિર્વાહ માટે જોઇતા આહાર-ગોચરી આ રીતિએ લાવવી જોઇએ ગૃહસ્થોએ પોતા માટે બનાવેલી રસોઇમાંથી પાછળ વાંધો ન આવે ( ફરી રસોઇ કરવી ન પડે અથવા તેમને ભોજનમાં ઊણપ ન આવે ) તેવી રીતે સાધુએ ગોચરી લેવી જોઇએ ભમરા અને પુષ્પો પોતપોતાના કર્મોદયે થયેલા છે તેમ ગૃહસ્થો ચારિત્ર મોહનીયના કર્મોદયથી અવિરતિમાં છે, સર્વવિરતિ સ્વીકારી શકતા નથી તેઓ રસોઈ સાધુ માટે કરતા નથી પોતાના માટે કરે છે તેમાંથી જેમ ભમરો જુદા જુદા ફૂલોમાંથી રસ લે તેમ મુનિવરો જુદા જુદા ઘરોમાંથી ગોચરી ગ્રહણ કરે છે

દૃષ્ટાંતનું રહસ્ય સમજાવવા વારંવાર, ફરીફરી વસ્તુના ખુલાસાની પુનરાવૃત્તિ કરવામાં આવે છે આ પુનરાવૃત્તિ દોષરૂપ નથી હિતપ્રદ છે जहा दुमस्स०-વગેરે કહ્યું પણ સાથે एमेए समणामुत्ता० ( दशवै० प्र० अ० गा० ३ ) એમ કહેવું પડ્યું, એટલે કે અમારો જીવનનિર્વાહ આ રીતે સુખેથી ( ખુશીથી ) કરીશું પણ न य कोइ उवहम्मइ० ( दश० प्र० अ० गा० ४ ) કોઈ પણ જીવનો અમારા નિમિત્તે ઉપઘાત થવો જોઇએ નહિ ' આ નિયમ તો મુદ્દાનો ! ભમરાને તો કોઇ પણ ફૂલ ચાલે, પણ અહીં 'જે આવે તે હોઇયા' એમ નથી આ તો વિરતીશ્વર શ્રમણ મહાત્માઓ ! દૃષ્ટાન્તની સરખામણી હેતુપૂરતી હોય છે, એક દેશીય હોય છે મુખને ચન્દ્રમાની ઉપમા અપાય છે ત્યાં સૌમ્યતા અને ગોળાકાર વગેરે સરખાવાય પણ ક્ષય, વૃદ્ધિ કે ડાઘની સરખામણીને અવકાશ નથી

સાધુઓને ગોચરીની અંગે ભમરાની ઉપમા આપી તેથી સાધુઓ ભમરા જેવા ચતુરિન્દ્રિય છે એમ માનવાનું નથી ભમરા અવિરતિ છે, સાધુઓ તો મહાવ્રતધારી છે, ભમરા તો ફૂલોને સ્પર્શે છે, ચૂસે છે જ્યારે આ મહાત્માઓ તો સંઘટ્ટાથી વિરમેલા છે, પરિગ્રહને તો તેઓએ સર્વથા તજ્યો છે સરખામણી કેટલી ? વિધવિધ પુષ્પોમાંથી ભમરાના રસગ્રહણ સાથે, જુદા જુદા ઘરોથી મુનિની ગોચરી જેટલી સરખામણી છે

દૃષ્ટાંતમાં વાવડી તો કોઇએ બનાવેલી છે ઉપનયમાં તેને સ્થાને કહેલા જગતનો પણ કોઈ બનાવનાર હોવો જોઇએ એમ નથી સાધર્મ્ય હેતુ પૂરતું જ લેવાનું છે તમામ ઉપમા માટે આ ન્યાય

## કર્મજન્મની પરંપરા અનાદિની છે.

તાત્પર્ય કે શાસ્ત્રકાર તો ફરમાવે છે કે, મસ્તક ડોલાવતા પહેલા હૃદય ડોલાવો! ખાત્રી કરો, પછી માનો! અનાદિકાલની વાતમા આશ્ચર્ય લાગે છે પણ વિચારો કે જવના દાણાની કે ઘઉંના દાણાની ઉત્પત્તિ ( શક્તિ ) ક્યારથી માનવી? મૂલ ઉત્પત્તિ ક્યારથી? દાણો અંકુરાથી! અંકુરો દાણાથી? દાણો? અંકુરાથી? એમ અનાદિ માન્યા વિના છૂટકો નથી ઈશ્વરના નામે ખોળા પાથરનારા અને લોકોને ધૂતી ખાનારાઓના ગુરૂ શંકરાચાર્યજીએ પણ उपपद्यते च संसारस्यानादित्वं अनादित्वे तु बीजांकुरन्यायेनोपपत्तेर्न कश्चिद्दोषो भवति। उपलभ्यते च संसारस्यानादित्वं श्रुतिस्मृत्योः। (શાંકર ब्रह्म सू० भा० २ अ पा १ सू. ३६) બીજાંકુર ન્યાયે સંસારને અનાદિ જણાવ્યો છે શ્રુતિ તથા વેદમા પણ યુક્તિથી સંસારનુ અનાદિપણુ કહ્યુ છે બીજ તથા અંકુરો પરસ્પર કાર્યકારણરૂપ છે પ્રથમ અંકુરાનુ બીજ તે કાર્ય નવા અંકુરાનુ કાર્ય બીજ છે સ્વયં કાર્યકારણરૂપે બીજ તથા અંકુરો છે જવ કે ઘઉનો દાણો કયા ખેતરમા ક્યારે થયો છે, કયા ખેડુતે વાવ્યો છે અને કોણે લણ્યો છે એ કાંઇ ખબર નથી પણ તેની ઉત્પત્તિ શક્તિ અનાદિની છે એમ કહી શકાય છે તેજ રીતિએ જીવનો જન્મ તો પ્રત્યક્ષ છે જ ને? સિદ્ધ છે ને? જન્મ થાય શાથી? કર્મથી કર્મ હોય તો જ જન્મ લેવો પડે છે વારૂ કર્મ ક્યારે હોય? જન્મ હોય તો બીજાંકુરની જેમ જન્મ તથા કર્મની પણ પરંપરા અનાદિની છે, કારણ કે જન્મ વિના કર્મ નથી. કર્મ વિના જન્મ નથી જન્મ એ કર્મનુ કાર્ય તથા કારણ બન્ને છે ગયા જન્મનુ કાર્ય કર્મ છે અને આ જન્મના કારણરૂપ છે સ્વયં કાર્યકારણરૂપ તથા પરસ્પર કાર્યકારણરૂપ જન્મ તથા કર્મ છે જો આ વાત ન મનાય તો મોક્ષ તત્ત્વ ઊડી જાય, કર્મ વગર સિદ્ધપણુ હોત તો જન્મ મરણુ કહેવા ન પડત શ્રીસિદ્ધ મહારાજાને કર્મરહિત તથા જન્મ મરણ રહિત માનવામા આવ્યા છે

કલ્પસૂત્ર તથા નામસ્તવમા કહ્યુ છે કે —छिन्नजाइजरामरणबंधणे ( कल्पसू व्या ६ ), विहुयरयमला पहीणजरमरणा ( नामस्तव गा ५ )

જન્મ, જરા, અને મરણના કારણરૂપ કર્મો છે કર્મ બંધનથી રહિત થવાપણુ માનીએ તો મોક્ષ મનાય

પ્રશ્ન—નિર્જરામા પણ કર્મક્ષય છે તો મોક્ષ તત્ત્વ (નવમુ) અલગ શામાટે વિહિત છે? તેરમા ગુણસ્થાનક સુધી દેશ નિર્જરા છે, ચૌદમા ગુણસ્થાનકના છેડે સર્વ નિર્જરા છે તો સર્વ કર્મનો ક્ષય નિર્જરામા સમાયો છતા મોક્ષ તત્ત્વ જુદુ કેમ કહ્યુ? સંવર જેમ દ્રવ્ય, ભાવ બે ભેદે મનાય છે તેમ દેશનિર્જરા, સર્વનિર્જરા માની શકાય છે

ઉત્તર—જો માત્ર કર્મક્ષય માનવો હોત તો મોક્ષ તત્ત્વની જરૂર નહોતી નિર્જરામા સમાવેશ થાત પણ નિર્જરાનો અર્થ એ નથી કે નવા કર્મો ન બંધાય સર્વ નિર્જરાથી

કોર્ટમા ખોટી સાક્ષી પુરનારને માટે વગર બારીની ઓરડી તૈયાર છે તમને વાત ગળે ઊતરે કે ન ઊતરે પણ પોતે અવળા ન ઊતરતા અવળુ બોલ્યા તો કર્મરાજા પાસે શુ ઓરડી નથી ? ઘણી છે ! !

શાસ્ત્રકાર મહાત્મા તો પરીક્ષા કરવાની છૂટ આપે છે તેઓ કહે છે પરીક્ષા કરીને જ કથનને સ્વીકારજો પરીક્ષા કર્યા વિના કીડીના કદોરાની જેમ ગ્રહણ કરશો નહિ

એક મહાત્મા રોજ વ્યાખ્યાન વાચે છે સભામા સમજદાર શ્રોતા માત્ર એક જ આવે છે તે નિરતર આવે છે એક દિવસ તે શ્રોતા આવ્યો નહિ વ્યાખ્યાનનો વખત થયો મહારાજશ્રીના મનમા થયુ કે-'કાઈ કામ હશે માટે મોડુ થયુ હશે થોડી વાર રાહ જોવી જોઇએ ' એમ ધારીને પાટે બિરાજતા નથી બીજા શ્રોતાઓ બેસવાનો આગ્રહ કરે છે અજ્ઞાનીની ભૂખ જૂદી જ હોય છે થોડીવાર રાહ જોયા બાદ મહારાજે વ્યાખ્યાન શરૂ તો કર્યું પણ આવા વિદ્વાન્ શ્રોતાની ગેરહાજરીમા તાત્ત્વિક પ્રવચન અપાય તો તે શ્રોતા તેનાથી વચિત રહે તે ઠીક નહિ, એમ ધારી વ્યાખ્યાન થોડુ કર્યા બાદ તેમા રાજાની વાત ચલાવી ( કહી )

" એક રાજા જગલમા ફરવા ગયો છે એકલો હતો દૂર નીકળી ગયો ! જગલમા કોઇ નહોતુ રાજાથી એકલુ રહેવાય ! ત્યા તેની નજરે એક કીડી જોવામા આવી તરત કીડી સાથે મૈત્રી કરી કીડી સાથે વાતચિત કરે છે, વિનોદ કરે છે શોધવા નીકળેલા માણસો રાજા પાસે આવી પહોચ્યા રાજા ઘેર ગયો, કીડી બ્હેનને સાથે લીધી તેણીના માટે સોની પાસે અલકારો કરાવ્યા " વગેરે—

બીજે દિવસે વ્યાખ્યાનના અવસરે પેલો શ્રોતા આવ્યો મહારાજશ્રીએ ( જાણવા ખાતર ) તથા સૌએ ( માત્ર શીસ્તપાલન ખાતર ) ગઇ કાલે ન આવવાનુ કારણ પૂછ્યુ તે મહાનુભાવે જણાવ્યુ-"ચોવીસ વર્ષથી મારે ત્યા આવેલા મ્હેમાનને વળાવવા ગયો હતો " તેનો તે વયનો પુત્ર મરી ગયો હતો એ ખુલાસો તેણે કહી બતાવ્યો. વિચારો કે કઇ પરિણતિ હશે ત્યારે આવો ઉત્તર અપાયો હશે

પછી તે શ્રોતાએ ગઇ કાલે અપાયેલા પ્રવચનનો અધિકાર જાણવા ઈચ્છા દર્શાવી જિજ્ઞાસા આનુ નામ! મહારાજશ્રીએ, પેલીરાજા, કીડી વગેરેની વાત કહી બાદીના શ્રોતાઓમાથી ગઇ કાલે તો કોઇએ કાઈ પૂછ્યુ નહોતુ 'હાજી હા!' કરી સાભળ્યા કર્યું હતુ પણ આ શ્રોતાએ રહસ્ય પૂછ્યુ; કેમકે અસભાવિત દેખીતી વાત મનાય કેમ ? તેમજ રખે તેમા કાઈ રહસ્ય હોય તો વચિત રહેવાય માટે ઉપેક્ષા પણ કેમ કરાય ? વિચક્ષણોનુ કર્તવ્ય છે કે પ્રતીતિ માટે ઉચિત પ્રયત્ન કરવો પ્રતીતિ વિના માનવુ નહિ મહારાજશ્રીએ ભેદ ભાગ્યો " કીડી નામની તે દાસી હતી દાસીએ માર્ગ બતાવ્યો તેના બદલામા રાજાએ વસ્ત્રાલકાર કરાવ્યા-બદલો વાળ્યો! " વગેરે—

ગમે છે કષાયોમા જ આનદ આવે છે, ધર્મકરણી તેને નવીન દેખાય છે, તેથી પ્રજલ્પવાદ શરૂ કરે છે બીજો કોઈ પાપથી બચવાનો પ્રયત્ન કરે તો પણ ખમાય નહિ વળી ધર્મીને 'ભગતડા' કહે! શાથી? રાખોડાથી ટેવાયેલ શ્વાન બાવનાચદનના વિલેપનને જોઈને ભસે છે, તેમ ધર્મીને ધન્યવાદ આપવો તો દૂર રહ્યો પણ આ તો ધર્મની અને ધર્મીની અવગણના કરે છે

માણસ માત્રની વિચારોની શ્રેણિ એકસરખી નથી, જુદી જુદી છે તેથી કર્મો પણ જુદા જુદા પ્રકારના બધાય છે સારા વિચારોથી સત્કર્મ બધાય અધમ વિચારોથી દુષ્કર્મ બધાય તે સ્વાભાવિક છે પેટમા થતી ગરમી નજરે દેખાતી નથી પણ થતી બળતરા ઉપરથી અનુમાન કરાય છે વ્યાધિ મુજબ વાયુ, પિત્ત કે કફના પ્રકોપનુ અનુમાન કરવામા આવે છે જે પ્રત્યક્ષ નથી ત્યા અનુમાન આધાર છે

ઉત્પત્તિક્રમમા મિથ્યાત્વ પ્રથમ છે આત્મામા અજ્ઞાન તથા અવિરતિ આજના નથી અનાદિથી જડ ઘાલીને પલિતની જેમ ચિટકેલા છે દર્શન, જ્ઞાન અને ચારિત્ર આદિ છે તે અનાદિના નથી

શાસ્ત્રકારનો હેતુ પણ મિથ્યાત્વાદિમાથી ખસેડી સમ્યક્ત્વાદિમા લાવવાનો છે માટે પ્રયત્ન પણ તેવો જ છે

જેમાથી ખસેડવાનો હોય તે પહેલુ સમજાવવું પડે

પહેલા ચાર મુસાફરો તે અન્યતીર્થિકો છે

નાસ્તિકો તો જીવને માનતા નથી તેઓ કહે છે કે 'યત્રોની પૂતળીઓ જેમ નાચે કૂદે છે તેમ આ પચભૂતનુ પૂતળુ પણ નાચે કૂદે છે'

એક મત એમ માને છે કે 'જીવ પણ છે : પાચ ભૂતો પણ છે' જીવ માનનારને મિથ્યાત્વી કહેવાય નહિ પણ આ મત જીવ એવા પ્રકારનો માને છે કે 'આ ભવમા થયો અને પાછો આ ભવમા મરી ગયો એટલે ખલાસ! પછી જીવ નથી! જેમ પાણીમા પરપોટો થાય છે, ફૂટે છે, પાછો પાણીમા સમાઈ જાય છે, તેમ પાચ ભૂતના સયોગે જીવ ઉત્પન્ન થાય છે પાચ ભૂતના નાશે જીવ નાશ થાય છે'

ત્રીજા મતવાળા એમ કહે છે "જીવ છે, આવે છે, જાય છે તે બધી વાત ખરી, ભવોમા રખડે છે તે પણ ખરુ પણ તે બધી કરામત ઇશ્વરની છે જેમ ગોળા કાઢવા, ફેરવવા, ઘુમાવવા, ગુમ કરવા વગેરે કરામત મદારીની છે તેમ જીવોની ગતિ, ક્રિયા તમામ ઇશ્વરની પ્રેરણાનુસારી છે"

ચોથા મતવાળા ભવિતવ્યતા માત્રને આગળ કરે છે તે ઇશ્વરને માને છે કર્મા

તમામ કર્મો છૂટી ગયા એ વાત સાચી પણ નવા કર્મો નહિ બધાય તેની ખાત્રી શી ? મોક્ષ તત્ત્વ તે છે કે જેમા નવા કર્મો બધાય નહિ અને સર્વ કર્મનો ક્ષય થએલો છે જ

એકેન્દ્રિયમા સૂક્ષ્મનિગોદમાના અપર્યાપ્ત જીવોને પણ પ્રતિક્ષણે નિર્જરા તો રહેલી છે કેદમા રહેલાની તો મીનીટે મીનીટે સજા ઓછી થાય છે

જે જીવો જે જે સમયે કર્મો ભોગવે છે તેમના તે સમયે તે કર્મો ઓછા થાય છે કર્મના ફળના ભોગવટાથી ક્ષણે ક્ષણે નિર્જરા થાય છે પણ બધારણ વિનાની ફરી પાછા કર્મ ન બધાય એવી શરત કોઇ સ્થાને નથી આ નિર્જરાઓ કેવી છે કે કર્મ તુટે ખરા પણ તેનો પગદડો જતો નથી ચૌદમા ગુણસ્થાનકને છેડે તે શરત છે કે ફરી કર્મ બધાતા નથી છૂટેલા કર્મ ફરીને વળગે નહિ, તેનો પગડડો રહે નહિ તેવા પ્રકારનો કર્મક્ષય તેનુ જ નામ મોક્ષ છે

આથી મોક્ષતત્ત્વ નિર્જરાથી ભિન્ન છે નવમું તત્ત્વ તે છે

મોક્ષે ન જવાય ત્યાસુધી જીવની રખડપટ્ટી ચાલુ જ છે એ પરિભ્રમણ અનાદિથી છે જઠરાગ્નિ, તૈજસ શરીરરૂપ ભઠ્ઠી તો પાસે પ્રત્યક્ષ છે, તેમા જે નાખો તે ભસ્મ ! તેને બાળવાનો પદાર્થ ન મળે તો માગીને લે ! કદાચ સદતર ન મળ્યા કરે તો બૂઝાઇ જાય ! એ ભઠ્ઠી અનાદિકાલથી પૂરાણી ? બીજી કોઠીઓ તો વર્ષે, બે વર્ષે પૂરાય પણ પેટની કોઠી પૂરાણી ખરી ? આ ભઠ્ઠી અનાદિની સળગેલી છે, તે ઓલાયા પછી સળગે નહિ તૈજસ અનાદિનુ છે તેનો અત થયા પછી પુન તેની પ્રાપ્તિ થતી નથી સસાર અનાદિ ન માનનારે જવાબ આપવો જોઇએ કે આ કાળી કોઠીમા લાગેલી ભઠ્ઠી ક્યારથી વળગી ? માતાની કુક્ષિમા ભઠ્ઠીની સાથેજ અવાય છે ! એ ભઠ્ઠીથી જ ખોરાક લેવાય છે જેથી શરીર બને છે, ખોરાક ભઠ્ઠીમા આવે છે તે શેકાય છે, જેમાથી કેટલાકનો રસ થાય છે, કેટલાકનો મલ થાય છે, મલ બહાર નીકળે છે અને રસ શરીર બનાવે છે

જીવ સસારમા અનાદિથી મિથ્યાત્વ તથા અવિરતિથી રખડે છે, જો સમ્યકત્વ પ્રાપ્ત થયુ હોત તો અર્દ્ધપુદ્ગલપરાવર્તમા મોક્ષે જાત મોક્ષે ગયો નથી તેમા તો શકા નથીને ! આથી અનાદિથી મિથ્યાત્વી સિદ્ધ થાય છે

## નવુ દેખાતુ ન ગમે એવી આદત એ જ આફત છે.

'નવું ન ગમે ' એવી કોઈ કોઇની આદત હોય છે બાવાજીને ત્યા એક કુતરો હતો બાવાજી રોજ શરીરે રાખ ચોપડતા તે કુતરો જોતો એક દિવસે કોઇ ભકતે બાવનાચદન આપ્યુ બાવાજીએ તેનુ વિલેપન કર્યુ તે નવુ જોઇને કુતરો ભસવા લાગ્યો ! ચદનનુ મૂલ્ય સમજવાનુ કામ મનુષ્યનુ છે, શ્વાનનુ નથી

તેજ રીતિએ જેઓ વિષયકષાયમા રાચ્યા માચ્યા છે તેમને ધર્મકરણી ગમતી નથી પેલા શ્વાનને જેમ રાખોડી ગમતી હતી તેમ આવા આત્માઓને માત્ર વિષયો જ

ત્યાગ ન કરવો અને ત્યાગનો નિયમ ન લેવો તેનું નામ અવિરતિ અવિરતિ એ જ કર્મબંધનનું કારણ છે કરે નહિ, ચિંતવે નહિ, સ્વપ્ને પણ જુએ નહિ એ ત્યાગ ન હોવાના કારણે, અવિરતિના કારણે કર્મ બંધાય છે આવી માન્યતા જૈનશાસન વિના અન્ય કોઇ દર્શનકારની નથી આવી માન્યતા મજબૂત થવી કેટલી મુશ્કેલ છે તેને અંગે યુક્તિ કરવી પણ મુશ્કેલ છે અવિરતિથી જેમ કર્મબંધન થાય છે તેમ વિરતિથી કર્મથી-કર્મબંધનથી બચી શકાય છે

પ્રશ્ન થશે કે—"જેને અંગે ચિંતવના ન હોય, ન વિચાર હોય, ન વાણી હોય, ન પ્રવૃત્તિ (ક્રિયા) હોય, અરે! સ્વપ્ન પણ ન હોય તેને અંગે કર્મબંધન શાથી?"

ઉત્તર-એનારકીસ્ટોની, બંડખોરોની ટોળીમાં જેના નામની નોંધ હોય, જેનું નામ તે દફતરમાં લખાયું હોય, જે તે ટોળીનો મેમ્બર હોય તે ઘરમાં હોય કે ભોંયરામાં હોય પણ કોઈ બનાવ બને ત્યારે ભલે તે ત્યાં હાજર ન પણ હોય, તે બનાવની તેને ખબર તો શું પણ સ્વપ્નેય ઝાંખી પણ ન હોય છતાં તપાસ ચાલે ત્યારે પોલીસ તેને છોડે ખરી? અર્થાત્ ન જ છોડે, કેમકે તેવી ટોળીનો તે મેમ્બર છે અલબત! જો તે ટોળીમાંથી રાજીનામું આપી દીધું હોય તો બચાવ છે પછી તેને કોઈ બોલાવશે નહિ તેમ—

સંસારી જીવો તમામ અઢાર પાપસ્થાનકોની ટોળીના મેમ્બરો છે

આ જીવ કયા પાપની ટોળીમાં સામેલ નથી થયો? પાપોથી મહાળવામાં અનંતા ભવોમાં કાંઇ બાકી ગમ્યું નથી! ગુન્હેગાર બચવા માટે મકાન બદલે, વેશપલટો કરે તેથી તે બીનગુન્હેગાર ઠરતો નથી, કોર્ટ તેને જતો કરતી નથી, કેમકે વ્યક્તિ તો તે છે! પૂર્વે આપણે પાપ કર્યાં હતાં-આ ભવે શરીરરૂપી ઘર જુદું છે પણ બંદા તો હસ્તે પોતે કે બીજા? છૂટાય તેમ નથી 'ખબર નથી' એ બચાવ ચાલે તેમ નથી ચોર ચોરી કરી દારૂ પીને સૂતો હોય-પોલીસ આવી તેને પૂછગાછ કરે-દારૂના નિશામાં ચોર કહી દે કે—'મને ખબર નથી' પણ તેથી પોલીસ પકડ્યા વિના રહેશે નહિ

ગમે ત્યારે (ગમે તે ભવમાં) ગમે તેને માટે (સ્ત્રી-પુત્ર-મા-બાપ ભાઈ વગેરે માટે) કરેલા કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી

## કેટલાક પાપો તો પ્રસંગના અભાવે નથી થતા બાકી બંદા તો તૈયારજ છે

વાસુદેવ, ચક્રવર્તી વગેરેની સત્તા મોટી છતાં મર્યાદિત છે તેમની સત્તાના ક્ષેત્રની મર્યાદા છે ચક્રવર્તીની સત્તા છ ખંડમાં છે કર્મરાજાની સત્તા ચૌદ રાજલોકમાં વ્યાપ્ત છે નાશીને જવાનું કયાં? તેવા પ્રયત્નથી તો બમણા ગુન્હેગાર થવાય! ચોરી કરનાર મારવાડી પોતાની જાતને છુપાવવા મરાઠો બને તો તે પકડાવાથી બે ગુન્હા માટે જવાબદાર બને છે ગયા ભવમાં કરેલા કર્મો ભોગવતાં પાછાં કર્મોજ કરીએ તો ગુન્હો વધે છે, ઘટતો નથી

નુસાર બદલો ઇશ્વર આપે છે તેમ માને છે પણ સારા ખોટા કર્મ માટેની સારી નરસી પ્રેરણા શાથી ?' તે પ્રશ્નના જવાબમા 'ભવિતવ્યતા' એ જ માત્ર આ મતધારીઓનો જવાબ છે

卐 卐 卐

## 'કરશે તે ભોગવશે ?' કે 'વિરમશે તે બચશે ?' સાચુ શુ ?
## પાપરૂપી પલિતોનો અનાદિથી વળગાડ શાથી ? અવિરતિથી.

### ટોળીના મેમ્બરોનો મજામા ભાગ છે જ

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને સૂયગડાગ સૂત્રને શ્રવણ કરાવતા પુડરીકાધ્યયન ક્રમસર સમજાવી રહ્યા છે

અ યતીર્થિકો તથા ભિક્ષુકોના વૃત્તાતને અગે કેટલાકોનુ માનવુ એવુ છે કે 'સારા સસ્કારથી આત્માને વાસિત કરેલો છે જેમણે એવા ભિક્ષુકનું વૃત્તાત પ્રથમ અને પછી અન્ય મતોના અધિકાર જણવવા આ ક્રમથી વર્ણન થાય તો આત્માને શ્રેયસ્કર થાય'

ધર્મકથાના ચાર ભેદોમા આક્ષેપણી, સવેજની, નિર્વેદની આ ત્રણ પ્રકારની કથાને સારી ગણી છે પણ વિક્ષેપણી નામની કથામા વિકલ્પ રાખ્યો છે કે તેવી કથાથી વખતે સમ્યક્ત્વ દૃઢ પણ થાય વખતે આ યુ પણ જાય અને વખતે મિથ્યાત્વ પણ આવે ! વિક્ષેપણી કથામા અ યમતોના દોષો જણાવવાપૂર્વક સ્વમતના ગુણોની સ્થાપના છે

વિક્ષેપણી કથા સિવાયની બાકીની ત્રણ પ્રકારની ધર્મકથાઓથી સમ્યક્ત્વની દૃઢતા જ થાય છે મિથ્યાત્વ તો ન જ થાય

જગતમા શ્રોતાઓ એકસરખી પરિણતિવાલા હોતા નથી તેઓ વસ્તુના ગુણ, દોષ, પરિણતિ તમામ તરફ દૃષ્ટિ કરનારા છે

કેટલાકો કહે કે–" આ તો કેવલ નિંદા છે આ લોકોનો તો શકર, વિષ્ણુ, નૈયાયિક, સાખ્ય બધાને ખોટા જ કહેવાનો ધધો છે આવુ સાભળીને તો સામો માર્ગ તરફ આવતો હોય તો પણ ખસી જાય કૃષ્ણજીએ ગોપીઓ રાખી પ્રેમ કર્યો વગેરે વાતોથી મતલબ શી ?" વગેરે વગેરે

'કરશે તે ભોગવશે ?' એ સિદ્ધા ત સામાન્ય જગતનો છે જૈનદર્શનનો નથી જૈનદર્શન 'કરે તે ભોગવે' એમ નહિ માનતા નહિ 'વિરમે તે ભોગવે' એમ માને છે જૈનદર્શનનો આ વાસ્તવિક સિદ્ધાત સમજનાર 'કરશે તે ભોગવશે' એમ બોલશે નહિ 'જે વિરમશે તે બચશે' એ મતવ્ય જૈનદર્શનનુ છે

કર્મબધનના કારણોમા અવિરતિ પણ મિથ્યાત્વની સાથે જ છે પચ્ચક્ખાણ ન કરવા,

અમુક નામ, અમુક સંખ્યા જણાવી હોય તો પાપ તેટલા પૂરતું વિચાર નિયમિત ન હોય ત્યાં સુધી પાપ આખી જાતિનું લાગે છે

પર્વત નીચે મનુષ્યો બેઠા હોય માનો કે શિખરજીની તલેટીએ મુનિરાજ વ્યાખ્યાન આપતા હોય, પર્ષદા સાંભળતી હોય તેવામાં પર્વત ઉપરથી વાઘ ઉતરતો દેખાય તો તમામનાં કાળજાં કેવા ધડકે છે ! વાઘ મારે તો પણ કાંઈ બધાને મારી શકવાનો નથી બે ત્રણને મારી શકે પણ દરેકના કાળજા તો થરથર કંપે છે ! આખી સભાને અંગે વાઘ ગણાય ઘાતકી ! તેમ લીલોતરીનો નિયમ ન હોય તો સર્વ લીલોતરી સંબંધી પાપ લાગે છે દરેક વિષયમાં તેમ સમજી લેવું જેને નિયમ નથી, જે છૂટો છે તેને ઘણી ઈચ્છાઓ થાય છે માટે તેની તરફથી જેમ પેલા વાઘ તરફથી દરેકને ચિંતા હતી તેમ લીલોતરીના સર્વ જીવને ચિંતા રહ્યા કરે છે વાઘની જેમ આ ત્રાપ મારશે એમ તે જીવોને ડર છે તેથી હિંસા ચાલુ જ છે

## કર્મ બંધનથી બચવાનો ઉપાય માત્ર એક જ છે વિરતિ.

લોકોના બચાવ માટે મોટર ચલાવનારે હોર્ન (ભુંગળુ) વગાડવું જ જોઈએ ન વગાડે તો ગુન્હેગાર ગણાય છે એ જ રીતે વિરતિ ન કરવામાં આવે ત્યાં સુધી હા કહો કે ના કહો પણ કર્મ બંધન ચાલુ જ છે હોર્ન નહિ વગાડવાથી કંઈ બનાવ બને, ડ્રાઈવરને કોર્ટમાં ઉભો કરવામાં આવે ત્યાં રીતસર જવાબ નહિ આપતા, પોતાની ભૂલ નહિ કબુલતા કોર્ટની સામે ઊલટો પ્રશ્ન પૂછે કે-'મને શાથી પકડવામાં આવ્યો છે ?' તો તે મૂર્ખ જ ગણાય છે કર્મો કરીને આવેલાઓને વિરતિ ન કરવા છતાં, "કર્મ બંધન થાય કેમ ?" આવો પ્રશ્ન ઉદ્ભવે છે શાથી ? કારણ એક જ છે કે જગત્ આખાની પ્રવૃત્તિ તેવી છે

નોકર સર્વ સામગ્રી શેઠને તૈયાર કરી આપે માટે શેઠને શું પાપ ન વળગે ? વળગવાનું જ ! શેઠના હુકમથી નોકર કોઈનું ખૂન કરે તો શેઠ કાયદાની ચુંગાલમાંથી છટકી શકવાનો નથી અન્યને બચાવવાની બુદ્ધિ હોય તો જ પોતાનો બચાવ છે વિરતિ એક જ માત્ર કર્મ બંધનથી બચવાનો ઉપાય છે

અન્ય મતો માને છે કે કાયાથી હિંસાદિ થાય છે તેમજ વાણીથી તથા મનથી પણ હિંસાદિ પાપ લાગે છે જૈન મત કહે છે કે-વિરમે નહિ, વિરતિ સ્વીકારે નહિ ત્યાં સુધી હિંસાદિ પાપરૂપી પલિતોનો વળગાડ ચાલુ જ છે

પ્રવૃત્તિ વિના પાપ લાગતું નથી એમ કહેવું નકામું છે અસંગત છે વૃક્ષાદિમાં વચનાદિ નથી છતાં રખડે છે એકેન્દ્રિય-સૂક્ષ્મ એકેન્દ્રિય પોતે કોઈને મારે નહિ, કોઈથી મરાય પણ નહિ અજવાળું એવા સૂક્ષ્મ પુદ્ગલોનું છે જે કાચના પુદ્ગલોને બાધક છે તેથી બાધ્ય થઈ શકતું નથી કોઈને ઉપઘાત કરી શકે નહિ તેવા સૂક્ષ્મ પૃથ્વીકાયાદિના પુદ્ગલો છે વચન અને મન તો છે જ નહિ કહો એકેન્દ્રિયના જીવો કેવા દયાળુ ! તે

જેમ દફતરમાંથી નામના આધારે પેની ટોળીમાંનો મેમ્બર છટકી શકતો નથી તેમ આ જીવ પણ પાપસ્થાનકોની ટોળીમાંનો અનાદિથી મેમ્બર છે તે છટકી શકે શી રીતે?

જ્યાં સુધી ટોળીમાંથી રાજીનામું આપી છૂટો ન થાય ત્યાં સુધી તે મેમ્બર ઉપર પોલીસની નજર કાયમ રહે છે, તેમ જ્યાં સુધી વિરતિ ન હોય ત્યાં સુધી કર્મબંધન ચાલુ જ છે

'પાપ ન કરવા છતાં કર્મબંધન શાથી?' એ પ્રશ્નની સામે જ એ પ્રશ્ન છે કે પાપ ક્યાં સુધી નથી કરતા? જ્યાં સુધી પ્રસંગ આવતો નથી ત્યાં સુધી? પ્રસંગે કીડી મંકોડીની જયણા પણ સચવાય છે? પાપમાં પડવા તો બેય પગે તૈયારી છે પણ પ્રસંગે? જો તેમ ન હોય તો પ્રતિબંધ (નિયમ) કેમ થતો નથી? 'ગમે તેવો પ્રસંગ પ્રાપ્ત થવા છતાં પાપ (હિંસાદિક) નહિ કરૂં એવો નિયમ છે? પાપનું રાજીનામું આપવું નથી અને કર્મબંધથી બચવું છે? કુતરો તાક મારવા તૈયાર છે પણ બિલાડો પોતાના નશીબના યોગે તેના ઝપાટામાં આવતો નથી બિલાડો પણ ઉંદરને છોડે તેમ ક્યાં છે? ઉંદર સપાટામાં આવવો જોઈએ! કેદમાં પડેલો ચોર કેદમાં તો ચોરી કરતો નથી તો શું શાહુકાર ગણાશે? નહિ! કેદમાં ચોરી કરવાનો પ્રસંગ ક્યાં છે? જેલ બહાર હોય, માલ મારવાનો (ચોરીનો) મોકો મળે તો ક્યાં મૂકે એમ છે? ચોર તે ચોર! તેમ આપણે પાપમાં પડવા તો તૈયાર જ છીએ પ્રસંગની જ ખામી છે

આ વાત સમજાશે તો ખ્યાલ આવશે કે–નહિ વિચારવા છતાં, નહિ બોલવા છતાં, સ્વપ્ન પણ નહિ છતાં પાપ શાથી બંધાય છે!

નોકરની તો દાનત શેઠની તીજોરીમાં હાથ મારવાની છે પણ તેવી તક મળે તો ને! શેઠનું પણ નશીબ હોય ને! જગતના જીવોના પણ નશીબ હોય એટલે પ્રસંગ આવે નહિ બાકી પ્રસંગે પાપ કરતા ક્યાં વાર છે?

## વિરતિ નથી એજ કર્મબંધન છે

'પ્રસંગ આવેથી પણ અઢારે પાપસ્થાનકો ન સેવવા' એવો નિયમ કરી એ ટોળીમાંથી રાજીનામું અપાય, તે ટોળીથી છૂટા થવાય તો કર્મબંધનથી બચાય 'ધન માલ જાય, દેહ, દોલત, કુટુંબ વગેરે તમામ પાયમાલ થાય પણ પાપ તો ન જ કરવું' આવી પ્રતિજ્ઞા કરો પછી પાપનો સંતાપ ટળી જશે

જૈન દર્શનની આ વિષયમાં ક્યાં સુધી ઝીણવટ છે! એક મનુષ્યને લીલું શાક ખાવાનો વિચાર થયો કયું શાક તે નક્કી નથી આ વિચારથી તે મનુષ્યે તમામ લીલોતરી જાત ઉપર હિંસાનું તીર ફેંક્યું! એ તીર કોને લાગશે તે એ નક્કી નથી કદાચ તે શાકમાં

જૈન શાસ્ત્રકારોએ તથા અન્ય શાસ્ત્રકારોએ નાસ્તિકનુ લક્ષણુ આ પ્રમાણે કહ્યુ છે કે **नास्ति परलोकादिरिति मतिर्यस्य स नास्तिक** ( सि० हे० सू० ६-४-६६) અર્થાત્ પર લોકાદિ બુદ્ધિ જેને નથી (જેની માન્યતામા પરલોક વગેરે નથી) તે નાસ્તિક છે

'જીવાદિ ન માને' એ નાસ્તિક એટલુ જ નહિ પણ પરલોકાદિ નથી એવી બુદ્ધિ ધરાવનારને નાસ્તિક માન્યો છે

આ બન્ને નાસ્તિક મતો ( જીવ ન માનનાર તથા જીવને આ ભવ પૂરતો માનનાર ) ગત ભવ કે ભવિષ્યના ભવોને ( પુનર્જન્મ-પરલોક-ગતિને ) માનતા નથી ગમનાગમન તેમની માન્યતાથી બહાર છે માટે તેઓ આસ્તિકયની બહાર છે

## ટોપનો ટોપલો ઇશ્વરને.

ત્રીજો નાસ્તિક મતવાદી જીવ, પરલોક વગેરે તમામ માને છે પણ તે બધાનો હવાલો ઇશ્વરને આપે છે આનુ નામ ઇશ્વરવાદી

" યત

> આ હુ કરૂ, આ મે કર્યું, એ માનવી મિથ્યા બકે !
> ઇશની આજ્ઞા વિના, ના પાન પણ હાલી શકે ! !
>
> એક કવિ. "

ઇશ્વરવાદી માને છે કે—

" ઘડિઆળમા, મનુષ્ય આલારામના ટાઇમ ઉપર કાટો મૂકે, ચાવી આપે તો તે ટાઈમે ટણુણુ ઘટડી આપોઆપ વાગે છે, ચાવી આપવાથી ફોનોગ્રાફ ચૂડી મારફત સગીત સભળાવે છે તેમ જગતની તમામ પ્રવૃત્તિમા કારણભૂત ઇશ્વરી પ્રેરણા છે "

ઇશ્વરવાદીએ જીવનો પુનર્જન્મનો સ્વીકાર કર્યો પણ જવાબદારી, જોખમદારી ઢોળી ઇશ્વરના શિરે

મનુષ્યની છીંક અપશુકન ગણાય છે પણ ફોનોગ્રાફ્માની છીંક ( ચૂડી ઉતારતી વખતે) ચૂડીમા ગાયન (શબ્દના પુદ્ગલો) ઉતારતી વખતે થયેલી છીંક પણ ચૂડીમા ઉતરી જાય ગાયનની માફક તે પણ સભળાય ! અપશુકનરૂપ ગણાતી નથી તેને અપશુકન ગણનાર મૂર્ખ ગણાય કેમકે તેમા તે વખતે જવાબદારી કે જોખમદારી કોઇની નથી

અહીં પણ જે બને છે તે ઇશ્વરી પ્રેરણાથી બને છે એવી માન્યતા છે, પછી વાધો જ કયા ! અપશુકન રહેતું જ નથી ને ! જવાબદાર તથા જોખમદાર એક જ ! અને તે બીજો કોણ હાથમા આવે ? ઇશ્વર ! ! !

બિચારા અનાદિથી સૂક્ષ્મપણામા શાથી ? એક જ કારણ કે પાપની પ્રવૃત્તિ નથી પણ પ્રતિજ્ઞા ક્યા ! પાપ ન કરવાની પ્રતિજ્ઞા–વિરતિ લેવાય તો જ કર્મ બધન અટકે છે

卐 卐 卐

## કામભોગાસક્તોનુ પ્રદર્શન !

### પરલોકાદિ બુદ્ધિ જેને નથી તે નાસ્તિક!

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ શ્રુતસ્કધને ક્રમસર સમજાવતા પુડરીકાધ્યયનનો અધિકાર કહે છે

દૃષ્ટાન્તમાના ચાર મુસાફરોને સ્થાને ઉપનયમા અન્યતીર્થિકો છે તે જોઇ ગયા જીવ માટે જુદા જુદા મતોનુ મતવ્ય જુદુ જુદુ છે એક માત્ર પાચ ભૂતોને જ માને છે, તે સિવાય કોઇ પદાર્થ માનતો જ નથી એટલે ત્યા જીવની માન્યતાજ નથી બીજો મત પાચ ભૂતો સાથે છઠ્ઠો પદાર્થ જીવને માને છે પણ જેમ તેની ઉત્પત્તિ તથા નાશ પાચ ભૂતોની જ સાથે માને છે તેમનુ માનવુ એવુ છે કે–" પાણી વરાળરૂપે થાય છે, તે જ વરાળ પાણીરૂપે થાય છે વરાળ વસ્તુ દેખાય છે જુદી પણ તે મૂલ તો પાણીજ છે અગ્નિ તથા પાણીના સયોગથી વરાળ ઉદ્ભવી છે તેમ જીવ છે ખરો, હલનચલન, બોલવુ વગેરે કામ જીવનુ ખરૂ પણ તે જીવ કે આત્મા જે કહો તે ચીજ પાચ ભૂતોથી ઉત્પન્ન થયેલી છે વાસ્તવિક તે પાચ ભૂત રૂપ જ છે, માટે તે પાચ ભૂતો વિલીન થતા સાથે તે પણ વિલીન જ થાય છે માટે જીવને ભવાતર રહેતુ નથી "

આ મતવાળાએ જીવ પદાર્થને આ રીતે માન્યો કહો કે વાસ્તવિક રીતિએ માન્યો જ નથી આવા મતવાદીને શાસ્ત્રકાર આત્મસષ્ટવાદી કહે છે આ અન્યતીર્થિક (મતવાદી) આસ્તિકોને ફસાવવા માટે આત્મા નામના છઠ્ઠા પદાર્થને માને છે, કેમકે 'હુ નથી' એ કથન મૂર્ખ પણ માનવા તૈયાર નથી 'હુ નથી' એ કથનમા જો 'નથી' તો 'હુ' કોણ ? 'હુ' એટલે કાઇક છુ તે વાત સિદ્ધ જ છે સ્પર્શનેન્દ્રિય તે પૃથ્વી, પાણી તે રસ, પ્રાણ તે વાયુ, ચક્ષુ તે તેજ (અગ્નિ) અને કર્ણ ( કાન ) તે આકાશ એમ પાચ ભૂતોની પાચ ઇંદ્રિયો માનવામા આવી છે 'મે સાભળ્યુ, મે જોયુ, હુ કરૂ છુ, હુ વાચુ છુ' વગેરે રીતિએ બોલાય છે તેમા 'હુ' 'મે' એ કોણ ? શુ સ્પર્શ, રસ વગેરે ? ના! એજ આત્મા! આસ્તિકો આ રીતિએ જ્યારે આત્માને માને છે ત્યારે ( એક મતવાળાએ તો આત્મા માન્યો જ નહિ ) એક મતવાલાએ આત્મા માન્યો તો ખરો પણ ઉત્પત્તિ તથા નાશ અહીંજ રાખ્યા !

આ રીતે આત્માને માન્યો પણ ભવાતર માન્યુ નહિ તેથી પુણ્ય પાપની વાતને ઊડાવી દીધી પુણ્યપાપની વાત હોય તો સ્વચ્છદી વર્તનમા પ્રતિબધ નડે ને

## 'ઇચ્છા એ જ ધર્મ !' એ મતવ્ય નાસ્તિકોનું !

ચોથો મતવાદી ઇશ્વરને માથે દોષનો ટોપલો ઓઢાડતો નથી એટલો સારો ! એને 'માત્ર ભવિતવ્યતાએ જ' એ ભૂત વળગ્યુ છે

કોઈને એવો પ્રશ્ન થશે કે બૌદ્ધ, સાખ્ય, નૈયાયિકને ન ગણાવ્યા, ત્રણુસે ત્રેસઠ પાખડી કહેવામા આવ્યા છે તેમને ન ગણાવ્યા, ચાર દિશાના ( દૃષ્ટાતની ઘટનાના ) હિસાબે ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી ન ગણાવ્યા આ રીતે ન ગણાવતા મતવાદીઓની ગણુના આ રીતિએ કેમ કરવામા આવી

ક્રિયાવાદની દૃષ્ટિએ આ કથન નથી જેઓની મીંટ( નજર ) કામભોગ ઉપર છે, જેઓ કામભોગમા ખૂચેલા છે, જેમને મોક્ષ માનવો નથી તેવા મતવાદીઓ માટે અત્ર કથન છે

બૌદ્ધો મોક્ષ માને છે, નૈયાયિકો સાત પદાર્થોનુ સાધર્મ્ય વૈધર્મ્ય જાણુવાથી, એકવીશ દુ ખોના નાશથી મોક્ષ માને છે સાખ્યો प्रकृतिवियोगो मोक्ष० (षड्द० स० हरि श्लो० ४३) પ્રકૃતિવિયોગ મોક્ષ માને છે આ મતવાળાઓ મોક્ષને માનનારા હોઇ તેમના માટે કહેવામા આવ્યુ નથી અહીં કામભોગાસક્ત નાસ્તિકો માટે ઉલ્લેખ છે નાસ્તિકોના વચનો જ તેમની કામભોગાસક્તિના પ્રબધ પુરાવા છે धर्म कामात् परो नहि ( षड्द० स० हरि श्लो० ८६ ) 'ઇચ્છા થાય તે જ ધર્મ તે સિવાય બીજો કોઇ ધર્મ નથી' આ મતવ્ય નાસ્તિકોનુ છે ધર્મશાસ્ત્રને માનનારા આસ્તિકો, મુમુક્ષુઓ જે તપશ્ચર્યાને મોક્ષનુ અગ માને છે તેને નાસ્તિકો લાધણુ કહે છે તત્ત્વનુ મૂલ્ય અજ્ઞાનીઓને હોતુ નથી જ્ઞાનીઓ જ જાણે છે ત્રિલોકનાથ શ્રીતીર્થંકરદેવ જેઓ ગર્ભથી ત્રણુ જ્ઞાન ધારણુ કરનારા હતા તથા દીક્ષા પછી ચાર જ્ઞાન ધારણુ કરનારા હતા તેમને તપશ્ચર્યા જરુરી જણાઇ( લાગી ) સામાન્ય જ્ઞાનવાળા, થોડુ ભણેલા તપશ્ચર્યાની અવગણુના નથી કરતા તેટલી કહેવાતા કેળવાયેલાઓ કરે છે ભોગજોગે બારે મહિને એકાદ ઉપવાસ કરે, પારણુમા ધ્યાન રાખે નહિ તેથી તબિયત બગડે તેનો દોષ તેવાઓ તપમા આરોપે છે

અક્કલના ઇજારદારો ( કહેવાતા અધ્યાત્મીઓ ) કહે છે, "તપ તો અજ્ઞાનીઓ માટે છે" પણુ આવુ બોલનાર જેવો બીજો અજ્ઞાની મળવાનો કયા છે ?

તપ કર્મ ક્ષયનુ કારણુ છે तप कर्मविनाशाय

તપને ઉડાડવા કહેવાતા પણ્ડિતો કહે છે—"જ્ઞાની શ્વાસોશ્વાસમા, કરે કર્મનો ક્ષય !" વાત ખરી પણુ તે જ્ઞાની કયા ? આવા પોથા પણ્ડિતો નહિ ! એ જ્ઞાનીઓ તો તપને પરમકર્ત્તવ્ય ગણે છે તેઓને તો તપ ચાલુ જ છે તેમનુ જીવન તો તપરૂપ છે

પ્રથમના એ નાસ્તિક મતવાદીઓ તો ખુલ્લા હતા પણ આ ભાઈ સાહેબ ( બદા ) તો ઇશ્વરનો પડદો આડો ધરે છે એક વ્યક્તિ બીજીને તમાચો મારે ત્યા હાથ બચાવરૂપ છે તેમ અહીં બચાવરૂપ ઇશ્વરને ધરવામા આવ્યો છે

દેશના નેતાઓ પણ વિપરીત પરિણામનો દોષ કોને દે છે ? ઇશ્વરને

અવળી મતિ પોતાની, પાસા અવળા નાખે પોતે અને ગુન્હેગાર ઇશ્વર ? પ્રયત્ન કરતા પહેલા, પ્રવૃત્તિના પ્રારભ પહેલા ઇશ્વરી આજ્ઞાની તપાસ કરી હતી ? ઇશ્વરને પૂછ્યું હતુ ?

ઇશ્વર કે અતર અવાજના નામે નાચવુ, નચાવવુ છે કે બીજુ કાંઈ ?

એવા દેશના નેતાને પૂછો કે—' જો તમને ઇશ્વરી પ્રેરણા હતી તો તમારા પ્રતિપક્ષને એ પ્રેરણા નહોતી ? '

મદારી માકડાને નચાવે છે, રમાડે છે અને ખવરાવે છે ઇશ્વર–રૂપ મદારી તો નચાવ છે અને માર પણ મરાવે છે

એક મનુષ્યે બીજાને ગાળ દીધી બીજાએ તેને તમાચો માર્યો તેથી પેલાનો ગાલ સૂઝી ગયો પ્રેરણા કરીને ગાળ દેવરાવનાર ઇશ્વર પણ ગાલ સૂઝ્યો કોનો ? ઇશ્વરનો કે મનુષ્યનો ? ગુન્હો કોનો અને સજા કોને ? અરે ! પ્રેરણા તથા સજા બન્નેનો કર્તા એ એક જ છ ને ?

પશ્ચિમના ગીધડાઓ પણ જગતને લૂટવાનો ઇશ્વરી હક્ક તેઓને મળ્યો હોવાનુ જણાવે છે

' ઉપવાસમા પણ ઇશ્વરી પ્રેરણા અને પારણામા પણ ઇશ્વરી પ્રેરણા ! નરસા કામની તેમજ સારા કામની બન્ને પ્રેરણા ઇશ્વરની ? પાછળથી સજા કરવા કરતા નરમી પ્રેરણા કરવી જ નહિ એ શુ ખોટુ ? ' વગેરે પ્રશ્નમાળા સામે ઇશ્વરવાદીનો મૌન સિવાય બીજો જવાબ નથી પ્રથમના એ નાસ્તિક મતો કરતા આ તો વધુ ખરાબ કેમકે જવાબદારીજ ન મળે ! જ્યા હોય ત્યા, ગમે તેમ નાચો કૂદો એવો પણ એક જ ઉત્તર કે—

" એ તો ઇશ્વરની લીલા "

શ્રી આનદઘનજી ફરમાવે છે

" કોઇ કહે લીલારે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ,
દોષ રહિતને લીલા નવી ઘટે રે, લીલા દોષ વિલાસ "

## 'ઇચ્છા એ જ ધર્મ !' એ મતવ્ય નાસ્તિકોનુ !

ચોથો મતવાદી ઇશ્વરને માથે દોષનો ટોપલો ઓઢાડતો નથી એટલો સારો ! એને 'માત્ર ભવિતવ્યતાએ જ ' એ ભૂત વળગ્યુ છે

કોઈને એવો પ્રશ્ન થશે કે બૌદ્ધ, સાખ્ય, નૈયાયિકને ન ગણાવ્યા, ત્રણસે ત્રેસઠ પાખડી કહેવામા આવ્યા છે તેમને ન ગણાવ્યા, ચાર દિશાના ( દષ્ટાતની ઘટનાના ) હિસાબે ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી ન ગણાવ્યા આ રીતે ન ગણાવતા મતવાદી ઓની ગણના આ રીતિએ કેમ કરવામા આવી

ક્રિયાવાદની દષ્ટિએ આ કથન નથી જેઓની મીંટ( નજર ) કામભોગ ઉપર છે, જેઓ કામભોગમા ખૂચેલા છે, જેમને મોક્ષ માનવો નથી તેવા મતવાદીઓ માટે અત્ર કથન છે

બૌદ્ધો મોક્ષ માને છે, નૈયાયિકો સાત પદાર્થોનુ સાધર્મ્ય વૈધર્મ્ય જાણવાથી, એકવીશ દુ ખોના નાશથી મોક્ષ માને છે સાખ્યો प्रकृतिवियोगो मोक्ष० (षड्द० स० हरि श्लो० ४३) પ્રકૃતિવિયોગ મોક્ષ માને છે આ મતવાળાઓ મોક્ષને માનનારા હોઇ તેમના માટે કહેવામા આવ્યુ નથી અહીં કામભોગાસક્ત નાસ્તિકો માટે ઉલ્લેખ છે નાસ્તિકોના વચનો જ તેમની કામભોગાસક્તિના પ્રબધ પુરાવા છે धर्म. कामात् परो नहि ( षड्द० स० हरि श्लो० ८६ ) 'ઇચ્છા થાય તે જ ધર્મ તે સિવાય બીજો કોઇ ધર્મ નથી ' આ મતવ્ય નાસ્તિકોનું છે ધર્મશાસ્ત્રને માનનારા આસ્તિકો, મુમુક્ષુઓ જે તપશ્ચર્યાને મોક્ષનું અગ માને છે તેને નાસ્તિકો લાઘણ કહે છે તત્ત્વનું મૂલ્ય અજ્ઞાનીઓને હોતુ નથી જ્ઞાનીઓ જ જાણે છે ત્રિલોકનાથ શ્રીતીર્થંકરદેવ જેઓ ગર્ભથી ત્રણ જ્ઞાન ધારણ કરનારા હતા તથા દીક્ષા પછી ચાર જ્ઞાન ધારણ કરનારા હતા તેમને તપશ્ચર્યા જરુરી જણાઇ( લાગી ) સામાન્ય જ્ઞાનવાળા, થોડુ ભણેલા તપશ્ચર્યાની અવગણના નથી કરતા તેટલી કહેવાતા કેળવાયેલાઓ કરે છે ભોગજોગે બારે મહિને એકાદ ઉપવાસ કરે, પારણામા ધ્યાન રાખે નહિ તેથી તબિયત બગડે તેનો દોષ તેવાઓ તપમા આરોપે છે

અક્કલના ઇજારદારો ( કહેવાતા અધ્યાત્મીઓ ) કહે છે, " તપ તો અજ્ઞાનીઓ માટે છે " પણ આવું બોલનાર જેવો બીજો અજ્ઞાની મળવાનો કયા છે ?

તપ કર્મ ક્ષયનું કારણ છે तप कर्मविनाशाय

તપને ઉડાડવા કહેવાતા પણ્ડિતો કહે છે—" જ્ઞાની શ્વાસોશ્વાસમા, કરે કર્મનો ક્ષય !" વાત ખરી પણ તે જ્ઞાની કયા ? આવા પોથા પણ્ડિતો નહિ ! એ જ્ઞાનીઓ તો તપને પરમકર્ત્તવ્ય જાણે છે તેઓને તો તપ ચાલુ જ છે તેમનુ જીવન તો તપરૂપ છે

પાચ સમિતિ, ત્રણ ગુપ્તિ એમ અષ્ટ પ્રવચન માતાના પાલક જ્ઞાની મહાત્માઓજ ક્ષણુમા કર્મની નિર્જરા કરી શકે છે त नाणी तिहिं गुत्तो । ( महाप्रत्याख्यान प० गा० १०१ ) તે જ્ઞાનીઓ ત્રણ ગુપ્તિવાળા છે ક્રોડાક્રોડ વર્ષે અજ્ઞાની જે કર્મો ખપાવે ત કર્મોને જ્ઞાનીઓ ક્ષણુમા ખપાવી શકે છે કે જે મહાત્માઓ મન, વચન, કાયાની ગુપ્તિને ધરનાર છે

સમિતિ પ્રયોજન પૂરતી છે જ્યારે ગુપ્તિ ચોવીસે કલાકની ( નિરતર ) છે ઇર્યા સમિતિ એટલે જોઈને ચાલવુ ચાલતી વખતે ઉપયોગ રાખીને ચાલવામા તે સમિતિનું પ્રયોજન છે પાચે સમિતિની જરૂરિયાત તેના તેના પ્રસગે છે પણ ગુપ્તિ એટલે મનને સાવદ્ય ચિતવનથી દૂર રાખવુ, વચનને સાવદ્ય ભાષાથી રોકવુ, કાયાને સાવદ્ય પ્રવૃત્તિથી અટકાવવી આ તો નિરતર છે ગુપ્તિપાલક સમિતિસમયે ઉપયોગ રાખી શકે છે આવો જ્ઞાની ક્ષણુમા કર્મ ખપાવી શકે છે

સવર અને નિર્જરા તો જૈનદર્શનનો મુદ્રાલેખ છે તેનુ ગૌરવ ઘટાડનાર જ્ઞાની કે અજ્ઞાની ?

'જ્ઞાની શ્વાસોશ્વાસમા, કરે કર્મનો ખેહ' આનું રહસ્ય આ મુજબ છે જ્યારે અવળચડી મતિવાળાઓ આ વાક્યથી 'તપની જરૂર નથી' એમ સૂચવવા ઇચ્છે છે

નાસ્તિકો પણ તપને શરીરની પીડા કહે છે અને નિરર્થક જણાવે છે

मुख भया काला ।

એક કજુસ શેઠને એક દિવસ ઉદાસ જોઈ તેની સ્ત્રી પૂછે છે શુ કાઇ ગુમાવ્યું ? પડી ગયુ ? મ્હો ઉદાસ કેમ છે ?"

पिया पूछे कथने म्होडा क्याहि मलीन ? का गांठेसे गिर पडा, का कोहिकु दीन ॥१॥

' શેઠને ખોવાપણું તો હતુ જ નહિ કેમકે એક પૈસો સાચવવા તે પન્નર ગાઠ વાળતો હતો રખે પડી જાય ! વળી ગજવુ ( ખીસુ ) રાખતો જ નહિ કે જેથી દાનમા કે ઊછીનો પણ દેવો પડે આથી શેઠે કહ્યુ

ना गाठेसे गीर पडा, दान लग्या हे ताला !

શેઠાણી—दीया नहि कछु गीरा नहि कछु, सुखमें क्यु न उजाला ?

શેઠ—दता देखा ओरकु, मुख भया हय काला !

તાત્પર્ય કે કજુસો પોતે તો દે શાના ! પણ દાતારો દે ત્યા પણ તેમના મ્હો શ્યામ થાય છે મરડાય છે

તેજ રીતે કોઇ મોહને દૂર કરીને પ્રવ્રજ્યા અંગીકાર કરે છે, ત્યારે તે જોઇને પણ વિરૂદ્ધ જાતિ સ્વભાવવાળાઓ પોતાનુ પોત પ્રકાશે છે

જેમ પેલો કંજુસ પૈસો કોઇને દેવો ન પડે માટે ગજવુ (ખીસ્સુ) જ રાખતો નહોતો તેમ અહીં પણ તેવા વર્ગને બાધાની વાતમા જ બાધા નડે છે તેવાઓ સાફ કહે છે કે–"સાધુઓ પાસે જઇએ એટલે બાધાજ આપવાની વાર્ત ! શુ જાય ત્યા ?"

આ રીતે વિરતિ ગમે'નહિ, દેવગુરૂધર્મના પરિચયમા આવવુ નહિ, બીજાઓ વિરતિ કરે ત્યા બકવાદ કરવો–આ તમામ નાસ્તિકપણાના લક્ષણો છે સવરને ઉડાડનારૂ નિર્જરાને જકડનાર, તપને ધક્કો મારનાર નાસ્તિક છે "આ ભવ મીઠા, પરભવ કોણે દીઠા" વગેરે વાકયો નાસ્તિકવાદના છે

## જૈનોથી ભવિતવ્યતાના ભરૂસે ન રહેવાય.

જે છ દર્શનો કહેવાય છે તે કામભોગના કાદવમા ખૂચેલા ગણાય નહિ આ સ્થાને તો કામભોગાસક્ત અન્ય તીર્થિકોને લેવામા આવ્યા છે ચોથો મતવાદી કહે છે–
तादृशी जायते बुद्धिर्व्यवसायाश्च तादृशा । सहायास्तादृशा ज्ञेया, यादृशी भवितव्यता॥१॥
જેઓને ભૂલ સુધારવી નથી તેવા કેટલાક જૈનો પણ ભવિતવ્યતાનુ ઓઠુ લે છે

જૈન શાસન તો ફરમાવે છે કે ભૂતકાલમા થયેલી ભૂલ કબૂલવી, પશ્ચાતાપ કરવો, પ્રાયશ્ચિત્ત લેવુ, વર્તમાનમા ભૂલ કરવી નહિ તથા ભવિષ્યમા ભૂલ ન કરવાની પ્રતિજ્ઞા લેવી સામાયિકસૂત્ર વિચારો એટલે करेमि भंते ! सामाइअ એ શબ્દથી વર્તમાન કાલમા શુભ પ્રવૃત્તિ કરવાની પ્રતિજ્ઞા જણાવી, सावज्ज जोग पच्चक्खामि કહીને ભવિષ્યકાલમા નહિ કરવાની પ્રતિજ્ઞા જણાવી, तस्स भंते पडिक्कमामि निंदामि गरिहामि (सामायिकसू०) કહીને ભૂતકાલમા કરેલા પાપોનુ નિંદન, ગર્હણ જણાવ્યુ गते शोको न कर्त्तव्यो, भविष्यं नैव शोचयेत् 'ગઇ વસ્તુનો શોક કરવો નહિ, ભવિષ્યની ચિંતા કરવી નહિ' એ સૂત્ર આ સ્થાને લાગુ કરવાનુ નથી

અહીં તો થયેલી ભૂલ માટે પ્રતિક્રમણ છે, (માફી છે), વર્તમાનમા સાવચેતી રાખવાની છે, ભવિષ્ય માટે પ્રતિબધ છે

આ રીતિએ જૈનદર્શને વિહિત કરેલી ત્રણ પ્રકારની જવાબદારી તથા જોખમદારી જણાવેલા ચાર પ્રકારના નાસ્તિકોએ રાખી નથી અનાદિકાલથી મિથ્યાત્વ વગેરેમા ખૂચેલાને અકુશમા લાવનાર જવાબદારી તથા જોખમદારી છે આ બે તત્વો આસ્તિકોના છ સ્થાનકોમા વિહિત છે જીવ છે, જીવ કર્મનો ભોક્તા છે

अत्थि जिओ तह निच्चो कत्ता भुत्ता य पुण्णपावाण। अत्थि धुव निव्वाण तस्सोवाओय छट्ठाणा॥
॥१॥ (सम्य० स० टी० गा० ५९)

જીવ છે, જીવ નિત્ય છે, જીવ કર્મનો કર્તા છે, જીવ કર્મનો ભોક્તા છે, મોક્ષના સાધનો છે, તે દ્વારા મોક્ષ મળી શકે છે આ છ તત્વ (સ્થાનકો) માનનાર આસ્તિક છે

卐 卐 卐

## કામભોગમા ખૂંચેલા મિથ્યાત્વીઓનુ સ્વરૂપ.

## સાધકે કાર્યસિદ્ધિ માટે પુરૂષાર્થ ઉપર મુસ્તાક રહેવુ પડશે!

### મિથ્યાત્વ તો વ્યક્તિની અપેક્ષાએ પણ અનાદિ છે

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીસુધર્માસ્વામી મહારાજા શ્રીજબૂસ્વામીજીને સૂયગડાગ સૂત્રનો અધિકાર ભગવાન્ પાસે પોતે જે સ્વરૂપે શ્રવણ કર્યો છે તે સ્વરૂપે કહે છે અર્થાત્ 'તેજ સ્વરૂપે હુ કહુ છુ' એવી પ્રસ્તાવના પ્રથમ કર્યા બાદ ક્રમશ કહે છે

'પ્રથમ વૃત્તાત અ યતીર્થિકોનુ જણાવવુ કે જૈનદર્શનનુ' ત્યા સુધી અધિકાર ચાલ્યો છે

જ્યા એમ કહેવામા આવ્યુ કે 'મિથ્યાત્વ અનાદિથી છે સમ્યક્ત્વ કે ધર્મની આદિ છે અનાદિ નથી' ત્યા શકાકાર શકા કરે છે કે-"શાસ્ત્રમા તો ધર્મ મેરૂની જેવો નિશ્ચળ, આકાશના સૂર્યચદ્રની જેમ નિત્ય (શાશ્વતો) કહ્યો છે તો અહીં આદિ જણાવી શાથી?"

રહસ્ય સમજવાની જરૂર છે મનુષ્યને અનિત્ય કહ્યો છે તે વ્યક્તિની અપેક્ષાએ મનુષ્ય જાતિ તો નિત્ય છે વ્યક્તિના જન્મમરણનો નિયમ નથી માટે તે દૃષ્ટિએ મનુષ્ય અનિત્ય! જુગલિયા તો આપણા પૂર્વજો છે

મનુષ્યની ઉત્પત્તિ મનુષ્ય વિના થાય નહિ માટે મનુષ્ય જાતિ તો નિત્ય જ છે વ્યક્તિની અપેક્ષાએ મનુષ્યપણુ અનિત્ય છે, કેમકે પચીસ પચાસ કે સો વર્ષે, અરે! ચોરાશી લાખ પૂર્વે, હજી આગળ વધો તો ત્રણ પલ્યોપમે પણ મરણ તો છે જ ત્યા તેનો છેડો (અત) છે પણ વ્યક્તિનો વ્યક્તિની દૃષ્ટિએ ઉપલબ્ધ મનુષ્યત્વની આદિ છે સમષ્ટિની દૃષ્ટિએ મનુષ્યત્વ અનાદિ છે તે જ રીતિએ સમષ્ટિની દૃષ્ટિએ-સામુદાયિક અપેક્ષાએ ધર્મ નિત્ય છે, શાશ્વતો છે, અનાદિથી છે, છે, અને છે એવો કોઇ કાલ (સમય) નહોતો કે જેમા ધર્મ, મોક્ષ કે કેવલી નહોતા સર્વ કાલમા ધર્મ છે, મોક્ષ છે, ધર્મના સસ્થાપકો છે, કેવલી છે એજ ધર્મ એક જીવની અપેક્ષાએ નિત્ય, ધ્રુવ, શાશ્વતો કે અનાદિનો નથી પણ આદિવાળો, અનિત્ય તથા અશાશ્વતો છે

મિથ્યાત્વ તો વ્યક્તિની અપેક્ષાએ પણ નિત્ય, ધ્રુવ, શાશ્વતુ છે અને અનાદિ છે તેની નોધ લ્યો! લખી રાખો!! ધ્યાનમા લ્યો!!! સમ્યક્ત્વમા એક વ્યક્તિ આશ્રયી આદિ

મળે, અનાદિ અનંત મળે જ નહિ સમકિત પામનારાઓને અનાદિ સાન્ત કહેવામાં આવે છે અને સમકિત ન પામનારાઓને અનાદિઅનંત કહેવામાં આવે છે

## કાર્યનો આધાર સંયોગાધીન છે.

અભવ્યોને મિથ્યાત્વ અનાદિઅનંત હોય છે, પણ ભવ્યાત્માઓ પણ કેટલાક એવા છે કે જેમને મિથ્યાત્વ અનાદિઅનંત હોય છે

ભવ્યો (ભવ્યાત્માઓ) બે પ્રકારના છે (૧) ભવ્યત્વ યોગે મોક્ષે જઇ શકનારા (૨) ભવ્યત્વ છતાં (યોગ્યતા છતાં) મોક્ષે નહિ જનારા નવાઇ લાગશે! 'લાયકાત છતાં લાભ નહિ? બીજનું કામ અંકુરો પ્રગટાવવાનું છે અંકુરો ન પ્રગટાવે તે બીજ શાનું?' એમ વિચારણા થાય ખરી! પણ રંધાઇ ગયેલા અને શેકાયેલા બીજમાં અંકુરો પ્રગટાવવાનું સામર્થ્ય રહેતું નથી અંકુરો પ્રગટાવનાર કારણના અભાવે અંકુરો પ્રગટવારૂપ કાર્ય થતું નથી તેમજ જેટલાં કારણો હોય તેટલાં કારણોનાં કાર્યો થાય જ તેવો પણ નિયમ નથી ઘડો કાર્ય છે, ઘડાનું કારણ માટી છે પણ જગતમાં રહેલી તમામ માટીના ઘડા થવાના નથી જે અમુક માટીને સંયોગ મળશે તે માટી ઘડાનો આકાર ધારણ કરશે સુતર તે કાપડનું કારણ છે પણ તેજ સુતરને દીવેટો બનાવીને બાળવામાં આવે છે–બાળી નાખવામાં આવે છે–ભસ્મીભૂત બનાવવામાં આવે છે–કહો તે સુતરનાં કપડાં બન્યાં? નહિ! બનવાનાં પણ નહિ! માટીમાં ઘડો બનવાની, સુતરમાં કાપડ બનવાની યોગ્યતા જરૂર છે તે રૂપે બનવાનો અને બનાવવાનો આધાર સંયોગોને અવલંબીને છે તેજ રીતિએ તેવા સંયોગે ન મળવાથી મોક્ષે નહિ જનારા જીવો પણ ભવ્યત્વ હોવાથી કહેવાય તો ભવ્યજ

## મોક્ષની ઇચ્છા થાય તે ચોક્કસ ભવ્ય છે

ભવ્ય જીવ માત્ર એક પગથીયું ચઢે એટલે બેડો પાર! તે વળી શું? સૂક્ષ્મ એકેન્દ્રિયપણામાંથી નીકળીને ત્રસકાયમાં આવેલો ભવ્ય જીવ જરૂર મોક્ષે જવાનો કેમકે ત્યાંથી નીકળવાનો સંયોગ તેને મળી ગયો પંચેન્દ્રિયપણું, મનુષ્યત્વ, સમ્યક્ત્વ તો હજી આગળ છે પણ ત્રસપણું તે પ્રથમ પગલું (પ્રવાસનું) છે જાતિભવ્યો ત્રસપણામાં આવી શક્તા નથી અનંતાનંત ભવ્યો તેવા છે કે જેમને ત્રસપણું મળી શક્યું નથી યોગ્યતા છતાં સાધન, સામગ્રી અને સંયોગના અભાવે મોક્ષ મળી શકે શી રીતે? વીંટી સોનાની બને તે સાચું પણ ખાણના તલમાં રહેલા સુવર્ણની મુદ્રિકા ન બને તેમ નિગોદમાંના ભવ્યો યોગ્યતા છતાં સંયોગાભાવે મોક્ષે જઇ શકતા નથી ભવ્યત્વ છે એટલું ખરૂ

ધર્મ વ્યક્તિની અપેક્ષાએ અનાદિ નથી પણ મિથ્યાત્વ જ અનાદિ છે, માટે પ્રથમ સમ્યક્ત્વધારીનું વર્ણન કરવા કરતાં ચાર અન્યતીર્થિકો, મિથ્યાત્વીઓના વર્ણનની જરૂર છે

તે ચારે અભવ્યના ટોળામાંના છે જેને મોક્ષ મેળવવાની ઇચ્છા હોય, જેનું સાધ્ય

મોક્ષનું હોય તે ભવ્ય તેવો નહિ તે અભવ્ય અભવ્યને મોક્ષ મેળવવાની ઇચ્છા કોઈ કાલે પણ થાય નહિં વાક્યને ઊલટાવીને અનર્થ કરશો નહિ ફરી યાદ રાખો—'અભવ્યને મોક્ષ મેળવવાની ઇચ્છા કોઈ કાળે પણ થાય નહિ '

'મોક્ષની ઇચ્છા ન થાય તે અભવ્ય' એમ માનતા નહિ

એકેન્દ્રિયપણામા, અનાર્યપણામા, મિથ્યાત્વમા હતા ત્યારે આપણને પોતાને પણ મોક્ષની ઇચ્છા ક્યા હતી ?

જેને મોક્ષની ઇચ્છા થાય તે તો ચોક્કસ ભવ્ય છે પણ મોક્ષની ઇચ્છા ન થાય તે અભવ્ય એમ નહિ શ્રીહરિભદ્રસૂરીશ્વરજી જણાવે છે કે—मुक्त्यासयो वि नन्नत्थ (विंश० विंशि० ४ गा० २) તથા વાચકવર શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજ મોક્ષની ઇચ્છાને અગે નિયમ જણાવે છે કે છેલ્લા પુદ્ગલપરાવત્ત વિના મોક્ષની ઇચ્છા થતી નથી તેમજ વૈરાગ્યકલ્પલતામા પણ કહે છે કે—न शिवाशयोऽपि घने मलेऽनन्त्यचिपर्तते (वै० स्त० १ गा० ४८ पृ० २) કર્મો ગાઢ હોય, સસારનુ પરિભ્રમણ એક પુદ્ગલપરાવર્તથી વધારે બાકી હોય ત્યા સુધી તે જીવોને મોક્ષનો મનોરથ થાય જ નહિ

આથી જેને મોક્ષની ઇચ્છા ન થાય તેને અભવ્ય કહી શકાશે નહિ

મોક્ષની ઇચ્છા થનાર માટે નિયમ એક પુદ્ગલપરાવર્ત્તનો ખરો તેથી તે જીવ એક પુદ્ગલપરાવર્ત જેટલો સમય રખડશે, તેટલો સમય રખડશેજ, તથા તે સમયની પહેલા મોક્ષે નહિ જ જાય, એમ પણ કહી શકાય નહિ

અભવ્યને તો મોક્ષની ઇચ્છા ન જ થાય તેમજ એક પુદ્ગલપરાવર્તથી જેનો સસાર વધારે બાકી હોય તેવા ભવ્યને પણ મોક્ષની ઇચ્છા ન જ થાય આ નિયમથી એ નિયમ પણ સ્વયસિદ્ધ છે કે મોક્ષની ઇચ્છાવાળા જીવોનો મોક્ષ એક પુદ્ગલપરાવર્તમા નિશ્ચિત છે

કલ્પવૃક્ષ પાસે પ્રવૃતિની જરૂર નથી ચિતવન માત્ર બસ ( પૂરતુ ) છે જોઈતી ચિજની ઇચ્છા થઇ માગ્યું કે કલ્પવૃક્ષ આપવા તૈયાર ! ધર્મ પણ એવો કલ્પવૃક્ષ છે કે પ્રયત્ન તો આગળ પણ મોક્ષનો મનોરથ માત્ર કરો એટલે તે આપવા તૈયાર ચિ તામણિરત્ન તથા કલ્પવૃક્ષ પાસે તો પ્રાર્થના પણ ખરી પ્રાર્થના બાદ પ્રસન્ન અધિષ્ઠાયક આપે ધર્મ કલ્પવૃક્ષ પાસે મનમા મોક્ષનો મનોરથ બસ છે

વ્યવહારમા હુડીઓ તરતની પણ હોય છે મુદતી પણ હોય છે મોક્ષની ઇચ્છા તે મુદતી હુડી છે એક પુદ્ગલપરાવર્તમા તે હુડી પાકવાની જરૂર

ચાર અન્યતીર્થિકોમા ભવ્યોને ભેળવ્યા નથી પાચ ભૂતવાદીઓ, આત્મષષ્ઠવાદીઓ, ઇશ્વરવાદીઓ તથા ભવિતવ્યતાવાદીઓ કે જેઓની નજર મોક્ષ તરફ નથી તેવા તે

મિથ્યાત્વીઓ છે આ વાત બરાબર સમજશો-સમજવા પ્રયત્ન કરશો તો ખ્યાલ આવશે કે આ ચાર પ્રકારના મતવાદીઓ કામભોગાસક્તો છે

નાસ્તિકોનું મન્તવ્ય મોક્ષનું તો નથી તો નથી પણ સ્વર્ગાદિનું (પરલોકનું) પણ નથી તે ધ્યેય પણ નથી આજની પાશ્ચાત્ય પ્રજા પણ અનુમાનથી ચન્દ્રમાં તથા મંગલમાં વસતિ હોવાનું માનીને તેમ જાહેર કરે છે કે-જે દેવલોકને અનુમાનથી સર્વ કાળે માની શકાય તેમ છે તે પણ આ નાસ્તિકોના ધ્યેયમાં નથી જેમને પાપ, નરક વગેરેનો ડર નથી તેમને સંસારનો ડર હોય જ ક્યાંથી ?

સૂર્ય કે દીવો નહિ દેખનારને લખાણ વાંચવાનું સ્વપ્ને પણ સંભવિત નથી તેમ પુણ્ય, પાપ, સ્વર્ગ, નારકી આદિ નહિ માનનારને મોક્ષની ઈચ્છા હોય જ ક્યાંથી ? ન જ હોય

## ઇશ્વરને બતાવનાર માનવામાં સમ્યક્ત્વ છે; બનાવનાર માનવામાં મિથ્યાત્વ છે.

**પ્રશ્ન**—આ શ્રેણિમાં ઇશ્વરવાદી શી રીતે સંગત હોઈ શકે ? શું જૈનો ઈશ્વરને નથી માનતા ?

**ઉત્તર**—પોતાની છાશ પણ મીઠી, પારકું દૂધ પણ ખાટું એવી તુચ્છ તથા અન્યાયી દૃષ્ટિ જૈનદર્શનકારોની કદી પણ હોતી નથી ઈશ્વરને માનનાર એક વર્ગ સમકિતી તથા બીજો વર્ગ મિથ્યાત્વી કેમ તે બરાબર લક્ષપૂર્વક સમજો ! વ્યવહારમાં કેદ નાખનારો પણ મનુષ્ય છે, અને કેદમાં જનારો પણ મનુષ્ય છે પણ જે ગુન્હો કરે તે કેદમાં જાય તથા ન્યાયાધીશ કેદમાં મોકલવાનો હુકમ કરે કેદમાં જનાર પણ મનુષ્ય છે, કેદમાં મોકલનાર પણ મનુષ્ય છે, મનુષ્યપણું બન્નેમાં સરખું છે, છતાં જનાર તથા મોકલનાર જુદા તો છે ને તેજ રીતિએ ઇશ્વરને માનનાર અમે જૈનો સમકિતનો દાવો બરાબર કરી શકીએ છીએ અને જે ઈશ્વરવાદીઓના સંબંધમાં કહી ગયા તેઓ ઇશ્વરને માને છે, છતાં મિથ્યાત્વી છે આ પણ ચોક્કસ કહી શકીએ છીએ

જૈનો ઈશ્વરને, પૃથ્વી, પાણી, વનસ્પતિ જગત્ આદિ બનાવનાર તરીકે માનતા નથી, તેવો માનીને ઈશ્વરને દૂષિત કરતા નથી પણ બતાવનાર (પદાર્થ માત્ર બતાવનાર) તરીકે માને છે સ્તુતિના પદો વિચારો ! ધમ્મદયાણં, ધર્મદાતા વગેરે કહ્યા પણ પુઢવીદયાણં પાણિદયાણં એમ કયાંઈ કહ્યું ? આત્માના સાધ્યમાં તત્ત્વ, આશ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષ જાણવા જરૂરી છે હેય તથા ઉપાદેયને (જ્ઞેય સમાય છે) બતાવનાર તરીકે ઈશ્વરને માનનારા જૈનો છે. માર્ગાનુસારના માર્ગમાં બુદ્ધિહીન કર્મિન ન બનાય માટે આશ્રવ તથા બંધને હેય તરીકે તથા સંવર, નિર્જરાને ઉપાદેય તરીકે બતાવનાર ઈશ્વર છે માટે તેને જૈનો માને છે.

ઇશ્વરવાદી ઇશ્વરને બનાવનાર તરીકે માને છે તેમની માન્યતા મુજબ ધરબાર, કુટુંબકબીલો, ઋદ્ધિસમૃદ્ધિ તમામ આપનાર ઇશ્વર છે નાના બચ્ચાને માતા ચુસણીએ આપે છે તેમાં કાંઇ મીઠો કે ખાટો રસ હોતો નથી પણ બચ્ચુ ચુસ્યા જ કરે છે તેમ ઇશ્વરની આપેલી વસ્તુઓમાં જગત લપડીયા ખાધા જ કરે ! વાત તો આજ ને ! આમ કયેય શું ?

## જીવ જીવનું જીવન એટલે ?

તેઓ કહે છે કે–जीवो जीवस्य जीवन । તેનો અર્થ જણાવે છે કે– ' જીવ જીવનું ભક્ષણ છે ' વાકય સાચુ છે પણ અર્થમાં ભયંકર અનર્થ કર્યો છે ' જીવ જીવનું જીવન ' આ અર્થ સમર્થ છે

જો ' જીવ જીવનું ભક્ષણ ' એ ન્યાયસંગત હોય, ઉચિત હોય તો મત્સ્યગલાગલ ન્યાયમાં વાંધો નહિ ને સબલો નબળાને ખાઇ જાય એ ઇશ્વરવાદીઓનો ઇશ્વરી ન્યાય

जीवो जीवस्य जीवन । જીવ જીવનું જીવન છે એ અર્થ તો સામાન્ય શબ્દના જ્ઞાનવાળો પણ કરી શકે તેમ છે હવે તેનું રહસ્ય જૈનો આ રીતે માને છે એ અર્થને આ રીતે સિદ્ધ કરે છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગમાં આ જીવ અનાદિકાળથી ખૂંચેલો છે, અટવાયેલો છે, તેવા જીવોનો ઉદ્ધાર કરનાર, તેવા જીવોનું જીવન પ્રગટ કરનાર શ્રીઅરિહંતદેવ, શ્રીગણધર મહારાજા વગેરે બીજા જીવો છે તત્ત્વાર્થકાર કહે છે परस्परोपग्रहो जीवानाम् ( તત્ત્વ૦ સૂ૦ અ૦ ૫ સૂ૦ ૨૧ ) જીવોનો ઉપકાર પરસ્પર રહેલો છે

હજી વધુ વિચારણા ! પૃથ્વી આધાર આપે છે, સૌને ધારણ કરે છે, પાણી જીવન આપે છે જીવાડે છે ( પાણી વિના જીવાતું નથી ), કહો કે મનુષ્ય જીવનના પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તમામ આધારભૂત છે એ પાંચે પદાર્થો મનુષ્યોને જીવન દાતા છે વારૂ ! મનુષ્ય કોઇનો જીવનદાતા ખરો કે નહિ ? કે પછી ' ગાવો બેઠો જપે, જે આવે તે ખપે ! ' એ ન્યાય આચરવો છે ? મનુષ્યથી કંઇ કાયાવાળાને ફાયદો ? જો ફાયદો નહિ તો ભારભૂત !! પણ મનુષ્ય પાસે એક પ્રબલ સાધન છે કે જે દ્વારા તે ઉપકારી બની શકે છે રત્નત્રયી( સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર )નો પ્રચાર મનુષ્ય વિના કોઇ કરવા સમર્થ નથી બીજા મનુષ્યોને રત્નત્રયીમાં પ્રવર્તાવે, રત્નત્રયીની પરિણતિ તેમનામાં પેદા કરે તો તે મનુષ્ય પોતાના જીવનથી બીજાનો ઉપકાર કરી શકે છે મનુષ્ય આ રીતે જીવ જીવન જીવાડી શકે છે जीवो जीवस्य जीवन આ પ્રમાણે સિદ્ધ છે

જૈન દર્શનમાં ઇશ્વરત્વ એકને જ સર્વ હક સાથે અપાયેલું નથી રજીસ્ટર્ડ નથી જેને મેળવવું હોય તે મેળવે છૂટ છે છએ દર્શનોમાં ગમે તેને પૂછો કે ઇશ્વરપણું મેળવવાનો તમારા દર્શનમાં કોઇ ઉપાય છે ? જવાબ એ જ મળશે કે " ઇશ્વર તો એક જ હોય ! ઇશ્વર તે ઇશ્વર ! ઇશ્વર થવાનો હક બીજાને નથી "

હવે જ્યારે ઇશ્વરપણ રજીસ્ટર્ડ છે એટલે મોક્ષ મળે તેમ નથી એ વાત નક્કી થઇ પછી રહ્યુ શુ ? કામભોગના કાદવમા રગદોળાયા કરવાનુ, ખૂચ્યા રહેવાનુ કે બીજુ કાઇ ?

## ભવિતવ્યતાનો ઉપયોગ કયા અને કયારે ?

પ્રશ્નકાર પોતાનો પ્રશ્ન ચોથા મતવાદી માટે હવે કાયમ રાખે છે. "ભવિતવ્યતાવાદી મિથ્યાત્વી શાથી ? " જૈનો પણ 'બનવાનુ હશે તે બનશે ' એ રીતે ભવિતવ્યતાને તો માને છે તો જૈનો જો કામભોગમા ન ખૂચે તો આ માન્યતાથી તેઓ શી રીતે ખૂચવાના ? '

જૈનોની ભવિતવ્યતાની માન્યતાનો ઉપયોગ સમજવામા આ પ્રશ્નનો ઉકેલ છે જ્યારે આત્મા સકલ્પવિકલ્પથી આર્ત્તરૌદ્ર ધ્યાનમા જાય છે, ત્યારે તેને બચાવવા ભવિતવ્યતાનો મ્હારો આપવાનુ જૈનદર્શનમા વિધાન છે ભવિતવ્યતા (બનવાનુ બને છે) તરફ ખીંચીને હેતુ તો તે આત્માને આર્ત્તરૌદ્રધ્યાનથી ( તેનાથી થનાર કર્મબધનથી-દુર્ગતિથી ) બચાવ વાનો છે સમ્યગ્દર્શનાદિ ધર્માનુષ્ઠાનમા ભવિતવ્યતાને આગળ કરવાનુ ( ભવિતવ્યતાના બહાને ધર્મધ્યાનાદિથી પાછા હઠવાનુ-તે નહિ કરવાનુ ) પ્રભુના શાસનમા વિધાન નથી નિગોદના જીવો માટે ભવિતવ્યતાનો હવાલો અપાય કેમકે ત્યા ઉપાય નથી જીવને કર્મ અનાદિથી વળગેલુ છે નિમન્ત્રિત છે કેમકે રાગદ્વેષની પરિણતિથી વળગ્યુ છે દુનિયાદારીમા તો નોતરવામા આવેલો ગોઠીઓ માત્ર ખાવા-પીવા-રમવા પૂરતો રહે છે તે કાઇ ઘરનો માલીક થઇ જતો નથી પણ કર્મે તો માલીકી પડાવી લીધી છે કર્મ આત્માની સાથે ક્ષીરનીરની જેમ મળી ગયેલુ છે દૂધમા પાણી નાખવાથી તોલ તો વધે છે પણ આત્મામા કર્મના મિશ્રણથી તોલમાપ વધતા નથી તાત્પર્ય કે કર્મ આત્મામા ઓતપ્રોત થયેલુ છે જીવને પોતાનુ ભાન પણ નથી નોતરૂ આપીને બોલાવેલા મિત્રને જ્યા સુધી તે સારો લાગે ત્યાસુધી તો તેનુ સ્વાગત સાચવીએ પણ કૃતઘ્ન, મદોન્મત્ત, દ્રોહી માલુમ પડે તો પછી રાખીએ કે ધક્કા મારીને કાઢીએ ? જ્યાસુધી જીવને પોતાની ગુલામીનુ ભાન ન હોય ત્યાસુધી તો તે કર્માધીન છે જ પણ શ્રીતીર્થંકરદેવના વચનામૃતો શ્રવણ કર્યા બાદ પરિસ્થિતિ જાણ્યા બાદ પણ કર્મનુ કાસલ કાઢવામા આળસ હોય ? યા 'બનવાનુ હશે તે બનશે ' એમ ભવિતવ્યતાનો ઉપયોગ નથી ત્યા તો પુરુષાર્થ ફોરવવાનો સતત ઉપદેશ છે, મજબૂત ઉપદેશ છે કે મોક્ષની સાધનામા કુટુબકબીલો, ઇંદ્રિયો, દેહ તમામ આડા આવશે પણ સાધકે કાર્યસિદ્ધિ માટે પરાક્રમ ઉપર જ મુસ્તાક રહેવુ પડશે અરે વ્યવહારમા પણ કવિ કહે છે કે—

"નશીબના ભરૂસે રહેનાર, ભૂખે મરતા !
વિના પ્રયત્ને યત્ન ફળે ના, માનો વીસ વસા !!
પુરૂષ પ્રયત્નને ઇશકૃપા તો ખીલે ભાગ્યદશા !!'"

સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી

જો વ્યવહારમા પણ આટલે સુધી છે તો કર્મને દૂર કરવામા ભવિતવ્યતા ? ગુમડામા પાસ થવુ શરૂ થયુ, પાકવા લાગ્યુ, સડો પેઠો તે વખતે 'થવુ હશે તે થશે' એમ જેને શ્મશાનમા જવુ હશે તે કહેશે

રત્નત્રયીરૂપી કિલાનો કબજો લઈ બેઠેલા કર્મે કઇ હાલત કરી છે ?

બંધાણી રાજા તાયફા વગેરેમા મશગુલ છે લશ્કર ચઢી આવે છે ! પેલો "થાય છે, થાય છે" કરે છે પરિણામે પકડાય છે અને કાયમનો શત્રુનો કેદી બને છે કર્મોના આક્રમણ સામે સમશેરથી ઝુઝવાનુ હોય ત્યા ભવિતવ્યતા ભવિતવ્યતા કરીને ગળીઆ બળદ થવાનુ હોય નહિ

જેઓ કર્મ દૂર કરવામા, મોક્ષપ્રાપ્તિમા ભવિતવ્યતાનો આશ્રય લે છે તેઓ કામ ભોગમા ખૂચેલા છે માટે મિથ્યાત્વી છે

अत्थि बले એ સિદ્ધાન્ત ભગવાન્ મહાવીરદેવનો છે ગોશાળો મિથ્યાત્વમા ખૂચ્યો હતો તેથી તેણે 'ભવિતવ્યતા' વાદ પકડ્યો

ગોખરૂના ખેતરમા ગોખરૂજ થાય છે ખેતી થતી નથી

કર્મના ઉદય વખતે કર્મોને તોડવાની ખત ધરાવ્યા વિના કર્મો તૂટતા જ નથી

卐 卐 卐

## મોક્ષ મનુષ્ય ગતિમાજ મળે છે.

### મર્યાદાનુ જ્ઞાન હોત તો કુલીન સ્ત્રીઓ અંધારે પ્રભાતફેરીમા નીકળત ખરી ?

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રીસૂયગડાંગ શ્રુતસ્કંધનુ શ્રવણ કરાવતા ક્રમસર પુંડરીકાધ્યયન સમજાવે છે

અધિકાર ત્યા સુધી આવ્યો છે કે પ્રથમ ધર્મનુ વિધાન કરવુ કે મિથ્યાત્વનો નિષેધ કરવો ? ઔષધિ શરૂ કરતા (લેતા) પહેલા કોઠો સાફ કરવો જોઇએ કોઠાને સાફ કર્યા વિના દવાની અસર થતી નથી અહીં પણ પ્રથમ જીવના મિથ્યાત્વનો નાશ કરવો જોઇએ મિથ્યાત્વનો નાશ થયા પછી, સમ્યકૂત્વ ઉત્પન્ન થયા પછી, અણુવ્રત અને મહાવ્રતોનુ ગ્રહણ યોગ્ય ગણાય રહસ્યનો સીધો અર્થ એ છે કે સમ્યકત્વમા સુદૃઢ થવુ દાન, શીલ, તપ, ભાવ વગેરે માટે નિષેધ છે એમ નથી તેને માટે પ્રયત્ન કરવો પણ પ્રથમ સમ્યકૂત્વને અગે પ્રયત્ન કરવો રહસ્ય આ છે દાન શીલાદિની જીવને જરૂર છે પણ તેથી વધારે જરૂર સમ્યકૂત્વની છે માટે મિથ્યાત્વના પરિહાર માટે પ્રથમ કટિબદ્ધ થવુ જોઇએ ક્રિયા લોપકો આવા સીધા અર્થને ઊલટાવે છે તેઓ સામાયિકાદિ ક્રિયાશીલ એવા આત્માઓને સામાયિકાદિ ક્રિયા તો ઉત્તરગુણ છે, સમ્યકત્વનુ ઠેકાણુ નથી તેથી સામાયિક કરવુ

એ તો ઢાગ છે એમ કહી ક્રિયા વિમુખ કરે છે વાસ્તવિક તેઓજ ઢાગી છે કેમકે તેમને ક્રિયા કરવી પાલવતી નથી એક માણસ પારકા નામની સહી કરે, તે જેવી ગુન્હેગારી છે તેવી ગુન્હેગારી સમ્યકત્વ વિના સામાયિકધારીની, પૌષધધારીની, અણુવ્રતધારીની પદવી ધારણ કરવામા છે આવા શબ્દછલથી ક્રિયાની પ્રવૃત્તિ ઘટાડવાનો, ક્રિયાના ઉત્થાપકોનો પ્રયત્ન ચાલુ છે પોતાને ક્રિયા કરવી નથી, અણુવ્રતાદિ ગ્રહણ કરવા નથી અને પોતાની ભૂમિકા ઊંચી દેખાડવી છે એટલે બીજાઓ ક્રિયાવાદી હોય તે તેઓને પાલવતુ નથી

નાસ્તિકમા બનેલો બનાવ તપાસો ભાઇ બ્હેનનો વસવાટ સાથે હતો ભાઇ કહ્યા કરતો "માબાપ મરી ગયા છે ભાઇ બેન એકલા છીએ" નીતિકાર કહે છે "સગી મા, બ્હેન કે પુત્રી સાથે પણ નીતિવાન્ કે બુદ્ધિમાન્ મનુષ્ય કદી એકાન્તમા રહે નહિ"

વિક્રમરાજાએ પૂછેલા પ્રશ્નના જવાબમા કવિ કાલિદાસે કામનો બાપ 'એકાત' જણાવ્યુ હતુ

અહીં ભાઈ બ્હેન એકલા હતા એટલે ભાઇની બુદ્ધિમા વિકાર પેઠો

શ્રદ્ધા, ક્રિયા, ( ધર્મમા વૃત્તિ તથા પ્રવૃત્તિ ) સ્રીજાતિમા વિશેષ છે, દઢપણે છે

તપાસજો ! ક્રિયામા કે તપમા બ્હેનો પ્રથમ છે પુરુષ શ્રદ્ધાળુ કે ધર્મનિષ્ટ હશે તોપણુ બાલકોમા તેવા સસ્કાર આવતા નથી કે જેવા સસ્કાર બ્હેનોની શ્રદ્ધાના તથા ધર્મક્રિયાના આવે છે બ્હેનોમા જો તે સસ્કારો ન હોય તો ત્યા બાલકો સસ્કારી નીવડતા નથી

વ્યવહારૂ નાયકો પણ તે વાત કબૂલે છે—

> "ઇચ્છા તમારી દેશને, કરવા આબાદાન;
> સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન."
>
> નેપોલીયન બોનાપાર્ટ

ધર્મશ્રદ્ધામા તથા ક્રિયાકાણ્ડમા સ્રીજાતિ જેટલી અડગતા પુરુષવર્ગમા નથી

દાન, શીલ, તપ, ભાવ ચારે પ્રકારના ધર્મો બ્હેનોમા વિશેષત દષ્ટિગોચર થાય છે દિગમ્બરો આ સ્રીજાતિને મોક્ષ મળવાનો ઇન્કાર કરે છે

પેલી બહેન તો શ્રદ્ધા તથા આચારમા મક્કમ છે પણ ભાઇની નજર બગડી છે તાલી એક હાથે પડતી નથી ભાઇનો ભાવ બગડ્યો પણ બાઇ ( બ્હેન ) મક્કમ હોય ત્યા સુધી ભાઇથી શું થાય ? ભાઇએ બ્હેનની શ્રદ્ધાને ખસેડવાનો ( તેણીના વિચારમા પરિવર્તન કરવાનો ) વિચાર કર્યો

તેણે હાથથી વરગડો ચીતર્યો લોકો વરગડો આવેલો જણાવે છે

પેલી બ્હેનને કહે છે–" આ બધા વરગડો આવવાનું જણાવે છે પણ દુનિયામાં તેવી વસ્તુ હોય તો બને ને "

પેલી બિચારી શું વિચારી શકે ? ' પ્રમદા બુદ્ધિ પાનીએ ' કહેવત તો છે ને ! શ્રદ્ધા, આચાર ખરા પણ બુદ્ધિમાં વાંધા ! જો તેમ ન હોત તો ખાનદાન કુલની સ્ત્રીઓ, ઉચ્ચ ગણાતા કુલની બ્હેનો પ્રભાતફેરીમાં પાછલી રાત્રિના અંધારે, ચાર ચાર વાગે કેમ ગઈ હશે ? આચાર, વિચાર, વર્ણાચાર, કુલમર્યાદા, નૈતિક મર્યાદાનું લેશ પણ જ્ઞાન કે ભાન હોત તો જાત ખરી ?

ભાઈના ફરેબમાં બ્હેન ફસાણી

एतावानेव लोकोऽय, यावानिन्द्रियगोचर. । भद्रे ! वृकपद पश्य, यद्वदन्ति बहुश्रुता ॥
( ष० द० स० श्लो० ८१ हरि० )

ભાઈએ બહેનને સમજાવ્યું કે–" લોકો જેમ ' વરગડો વરગડો ' કરતા હતા પણ વાસ્તવિક રીતે છે નહિ તેમ જગત પણ આ દેખાય છે તેટલું જ છે બીજું નથી "

પોતાની મલિન વાસનાને તૃપ્ત કરવા ભાઈએ આ રીતે બ્હેન( સગી બ્હેન )ની વૃત્તિને મલિન કરી જે રીતે સગા ભાઈએ બ્હેનના હૃદયને–જીવનને અનર્થમાં દોર્યું તે જ રીતિએ જૈન નામધારી ક્રિયાલોપકો પણ ક્રિયાને ઉડાડવા, ક્રિયાશીલોને ક્રિયામાંથી ખસેડવા વાક્યને ઊલટાવે છે અર્થનો અનર્થ કરે છે ' સમ્યક્ત્વ હોય તો જ અણુવ્રતાદિ ગ્રહણ કરવું ' એમ સમજાવે છે, પણ સમ્યક્ત્વનો નિશ્ચય કોણ કરશે ? એ નિશ્ચય કરવો સ્હેલો છે ? ઘણો મુશ્કેલ છે સૂર્યાભ દેવતા જેવો પણ શ્રીમહાવીરભગવાનને પૂછે છે

" ભગવાન્ ! હું સમકિતી કે મિથ્યાત્વી ? હું ભવ્ય કે અભવ્ય ? "

અવધિજ્ઞાની દેવતાઓને પણ પોતાના ભવ્યત્વનો તથા સમ્યક્ત્વનો નિર્ણય ભગવાન્ પાસે કરવો પડે છે, તો આપણા જેવા તે નિશ્ચય શી રીતે કરી શકવાના ?

### સમ્યક્ત્વનું વિધાન દૃઢતા માટે છે અણુવ્રતાદિના નિષેધ માટે નથી

ચોથા અણુવ્રતમાં વિવાહને તથા પરવિવાહને દોષ ગણાવ્યો છે

કન્યાદાનમાં ફલ ( લાભ–પુણ્ય ) ધારીને બીજાની પુત્રીના લગ્ન કરે તેને અણુવ્રતમાં અતિચાર લાગે છે શ્રીઅભયદેવસૂરીશ્વરજી તથા શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ જ્યાં આ વ્યાખ્યા કરી ત્યાં વાદી શંકા કરે છે કે–" જ્યાં મિથ્યાત્વ છે ત્યાં વ્રતાદિ કેમ હોઈ શકે ? " ( પ૦ ટી૦ પૃ૦ ૧૫, ગા૦ ૧૬ ).

કન્યા પોતાની નથી પારકી છે પણ તેને પરણાવવામાં–કન્યાદાન દેવામાં પુણ્ય–

ભવાંતરમાં ફળ માનવું એમાં મિથ્યાત્વની હદ નથી ! આવા મિથ્યાત્વીઓ માટે પણ શાસ્ત્રકારોએ અણુવ્રતાદિ આપવાની છૂટ આપી છે

## વાદીની શંકાનું સૂરિજીએ આ સમાધાન સ્પષ્ટ આપ્યું છે.

વર્તમાન સાધુઓ સમકિતને માને છે, વ્રતો ગ્રહણ કર્યાં છે પણ સમકિતનો નિશ્ચય કરવા ક્યાં ગયા છે ? જો સમકિતના નિશ્ચય વિના વ્રત ગ્રહણ ન હોય તો તો સાધુ સંસ્થાએ ભૂલ કરી છે એમ માનવું ? એ નિયમથી તો અભવ્ય કે જે મોક્ષ માનતો જ નથી છતાં સાધુ થાય છે માટે તેની દુર્ગતિ થવી જોઈએ પણ શાસ્ત્રમાં તો મહાવ્રતારાધનથી તેની દેવગતિ બતાવી છે સમ્યક્ત્વની આવશ્યકતા તેને સુદૃઢ કરવા દર્શાવી છે અણુવ્રતાદિના નિષેધ માટે દર્શાવી નથી તાત્પર્ય કે સમ્યક્ત્વ આવશ્યક છે

જેની ખાસ આવશ્યકતા છે તે સમ્યક્ત્વ, મિથ્યાત્વ છાંડ્યા વિના પ્રાપ્ત થતું નથી 'લોટ ફાકવો અને ભસવું' બે સાથે બનતું નથી એમ લોકોક્તિ પણ છે મિથ્યાત્વ પણ રાખવું અને સમ્યક્ત્વ પણ જોઈએ છે તે બની શકતું નથી હજી આચાર( પ્રવૃત્તિ )માં એમ બની શકે છે કે હિંસાને અંગે અમુક હિંસાનો ત્યાગ, અમુક હિંસાનો ત્યાગ નહિ, એવી રીતે અસત્યાદિને અંગે પણ સમજી લેવું સમ્યક્ત્વમાં તેમ નથી ત્યાં તો મિથ્યાત્વ પ્રથમ જવું જ જોઈએ

પ્રતિક્રમણમાં બોલવામાં આવે છે मिच्छत्तं, पडिक्कमामि ( मिच्छत्ताओ पडिक्कमइ ) 'મિથ્યાત્વથી પાછો હઠો છું સમ્યક્ત્વનો સ્વીકાર કરું છું ' ( आव० पृ० ८११, प्रत्या०अ० हरि०)

આ ન્યાયે, આ હેતુસર પ્રથમ ચારે પ્રકારના મિથ્યાત્વીઓના સ્વરૂપાદિના વર્ણનની જરૂર છે

વાવડીના દૃષ્ટાંતમાં પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એમ ચારે દિશા કહી છે ચારે દિશાએ ચાર મુસાફરોનું વૃત્તાંત છે અહીં ઉપનયમાં પણ ક્રમસર અન્યતીર્થિકોનું વર્ણન કરવામાં આવે છે

## તેરાપંથીઓનું પિયર 'થલી !' પણ તેમની બુદ્ધિ ક્યાં ઠરી ?

કેટલાક નવીન પંથ કાઢનારાઓ પ્રથમથી આખા જગતને સમજાવવા નથી નીકળતા પોતે જ્યાં હોય ત્યાં પ્રચાર કરે છે એવા કેટલાક નૂતનપંથીઓને તો તે સ્થાન પીયર તરીકે હોય છે

તેરાપંથીઓનું પિયર થલી ! ત્યાંનું વસ્તિ પત્રક જોવાથી ખ્યાલ આવશે

તેરાપંથીઓ સામાન્ય બુદ્ધિવાળાઓને એમ સમજાવે છે કે-"ડૂબતી ગાયને પાણીમાંથી બચાવવામાં મહાપાપ છે મરતા પ્રાણીને બચાવવા જેવું મહાપાપ એક પણ નથી

કેમકે તે બચી જનાર પ્રાણી બચીને અઢારે પાપસ્થાનકો સેવવાનો માટે તે તમામ પાપનું નિમિત્ત બચાવનાર બને છે મારનારને તો માત્ર માર્યાનું જ (એક જ) પાપ પણ બચાવ નાર તો અઢારે પાપસ્થાનકોના પાપોનો અધિકારી બને છે ”

વિચારો ! કેવી બુદ્ધિ ચલાવી છે ! ! યુક્તિઓનો કેવો અને કેટવો ભયકર દુરૂપયોગ કર્યો છે ! ! હાથીના ભવમાથી મેઘકુમાર થયુ, ભગવાન્ મહાવીરદેવ સાક્ષાત્ મળવા, પ્રવ્રજ્યા અને કલ્યાણ આ બધુ શાથી બન્યુ ? હાથીના ભવમા માત્ર એક સસલાને જીવિતદાન આપવાથી ! એમ જ્ઞાતાસૂત્રમા ઉલ્લેખ છે પૂછનાર તે પથીઓને પૂછી શકે છે

તર્કવાદી તે સપ્રદાયના સાધુઓને પૂછી શકે છે કે–“ તમારા પાતરામા ગરોળી પડે તો કાઢો કે નહિ ? અને જો કાઢો તો તે ગરોળી અઢારે પાપસ્થાનકો સેવે તેનુ પાપ તમને વળગે કે નહિ ? ”

તેરાપથીઓ શિક્ષિતો પાસે જવાબ ન દઇ શકવાથી ‘ રાગદ્વેષની પરિણતિમા પડવું નથી ’ એવા બહાનાથી છટકે છે આવા મતવાળાઓને પોતાનુ સ્થાન (પિયર) બહુ ગમે છે બાઈ પિયર જાય ત્યારે માથુ ન ઓઢે તો પણ ચાલે પિયરમા નિ શકપણે વર્તી શકે તેમ તેરાપથીઓ, સ્થાનકવાસીઓ વગેરેને યથેચ્છ વર્તન માટે પોતાનો ( પિયર જેવો ) પ્રદેશ વધારે ગમે છે

અહીં તો નાસ્તિકોની વાત કરવી છે તેઓ માત્ર એક જ દિશામા પ્રચાર કરતા નથી પણ ચારે દિશામા ( સર્વત્ર ) પોતાના મતને પ્રચારે છે તેરાપથીઓની માફક નાસ્તિકોને શિક્ષિતોથી ડરવુ પડતુ નથી તેઓ કેટલાક તેવા મનુષ્યો આગળ ઝૂઝી શકે છે સર્વ મનુષ્યો એક પ્રકૃતિના હોતા નથી સર્વ ભવ્યો મોક્ષે જશે એ મુદ્દો પણ આ ન્યાયે ટકી શકતો નથી

## સામટી મજા ભોગવવાનુ સ્થાન ‘ નરક ’ છે

મોક્ષ મળે છે મનુષ્યગતિમા નરકમા, દેવલોકમા તથા તિર્યચયોનિમા, આ ત્રણે ગતિમાના જીવો માટે મોક્ષના બારણા બધ છે માત્ર મનુષ્ય ગતિ માટે ખુલ્લા છે

કાયદો ઘડનારાઓ કાયદે કાયદે પોતાનો હક કાયમ રાખે છે અને બીજાના હકને ઉથલાવે છે અમેરિકામા લડનનો કાયદો માન્ય નથી અમેરિકાનો માન્ય છે તેજ રીતે સર્વત્ર નિયમ છે કાયદો કરનાર કાયદાની બાદ્યધરી નીચે આવવો જોઇએ પણ ત્યા પોતે છૂટવાની બારી રાખે છે મુદ્દાનો મુદ્દો આ છે શુ આ રીતે શાસ્ત્રના રચનારા મનુષ્ય છે માટે ‘ મોક્ષ મનુષ્ય ગતિમા જ મળે ’ એવો કાયદો છે ? પોતાનો હક રાખી દેવ, તિર્યચ, નારકીનો હક શાસ્ત્રના વિધાતા મનુષ્યો છે માટે ઊડી ગયો ?

તર્ક ઠીક છે સમજવા માટે તર્કમા વાધો હોય નહિ સજા ભોગવવાનુ સ્થાન નારકી છે શિરપાવરૂપે સાહ્યબી ભોગવવાનુ સ્થાન સ્વર્ગ છે

આ લોકમા કરેલા તમામ ગુન્હાઓની સજા સામટી ભોગવવાનું સ્થાન નરક છે ગુન્હાની પૂરતી સજા આ લોકમા હોઇ શકતી નથી વધારે પડતી ઠડી, ગરમી કે કોઇ પણ પ્રકારની અધિક સજા સહન કરવા આ લોકમા મળેલો દેહ શક્તિમાન નથી વધુ સજા થાય કે જીવ દેહમાથી નીકળી જાય છે સજાનો ભોગવટો પૂરો થાય શી રીતે ? મનુષ્ય એક ખૂન કરે કે સો ખૂન કરે પણ તેને સજા તો ફાસીની જ ! ફાસી દીધી ખલાસ ! ત્યારે એ સાબિત થાય છે કે તમામ ગુહ્યાની પૂરતી સજા ભોગવાય–ભોગવવી પડે–ભોગ વવામાથી છટકી ન શકાય તેવુ સ્થાન જેવું જોઇએ અહીં કેઇગુણું ઘાતકીપણું જીવનભર ગુજાર્યું હોય તેને કેઇગુણી સજા ભોગવવી જ પડે તે નરકમા શકય છે ત્યા ટાઢ, તાપ, ક્ષુધા, તૃષા અસહ્ય છે પ્રમાણુની પરાકાષ્ઠા છે આ લોકમા પણ જેને ફટકાની સજા કરવામા આવે છે તેને ફટકા મારતા તે બેભાન થઇ જાય તો ફરી ડૉકટરી ઉપચારથી તેને ભાનમા લાવી ફરી ફટકા મારવામા આવે છે તાત્પર્ય કે સજા પૂરી કરવામા આવે છે નરકમા ( નરક શબ્દથી વાધો હોય તો ' નરક ' ન બોલતા ગમે તે કહો ! ' એક સ્થાન ' એમ માનો ! ) ક્ષેત્રવેદના છે, સ્વ–પરકૃતવેદના છે, પરમાધામીકૃતવેદના છે પારાવાર વેદના છે ત્યાથી નારકી નાશી કે છૂટી તો નથી શકતો પણ આયુષ્યના અત પહેલા ત્યા મૃત્યુ પણ નથી એવુ શરીર છે એ શરીરને ભેદાય છે, છેદાય છે, કપાય છે, તપાય છે, તળાય છે, બળાય છે જીવ વેદનાથી આકુલવ્યાકુલ થાય છે, બૂમાબૂમ કરે છે વળી પાછુ નવી વેદના સહન કરવા માટે તે શરીર તૈયાર બની જાય છે

જ્ઞાનીઓ પણ આવી સજા ન ભોગવવી પડે તે માટે વારવાર ચેતવે છે કે—

**બધ સમય ચિત્ત ચેતીએ, ઉદયે શો સતાપ !**

જ્યા કાયમ આવી સજાનો ભોગવટો નિયત છે, ત્યા વિવેક, વિનય વગેરે લાવવા ક્યાથી ? નરકગતિમા મોક્ષના સાધન મળતા નથી તેથી નારકી માટે મોક્ષના બારણા બધ છે એ સૂત્ર સત્ય છે

## સામટી સાહ્યબી ( શિરપાવ ) ભોગવવાનુ સ્થાન સ્વર્ગ છે

હવે સ્વર્ગ સબધી વિચારો ! ઠડી અને ગરમી જેમ મારવામા સાધનભૂત છે તેમ ઉપકાર કરવામા, શિરપાવ આપવામા, સ્વાગત કરવામા પણ સાધન છે શરદી થઇ હોય તો બચાવ માટે ઈંટોનો શેક કરવામા આવે છે, ગરમીને અગે ઠડા વિલેપનો કરવામા આવે છે આ રીતે સુખ, આનદ ઉપજાવી આરોગ્યાદિ ઉપજાવી શકાય છે

મનુષ્યનું તો જરા ઋદ્ધિ વધી કે મગજ ચસકે છે દેવોની સ્થિતિ એવી છે કે ઇંદ્રોની સમૃદ્ધિ છતા મગજનો કાબૂ જતો નથી પારાવાર સપત્તિનો ભોગવટો સ્વર્ગમા છે તમામ સારા કૃત્યોના શિરપાવરૂપ સ્થાન સ્વર્ગ છે નારકીમા કાયમ ( સ્ખલના રહિત )

વેદના છે સંકટ છે તેમ સ્વર્ગમા કાયમ રંગરાગ છે મોજમજાહ છે, નાટકચેટક છે કહો ત્યા પણ વિવેક (ધર્મ માટે) પ્રગટે ક્યાથી ?

## ડાહ્યા અને ગાડા વચ્ચેનુ અંતર

એક ધનાઢ્ય શેઠનો એક કુટુબી ગરીબ હતો તેણે દારિદ્રથી કટાળી છેવટે શેઠ પાસે મદદની યાચના કરવાનો વિચાર કર્યો તે શેઠને ત્યા ગયો તેને દૂરથી આવતો જોઇને 'રખે માગશે' એમ ધારી શેઠ તો મોઢે ચોફાળ ઓઢીને સૂઇ ગયા આ શેઠ જ્યારે સૂતા હતા ત્યારે નોકર પગચપી કરતો હતો પણ આ સમય કાંઈ શેઠને સૂવાનો ન હતો એટલે નોકર ત્યા હાજર નહોતો પેલા કુટુબીએ વિચાર્યું કે-"શેઠ આ વખતે સૂતા છે માટે પ્રકૃતિ અસ્વસ્થ હશે પગ ચાપવાથી તેમને જરા આરામ લાગશે "

આમ વિચારી તે કુટુબીએ તો પગચપી શરૂ કરી શેઠ એ પગ ચાપનારને પોતાનો નોકર સમજે છે થોડીવાર પછી શેઠે પૂછ્યું, "પેલી બલા ગઇ ?" કુટુબી સમજી ગયો કે-શેઠે આ ઢોંગ મારા માટેજ આદર્યો લાગે છે તેણે જવાબ આપ્યો "બલા ગઈ નથી પણ પગે વળગી છે " આ તો બાજી ખુલ્લી થઇ ગઈ, એ જોઇ શેઠે તેને કહ્યુ કે-"મારી ઇચ્છા જાણવા છતા તુ બેસી રહ્યો તો તારા જેવો મૂર્ખ કોણ ?" કુટુબીએ પણ રોકડુ પરખાવ્યું કે-"મૂર્ખ અને મારા વચ્ચે માત્ર બે વેત ચાર અગુલનુ અતર છે "

દુનિયામા ડાહ્યા અને ગાડા વચ્ચે આ રીતે જરાક અતર છે રૂા ૯૯૯૯૯૯૯-૧૫-૧૧ નવાણુ લાખ, નવાણુ હજાર, નવસે નવાણુ રૂપીઆ, પંદર આના, અગીયાર પાઇમા માત્ર એક પાઇ નાખો એટલે સખ્યા લાખની મટી ક્રોડની થઇ જશે લાખ અને ક્રોડ વચ્ચે આ રીતે અતર એક પાઈનુ ! ડાહ્યા અને ગાડા વચ્ચે આ રીતે જરા અતર સમજવુ

વિચારની સાથે તરત વર્તન કરે તે ગાડા, વિચાર થતા વિચારણાપૂર્વક વર્તન કરે તે ડાહ્યા

देवाणा वच्छाण દેવતાઓનુ તો ઇચ્છા માત્રથી તમામ કામકાજ ચાલે છે, વિચાર થતાજ વર્તન વિચાર (ઇચ્છા) તથા વર્તન વચ્ચે વિચારણાને અવકાશ (સમય) છે જ નહિ પુણ્યની એવી યોજનામા તેઓ મૂકાયા છે કે ઇચ્છા થઇ કે કામ થયુ

આ પરિસ્થિતિમા આત્મા ઉપર સયમ હોય ક્યાથી ?

દેવલોકના જીવો માટે મોક્ષના બારણા બધ છે એ સૂત્ર આ રીતે સત્ય છે

તિર્યંચ અજ્ઞાન છે, પરાધીન છે તેનાથી ધાર્યું કાંઈ થતુ નથી માટે તે પણ મોક્ષ મેળવી શકે તેમ નથી

તિર્યંચો માટે મોક્ષના બારણા બધ છે એ સૂત્ર આ રીતે સત્ય છે મનુષ્ય ધાર્યું

કરી શકે છે નરકમા દુખ ભોગવવુ પડે છે જાણી જોઈને દુખ વેઠવાનુ ત્યા નથી તે મનુષ્ય ગતિમા છે કર્મો ખપાવવાનુ સ્થાન મનુષ્યગતિ છે

સૂત્રકાર જણાવે છે કે-તિર્યંચો અનતા છે, દેવો તથા નારકીઓ અસખ્યાતા છે પણ મોક્ષનો અધિકાર મનુષ્ય-ગતિમાજ છે

卐　　卐　　卐

## મનુષ્ય દેહરૂપી પેઢીમા રોકાયેલી રકમો તપાસી !

### ફણગો મૂલને ઓળખાવનાર છે.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ શ્રીશ્રુતસ્કધનુ શ્રવણ કરાવે છે તેમા પુડરીકાધ્યયનનો અધિકાર ચાલુ છે

જે ચાર મતવાદીઓ જણાવવામા આવ્યા તેઓને મિથ્યાત્વી કહેવાનુ એજ કારણ છે કે નાસ્તિક એટલા જ માટે કહીએ છીએ કે તેઓ મોક્ષના ઉદ્દેશથી તો દૂર જ છે શ્રીજિનેશ્વરદેવના શાસનને નથી પામ્યા એટલુ જ નહિ પણ તેઓ મોક્ષના ધ્યેયને પણ પામ્યા નથી

વૈશેષિક, નૈયાયિક, સાખ્યાદિ પણ શ્રીજિનેશ્વરદેવના શાસનને પામ્યા નથી પણ તેઓને રમણતા મોક્ષની છે તેઓ પણ મિથ્યાત્વી તો છે મિથ્યાત્વી નથી એમ નથી

સામાન્યત સુદેવ, સુગુરુ, સુધર્મને કુદેવ, કુગુરુ, કુધર્મ તરીકે માનવા તેને મિથ્યાત્વ કહેવામા આવે છે પ્રશ્ન થશે કે તો પછી એકેન્દ્રિયાદિમા રહેલા જીવોને મિથ્યાત્વ નહિને ! કેમકે તેઓને સુદેવ કુદેવ વગેરે કાઇપણ માનવાનુ છે જ કયા ?

અહીં સુદેવાદિને કુદેવાદિ માનવામા શાથી મિથ્યાત્વ છે તે સમજવુ જોઇએ આશ્રવાદિ હેય છે તેથી છાડવાના છે, સવર નિર્જરા ઉપાદેય છે તેથી આદરણીય છે જે દેવગુરૂધર્મમા હેયને છાડેલ નથી, ઉપાદેયને આદરેલ નથી તેવાઓને દેવ, ગુરૂ, ધર્મ મનાય ત્યારે તે મિથ્યાત્વ

આબાને ઓળખવા માટે મજરી, દળ, મૂળ વગેરે હોય છે તેમ સુદેવાદિને માનવામા સમ્યકત્વ છે, કુદેવાદિને માનવામા મિથ્યાત્વ છે

સુદેવ, સુગુરૂ, સુધર્મમા હેયને છાડે છે, ઉપાદેયને આચરે છે માટે માનવા અને તેથી તે માન્યતામા સમ્યકત્વ અને વિપરીત માન્યતામા મિથ્યાત્વ છે આ તો છે ફણગો મૂલ ચીજ 'આશ્રવનો ત્યાગ' 'સવરનો અગીકાર' તે છે

સામાયિક, પ્રતિક્રમણ, પૂજા, પ્રત્યાખ્યાનાદિને ધર્મ ગણીએ છીએ તે પણ ફણગો છે ત્યા પણ મૂલ ચીજ 'આશ્રવનો ત્યાગ, સવરનો અગીકાર' તે છે હથિયાર કે સ્ત્રી ધારણ કરનારને દેવ માનવા તે મિથ્યાત્વનો ફણગો છે

વિષય, કષાય, આરભસમારભમા રાચેલાને ગુરૂ માનવા તે પણ મિથ્યાત્વનો ફણગો છે ફણગાને અને મૂલ ચીજને તેના સ્વરૂપે જાણવા જોઈએ

તત્ત્વાર્થકાર સમ્યકત્વનુ લક્ષણ આ રીતે જણાવે છે

**तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं ।** ( तत्त्वा० अ० १ सू० २ ) તત્ત્વોની શ્રદ્ધા તેનુ જ નામ સમ્યગ્દર્શન શ્રી ઉત્તરાધ્યયન ( अ० २८ गा० १४-१५) તથા શ્રી પચાશકજી (प्र० प० गा० ३ ) મા પણ તેમજ કહ્યુ છે 'શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મને માનવા તેનુ નામ સમ્યકત્વ' એમ ત્યા કહ્યુ નથી કેમકે તે માન્યતા તો માત્ર ફણગારૂપ છે

આશ્રવાદિને રોકનારા તે સુદેવાદિ છે તેને આદરનારા તે કુદેવાદિ છે

આશ્રવાદિને હેય ગણવા, સવરાદિને ઉપાદેય ગણવા તેનુ નામ સમ્યકત્વનો ફણગો છે

સમ્યકત્વનુ લક્ષણ 'તત્ત્વાર્થની શ્રદ્ધા' છે તત્ત્વાર્થ પરત્વે પ્રતીતિનો અભાવ એ લક્ષણ મિથ્યાત્વનુ છે

આ વ્યાખ્યાથી એકેન્દ્રિયાદિથી અસજ્ઞી પચેન્દ્રિયાદિ સુધી હવે તપાસી જુઓ કે મિથ્યાત્વ ખરૂ કે નહિ?

વૈશેષિક, નૈયાયિક, સાખ્યાદિ પણ છે તો મિથ્યાત્વી, ગયા છે ખોટે રસ્તે પણ ધ્યેય મોક્ષનુ છે

કાચના કટકાને 'હીરો, હીરો' કરીને કોણ રમશે? ઝવેરીનો છોકરો કેમકે ત્યા સસ્કાર હીરાના છે વાતાવરણમા વાતવાતમા 'હીરો' સભળાય છે સસ્કાર બળ વત્તર છે કાછીયાનો છોકરો ત્રાજુડી બનાવશે કુભારનો છોકરો રેતીમાથી માટીનો પિણ્ડ બનાવશે, કેમકે તેમને ત્યા તેવા સસ્કાર છે કાછીયાનો છોકરો કે કુભારનો છોકરો હાથમા હીરો આવશે તો પણ તેને હીરો કહેશે નહિ તો કાચના ટુકડાને તો હીરો કહે જ ક્યાથી? કેમકે તેણે શ્રવણ કરેલા શબ્દકોશમા 'હીરો' ઝળક્યો નથી

ખોટે માર્ગે ગયેલા આ મતોમા કરાતા કેઇ અનુષ્ઠાનો સકૃત્ બધક છે, કેઇ માર્ગાભિમુખ છે જેટલુ ધ્યેય સાચા મોક્ષનુ છે તેટલા તેઓ ચઢેલા છે તે અનુષ્ઠાનોમા મોક્ષનુ ધ્યેય હોવાથી માર્ગાભિમુખપણું હોઇ શકે છે

## એકડો ઘુટનાર તથા થડે બેસનાર સરખા હોય નહિ.

નાનો છોકરો એકડો ઘુટતી વખતે લીટા ઘણા કરે છે છતા તેને ઠપકો અપાતો નથી પણ થડે બેઠેલો છોકરો વેપારમા ભૂલે, હિસાબમા એક આનાની પણ ભૂલ કરે તો થપ્પડ ખાય છે કારણ એ જ કે એકડો ઘુટનારમા જવાબદારીનુ આરોપણ નહોતુ જવાબદારીનો સ્વીકાર નહોતો થડે બેઠેલામા જવાબદારી રહી છે આરોપાઈ છે સ્વીકારાઇ છે

થડાની થપ્પડમા ઉન્નતિ છે થડે બેઠેલો એકડો ઘુટવાની સ્થિતિને સારી ગણે તો તે મૂર્ખ છે

જેઓ શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મને સમજી શકયા છે, જેઓને પરમ પુણ્યો દયે શ્રીજિનેશ્વર દેવનુ શાસન સાપડયુ છે તેઓ પણ જો અતિચાર લગાડે તો ફરીને ભવસમુદ્રમા રખડવાનુ, પ્રયાણ કરવાનુ થાય તેથી તેઓ ભૂલ કરે છે

આત્માને, મોક્ષને નહિ સમજનારા બિચારા અનાદિ કાલના આ મિથ્યાત્વીઓ તો કાઇક પણ સમજે, કાઇક પણ યોગ્ય કરે તે તેમનુ અહોભાગ્ય છે

એકડાના સ્થાને રહેલાના જેવા વિચાર કે વર્તન થડે બેસનારને ન પાલવે

આ શાસન પામ્યા પછી પણ તેવી ભૂલ કરનારને કર્મરાજા ધક્કો મારે છે

## ઇશ્વરવાદીના અનર્થની પરાકાષ્ઠા

ઇશ્વરવાદીઓ ઇશ્વરનો બચાવ ' લીલા ' શબ્દથી કરે છે વ્યવહારમા પણ કોઈ સારો માણસ ભૂલ કરે ત્યારે ' ભાવી ' એમ બોલાય છે

કૃષ્ણની પાસે ગોપીઓ નાચે, નગ્નપણે ન્હાય, નૃત્ય કરે, કૃષ્ણ તેના વસ્રો લઇ ઝાડ ઉપર ચઢી જાય, બસી વગાડે વગેરે વસ્તુ લાગે છે ખરાબ માટે બચાવ કરવો પડે પડે છે કે-" એ તો ઇશ્વરની લીલા ! ઇશ્વરની ગતિ ઇશ્વર જાણે ! ઇશ્વરની લીલા અકળ છે " જો વસ્તુ ખરાબ ન લાગી હોત તો જાદવ કુલના બાલકના નામે બચાવ કરવો પડત નહિ

દરેક દેવ માટે સમજી લેવુ

> વસ્યા વિભુ મહામાયા સગે, ક્ષીરસાગરમા વાસ;
> શિવજી પણ અર્ધાગી સગે, સાધે યોગાભ્યાસ.

યત—બ્રહ્મા પણ સાવિત્રી સગે, વસ્યા કમળદળકોગ કોષમા. વગેરે. "

આ રીતે ' લીલા ' નામથી ' અકળ ' વિશેષણથી બચાવ કરવો પડે છે

વૈશેષિકાદિ મિથ્યાત્વી છતા ત્યાં મોક્ષનું ધ્યેય છે તો તે કહેવું જોઈએ તેટલા પૂરતું તેને તે રૂપમાં માનવાની નીતિ છે

પણ અહીં જે ચાર મતો ગણાવ્યા છે તેઓ તો નથી માનતા ગયો ભવ કે નથી માનતા આવતો ભવ પછી મોક્ષની તો વાત જ શી ?

પહેલો મતવાદી તો આત્માને જ માનતો નથી એટલે વાત ત્યાં જ પતી જાય છે મૂલો નાસ્તિ કુત શાખા। આત્મા જ ન માને તેને બીજી ભાજગડ રહી ક્યાં ?

બીજો મતવાદી પંચભૂતના પૂતળાને હાલતુંચાલતું માને ત્યાંસુધી જ આત્મા માને છે એણે પણ ખેશ ખંખેરી નાખ્યો છે

ત્રીજો છે ઇશ્વરવાદી ! તેણે તો જુલમ જ કર્યો છે પોતાના તમામ સ્વચ્છંદનો બચાવ ઇશ્વરના જ નામે ! એક જ વાત કે ' ઇશ્વરી પ્રેરણા ! ' આવાઓ વિષયકષાયથી ખસે જ શી રીતે ? એ કામાભોગાસક્તોએ તો નિયામકસૂત્રોને સ્થાને વિધિસૂત્રો સ્થાપ્યા

ऋतौ मार्यामुपेयात्—

" સ્ત્રીની સાથે કામભોગ કરવો જ જોઇએ ન કરે તો બ્રહ્મહત્યાનું પાપ લાગે કેમકે ઇશ્વરી આજ્ઞા તે છે તેનો સંબંધ ઇશ્વરી સંકેતાનુસાર છે ઋણ ફેડવું જ જોઇએ " વગેરે–

હવે જ્યાં આવી અનર્થની પરાકાષ્ઠા ઇશ્વરના નામે ચાલી રહી છે તેઓ મોક્ષને માનવાના ?

ચોથો મતવાદી ભવિતવ્યતાવાદી છે

## પ્રયત્ન વિના ઉદય નથી

પ્રયત્ન વિના કદી પ્રગતિ નથી જૈનશાસ્ત્રનું એ જ વિધાન છે ગાઠ આવે ત્યાંસુધી યથાપ્રવૃત્તિકરણ માનવામાં આવે છે સમ્યક્ત્વમાં ભવિતવ્યતાએ અનંતાનુબંધીનો ભેદ થતો નથી પણ અપૂર્વકરણદ્વારા–અત્યંત વીર્યોલ્લાસરૂપ અપૂર્વ પ્રયત્ન થાય ત્યારે બને છે ભવિતવ્યતા યથાપ્રવૃત્તિકરણ સુધી છે પછી પ્રયત્ન વિના ચાલે તેમ નથી

પ્રયત્ન કે પુરુષાર્થને જેમ પરમ આસ્તિક માને છે તેમ નાસ્તિક પણ માને છે નાસ્તિકને ઇશ્વર તો માનવો નથી કર્મ માનવું નથી, ફાવે તેમ વર્તવું છે તેથી તે રૂપે તે પ્રયત્ન કરવામાં માને છે પણ આસ્તિક કર્મ તથા ઇશ્વરને માને છે ને પ્રયત્ન કરે છે ' આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય ' એવી ઉક્તિ છે આસ્તિક પણ માને છે કે દેવ, ગુરુ, ધર્મના સંયોગ છતાં પોતાના પ્રયત્ન (પુરુષાર્થ) વિના પરમાર્થ સાધી શકાય તેમ નથી ચોથા ગુણસ્થાનકથી ચૌદમા ગુણસ્થાનક સુધી, અરે છેલ્લે મોક્ષે જવામાં પણ પુરુષાર્થની જરૂર છે

વરસાદ તો દાણા પેદા કરે રોટલો કરવા માટે તો જાતે પ્રયત્ન કરવો પડશે રોટલો પણ વરસાદ કરી આપશે એમ ધારનાર તો ભૂખ્યે જ મરશે ભવિતવ્યતાનું કામ યથાપ્રવૃત્તિકરણ સુધી છે પછી જેઓ પોતાનુ જીવન ભવિતવ્યતાને જ ભળાવી બેસી રહે તેઓને મોક્ષ મળવાનો નથી અને તેઓ કામભોગના કાદવમા વધારે ખચવાના છે કામભોગમા ખૂચનારાઓ જ માત્ર ભવિતવ્યતાના ભરૂંસે રહે છે

પ્રથમ મતવાદી કહે છે કે-ભવિતવ્યતાના યોગે મનુષ્યો થયા છે

શાસ્ત્રકાર કહે છે पयईइ तणुकसाओ० (कर्मग्रं० प्र० गा० ५८)

## પાતળા કષાયો !

સ્વભાવે જેના કષાયો પાતળા થયા હોય, જે દાનરૂચિવાળો હોય, તેમજ ઉપેક્ષા દાક્ષિણ્યાદિ ગુણોને ધારણ કરનારો હોય તેજ જીવ મનુષ્ય થાય છે

પેઢીમા જેમ 'શ્રીપુરાત' લખાય છે (ચોપડામા) વેપારમા રોકાય છે તેમ મનુષ્ય દેહરૂપી પેઢીમા ત્રણ 'શ્રી' કે ત્રણ રકમ છે

૧ સ્વભાવે પાતળા કષાયપણુ ૨ દાનરૂચિ ૩ મધ્યમગુણો તે આ ત્રણ ગુણ રૂપી રકમો રોકાયા પછી જ આ પેઢી ઉભી થઇ છે

વ્યવહારિક પેઢીમા તો વર્ષે વર્ષે સરવૈયુ કાઢો છો પણ મનુષ્ય દેહરૂપી પેઢીનુ સરવૈયુ તપાસ્યુ ?

પાતળા કષાયથી મનુષ્ય થયા એ ખાતામા જમા છે કે ઉધાર ? કષાયો વધારે પાતળા થયા કે ઓછા પાતળા થયા ? કષાયો વધ્યા કે ઘટયા ? દાનરૂચિ કેવી છે ? મધ્યમ ગુણોમા આત્મા કયા ઊભો છે ? આ બધુ જોવાનો વિચાર પણ થાય છે ?

વ્યવહારૂ પેઢી માટે પગારદાર મુનીમો (ખાતા તપાસવા, હિસાબ રાખવા) રખાય છે, ઉપર પોતાની તકેદારી જુદી રખાય છે, કેઇ પ્રકારના લાબા ચોપડાઓ રખાય છે મનુષ્ય દેહરૂપી પેઢી માટે દશ પાનાની નાનકડી ડાયરી (નોધપોથી) પણ રાખી છે?

પ્રથમ રકમ કષાયોના પાતળાપણારૂપી ગુણની છે

એક કુભારણ ગધેડી ઉપર માટલા, હાલ્લા વગેરે લાદીને શહેરમા વેચવા જતી હતી કારણસર તેને મોડુ થયુ હતુ બપોરના બારએક વાગ્યાનો સમય થયો હતો વખત થઇ જવાથી તેમજ વધારે ભારથી ગધેડી પણ થાકી ગઇ હતી અને માડ માડ પગલા ભરતી હતી તેને જલદી ચલાવવા માટે કુભારણ તેને ડફણ મારતી જતી હતી અને બોલતી જતી કે-" ચાલ ! બ્હેન ચાલ !!" કુભારણ ગધેડીને ડફણ મારતા પણ

બ્હેન કહેતી હતી આ સાભળીને સામેથી ચાલ્યા આવતા માણુસને નવાઈ લાગી આનુ કારણુ જાણુવાની તેના હૃદયમા જિજ્ઞાસા જાગી

તેણે પૂછ્યુ–'બ્હેન! તુ ગધેડીને વારવાર બ્હેન કેમ કહ્યા કર છે! મારે છે તો ડફણુ અને બોલાવે છે 'બેન, બેન' એ શી રીતે? આનુ કારણુ શુ?"

કુભારણુ–ભાઈ! શહેરના લોકો એક હાલ્લુ લેતા એટલી ટકટક કરશે કે ન પૂછો વાત! દશ પન્નર ફેરવશે, ટકોરા મારશે, ત્યારે લેશે. તે વખતે જો મારા મગજ ઉપર કે જીભ ઉપર કાબુ ન રહે અને કાઈનુ કાઇ બોલી જવાય તો મારી હાલત શી? માટે ગધેડીને પણુ બેન કહીને સારૂ બોલવાની ટેવ પાડુ છુ

આ દષ્ટાત ખૂબ વિચારજો એક માટલુ ખરીદવામા કેટલી તપાસ થાય છે આત્માની તપાસ કદી પણુ જરાયે કરી ખરી?

કુભારણુ પણુ સારૂ બોલવાની ટેવ પાડે છે આજે આપણુા ઘરમા પોતાની દીકરીઓને શુ સભળાવો છો

'રાડ! કમજાત! તને કોગળીયુ આવે! મરી ન ગઈ?' વગેરે વગેરે! કુભારણુની જીભ સારી કે નહિ?

કષાયો પાતળા રાખવા એ પ્રથમ ગુણુ છે

## દાનરૂચિ

કજુસ તથા ગુન્હેગારને તો કષાયો પાતળા રાખવા જ પડે છે ગુન્હેગારને ગમે તેટલો મારો; તેનાથી કાઇ કરી શકાશે નહિ કેમકે ગુ હાએ તેને રાક બનાવ્યો છે કહેવત પણુ છે કે–'ગુન્હો રાક છે' કજુસને પણ કષાય પાતળા રાખવા જ પડે છે તે જો મગજમા પવન રાખે તો ખીસા ખાલી કરવા પડે તે તો તેને પાલવતુ નથી

આ રીતિએ થયેલા પાતળા કષાયથી મનુષ્યપણુ મળતુ નથી, મનુષ્ય જન્મનુ આયુષ્ય બધાતુ નથી પણુ સાથે સાથે મનુષ્ય જીવનના સાધનો માટે અન્તરાય કર્મ તોડવુ જોઇએ લાભાન્તરાય કર્મનો ક્ષય કરવો જોઇએ ત ગુણુનુ નામ દાનરૂચિ છે **'દાન' એટલુ જ ન કહ્યુ અને 'દાનરૂચિ' એમ કેમ કહ્યુ?**

એક ખેડુત હતો તે વૈશાખ કે જેઠ માસે વાવવા ગયો તેને એમ વિચાર થયો કે–"વરસાદ વરસે છે ત્યારે મનુષ્યને, પશુપક્ષીને ઠડી લાગે છે બિચારા આ દાણાનુ શુ થશે?" આમ વિચારીને તેણે દાણાને શેકયા અને પછી વાવ્યા વીઘાના વીઘામા આવુ વાવેતર કરે તો પણુ તે ખેડુતને કારતક માસે શુ મળશે?

તે જ રીતે દેરાસરના, પાજરાપોળના, પાઠશાળાના, જીવદયાના કામો કોઈ આકાશ

માથી ઉતરી આવીને કરતા નથી પણ આપણે કરીએ છીએ આપણે કર્યા વિના છૂટકો નથી પૈસા આપણે આપીએ છીએ પણ વાવેતર દાણા શેકીને કરીએ છીએ

પાચ જીવ છોડાવવા કોઇએ ટીપ શરૂ કરી પોતાની પાસે ભરાવવા આવ્યા જે મળે તે પૈસા પ્રસન્નતાપૂર્વક આપવા જોઇએ, પણ પોતાને કેમ ઓછા આપવા પડે તેવી વાણી બોલીને આખરે ઓછા જ ભરે ભરાવવા આવનારને છેતર્યો માટે હરખાય ત્યા દાનરૂચિ નથી દાન તો થયુ પણ રૂચી કયા ? દાણા વવાયા પણ શેકાયેલા ! દાન થયુ પણ રૂચિ વેચાયેલી ! આવા દાનથી મનુષ્યપણું મળતું નથી

કમાણી માટે વેપારમા રકમના રોકાણમા જેવી ચિત્તની પ્રસન્નતા રહે છે તેવી પ્રસન્નતા ટીપ મડાવવામા, દાન આપવામા હોવી જોઇએ 'આ તો પરભવનું ભાથુ બધાય છે ' એમ હૃદયમા ઉલ્લાસ થવો જોઇએ આનું નામ દાનરૂચિ

## મનુષ્યે મગજ ઉપર કાબૂ રાખવો જોઇએ

દુનિયાદારીમાં ગાય પવિત્રમા પવિત્ર ગણાય છે, ગાય રાક ગણાય છે કહેવત પણ છે કે–' દીકરી અને ગાય દોર ત્યા જાય '

આટલુ છતા નાનું બાલક જો તેને અડપલુ કરશે તો ગાય તેને સજા કરશે લાત મારશે, શીંગડુ ઉગામશે, કાંઇક કરશે ' આ નાનું બચ્ચુ મને શું કરવાનું ? તેનાથી મને શી ઇજા થવાની ? ' આવો વિચાર ગાય કરશે નહિ મનુષ્યપણામા આ સ્થિતિ પાલવે નહિ ત્યા તો મળેલી સત્તાનો કેટલોક ઉપયોગ કયા અને કયારે કરવો તે બધુ વિચારવુ પડે નહિ તો જીવન સલામત રહે નહિ માટે મગજ ઉપર કાબુ મેળવવાની ટેવ પાડવી જોઇએ

લજ્જાલુપણું ( ઉપેક્ષા ), દયાલુપણું ( દાક્ષિણ્ય ) આ બે ગુણોથી મનુષ્યજીવન જીવી શકાય છે

卐 卐 卐

**મનુષ્યપણાની પરપરા છે કોઇ જીવ અનાદિથી મનુષ્ય નથી. અનતનિગોદમાથી મનુષ્યપણા સુધી આવ્યા. હવે શુ ?**

## સાચી વફાદારી

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગસૂત્રનુ શ્રવણ કરાવે છે પુડરીકાધ્યયનને અગે ત્યાસુધી અધિકાર આવ્યો છે કે પ્રથમ વર્ણન મિથ્યાત્વ તથા મિથ્યાત્વીનુ કરવુ, પછી સમ્યક્ત્વ તથા સમકિતીનું નિરૂપણ કરવુ મિથ્યાત્વ અનાદિથી રહેલુ છે બીજ તથા અકુરામા પ્રથમ કઇ ચીજ તેનો નિર્ણય થઇ શકે તેમ નથી અકુરા વિના બીજ હોય નહિ, બીજ વિના અકુરો હોય નહિ બીજ હાલના અકુરાનું કારણ છે જયારે પ્રથમના અકુરાનુ કાર્ય છે તેજ રીતે અકુરા માટે

પણ સમજવુ અકુરો અને બીજ પરસ્પર કાર્યકારણરૂપ છે, તેમ જ સ્વય પણ કાર્યકારણરૂપ છે માટે તે ચીજ અનાદિની હોવી જોઇએ અકુરો એકલુ કાર્ય નથી તેમ એકલું કારણ પણ નથી તેમ જ બીજ માટે પણ સમજી લેવુ

તે જ રીતિએ જન્મ તથા કર્મ બન્ને સ્વય તથા પરસ્પર કાર્યકારણરૂપ છે વર્તમાન જન્મ તે આવતા ભવનું કારણ છે અને ગયા ભવના કર્મોનુ તે કાર્ય છે આવતો જન્મ વર્તમાન કર્મોના આધારે જ થવાનો છે જન્મ વિના કર્મ નથી કર્મ વિના જન્મ નથી જન્મ તથા કર્મની પરપરા પણ બીજાકુર ન્યાયે અનાદિની છે

જીવ જે જઠરાગ્નિ લઇને સાથે ફરે છે તે ઓલવાતો નથી ઓલવાયા પછી થતો નથી વિગ્રહગતિમા અને કેવલીસમુદ્ઘાતના અમુક સમય સિવાય જીવ અનાહારી રહી શકતો નથી

આત્માની રખડપટ્ટી અનાદિથી સિદ્ધ છે એ પણ દીવા જેવુ ચોકખુ છે કે જ્ઞાની દશામા તો રખડવાનું હોય જ નહિ આથી એમ માનવુ પડશે કે આ જીવ અનાદિથી અજ્ઞાની, મિથ્યાત્વી, કષાયી, અવિરતિ હતો માટે રખડ્યો છે જો જ્ઞાની હોત, સમ્યક્ત્વવાન્ હોત તો રખડત ( તેને રખડવુ પડત ) નહિ સિદ્ધ થાય છે કે મિથ્યાત્વ અનાદિનું છે

જ્યા સુધી મિથ્યાત્વને ખસેડાય નહિ, સમ્યક્ત્વ અગીકાર કરાય નહિં ત્યા સુધી જ્ઞાનના તમામ સાધનો તથા ચારિત્રની પ્રવૃત્તિ નકામી છે

ઇમાનદાર ( વિશ્વાસુ–વફાદાર–નેક ) મનુષ્યના બુદ્ધિ વગેરે કામના છે–ઉપયોગી છે, પણ બેઇમા ( કૃતઘ્ન )ના બુદ્ધિ વગેરેનો દુનિયાને ઉપયોગ નથી આત્મામા પણ પ્રથમ સમ્યગ્દર્શનરૂપ વફાદારી આવવી જોઇએ પછી જ્ઞાન, ચારિત્ર ઉપયોગી છે અનીતિમા એક પગલું પણ જે ન માડે તેને દુનિયા શાહુકાર કહે છે કર્મક્ષય કરીને મોક્ષ જ મેળવવો છે આવી દૃઢ ભાવના તેનુ નામ વફાદારી, તેનુ નામ સમ્યક્ત્વ આવા સમ્યક્ત્વ ધારીના જ્ઞાન, ચારિત્રને શાસન આશીર્વાદરૂપ ગણે છે સમકતીનું સાધ્ય મોક્ષ જ છે તેની સાધનામા કુટુબ, ઋદ્ધિ વગેરે કશાની દરકાર કરવામા ન આવે, કશાની શરમમા ન તણાવાય ત્યારે સાચી વફાદારી ગણાય

## ૬૩ ઇશ્વરનો કે પાપનો ?

આ સમ્યક્ત્વ ટકે તથા વૃદ્ધિ પામે શાથી ? શાસ્ત્રકાર કહે છે કે—

सञ्जोगमूला जीवेण, पत्ता दुक्खपरपरा० ( सस्तारकपौरसी ) જીવને દુખની પરપરા પામવામા મૂલ કારણભૂત સયોગ છે, એ વિચારવાથી ટકે અને વૃદ્ધિ પામે

જે ચાર અન્યતીર્થિકો જોયા–ચાર મતવાદીઓ અવલોકયા તેમનામા વફાદારી મનાય તેમ છે ?

પહેલા બે મતવાદીઓ ( એક માત્ર પંચભૂતવાદી, બીજો આત્મસૃષ્ટિવાદી ) તે ખાવા પીવામા, મોજમજાહ કરવામા જ ધર્મ માને છે સમ્યક્ત્વમા તો ધર્મ અને તે દ્વારાએ મોક્ષ જ સાધ્ય છે

નીચે ઉતરવામા મહેનત કરવી પડતી નથી મહેનત ઊંચે ચઢવામા કરવી પડે છે નાના બચ્ચાને ચઢાવવામા ટેકો દેવો પડે, ઉતારવામા તો હાથ છૂટો મૂકો કે પોતાની મેળે ઊતરે છે પાણીને ઊતારવાના સંચા નથી ઊંચે ચઢાવવાના સંચા છે તે જ રીતે જીવને ઊંચે ચઢાવવો મુશ્કેલ છે નીચે ઉતારવો તો રમત માત્ર છે. મોજમજાહને ધર્મ મનાવી ત્યા જીવને ખેંચવો સહેલો છે પણ મોક્ષના ધ્યેયમા લઈ જવો મુશ્કેલ છે

ત્રીજો મત ઇશ્વરવાદી છે તે તો કહે છે "અમે કાંઇ કરતા જ નથી જે કંઇ થાય છે તે સઘળુ ઇશ્વર કરે છે" કરવુ છે પોતાને અને પ્રેરણા ઇશ્વરની બતાવે છે આવા ઓને ત્યાગનો વિચાર કયાથી સૂઝે ? આ મતવાદીએ ઇશ્વરને કર્તા માનીને પોતાની જવાબદારી, જોખમદારી ખસેડી દીધી છે જેઓ જવાબદારી, જોખમદારી ધરાવતા નથી તેઓ કામભોગમાથી દૂર થાય નહિ તેમને સારી પ્રવૃત્તિ કરવાનો વિચાર થાય નહિ

એક જૈન તથા ઇતર ચાલ્યા જતા હતા ઇશ્વરકર્તૃત્વવાદની વાત નીકળી જૈને ઇતરને કહ્યુ

"તમે લોકો ઇશ્વરને કર્તા માનો છો તે વ્યાજબી છે તમારે તો ઇશ્વરને કર્તા માનવો જ જોઇએ, પ્રાથમિક શાળાઓમા લેશન લેનાર દેનાર માસ્તરો જોઇએ તે માસ્તરો લખાવે, જુએ, વચાવે બધુ કરે કોલેજની ઊંચી કેળવણી લેનારા માટે તેવુ કાંઈ નહિ ત્યા તો માત્ર પ્રોફેસરો બોલી જાય વિદ્યાર્થીએ ધાર્યુ, વિચાર્યુ કે લખ્યુ તે જોવાનુ હોય નહિ કેમકે હવે સમજુ થયા છે પ્રાથમિકમા અણસમજુ હતા તેમ અહીં પણ કાચી સમજણવાળા સીધા ડરતા નથી પણ ઇશ્વરના નામથી ડરે છે ખાનદાન મનુષ્ય પોતાની ખાનદાનીને લઇને જ અધમ માર્ગે જતો નથી જ્યારે મધ્યમ મનુષ્ય લોકલાગણીને અંગે તથા રાજદંડના ભયથી અધમ માર્ગે જતો નથી જેઓ પાપને સમજી શકે છે, પાપના ફળ ખરાબ છે એમ જાણે છે તેઓને ઇશ્વર કર્તા માનવાની જરૂર નથી

ઇશ્વરના ડરથી ડરનાર ચઢિયાતો કે પાપના ડરથી ડરનાર ચઢિયાતો ?

ચોથો મતવાદી ભવિતવ્યતાવાદી છે બનવાકાળ બને છે ' એ જ એનુ સૂત્ર !

## આસ્તિકના છ સ્થાનો

જીવ છે, કર્મ અનાદિના છે, જીવ કર્મોનો કર્તા છે, જીવ કર્મનો ભોક્તા છે, મોક્ષ છે, અને તેના સાધનો છે–આ છ વસ્તુ માને છે તે સમકિતી છે

જીવ છે જીવ છે એ સિદ્ધ કરવા મિથ્યાત્વમતના ખડનાર્થે મિથ્યાત્વીના વર્ણનની જરૂર પ્રથમ છે જીવ છે પાચ ભૂતનો બનેલો કે પરપોટા જેવો તે નથી પણ અનાદિથી છે જીવ અનાદિથી છે, રખડે છે માટે રખડાવનાર કર્મો પણ છે, કર્મો પણ અનાદિના છે, જન્મ કર્મની પરપરા અનાદિની છે, આજનો ભોગવટો પૂર્વકૃત કર્મોદયને આભારી છે તે કર્મોનો કર્તા જીવ છે માટે જીવ કર્મોનો કર્તા છે જીવ કર્મનો ભોક્તા છે ભોગવે છે તે તો નજરોનજર છે જીવ કર્મમાથી છૂટી શકે છે છૂટવાના ઉપાયો પણ છે અર્થાત્ મોક્ષ છે, તેના સાધનો પણ છે

## ઇશ્વરને કર્ત્તા માનનારા સામે પ્રશ્નોની પરપરા ઊભી છે.

મનુષ્યો, મનુષ્યનુ આયુષ્ય બાધવાથી થઇ શકે છે કોઇ કહે કે-ઇશ્વરકર્તૃત્વવાદી કહે કે-ઇશ્વરની મહેરબાનીથી મનુષ્ય થયા તો તે ઇશ્વર કીડી, મકોડી ઉપર અવકૃપા વાળો ખરો ને !

દારૂના ઘેનમા ગુહો કરનારને કોર્ટ ગુન્હેગાર ગણતી નથી સાત આઠ વર્ષની ઉમરના અજ્ઞાનને ગુન્હા માટે કોટ ગુન્હેગાર ગણતી નથી

જગતની અપેક્ષાએ બાલક અજ્ઞાની ગણાય છે તેમ ઇશ્વરના જ્ઞાનની અપેક્ષાએ આ આખુ જગત્ અજ્ઞાની છે અજ્ઞાન દશામા કરાયેલુ કાર્ય પાપ ગણાય નહિ તેથી ઇશ્વરને તેની સજા કરવાનો હક નથી જગલી રાજ્યો પણ એટલા ક્રૂર થયા નથી યવન, મ્લેચ્છ રાજ્યમા પણ નાના બાલકને સજા થઇ સાભળી ? એટલો બચાવ તો અનાર્યો પણ રાખે છે જ્યારે ઇશ્વર તો કોઇને ગર્ભમાથી જ મારી નાખે છે જન્મવા પણ દેતો નથી જન્મ પહેલા જ સજા ! જન્મ થયા પહેલા કોઇને આધળા, લૂલા બનાવે છે બાલપણામા મરણ-પ્રયાણ પણ ઇશ્વરને આભારી છે ને ?

કોર્ટે જે મનુષ્યને કેદની સજા કરી તેને કેદમા લઇ જતી વખતે જો કોઇ મનુષ્ય વચ્ચે પડી તેને પોલીસના હાથમાથી છોડાવવાનો પ્રયત્ન કરે તો તે પણ ગુન્હેગાર ગણાય છે કોર્ટના-રાજ્યના- ન્યાયના કામમા ડખલગીરીના આરોપસર તેના ઉપર પણ કેસ ચાલે છે

કોઇને રોગ થયો એ રોગ મોકલનાર ઇશ્વર છે સજા કરનાર ઇશ્વર છે હવે તેની દવા વૈદ્ય કરે તો વૈદ્ય ગુન્હેગાર ખરો કે નહિ ? રોગીને બચાવનાર વૈદ્યને વ્હાલો માનશો કે ઇશ્વરને ?

ઇશ્વરે ગરીબને ત્યા એકને જન્મ આપ્યો તે મોટો થયો રાજાની મહેરબાનીથી જમીનદાર થયો કહો ઇશ્વર મોટો કે રાજા મોટો ?

જેઓ ઇશ્વરને કર્તા માને છે તેમની સામે આ બધા પ્રશ્નોની પરપરા છે જૈનો ઇશ્વરને માને છે પણ બનાવનાર તરીકે નહિ બતાવનાર તરીકે માને છે

વિવેક, કર્મબધનના કારણો, આત્માના ગુણો, આત્માની નિર્મલતા, મોક્ષ, તે મેળવવાના ઉપાયો વગેરે બતાવનાર ઇશ્વર છે એમ જૈનો માને છે

## યશ પોતાને, અપયશ ઇશ્વરને.

એક કહેવત છે કે–'કાળીઆની સાથે ધોળીઆને બાધે તો વાન ન લે પણ સાન તો લે'

ઇતરના સસર્ગથી જૈનો પણ વાતવાતમા 'પરમેશ્વરની મરજી' એમ બોલતા થઇ ગયા છે

કાગળ વગેરે લખવામા, બોલવામા, યશમા પોતે, સારામા પોતે અને અપયશમા ઇશ્વર !

પુત્ર પ્રસવના ખબર પત્રમા શી રીતે લખો છો ?

ફલાણા ભાઈની સ્ત્રી ફલાણી બાઇએ પુત્રને જન્મ આપ્યો છે

જનવામા જોરૂ !

લગ્નની કકોતરીમા શુ લખો છો ? "અમે લગ્ન નિર્ધાર્યા છે" લગ્ન નિર્ધારનાર પોતે ?

અને મરણની કાળોતરીમા શુ લખો છો ?

ફલાણા ભાઇ દેવગત થયા છે પણ પરમેશ્વરને ગમ્યુ તે ખરૂ !

ઘાતકીપણાનો આરોપ ઇશ્વરને આપવાનુ તમે મિથ્યાત્વીઓના પરિચયથી શીખ્યા છો

ઉત્પન્ન કરનાર કે મારનાર ઇશ્વર નથી

મનુષ્ય મનુષ્યપણામા, તિર્યચો તિર્યચપણામા, જીવ માત્ર જ્યા ઉત્પન્ન થયા છે તે પોતપોતાના કર્મોથી, તેવા આયુષ્યબધથી ઉત્પન્ન થયા છે

## જડ કર્મોની શક્તિ

કર્મો જડ છે તેનામા ઉત્પન્ન કરવાની શક્તિ ક્યાથી ? એવી શકા કરવાનો યુગ આજ તો રહ્યો નથી સ્ટીમરો જડ છે ચાલે છે ને ! મરચા જડ છે તે ખાવાથી મ્હો બળે છે વિષ જડ છે તે ખાવાથી મરણ થાય છે જડ પદાર્થોની જેમ આ અસર થાય છે તેમ જડ કર્મો દ્વારા આત્મામા અસર થાય છે તેનો ભોગવટો કરવો પડે છે મનુષ્યપણુ પણ તેવા કર્મયોગે મળે છે

सतेगइया मणुया भवन्ति ( सूत्र० पृ० २७१ ) કહ્યુ છે પણ बुच्यति કહ્યુ નથી 'भू' ધાતુ સર્વકાળ એટલે અનતકાળને જણાવનાર છે મેરૂ સર્વ કાળનો છે, ભૂતકાળમા હતો, વર્તમાનમા છે, ભવિષ્યમા પણ રહેવાનો છે તેને અગે अभूत, भविष्यति, भवति આ ત્રણમાનો કોઈ પણ પ્રયોગ ઉપયોગમા લઈ શકાય

ડાગરની પરપરામા લાખો વર્ષો જાય તો પણ ડાગરની ડાગર

ઘઉંમા પણ અકુર અને બીજની પરપરા અનતકાળ સુધી રહેવાની

મનુષ્યનુ આયુષ્ય એવા કર્મોના યોગે મનુષ્ય થઈ શકાય છે પણ કોઈ જીવ અનાદિ કાલથી મનુષ્ય નથી શરીરની કે જન્મની પરપરા મનુષ્ય છે પણ મનુષ્યપણાના કર્મોની પરપરા નથી મનુષ્ય હોય પણ આચાર, ઉચ્ચાર, વિચાર બીજી ગતિના કરે તો ત્યા જાય છે અફીણના વ્યસનીને ( બધાણીને ) ભાણામા પાચે પકવાન્ન પીરસો પણ અફીણ વિના તેને મોજ આવતી નથી તેનુ દિલ અફીણમા જ જાય છે ક્રોધ કોઈ પણ વખતે કરવો જોઇએ નહિ પણ માનો કે બધા ટાઈમમા ન રોકાય, તો પણ પૌષધ, પૂજા વિગેરે પ્રાસગિક ક્રિયામા ક્રોધ ઉપર કાબૂ રાખવો જોઇએ ( તેમજ દરેક માટે સમજી લેવુ ) કેમકે

अन्यकार्ये कृत पाप धर्मकार्ये विनश्यति ।<br>
धर्मकार्ये कृत पाप वज्रलेपो भविष्यति ॥

અન્ય કાર્ય પ્રસગે કરેલુ પાપ ધર્મકાર્યથી નાશ પામે છે પણ ધર્મકાર્ય પ્રસગે કરવામા આવેલુ પાપ વજ્રલેપ થાય છે તેવીજ રીતે

अन्यक्षेत्रे कृत पाप तीर्थक्षेत्रे विनश्यति ।<br>
तीर्थक्षेत्रे कृत पाप वज्रलेपो भविष्यति ॥

અન્ય ક્ષેત્રે કરેલુ પાપ તીર્થક્ષેત્રે ( ત્યા જવાથી, તીર્થની આરાધના ) નાશ પામે છે પણ તીર્થક્ષેત્રમા કરવામા આવેલુ પાપ વજ્રલેપ જેવુ થાય છે ક્રોધ ઉપર કાબૂ ન હોય તે વખતે અર્થાત્ કાબૂ વગરના ક્રોધથી જે કર્મો બધાય છે તે કર્મો, તેવો ક્રોધ જ્યા હોય છે તેવી વાઘ, વરુ, આદિ ગતિમા જીવને ઘસડી જાય છે

જન્મનો આધાર કર્મ ઉપર છે કર્મ( બધાતા કર્મ )નો આધાર આચાર, વિચાર અને ઉચ્ચાર ઉપર છે આચાર, વિચાર તથા ઉચ્ચાર શુદ્ધ જોઇએ

## કર્માનુસાર ભેદ છે અને રહેવાના

સૂક્ષ્મ નિગોદની સ્થિતિ કેવી છે ? પેઢીમા ભાગીદારી હોય તો તે માલની છે આબરૂની વાસ્તવિક ભાગીદારી નથી માલ વહેચી શકાય છે આબરૂની વહેચણી થઇ શકતી નથી કુટુબમા, ભાઈઓમા પણ મિલ્કતની ભાગીદારી હોય છે, તેની વહેચણી

થાય છે પણ સુખ દુ ખમા ભાગીદારી કોઇની નથી જેને પડી તે ભોગવે જેને તાવ આવ્યો તે ધ્રૂજે, બૂમો પાડે તેમા કોઇ ભાગીદાર છે ? આહાર, શરીર, શ્વાસોશ્વાસમા કોઇની ભાગીદારી કદી પણ સાભળી છે ? જન્મ, મરણ સાથે થાય છે ? અને ભાગીદાર પણ આ બધામા એક, બે નહિ પણ અનતા છે આ સ્થિતિ છે અનતકાય નિગોદની ત્યાના જીવોની

માત્ર સો બસો રૂપીઆમા અનત ભાગીદારો ( શેરહોલ્ડરો ) હોય ત્યા ભાગની હાલત શી ? અનતકાય નિગોદીઆનુ શરીર ( કેપીટલ ), અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ છે, તેમા અનતા ભાગીદારો છે

ત્યા વધારે દુ ખ ભોગવ્યુ, ઘણા કર્મો તૂટ્યા, અશુભ કર્મો ન બધાયા તે બધુ ભવિતવ્યતાના યોગે અહીં ભવિતવ્યતા માન્ય છે

ત્યાથી જીવ ખસ્યો પ્રથમ ન દેખાય તેવુ શરીર હતું : હવે દેખાય તેવુ શરીર બધાયુ મળ્યુ ભાગીદારી વિનાનુ ભિન્ન શરીર મળ્યુ ત્યાથી વધતા વધતા મનુષ્ય પણું પ્રાપ્ત થયુ છે મનુષ્ય ક્રમેક્રમે થયા છીએ કે થવાય છે એમ નથી પડતા આખડતા ચઢતા એમ મનુષ્યપણુ પુણ્યયોગે મળ્યુ છે વિના પુણ્યે મનુષ્યપણુ પણ ક્રમે મળે જ એવો નિયમ નથી

મનુષ્યપણાની અનાદિની પરપરા છે પરન્તુ કોઇ જીવ અનાદિથી મનુષ્ય નથી

વર્ણ, જાતિ, ભેદને ટાળવાનો પ્રયત્ન કરનારાઓ આજે કહે છે "મનુષ્યો બધા સરખા, કેમકે જાત એક જ છે"

અરે ! પ્રથમ શરીરમા, તેના અગોપાગમા સરખાવટ રાખી છે ? હાથથી બોલાવાય તો સત્કાર અને પગથી બોલાવાય તો ધિક્કાર એવો ભેદ છે ને ! અગોપાગમા પણ ઉત્તમતા તથા અધમતાનો ભેદ છે નાભિથી ઉપરનો ભાગ ઉત્તમ ગણાય છે નીચેનો ભાગ અધમ ગણાય છે અગોપાગમા ભેદ છે તો મનુષ્યમાં ભેદ હોય તેમા નવાઇ નથી

અહીં આપણે કઈ વાત કરવાની છે ?

મિથ્યાત્વને ભેદવાની અને સમ્યક્ત્વ સપ્રાપ્ત કરવાની

卐 卐 卐

હે ગૌતમ ! સમયમાત્ર પણ પ્રમાદ કરીશ નહિ !

## દિશાઓનુ વિજ્ઞાન ! ક્રમની સમજણ

શાસ્ત્રકાર મહર્ષિ ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજ શ્રીજબૂસ્વામીજીને શ્રી સૂયગડાગ શ્રુતસ્કધ શ્રવણ કરાવે છે અધિકાર પુડરી

જેમ માતા નાના મોટા બચ્ચાઓને ખવરાવવા પીવરાવવાની જુદી જુદી રીતે વ્યવસ્થા કરે છે જે જે રીતે જે જે વયનુ બાલક યોગ્ય રીતે પોષાય તે તે રીતે તે તે વયના બાલકને પોષવાની તેવી તેવી યોજના કરે છે ધર્મોપદેશકો માતા જેવા હોવા જોઈએ શિક્ષકો જેવા નહિ કેમકે શિક્ષકો વિદ્યાર્થીઓને નશીબ ઉપર છોડી દે છે જે જીવ જે રીતે માર્ગે આવે તે જીવને તે રીતે ઉપદેશક-ધર્મોપદેશક માર્ગે લાવવાનો સતત પ્રયત્ન કરે છે માર્ગે લાવે છે

જગતમા દરેક મતવાલાને "ગગાના સ્નાન" વિના પાલવતું નથી ગગા દરેકને પવિત્ર કરે પણ પવિત્ર કરવા તે કોઇને ઘરે જતી નથી પવિત્ર થવા ઇચ્છનારે તેના તીરે ( ગગાતીરે ), કાંઠે જવુ જોઈએ દરેક મતવાળાનુ ચારે દિશાએ પર્યટન છે ભિક્ષુકો માટે તે નિયમ નથી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ચાર દિશાઓ જણાવી, જૈનશાસ્રનો ક્રમ છોડી દીધો. જેમ હિન્દુઓ અજાણપણે પોતાના અક્ષરક્રમને છોડી દે છે સજ્ઞામા અ, ચ, ક, એ, બી, સી, ( A B, C )નુ આધળુ અનુકરણ નથી ? એ, બી, સી, ડી,નો બારાખડી માટેનો ક્રમ અસ્તવ્યસ્ત છે બારાખડી જ નથી અક્ષરોમા થાનનો ક્રમ નથી આર્યપ્રજાએ કુદરતને લક્ષ્યમા રાખીને અક્ષરોને વ્યવસ્થિત અનુક્રમે ગોઠવ્યા છે આ વાતનો કેટલાકને સ્વપ્ને પણ ખ્યાલ હશે નહિ

વ્યજનોમા ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, આ પાચ અક્ષરો કઠયસ્થાની, ચ્ છ્ જ્ ઝ્ ઞ્ તાલવ્યસ્થાની છે વ્યવસ્થિત અનુક્રમ ( આર્યક્રમ ) મૂકી દેવામા ભૂલ થાય છે કુલવાન્ પુત્રોને માબાપ સારા લાગે છે કુલહીનોને પારકા સારા લાગે છે માબાપો નરસા લાગે છે

શાસ્રમા દિશાઓનો ક્રમ–" પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર " એ રીત છે અન્ય તીર્થિકોની વાતમા-દૃષ્ટાતમા ક્રમ, " પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ " એ રીતે કહેવામા આવ્યો છે

ઝવેરી પાસે વાત કરવી હોય તો "રતિભાર કે ચોખાભાર જેટલો ફરક નહિ ચાલે" એમ બોલાય છે કાછિયા પાસે "પૈસાભાર જેટલો ફરક નહિ ચાલે" એમ બોલાય છે

જણાવવામા આવેલા ચાર મતોનુ જૈનશાસનની અપેક્ષાએ સ્થાન કયુ ? લોકોમા " પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ " એમ બોલવાનો ક્રમ છે માટે ત્યા તે ક્રમની યોજના છે છોકરાને ( વિદ્યાર્થીને ) સમજાવવામા સામે પૂર્વ, પાછલ પશ્ચિમ, ડાબી તરફ ઉત્તર, જમણી તરફ દક્ષિણ એ ક્રમ રાખેલો છે પૂર્વની વિરોધી દિશા (સામી દિશા) પશ્ચિમને ગણી છે તે જ રીતે ઉત્તરની દક્ષિણને ગણી છે લોકોએ પૂર્વ દિશા તથા ઉત્તર દિશાની

અધિકતા ગણી છે તેથી તેના ઉપન્યાસમા પશ્ચિમ દિશા તથા દક્ષિણ દિશામા આવી જાય છે પચ્ચત્થિમાઓ દિસાઓમા પચમી જણાવી હતી અહીં પચમી કે સપ્તમીનો પ્રયોગ નથી પણ દ્વિતીયાનો પ્રયોગ છે તે શું ધ્વનિત કરે છે ? એ જ કે પ્રાચી-પૂર્વ દિશાને આશ્રયી રહેલા જીવો તથા પશ્ચિમ ઉત્તર દિશાને આશ્રયી રહેલા જીવો તો તે ઉત્તમ છે પણ દક્ષિણ દિશાને આશ્રયી રહેલા જીવોની અધમતા છે અને તેથી તે દિશાઓમાના જીવો ( દક્ષિણમાના ) અલ્પબહુત્વમા ( પ્રમાણમા ) વધારે હોય છે

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર આ ત્રણ દિશામા કૃષ્ણપક્ષીઆ-ક્રૂર કર્મવાળા જીવો હોય ખરા પણ ઓછા (અલ્પ) હોય તેમનુ ક્રૂરપણું પ્રમાણમા અલ્પ હોય દક્ષિણ દિશામા તેવા જીવો વધારે હોય છે તેમનુ ક્રૂરપણું વધારે હોય છે

મનુષ્યની ઉત્પત્તિને દૃષ્ટિએ પૂર્વનો સબધ પશ્ચિમ સાથે મેળવવો જોઈએ જગતે દિશાઓ સૂર્યાધારે ગણી છે શાસ્ત્રકારોએ દિશાઓ મેરુ પર્વતના રૂચક પ્રદેશના આધારે ગણી છે

નાના બાલકને હીરા તથા કાચમા, સોનુ તથા પિત્તલમા ફરક માલૂમ પડતો નથી પણ મોટાને તો તે ફરક સ્પષ્ટ છે તેમ અહીં સામાન્ય રીતે જોનારને દિશાઓ ગમે તેમ ગણાય તેમા ફરક જણાય નહિ પણ બારીકાઈથી અવલોકન કરનારને તો મોટો ફરક દેખાય છે

સૂર્ય મેરુની ચારે તરફ પ્રદક્ષિણા કરે છે આ દૃષ્ટિએ મેરુ પર્વત દક્ષિણમા નહિ થાય દરિયો ઉત્તરમા નહિ થાય મહાવિદેહ, ભરત કે ઐરાવતની અપેક્ષાએ ગણો, સૂર્યને આશ્રયીને ગણો કે દરિયાને આશ્રયીને ગણો-તે કોઈ દિવસ ઉત્તર સિવાય હોય નહિ સર્વમતની અપેક્ષાએ મેરુ પર્વત ઉત્તર દિશામા છે સૂર્યની અપેક્ષાએ દરેક મતે મેરુ ઉત્તરમા તથા દરિયો દક્ષિણમા છે અને તેથી પૂર્વ દિશાની ગણના પ્રથમ છે

શાસ્ત્રદૃષ્ટિએ પૂર્વ તથા પશ્ચિમ દિશાઓ શાશ્વત્ ધર્મના સ્થાન છે પૂર્વ મહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહ એ ઉભય પણ ધર્મના ધામ છે એ બન્ને વિદેહોમા તીર્થંકર, ચક્રવર્તી, કેવલી, સાધુ કે તીર્થ ન હોય તેવુ કદી બનતુ નથી

મહાવિદેહમા શાસનનો, કેવલીનો, તીર્થંકરનો, સાધુનો કે ધર્મનો વ્યુચ્છેદ નથી રૂચકની પૂર્વ પશ્ચિમ દિશાએ, ત્યા હમેશા ધર્મ વિદ્યમાન છે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ દિશાને ઉદ્દેશીને ઉત્પન્ન થયા છે તે અનુક્રમે છે અનુક્રમનો અર્થ 'ઉત્ક્રાન્તવાદ' એમ નહિ ત્રીજા ધોરણમા પાસ થઇને ચોથા ધોરણમા દશ વખત નાપાસ થાય તો પણ પાછા ત્રીજા ધોરણમા તો ન જ આવે જાય ત્યારે પાચમા ધોરણમા જાય : આનુ નામ ઉત્ક્રાંતવાદી અનુક્રમ અહીં મનુષ્ય થયો એટલે હલકો ઊંચો પણ મનુષ્ય જ થાય, મનુષ્યગતિમા જ રખડે, બીજી ગતિમા ન જાય તેમ માનવાનુ નથી

## આખ મીચીને ખોલવામા તો અસખ્યાત સમયો થાય છે

ભણેલા ભૂલે છે કે નહિ ? ભૂલે છે કહેવત તો એવી છે કે-ભણ્યો ભૂલે ભૂલવાનુ ભણેલાને જ છે અભણને ભૂલવાનુ છે ક્યા ? આવેલુ જ્ઞાન ચાલ્યુ જાય ત્યારે ઉત્તમ થયેલી બુદ્ધિ અધમ થઇ જાય એ દેખીતું છે અને બુદ્ધિ અધમ થાય પછી ગતિ અધમ કેમ ન થાય ? અહી ઉત્ક્રાન્તવાદ નથી પણ અનુક્રમ અનુવાદ છે

સૂક્ષ્મ નિગોદમાથી બાદર નિગોદમા આવેલો જીવ, ચક્ર ફરવાથી પાછો સૂક્ષ્મ નિગોદમા જાય એઇંદ્રિયાદિમા આવીને ફરીને પણ સૂક્ષ્મ નિગોદમા જાય છે જેમ જેમ ઊચે ચઢાય તેમ તેમ પડવાના પગથિયા વધતા જાય છે એ બીના તો ખુલ્લી આખે દેખાય તેવી-સહેજે સમજાય તેવી છે આ વાત લક્ષ્યમા લેવાથી કાયસ્થિતિ સમજવાનો હેતુ ખ્યાલમા આવશે એકેક કાયસ્થિતિમા તમે લથડ્યા શાથી ? આથી જ શ્રીમહાવીર ભગવાન્ શ્રીગૌતમ મહારાજાને વારવાર કહેતા કે-समय गोयमा मा पमायए ॥ ( उत्त० अ० १० ) "હે ગૌતમ ! સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહિ ! "

(૧૯૧૪) ચૌદની લડાઇમા કહેવાયુ હતું કે આખમા તેલનુ અજન કરીને પણ જોતા રહો છતા શાસ્ત્રદૃષ્ટિએ આખ મીંચીને ખોલતા તો અસખ્યાતા સમય થઈ જાય છે

કેટલાકને હજી પણ એમ થાય છે કે-"આવી ઝીણી વાતો ! ભરમાવવાની વાતો છે !" આ બિચારાઓને આ યુગમા નજર સામેની ચીજોનુ પણ ભાન નથી

વિલાયતથી અહીં સમાચારો મીનીટમા ( તાર કે ટેલીફોનથી ) આવે છે ! વીજળીની ગતિનો વિચાર કરો ! રેડીયાને એક આગળ જેટલી જગ્યામા જતા કેટલો ટાઈમ ? સેકડ ! સેકડથી ઓછો તમે કયો ટાઈમ કહેશો ? કેમકે તમને એથી ઓછા કાલનુ જ્ઞાન નથી જ્ઞાનીઓએ કહ્યુ કે—

"આખ મીચીને ખોલવામા અસખ્યાતા સમયો થાય છે " તેમણે સમયને જાણ્યો હતો, જોયો હતો માટે જ વારવાર આદેશ કર્યો છે કે—

"હે ગૌતમ ! સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહિ ! '

કર્મરાજા તો ઘાણુ વાળવાની તક જોઇ રહ્યો છે તેવી તકનો 'સમય' પણ સમય ન આપવાનો ભગવાનનો આદેશ છે

## પાલન, સજા, સજાના અમલની સત્તા વિનાના ઠરાવો ઠીકરા જેવા છે

છદ્મસ્થનો ઉપયોગ અતર્મુહૂર્તથી ઓછો ( અલ્પ ) હોતો નથી શ્રીગૌતમસ્વામીજી છદ્મસ્થ હતા ( કેવલજ્ઞાન વિનાના તમામ છદ્મસ્થ કહેવાય છે ), છતા ભગવાને ત્યા સમયની વાત કરી છે, સમય ઉપયોગમા ન આવે પણ પરિણતિનો પલટો સમયે સમયે થયા કરે છે માટે સમય માત્ર પણ પ્રમાદ ન કરવાનુ ફરમાન ( વિધાન ) છે

સમયના પ્રમાદ પાછળ સજા રહેલી છે–સજાનો ઠરાવ નક્કી છે માટે સમય માત્ર પણ પ્રમાદ ન કરવાનો વારવાર આદેશ છે

જે ઠરાવ પાછળ–જે કાયદા પાછળ સજા નથી તે ઠરાવ નથી તે કાયદો નથી કાગળીયાના ચિથરા જેટલી તેની કિંમત છે

સભાઓ ભરાય, ઠરાવો કાગળે લખાય તેથી વળે શુ ? જ્યા સજા કરવાની સત્તા જ નથી ત્યા થાય શુ ? વાસ્તવિક ઠરાવ તે જ ગણાય કે જેની પાછળ સજા અને સજાનો અમલ કરવાની સત્તા પણ હોય દારૂના નિષેધ માટે ઠરાવ કરનારના ખીસામા જ દારૂનો શીશો હોય !

અહિસા ઉપર ભાષણ કરનારના ગજવામા ઈડા હોય !

આવા ઠરાવોનુ તથા આવા વક્તાઓનુ મૂ ય ફૂટી કોડીનુ નથી જે ઠરાવો પોતાને માન્ય નથી, ઠરાવ કરનારે જે ઠરાવોનો અમલ કરવાનો નથી તે ઠરાવો દુનિયાને છેતરવા માટે થઈ રહ્યા છે "હે ગૌતમ ! સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહિ " એ ઠરાવ પાછળ અમલ તથા દડ બન્ને રહેલા છે વિરુદ્ધ વર્તનનો દડ તથા અમલ બન્ને હોય તો જ તેને કાયદો કે ઠરાવ કહેવાય તે વિનાના ઠરાવો ઠીકરા છે ! "સમય માત્ર પણ પ્રમાદ ન કરવો " એ ઠરાવનુ પાલન અને પાલન ન થાય તો સજા તથા સજાના અમલથી સ્વય ભગવાન્ મહાવીર કે શાસનના સૂબા, ગવર્નર–જનરલ શ્રીગૌતમસ્વામીજી પણ મુક્ત ( અલગ ) નથી. પોતે પ્રમાદ કરી શકે, પ્રમાદ કરે તો તેમને માફી એમ નથી, એ અમલ પોતાને તથા સકલ સઘને માન્ય છે, સકલ સઘને ત્યારે માન્ય છે કે જ્યારે તેમને પોતાને માન્ય છે

પોતાનો બચાવ અહીં અતર અવાજથી કરવામા આવતો નથી અતર અવાજના નામે થતી અનર્થની પરપરા વિચક્ષણોને પ્રત્યક્ષ છે

"હે ગૌતમ ! ધ્યાન રાખ ! સૂક્ષ્મ બાદર એકન્દ્રિયમા જીવ કેટલો રખડ્યો ? વિકલેન્દ્રિય ( બેઈન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય)મા કેટલો રખડ્યો ? સમય માત્ર પ્રમાદ કર્યો તો 'એ ભગવાન્ એના એ ! ' પાછી એ જ હાલત ! કર્મરાજા કોરડો ( હટર ) લઈને ઊભો જ છે સજા ભોગવવાનુ સ્થાન ૮૪ ચોર્યાશી લાખ જીવાયોનિ છે " ભગવાન્ આ ઠરાવની અવગણનાની સજા વિગેરેનુ સ્પષ્ટીકરણ કરે છે

## विवेकभ्रष्टाना भवति विनिपातः शतमुखः ।

ઉત્ક્રાન્તિવાદના ભરૂસે ન રહેશો મનુષ્ય મનુષ્યગતિથી નીચો ન જ જાય એવુ માનવાની ભૂલ ન કરશો હજી તો પલ્યોપમ, સાગરોપમ, ભટકવાનુ છે દરિયામા પડેલા

તણખલાની ગતિ નિયમિત હોતી નથી તેની ગતિ પાનીના પ્રવાહાનુસારી હોય છે ગિરિ ( પર્વત ) ઉપરથી ગબડતા ( ખરતા ) કાકરાનુ સ્થાન નિયમિત નથી સસારસમુદ્રમા જીવનુ પરિભ્રમણ નિયમિત નથી ચોવીસે દડકોના દ્વાર ખુલ્લા છે કયા સ્થાને જવુ પડશે તેનો નિર્ણય નથી

એક સોરટી ( લોટ્રી )ગોઠવી એક વિશાળ ચકરડીમા ટીકીટો રાખી તેમા અનતે એક, તેમા અસખ્યાતે એક, સખ્યાતે એક એમ ઇનામની યોજના રાખી દશ ગોળવા ફેરવવાના હોય આમા ઈનામની આશા રાખવી ફોગટ છે જેમ કહે છે કે આમા ઘોડો આવવાની આશા વ્યર્થ છે ઘોડાની લાત તો છે જ !

ભાગ્યયોગે દશે ગોળામા પ્રથમ નગરનુ ઈનામ આવ્યુ પ્રતિપક્ષ કે કોઈ ફરીથી તે ગોળવા ફેરવવાનું કહે તો મજૂર કરાય નહિ કેમકે આ ઇનામ અતિ દુર્લભ છે

સૂક્ષ્મનિગોદમા અનતા જીવો હતા તેમાથી ભાગ્યયોગે ક્રમસર બાદર એકેન્દ્રિયાદિમા, તિર્યચમા અને હવે જીવ મનુષ્ય ગતિમા આવ્યો ફરી મનુષ્યપણાની ટીકીટ ( જો આ તક ગુમાવી તો )નો ભરુસો કયા આધારે રાખવો ?

સમય માત્ર પણ પ્રમાદ ન કરવાનો આદેશ આટલા માટે છે કે આટલે ચઢ્યા પછી સમય પણ ભૂલ્યા તો ગોથુ ખવાશે, ગુલાટ ખવાશે, ભાગીને ભુક્કો થશે !
ઉક્તિ પણ છે કે—

विवेकभ्रष्टाना भवति विनिपात' शतमुखः ।

ઝેર ખાનારા બધા મરી જાય તેમ બનતુ નથી તેનાથી બચી પણ શકે છે અગ્નિ તથા પાણી માટે પણ તેમજ સમજવુ છતા આ તમામથી નિર્ભયપણે રહી શકાય નહિ

નિગોદમા તો અનતાએ એક ટકાનો પણ બચાવ નથી, ત્યા તો ભરૂસો રખાય જ કેમ ?

卐 卐 卐

## અસલ હોય ત્યા જ નકલો પૂસે છે !

### ઇશ્વરવાદીઓએ ઇશ્વરને કેમ ઊભો કર્યો ?

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીમાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ શ્રુતસ્કધનો અર્થાધિકાર કહે છે પુડરીકાધ્યયનનુ પ્રકરણ ચાલે છે

નકલ અસલની હોય છે અસલની પાછળ નકલનો જન્મ છે કદી નકલ પહેલી હોતી નથી ધર્મોમા પણ તેમજ સમજવુ.

નાસ્તિકો કહે છે "જીવ નથી" જગતમા જો પ્રથમ જીવની માન્યતા ન હોત તો નાસ્તિકને "જીવ નથી" એમ કહેવાનો પ્રસગ જ આવત નહિ प्राप्तिपूर्वको हि प्रतिषेध પૂર્વે પ્રાપ્તિ હોય તો જ તેનો પ્રતિષેધ ( નિષેધ ) થાય છે તેથી સિદ્ધ થાય છે કે જીવને માનનાર વર્ગ પ્રથમ હતો જીવને માનનારૂ દર્શન પ્રથમ હતુ. નિષેધ કરનારૂ દર્શન પછી થયુ નાસ્તિ દર્શન પછીનુ છે, નકલી છે જીવ, પરલોક, સ્વર્ગ, નર્ક, પુણ્ય, પાપ આ તમામમા નથી, નથી, નથી એમ કહેનારા નાસ્તિકવાદીઓ પણ પૃથ્વી આદિ પાચ ભૂતોને તો માને છે પ્રશ્ન થશે કે પાચ ભૂતો માનવા છતા નાસ્તિક કેમ ? જીવ વગેરેની અસલની માન્યતાનો નિષેધ કરનારા હોવાથી તે નાસ્તિક છે !

ભવાતર માટે જીવની જવાબદારી, જોખમદારી છે તેવી માન્યતા જૈન શાસન ધરાવે છે આવતો જન્મ કેવો લેવો તે પોતાના હાથમા છે જેવા કર્મો કરવામા આવશે તેવો જન્મ મળશે સત્કાર્યો કરો તો દુર્ગતિએ મોકલવાની કોઈની તાકાત નથી દુષ્કાર્યો કરશો તો દુર્ગતિમા જતા કોઇ બચાવી શકનાર પણ નથી દાન, શીલ, તપ વગેરેથી સદ્ગતિ જ થાય તેનાથી દુર્ગતિ ન જ થાય હિસા, ચોરી, વ્યભિચારાદિ દુર્વ્યસનોથી, નિદનીય કાર્યોથી, દુષ્કૃત્યોથી સદ્ગતિ મળે તેવુ કદી બન્યુ નથી, અને બનશે પણ નહિ

શેઠના વેપારમા નફાતોટાની જવાબદારી નોકરની નથી શેઠની છે આ કબાલો તેવો નથી કર્મોને અગે જવાબદારી, જોખમદારી જીવની પોતાની જ છે ફલનો ભોક્તા, કર્તા પોતે જ છે

આ રીતિએ જવાબદારી, જોખમદારી જીવની પોતાની અસલથી હતી તેને ઉડાવવા માટે ઇશ્વરવાદ ઊભો થયો તે વાદે, તે વાદના પ્રણેતાએ જવાબદારી, જોખમદારી ઇશ્વરના શિરે ઢોળી તેણે જણાવ્યુ કે-"જીવ અજ્ઞાની છે" પરબ્રહ્મના, ભૂત ભવિષ્યના જ્ઞાનમા જીવને અજ્ઞાની જણાવ્યો હોત તો ઉચિત હતુ પણ આ તો ઉત્પત્તિમા, સુખદુ ખ માટેના પ્રયત્નોમા અજ્ઞાની જણાવ્યો ત્યા પ્રશ્ન કરવામા આવે છે કે-"તો પછી જીવ દુ ખાદિ ભોગવે છે કેમ ?" તે વાદ પાસે એકજ જવાબ છે કે-"ઇશ્વરી પ્રેરણાથી !"

ઇશ્વરવાદે જગતના જીવોને છોકરી જેવા ગણાવ્યા છોકરીને માબાપ વળાવે ત્યા જાય તેણીના જીવનની જવાબદારી માબાપ ઉપર છે અહીં પણ 'જીવોને ફાવે ત્યા ઇશ્વર મોકલે છે' એવી માન્યતા છે આ રીતે આખા જગતને ગુલામ બનાવનારા ઇશ્વરવાદીઓ છે નાસ્તિકોએ જવાબદારી તથા જોખમદારી ઇશ્વરના નામે ઉડાવી દીધી ઇશ્વરવાદીઓએ આ રીતે ઇશ્વરને જગતના ચોગાનમા રજુ કર્યો છે

શૂરવીરના હાથમાની શમશેર શત્રુના સહાર માટે હોય છે નાના બાળકના હાથમા કાષ્ઠની તરવાર આવે તો તે માત્ર રમવાનાજ કામની છે જેમને આત્માનુ જ્ઞાન મેળવવુ હતુ, કર્મબધનના કારણો અને તેને રોકવાના સાધનો જાણવા હતા, તેઓને ઇશ્વર

માનવાની જરૂર હતી આત્માનુ સ્વરૂપ, મોક્ષનુ સ્વરૂપ બતાવનાર ઈશ્વર માન્યા વિના ધર્મનિષ્ઠોને ચાલે નહિ

નાસ્તિકોને તો સવર નિર્જરાના કારણોની સમજણમાથી છટકવુ હતુ તેથી પોતાને ફાવતો ઈશ્વર ઉભો કર્યો

## જિનેશ્વરનુ પદ માત્ર સિંહાસન શોભાવવા માટે નથી ત્યા પદાધિકાર પરિપૂર્ણ છે

સસ્થાના ઉદ્દેશની જવાબદારી પ્રમુખે પ્રથમ રાખવી જોઈએ જૈન શાસનનો ઉદ્દેશ "આશ્રવથી દૂર રહેવુ, સવરમા પ્રવર્તવુ, રાગદ્વેષનો ક્ષય કરવો" તે છે જૈનશાસનના સ્થાપક શ્રીજિનેશ્વરદેવે તે ઉદ્દેશોનુ પાલન પ્રથમ પોતે કર્યુ છે અને તેમણે તે રીતિએ મોક્ષ મેળવ્યો છે

ફક્ત સિહાસન શોભાવવા જિનેશ્વરનુ પદ નથી ઉદ્દેશો પાર પાડવા માટે છે શ્રીજિનપદ શોભાવનારથી જગતના કોઈપણ પદાર્થ પ્રત્યે રજ પણ રાગ, લેશ પણ દ્વેષ રખાશે નહિ અમલ કરવાનો ફરજીયાત હોય ત્યા તે સસ્થાના પ્રમુખને ઉદ્દેશોનુ જ્ઞાન પણ હોવુ જોઈએ 'હુ નથી જાણતો' એમ કહી શકાય નહિ શ્રીજિનપદ શોભાવનારે સર્વ પદાર્થના જ્ઞાતા થવુ પડશે ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણે કાલના લોકા લોકના પદાર્થ તથા પર્યાય માત્રનુ ( સર્વ પદાર્થોનુ, સર્વ પર્યાયોનુ ) જ્ઞાન મેળવવુ પડશે

શ્રીજિનેશ્વરદેવ આશ્રવને હેય, સવર નિર્જરાને ઉપાદેય તરીકે જાહેર કરે છે ઈતરમતના ઈશ્વરને તેવી જાહેરાત કરવામા કોઈની રોકટોક નથી કોઈએ રોકયો નથી આ તો સદ્વર્તન કરવુ નથી, રાગદ્વેષ છોડવા નથી તેવા મતવાદીઓએ મનમાનતી રીતે ઈશ્વરને જનતા સમક્ષ રજૂ કર્યો છે, ઝવેરીને ઘેર સાચા હીરા પહેરતા હોય તો પડોશી અનુકરણ અને સ્વમાન દેખાડવા માટે ઇમીટેશન હીરા પહેરે છે નાસ્તિકોએ મોક્ષમા મહા લનાર તથા મોક્ષ મેળવી આપનાર, આશ્રવ દૂર કરનાર તથા તેને હેય જણાવનાર, સવર સેવનાર તથા તેને સ્વીકાર્ય કહેનાર ઇશ્વર મળ્યો નહિ તેથી પોતાની જવાબદારી દૂર કરવા પૂરતો કલ્પિત (તેવો) ઇશ્વર ઊભો કર્યો પોતાની જવાબદારીમાથી છટકવા ઈચ્છના રાઓ આ નકલી ઇશ્વરવાદના શરણે જાય છે

ઇશ્વરને કર્તા માનવા, મનાવવામા એક મોટી પચાત છે

એમની સામે પ્રશ્નોની પરપરા ઊભી છે પ્રશ્નોનો જવાબ તો છે જ નહિ

ઇશ્વર એકને સુખી કરે છે, એકને દુખી કરે છે, એકને આરોગ્ય આપે છે, એકને રોજનો રોગી રાખે છે, એકને સ્વર્ગે મોકલે છે, એકને નરકે મોકલે છે–આ બધુ નાટ કીયાની જેમ શા માટે કરે છે? મદારી તો મર્કટને–વાનરને નચાવે છે ત્યારે ઇશ્વર નરને (મનુષ્યોને) નચાવે છે જ્યા આ પ્રશ્નોનો જવાબ નથી આપી શકતા ત્યા ભવિતવ્યતાને

વળગે છે અને કહે છે " ભાવી ભાવ બનવા કાલ બન્યા કરે છે " યત " જવાનુ જાય છે નક્કી, થવાનુ થાય છે નક્કી "

જૈનો ઇશ્વરને, ભવિતવ્યતાને, જીવને, પાચ ભૂતોને નથી માનતા એમ નથી માને છે પણ વાસ્તવિક રીતિએ માને છે પાચ ભૂતોને જીવ વિનાના નથી માનતા, જીવને તો માને છે જ અને તે સર્વકાલ સ્થાયી (અસ્તિત્વ ધરાવનારો) માને છે પુણ્ય, પાપ, જીવ વગેરેને બતાવનાર તરીકે ઇશ્વરને પણ માને છે, સૂક્ષ્મનિગોદથી બાદરમા અને બાદર એકેન્દ્રિય વિગેરેમાથી અહીં સુધી લાવનાર ભવિતવ્યતાને પણ માને છે, (પાચ ભૂતની તાકાત નથી કે જીવને ઊંચે લાવે), એકલા જીવની કે ઇશ્વરની પણ તાકાત નથી કે જીવને ઊંચે લાવે, અજાણ્યા, આધળા, નશાવાળાને ભવિતવ્યતા જ માર્ગે લાવે છે, (પણ એક વાત ધ્યાનમા રાખવી કે ત્રણચાર વર્ષે પણ બાલક માનુ દૂધ ન છોડે તો અફીણ વળગાડીને પણ છોડાવવુ પડે છે તેમ ભવિતવ્યતા માના દૂધ સુધીના સમય સુધી જ શોભે છે), ભવિતવ્યતાની હદ વટાવ્યા પછી પુરૂષાર્થને પણ માને છે શ્રીજિનેશ્વરદેવનુ શાસન પરમ પુણ્યોદયે મળ્યુ, દેવગુરૂધર્મ(તત્ત્વત્રયી)ની જોગવાઇ મળી, આશ્રવથી દૂર શી રીતે રહેવુ–સવર શી રીતે આદરવો તે જાણવા મળ્યુ છતા ભવિતવ્યતા ઉપર આધાર રાખવો તે ગોથા ખાવાના પ્રસગને નોતરવા જેવુ છે આ વાત ધ્યાનમા ઉતારવાથી શ્રીમહાવીર દેવ તથા ગોશાળા વચ્ચેના મતભેદનો ખ્યાલ આવશે

## ભવિતવ્યતા કર્માધીન છે.

કેટલાકો કહે છે " દાત આપ્યા છે તે ખાવાનુ આપશે " ભવિતવ્યતા દાત આપે ખાવાનુ ન આપે ખાવાનુ જોઇએ તેણે પ્રયત્ન કરવો જોઇએ

ભવિતવ્યતાવાદીઓ જિદગી સુધી માતાના દૂધને ઇચ્છનારા છે જનાવરને પણ જીવે ત્યા સુધી માનુ દૂધ મળતુ નથી તો મનુષ્યને તો મળેજ કયાથી? ગોશાળે ભવિતવ્યતા વાદ ઊભો કર્યો હતો ગોશાળો ભવિતવ્યતાવાદી હતો ગોશાળાને મોત સુધી માતાનુ દૂધ જોઇતુ હતુ અર્થાત્ મોક્ષ સુધી ભવિતવ્યતાનો તે અર્થી હતો ભગવાનનો ઉપદેશ પુરુષાર્થનો હતો ભવિતવ્યતાએ પુરુષાર્થની ભૂમિકામા મૂકયા છે હવે તેનો વાક નથી પુરૂષાર્થ કરવો જોઇએ જાણતા થયા, સમજતા થયા પછી તો પ્રયત્ન જ કરવો જોઇએ અવસ્થાને લાયક થયા, અધિકારી થયા એટલે જવાબદારી આવીજ જાય છે ત્યા 'ખબર નથી' એમ કહેવાય નહિ ખૂની એમ કહે કે–'ખૂનની સજા ફાસી છે એમ હુ જાણતો નહોતો' તો તેથી તેની ફાસીની સજા રદ થતી નથી તેમ અહીં પણ 'હુ દેવ ગુરૂ ધર્મને જાણતો નથી' એમ કહી શકાય નહિ

જાણવુ તે ફરજ છે ફરજ ન બજાવવી તો ગુન્હો છે 'ન જાણવુ' તે બચાવ નથી ગુન્હો છે પરલોક, પુણ્ય, પાપાદિ જાણવા જોઇએ

શુદ્ધ વર્તન વિના, પાપના પરિહાર વિના, સવરના આદર વિના જવાબદારી કે જોખમદારીમાથી છૂટી શકાય તેમ નથી તેથી ભગવાન્ શ્રીમહાવીરદેવે કહ્યુ કે—

**अत्थि उट्ठाणे इ वा कम्मे इ वा बले इ वा वीरिए इ वा पुरिसक्कारपरक्कमे इ वा** ( उपा० सू० अ० ६ )

ગ્રામાન્તર ઘોડા ઉપર જવાય તે વાત ખરી પણ ઘર આવે, પરસાલ આવે ત્યા તો ઘોડેથી ઊતરવુ કે નહિ ? કે ચીટકીજ રહેવુ ? તેમ અહીં પરસાલરૂપ મનુષ્ય ગતિમા ભવિતવ્યતાના યોગે આવ્યા પછી તો ભવિતવ્યતાને વેગળી કરવી કે નહિ ? સીડીમા ઘોડા કામ ન આપે તે તો પોતાના પગે ચઢાય

ભગવાનના કુણ્ડકોલિક નામના શ્રાવકને તથા એક દેવતાને વાદ થયો છે

### બળતુ ઘર કૃષ્ણાર્પણ

કુણ્ડકોલિક કહે છે કે જ્યારે જ્યારે વખત મળે ત્યારે ત્યારે સામાયિક કરવુ

દુનિયામા ઉક્તિ (કહેવત) છે કે બળતું ઘર (ખોળીઉં) કૃષ્ણાર્પણ !

આ સાભળીને દેખીતી રીતે કોઇ પણ કહેશે કે–"તેમ કરવામા અડચણ શી ? તેમ તો સૌ કરે !" કહેવતને બરોબર વિચારો જે વખતે અર્થકામની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ હોય છે તે વખતેય આયુષ્ય તો જાય જ છેને ! તે વખતેય બળતુ ઘર તો છે જ આયુષ્ય તો ઘટ્યા જ કરે છે

યત "અજલિ જલ જ્યુ આયુ ઘટત હય"

આયુષ્ય કૂલાના પાણી જેવુ છે

અર્થકામની પ્રવૃત્તિ સિવાયના સમયે આયુષ્ય નકામુ જાય છે તેને સફળ કરવામા– એ રીતે બળતુ ઘર કૃષ્ણાર્પણ કરવામા પ્રત્યવાય કયો ? આયુષ્ય વહી તો રહ્યું છે ઘર બળતુ તો છે જ !

કુણ્ડકોલિક આ રીતે બપોરના આરામના સમયમા ( કહો કે એકથી ત્રણ વાગ્યાના સમયમા ) આરાધના કરતો હતો સામાયિક કરતો હતો એક વખત તે સમયે ગોશા ળાનો મત ધરાવતા, ભવિતવ્યવાદી પેલા દેવતા ત્યા આવીને તે શ્રાવકના વસ્ત્રાલકારો ( જે સામાયિક વખતે )વસ્ત્ર, વીંટી વગેરે અલગ પડ્યા હતા તે ઉપાડ્યા આ લઇ જાય તેની તે શ્રાવકને પરવા નથી તેનુ ધ્યાન તો સામાયિકવ્રતમા અડગ છે સ્થિર છે દેવતા તે શ્રાવકને ગોશાળાનો મત માનવાનુ સમજાવે છે

વિચારો કે ખુદ દેવતા સમજાવે છે છતા આ શ્રાવક અડગ રહે છે એટલું જ નહિ પણ તેને ઉપદેશ આપે છે તમારી સ્થિતિ કઇ છે ? તમે તો દુનિયાના પવન પાછળ પટકાઓ છો ! જ્યા ત્યા તાલી ! બધે મસ્તક ડોલે !

કુણ્ડકોલિક તો પૂછે છે-"તને દેવપણું મળ્યું શાથી ?"

તાણ્યો વેલો થઈ જાય ઊંટ હમેશા મારવાડ તરફ જુએ દેવતાએ સ્વમતાનુસાર જવાબ વાળ્યો : "ભવિતવ્યતાથી"

તે શ્રાવકમા દેવની કે દેવના જવાબની છાયા પડતી નથી તે શ્રાવક જ્યા ત્યા (ગમે તે સ્થાને) ધર્મ જોતો નથી આજે તો ઘોર હિંસામા પણ કેકને અહિંસા દેખાય છે

શ્રાવક પૂછે છે "જો ભવિતવ્યતાથી દેવ થવાય તો તુ એકલો કેમ દેવ થયો ? આ બધા મનુષ્યાદિ દેવ કેમ ન થયા ?"

દેવને કબૂલ કરવુ પડયુ કે ભવિતવ્યતા પણ કર્મોને આધીન છે વાછરડા સમાન ભવિતવ્યતા છે દેવપણાને યોગ્ય કર્મો હોય તો દેવપણું આપ્યા વિના ભવિતવ્યતાને છૂટકો નથી કર્મો તેવા ન હોય તો ભવિતવ્યતામા દેવપણું આપવાનુ સામર્થ્ય નથી દેવે પણ શ્રીમહાવીરદેવનો મત સાચો માન્યો

ચારે મતવાદીઓ જ્યા આસ્તિકો છે ત્યા જ છે જગતમા નિયમ છે કે જ્યા અસલી માલ હોય ત્યા જ નકલી માલ ઘૂસે છે

શ્રીજિનેશ્વરદેવનો મત ( સનાતન સત્ય મત ) જ્યા જ્યા પ્રવર્તે છે ત્યા ત્યા આ ચાર પ્રકારના નાસ્તિકો આવે છે

卐 卐 卐

## આર્યત્વ અનાર્યત્વનો વિચાર !

### જૈનો અપેક્ષાએ સવવસ્તુને માનનાર છે-સ્યાદ્વાદી છે

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રીસૂયગડાંગ શ્રુતસ્કંધનુ શ્રવણ કરાવે છે અર્થાધિકાર સમજાવે છે પુંડરીકાધ્યયનનો અધિકાર સમજાવે છે

ચાર નાસ્તિક મતવાદીઓમા પ્રથમ પાચ ભૂતવાદીની વિચારણા કરીએ પાચ ભૂત વાદી કયા બોલે છે તેનો વિચાર કરવાની જરૂર શી છે ? કાઇ જરૂર નથી પણ શું બોલે છે તે વિચારવાની જરૂર છે, કેમકે જે વચન બોલે તેને અગે તે જવાબદાર અને જોખમ દાર છે વચનના અર્થો જુદા જુદા દેશને અગે જુદુ જુદુ બોલાતુ હોય તો અર્થ જુદો થાય પણ આ પાચભૂતવાદીઓનું સર્વત્ર (સર્વસ્થાને) એકસરખુ બોલવુ છે

જૈનની સામે વાદી આવ્યો હોય ત્યા જૈનદર્શને માત્ર એટલુ જ કહેવુ પડે કે પાચ ભૂતવાદી જ આત્મા છે પાચભૂતવાદીએ પૃથ્વી, પાણી આદિ પાચભૂતોને તો માન્યા છે ( જીવ નથી માન્યો ) એટલે પાચભૂતોને સાબિત કરવાની જરૂર નથી પણ જો શૂન્ય

વાદી આવ્યો હોય ( જેની માન્યતામા શૂન્ય હોય-જે કાઇ માનતો જ ન હોય ) તેની પાસે તો પાચભૂતો તથા આત્મા બન્ને સાબિત કરવા પડે ફક્ત પાચભૂત માનનાર હોય ત્યા આત્માની સિદ્ધિ કરવી પડે

કોઇ એમ કહે કે-"જૈનો માત્ર આત્માને જ માને છે તો ભૂલ છે પ્રથમ નાસ્તિક મતવાદી પાચભૂતોને તો માનતો હતો એટલે ત્યા જૈનોને પાચભૂતની સાબિતી કરવાની જરૂર ન હોતી એટલે માત્ર આત્માની સિદ્ધિ સમજાવી છે

પ્રશ્ન-બીજો મતવાદી તો પાચભૂત તથા છઠ્ઠા આત્માને પણ માને છે છતા તેને નાસ્તિક કેમ માનવામા આવ્યો ?

ઉત્તર—તે મતવાદી આત્માને પાચભૂતનું પૂતળુ હાલેચાલે છે ત્યા સુધી જ માને છે 'પાણીમા થયેલો પરપોટો પાણીમા પેદા થાય છે, ત્યા જ તેનો નાશ થાય છે તે જ રીતે આત્મા પાચભૂતોના નાશ સાથે જ નાશ પામે છે' આમ તેઓ માને છે માટે તે પણ નાસ્તિક !

જૈનદર્શન પાસે નિત્યવાદી આવીને કહે કે-"પદાર્થમાત્ર નિત્ય છે કોઇ પણ પદાર્થ અનિત્ય છે જ નહિ આગળીને વાકી કરો, ટેડી કરો કે સીધી કરો પણ તે તો દેખાવમા ફેરફાર ભલે થાય પણ આગળી તો છે જ પદાર્થોની અવસ્થા ફરે છે પણ પદાર્થો તો તેના તે જ કાયમ છે માટીમાથી કપાસ થયો, કપાસમાથી રૂ થયુ, રૂમાથી સુતર થયુ સુતરમાથી કાપડ થયુ કાપડ ઘસાઇ ગયુ બળી ગયુ માટી થઈ માટીમા માટી મળી ગઇ પદાર્થો કાયમ રહે"

જૈનદર્શન ત્યા સમજાવે છે કે-'આગળીનુ વાકાપણું, ઉભાપણું કે ટેડાપણું એ પણ કોઇ ચીજ તો ખરીને ! એકલુ દ્રવ્યપણું નથી કે એકલુ નિત્યપણુ નથી પરતુ જુદી જુદી અવસ્થા એ પણ વસ્તુ છે પ્રમાણથી દ્રવ્ય માનવામા આવે તો પર્યાયોને માનવા પડે અને પર્યાયો વિના દ્રવ્ય હોતું નથી"

અનિત્યવાદી-"દરેક પદાર્થ અનિત્ય છે ક્ષણથી વધારે ટકતો નથી સાઠ મીનીટનો એક કલાક છે એક મીનીટ ગયા પછી બીજી મીનીટે તે કલાક ઓગણસાઠ મીનીટનો રહ્યો છે જેમ મીનીટો પસાર થાય તેમ કલાકનું પ્રમાણ ઓછુ થતુ જાય છે સો વર્ષ ટકવાની ચીજ હોય તેમા એક વર્ષ પછી નવાણુ વર્ષ ટકવાપણું રહ્યુ દર વર્ષે ટકાવનો સમય ઘટતો જાય છે"

જૈન-"પળે પળે પદાર્થોની અવસ્થા પલટાય છે તો પછી પદાર્થ શી ચીજ છે ? ઉત્તર—પદાર્થ તે સ્વભાવ અને સ્વભાવ તે પદાર્થ ક્ષણેક્ષણે અવસ્થા પલટાય છે પણ મૂળ વસ્તુ( પદાર્થ ) પલટાતી નથી આગળી સીધી કરી તો વાકાપણાનો નાશ થયો પણ આગળી નાશ પામી નથી જો આગળી નાશ પામે તો સીધાપણું રહે નહિ"

સામે જે જે મત આવે તે તે મતો સામે જૈનમત તેને યોગ્ય જવાબ આપે છે એથી જૈનો એકલા નિત્યવાદી, એકલા અનિત્યવાદી, એકલા દ્રવ્યવાદી, એકલા પર્યાયવાદી છે એમ નથી જૈનો અપેક્ષાએ સર્વને માનનાર છે–સ્યાદ્વાદી છે

પાચભૂતવાદી અમુક સયોગોમા પાચભૂતોનું નિરૂપણ કરતા નથી પણ સર્વસયોગોમા પાચભૂતનું જ નિરૂપણ કરીને આત્માનો નિષેધ કરે છે

## કર્મભૂમિ અકર્મભૂમિ.

મનુષ્યના કર્મના ઉદયને લીધે મનુષ્ય ગતિમા જીવો આવે છે ક્ષેત્રના હિસાબે મનુષ્યો અનેક પ્રકારના કહી શકાય ભરતના, ઐરવતના, મહાવિદેહના, દેવકુરુના, ઉત્તર કુરુના મનુષ્યોની પણ ગણના ગણી શકાય અહીં માત્ર ધર્મ સબધી વિચાર હોઇ માત્ર કર્મભૂમિ પૂરતો વિચાર થાય ધર્માધર્મ સબધી વિચાર અકર્મભૂમિમા હોતો નથી ધર્મનો વિચાર માત્ર કર્મભૂમિમાજ હોય છે

પ્રશ્ન—ત્યારે અકર્મભૂમિમા મિથ્યાત્વ ખરૂ ને ! અગર ત્યા બધા સમકિતી સમજવા ?

ત્યા મિથ્યાત્વ છે પણ આભિગ્રહિક મિથ્યાત્વ નથી અમુક કુદેવ, કુગુરુ, કુધર્મને માનવા એવુ આભિગ્રહિક મિથ્યાત્વ હોય નહિ

મોક્ષાનુષ્ઠાનનો આચાર અકર્મભૂમિમા હોતો નથી જ્યા મોક્ષાનુષ્ઠાનનો આચાર પ્રવર્તમાન છે તે કર્મભૂમિ છે

ભાષ્યકાર મહારાજ કહે છે "જ્યા તીર્થંકરો, ચક્રવર્તી આદિ ઉત્તમ પુરુષો ઉત્પન્ન થાય તે જ કર્મભૂમિ છે"

મોક્ષને લાયકનુ અનુષ્ઠાન જ્યા પ્રવર્તી શકે તેજ કર્મભૂમિ છે એમ શાસ્ત્રકારો કહે છે (तत्त्वा० अ० ३ सू० १६)

મોક્ષને યોગ્ય ભૂમિને અગે કર્મભૂમિ, અકર્મભૂમિનો આ રીતે ભેદ છે "જ્યા રહેલો જીવ મોક્ષે જાય તે કર્મભૂમિ અને જ્યા રહેલો જીવ મોક્ષે ન જાય તે અકર્મભૂમિ" એવો અર્થ ન કરતા જ્યાનો જન્મેલો મોક્ષે ન જાય તે ભૂમિને અકર્મભૂમિ ગણવી કર્મભૂમિમા જન્મેલા જીવને દેવ સહરણ કરી અકર્મભૂમિમા મૂકે તો ત્યા રહેવા છતા પણ તે મોક્ષે જઇ શકે છે

શ્રીનદીસૂત્ર, (પૃ ૧૨૩ મલય૦), શ્રીસિદ્ધપ્રાભૃત (ગા૦ ૨૨-૨૬) વગેરેમા યુગલિયાના ક્ષેત્રોમા સિદ્ધો થયેલાની સખ્યા જણાવી છે તે બધા સહરણદ્વારા ત્યા ગયેલા સમજવા જ્યાના ઉત્પન્ન થયેલા મોક્ષે ન જાય તેથી તે અકર્મભૂમિ છે અકર્મભૂમિ

વાદવિવાદનુ સ્થાન નથી આભિગ્રહિક મિથ્યાત્વ પણ ત્યા પ્રવર્તતુ નથી ત્યા સુદેવ કે કુદેવને વ્યક્તિ તરીકે મનાતા નથી

મતમતાતરનો વિભાગ કર્મભૂમિમા છે કર્મભૂમિમાના મનુષ્યોના પણ બે વિભાગ છે ૧ આર્યક્ષેત્રોત્પન્ન તે આર્ય ૨ અનાર્યક્ષેત્રોત્પન્ન તે અનાર્ય ભરતમા છ ખડના બત્રીશ હજાર ( ૩૨૦૦૦ ) દેશ છે તેમા આર્ય દેશ માત્ર સાડી પચીશ ( ૨૫॥ ) જ છે હજારે એકનુ પણ પ્રમાણ છે નહિ ધર્મસસ્કાર પાડનાર ક્ષેત્ર હજારે એક પણ નથી આ તો થઇ દેશની વાત-ગામ નગરની વાત જુદી સમજવી

## આર્યક્ષેત્ર અનાર્યક્ષેત્ર

શ્રીપન્નવણાકાર આર્ય દેશના અગ, મગધ આદિ નામ જણાવે છે વળી દક્ષિણ દિશામા ગોદાવરી નદીના કાઠે આવેલા કલિગ, વિદર્ભ વિગેરેની મર્યાદા જણાવે છે વળી કૃષ્ણચરિત્રને વર્ણન કરનાર ગ્રથો સોરઠ દેશ ઓળગ્યા પછી કોશામ્બી અટવી (કોસબવણ જ્યા કૃષ્ણજીને જરાકુમારનુ બાણ વાગ્યુ હતુ) કલિગ દેશની દક્ષિણનો છેડો, ઉત્તરમા સિન્ધુ સૌવીર પાસે આર્યક્ષેત્રની આ મર્યાદા જણાવે છે આ રીતે આર્ય ક્ષેત્રની મર્યાદા છે

આ ક્ષેત્રોમા રહેલા બધા ધર્મી, સ્વર્ગગામી તથા બાકીના બધા અધર્મી કે નરક ગતિગામી હોય છે એવો નિયમ નથી

આર્ય અનાર્યક્ષેત્રનો વિભાગ શી રીતિએ આ આર્ય શાથી, આ અનાર્ય શાથી તે શ્રીપન્નવણાકાર જણાવે છે કે આ ભરતક્ષેત્રમા અનતી ચોવીશીઓ થઇ ગઇ, થશે ( તથા વર્તમાનની ચોવીશી થઇ ગઈમા સમાય ) છે તે સર્વ તીર્થકરોનો જન્મ આ સાડી પચ્ચીશ જ દેશમા થયો છે, થાય અને થશે તે સિવાયના કોઈ ક્ષેત્રમા કોઈપણ તીર્થ કરનો જન્મ થયો નથી, થતો નથી, થશે પણ નહિ સર્વ કાલે શ્રીતીર્થકરદેવ, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવની ઉત્પત્તિ આ ક્ષેત્રોમા જ છે તે સિવાયના ક્ષેત્રોમા તેઓનો જન્મ હોતો નથી, માટે તમામ કાલની અપેક્ષાએ આ ક્ષેત્રનુ નામ આર્યક્ષેત્ર છે

ભગવાન્ શ્રીઋષભદેવજીએ પ્રવર્તાવેલી નીતિ અને ધર્મ જેટલામા પ્રવર્ત્યો તેટલા ક્ષેત્રનુ નામ આર્યક્ષેત્ર છે એમ ચૂર્ણીકાર કહે છે આ કથન વ્યવસ્થાદષ્ટિએ છે શ્યામા ચાર્યનુ કથન ક્ષેત્રની લાયકાતની દષ્ટિએ છે (प्रज्ञा० पृ ५५, गा० ११८) સ્વપ્ને પણ ' ધર્મ ' શબ્દ શ્રવણ કરવામા ન આવે ત્યા ક્ષેત્ર વિભક્તિની અપેક્ષાએ અનાર્ય છે

धम्मोत्ति अक्खराइ जेसु ण णज्जंति सुविणेऽवि (सूय० अ० ५, उ० १, गा० ४,)

## આર્ય મનુષ્ય અનાર્ય મનુષ્ય

સૂત્રકાર મનુષ્યના પણ બે ભેદ જણાવે છે ૧ આર્ય ૨ અનાર્ય વેશ્યા વધારે લાયકાત બતાવે, લાજ વગરની વધારે લાજ ( ઘુમટો ) કાઢે તે રીતે અનાર્ય સમાજ

પોતાને વધારે આર્ય ગણાવે છે આર્ય ગણાવવાનો વધારે ડોળ કરે છે અનાર્ય સમાજ પોતાને આર્ય સમાજ ગણાવવા લાગે છે આર્યત્વના વાસ્તવિક લક્ષણો જોઈએ નામથી છેતરાવાનું નથી મોટો ઘુમટો કાઢવા માત્રથી ખાનદાન કુલની, કુલવધૂ, સતી, માની લેવાય નહિ એમ માન્યતા છે કે અનાર્ય સમાજોએ ( ડોળઘાલુ આર્ય સમાજોએ ) હિન્દુઓમા મુસલમાન વર્ગ ઊભો કર્યો છે મૂર્તિની માન્યતા, તથા વર્ણવ્યવસ્થા આ બે વસ્તુ હિન્દુઓ તથા મુસલમાનોમા તકરારની જડરૂપ છે હિન્દુઓ અનાજ ખાય છે મુસલમાનો ધૂળ ફાકે છે એમ નથી વાંધો આ બે બાબતમા છે મુસલમાનો જ તેને વટલાવતા હતા, મૂર્તિ નહિ માનવાને લીધે દહેરા મૂર્તિને તોડતા હતા આ કામ અનાર્ય સમાજે એટલે કહેવાતા આર્ય સમાજોએ માન્યતા ઉઠાવવા દ્વારાએ ઊપાડી લીધુ મુસલમાન તો મૂર્તિને તોડનાર હતા પણ આ અનાર્યોએ ( આર્ય સમાજોએ ) તો મૂર્તિ વસ્તુ જ ઊડાવી દીધી મૂર્તિની માન્યતા જ ઊડાવી દીધી હિન્દુતા નામે, હિન્દુ શાસ્ત્રના નામે મૂર્તિને ઊડાવી દીધી મુસલમાનો બલ જબરીથી વટલાવતા હતા, આ અનાર્યોએ જન્મથી જાતિ જ ન માની વર્ણવ્યવસ્થાનો લોપ કર્યો

મૂર્તિ ઉડાવી, વર્ણવ્યવસ્થાનો લોપ કર્યો મુસલમાનોના આ બે કાર્યો હિન્દુ કહેવરાવનારા, ‘આર્ય’ શબ્દથી ઓળખાતા અનાર્યોએ આદર્યા જપ્તિ કરવા આવે ત્યારે ઘરધણીજ ઘરમાથી બધુ બહાર કાઢીને મૂકે પછી ઘરમાથી કાઢવાનુ-જપ્ત કરવાનુ રહ્યુ શુ ? મૂર્તિની માન્યતા ગઈ, વર્ણવ્યવસ્થા ગઇ હવે મુસલમાનોએ કરવાનુ રહ્યુ શુ ? તેઓ જે કરવા માગતા હતા તે તો આર્ય કહેવરાવનારાઓએ કર્યું તાત્પર્ય કે આર્ય મનુષ્યની ગણનામા નામધારી આર્યો આર્યસમાજીઓ ગણવા નહિ લક્ષણથી આર્ય હોય તે આર્ય

आराद् हेयधर्मेभ्यो याताः-प्राप्ता उपादेयधर्मैरित्यार्याः ॥ (प्रज्ञा० पृ० ५५)

અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ આદિ હેય ( છાડવા લાયક-ત્યાજ્ય ) કાર્યો (પ્રવૃત્તિ)થી દૂરથીજ ખસેલા તે આર્ય ‘દૂરથીજ ખસેલા’ એવો વાકયપ્રયોગ હેતુપુરસર છે ‘કેદથી છૂટયો’ ત્યારે કહેવાય કે કેદમા ગયેલો હોય જેઓ હિંસાથી વિરમ્યા નથી તેવા ઓને હિંસાથી વિરમેલા કહેવાય નહિ

अपायेऽवधिरपादानम् (सि० हे० २-२-२९)

વ્યાકરણનો આ નિયમ છે જ્યા સયોગથી અલગ થવાપણુ સૂચન કરવુ હોય ત્યા પચમી (અપાદાન) વિભક્તિનો પ્રયોગ વપરાય છે

ઝાડ ઉપરથી પાદડુ પડે છે वृक्षात् पर्णं पतति એમ બોલવામા આવે છે पर्णात् वृक्ष पतति એવો પ્રયોગ વપરાતો નથી કેમકે વૃક્ષ સ્થિર છે પાદડુ અલગ થાય

છે ग्रामाज्जन आगच्छति ગામથી માણસ આવે છે ગામ સ્થિર છે જુદા થનારને નહિ પણ સ્થિર વસ્તુને સૂચવનાર શબ્દને પચમી વિભક્તિમા લેવામા આવે છે

"सव्वाओ पाणाइवायाओ वेरमण એવુ પચ્ચકખાણ જે પ્રથમ પાપમા દાખલ થયા હોય તેનેજ હોય છે જે પાપપ્રવૃત્તિમા નથી તેને પચ્ચકખાણ શાના?"

આમ ઇતરમત-બીજા મતવાળા કહે છે જૈન શાસ્ત્રકારનુ કથન આ નથી આમ કહેનાર ઇતરમત કહે છે કે "એક માણસને ચોરી છોડી દેવાનુ કહેવુ તે ખરેખર તેને ચોર તરીકે-ચોર જેવો જાહેર કરવાનુ છે તમે જૈનો ભવ્યાત્માઓ પાસે એમ બોલાવો છો કે-"હુ હિસા, અસત્ય, ચોરી વગેરેનો ત્યાગ કરુ છુ" આથી તો હિસક, જુઠ્ઠા વગેરે સિદ્ધ કરો છો"

## શાસ્ત્રકારનુ સમાધાન

"એક ગામથી બીજે ગામ જતા સાથે વળાવો શા માટે લેવામા આવે છે? વિમો શા માટે ઉતરાવવામા આવે છે? ચોર લૂટારૂથી બચવા વળાવો લેવામા આવે છે નુકશા નથી બચવા વિમો ઊતરાવવામા આવે છે ચોરના આગમનની, નુકશાન થવાની બુદ્ધિથી કલ્પના કરી કે નહિ? ચોર આવ્યા પહેલા ચોર આવશે, રખે ચોર આવે તો, નુકશાન થયા પહેલા, રખે નુકશાન થાય તો, તેમ માન્યુ તો વળાવો તથા વિમાની જરૂર ઊભી થઇ

चौरेभ्यस्त्रायते વળાવો ચોરથી રક્ષણ કરે છે

સાથે વળાવો હશે તો, કદાચ ચોર આવશે તો તે ચોરથી વળાવો બચાવશે આ કલ્પના કરી તો વળાવો લેવામા આવ્યો

વખતે આગ લાગે, નુકશાન થાય માટે વીમો સારો નુકશાની તો મળે આ કલ્પના કરી તો વીમો ઊતરાવવામા આવ્યો

મનથી કલ્પેલા સયોગને અગે છૂટુ પડવાનુ હોય ત્યા-તેવુ સૂચવનાર શબ્દોથી પચમી (અપાદાન) વિભક્તિ વપરાય છે

કાયસયોગોમા પાપો આવેલા જ નથી, દૂર જ છે, છાડવા લાયક અવગુણોનુ જેમનામા નામ પણ નથી, પાપથી દૂર જ રહ્યા હોય તે આર્ય કહેવાય અને કલ્પસૂત્રમા, શ્રીસુધર્માસ્વામીજીથી દરેક પાટપરપરામા-अज्ज શબ્દ 'આર્ય' અર્થમા વપરાયો છે

'અનાડી' શબ્દ અનાર્યનુ અપભ્રશ રૂપ છે સારા નરસાની પરીક્ષા ન કરી શકે, સદ્વસ્તુને સમજી ન શકે તે અનાર્ય અનાડી

કર્મભૂમિમા આ રીતે બે જાતના મનુષ્યો ૧ આર્ય ૨ અનાર્ય આર્યો તે મોક્ષે જવાને યોગ્ય છે

આર્ય, અનાર્યના વિભાગ, ક્ષેત્ર તથા વ્યવસ્થાની અપેક્ષાએ જોઈ ( વિચારી ) ગયા ખાનદાની( કુળવટ )ની અપેક્ષાએ હવે વિચારીએ ખાનદાની એક અનેરી ચીજ છે જુદી જ ચીજ છે કબુતરના બચ્ચાને સડેલુ ધાન્ય ન ખાવાનો કોઇ ધર્મગુરૂએ ઉપદેશ કર્યો નથી તે સડેલુ અનાજ ખાતુ નથી કારણ કે તે જાતજ એવી છે કે સડેલા અનાજને અડે પણ નહિ અભક્ષ્ય પદાર્થને સ્પર્શે પણ નહિ એવી કુલ સ્થિતિ જનાવરપણામા પણ છે

કેટલાક મનુષ્યો જંગલી કબુતરોના ઇંડા લાવે છે, મોટા કરે છે છતા માબાપને મળવાનુ મન પણ થતુ નથી. જાતિ સ્વભાવ એટલો ઊત્તમ છે

卐 卐 卐

## ઉત્તમ કુલ એ પુણ્ય પ્રકૃતિ શાથી ?

### કુમતવાદીઓ કુયુક્તિથી પોતાનો મત પ્રચારે છે.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગના બીજા શ્રુતસ્કધમા અર્થાધિકારે પુડરીકાધ્યયન સમજાવે છે

ચાર નાસ્તિકોના મતનો અધિકાર ચાલે છે એક પચભૂતવાદી છે, બીજો આત્મ સૃષ્ટિવાદી છે, ત્રીજો ઇશ્વરવાદી છે, ચોથો ભવિતવ્યતાવાદી છે એ ચારેના સબધમા ભિન્ન ભિન્ન રીતિએ કેટલુક વિચારી ગયા

દુનિયામા કહેવત છે કે–" ઢેડની છોકરીનો કોઈ ધણી નહિ " તેમ ઇશ્વરવાદી કોઈપણ જાતની જવાબદારી ધરાવવા સાફ ઇન્કાર કરે છે અને તમામ બોજો ઇશ્વરના શિરે ઢોળે છે, ત્યારે ભવિતવ્યતાવાદી ભવિતવ્યતાને ભળાવે છે ભવિતવ્યતાવાદી કહે છે " ગમે તેમ કરો, બનનાર બને છે, બનનાર બનનાર જ છે તો પછી સારા આચારવિચારની સાર્થકતા શી ? જો બનનાર વસ્તુને અટકાવી શકાતી હોય, બનનાર ખરાબ બનાવને સારા રૂપમા પલટાવી શકાતો હોય તો તો સત્પ્રયત્ન ઉપયોગી, પણ જ્યા નિયત નિયત બનવાનું જ છે ત્યા પછી પ્રયત્ન–સત્પ્રયત્ન નિરર્થક છે "

**યત " ભાવિ થનાર થયા કરશે, ફરશે ન, કરો કદી ક્રોડ ઉપાયો. "**

જ્યા ( નાસ્તિકને ) આત્મા જ માનવો નથી ' કર્તુમકર્તુમન્યથાકર્તુમ્ ' બનેજ ક્યાથી ? પ્રથમ પચભૂતવાદીની તો આ સ્થિતિ છે આત્માને પરપોટા જેવો માનનારની પણ એજ પરિસ્થિતિ છે ઇશ્વરવાદીને તો કર્તા ઇશ્વરજ રહ્યો એટલે સુદર પરિણામ કરવા, અસુદર પરિણામ ન કરવા, ખરાબ પરિણામ રોકવા માટે એનુ સામર્થ્ય નથી લશ્કરનો સીપાઇ તો સેનાપતિના હુકમ પ્રમાણે વર્તે પણ ઇશ્વરવાદીને તો ત પણ નથી તેને તો વર્તવુ છે સ્વચ્છદે અને બોલ્યા કરવુ છે " ઇશ્વરાધીન ! ઇશ્વરી પ્રેરણા ! " વગેરે

ભવિતવ્યતાવાદી તો આત્માની, ઇશ્વરની કોઇની શક્તિમા માનતો નથી 'ભાવી!' એજ સૂત્ર એના મતની ચાવી છે

જુઠ્ઠા દસ્તાવેજ કરનાર કે ચોર, કોઈપણ બોલવામા પોતાને તેવી પોતાની ખરી હાલત દર્શાવતા નથી ૨×૨ બેદુ પાચ કહેતો નથી ચારજ કહે છે બેદુ પાચ કહેવામા તો તરત આચ આવશે એમ તે સારી રીતે જાણે છે, તેવીજ રીતે કુમતવાદીઓ યુક્તિઓ તો બીજાના મનમા ઠસે તેવી અજમાવે છે

મિથ્યાત્વીઓનો પ્રચાર કલ્પિત કથાઓના આધારે છે જેમ એક વહાણ ડૂબવાની તૈયારીમા હતુ ત્યા પ્રભુ હાજર થયા અને સર્વને બચાવ્યા આ વાત સાભળીને શ્રાવક ( જૈન ) યુક્તિપૂર્વક વિચાર કરી શકે છે

પોતાનો મત પ્રવર્તાવવા માટે ચારે મતવાળાઓ કુયુક્તિઓનો આશ્રય લે છે પ્રથમ મતવાદી, આત્મા, ઇશ્વર કે ભવિતવ્યતા-ત્રણમાથી એકને પણ માનતો નથી માત્ર પાચભૂતોનેજ માને છે

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ચારે દિશામા **संतेगइया मणुस्सा भवन्ति** ( સૂત્ર૦ પૃ ૨૭૫ ) સતે **पगइया** એમ જુદુ શા માટે ?

**सतेगइया**-સતિ એટલે વિદ્યમાન **पगइया** એટલે કેટલાક પુરુષો પણ જેમ વાયરો ઉપર, નીચે ચારે દિશામા ફરે છે, તેમ કોઈ મનુષ્યો આકાશમા ફરતા નથી તિર્ચ્છાલોકમા ઉત્પન્ન થાય છે અને રહે છે

મનુષ્યોના બે વિભાગ ૧ આર્ય, ૨ અનાર્ય

## આર્યક્ષેત્ર છતા ઉત્તમકુળની જરૂર

આપણે વિચારી ગયા કે ભરત, ઐરાવત, અગર કર્મભૂમિમા બત્રીશ હજાર દેશમા માત્ર સાડી પચીશ દેશજ આર્ય છે બાકીના અનાર્ય છે અકર્મભૂમિમા પણ મનુષ્યો તો છે પાચ ભરત, પાચ એરવત, પાચ મહાવિદેહ સિવાય દેવકુરૂ, ઉત્તરકુરૂ, હૈમવત, હરિવર્ષ, રમ્યક્, હૈરણ્યવત છ ક્ષેત્રોમા મનુષ્યો છે કર્મભૂમિના દેશોમા સાડી પચીશ દેશો (૩૨૦૦૦ મા) આર્ય છે બાકીના તમામ દેશો અનાર્ય છે સર્વ મનુષ્ય આશ્રી આ હોય તો તો છ ક્ષેત્રમાના યુગલિઆ મનુષ્યો પણ અનાર્ય ગણાય, પણ તેમ નથી આ વાત કર્મભૂમિને અવલબીને છે

ડાહ્યો તથા મૂર્ખો એવો વિભાગ પુરુષોમા છે પશુઓમા નથી

પશુઓ અક્કલ વગરના ખરા પણ મૂર્ખાના વિભાગમા નથી

મોક્ષના સાધનોને પ્રગટ કરનારાઓ જ્યા ઉત્પન્ન થાય તેજ આર્યદેશ મોક્ષના

સાધનોનુ સ્થાન તેજ કર્મભૂમિ, આર્ય અનાર્યનો વિભાગ કર્મભૂમિની દૃષ્ટિએ છે ભરત, ઐરાવત, મહાવિદેહને અનુલક્ષીને છે, અકર્મભૂમિને અગે આર્યાનાર્ય વિભાગ નથી

કોઈ પ્રશ્ન કરે કે-છ ક્ષેત્રોના યુગલિઆઓ આર્ય કે અનાર્ય ?

જ્યા તેવો વિભાગ નથી ત્યા પ્રશ્ન અસ્થાને છે, મોક્ષના આચારોનો સભવ કર્મભૂમિમાજ છે મોક્ષના અનુષ્ઠાનો જ્યા હોય, જ્યા તીર્થંકરોની ઉત્પત્તિ હોય, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવો જ્યા જન્મતા હોય તે ભૂમિ કર્મભૂમિ છે, અકર્મભૂમિની જેમ છપ્પન અતર્દ્વીપમા પણ આર્ય અનાર્યનો વિભાગ નથી

શ્રીજીવાભિગમમા તથા શ્રીપન્નવણાજીમા મનુષ્યના ત્રણ ભેદો જણાવ્યા છે ૧ કર્મભૂમિના મનુષ્યો ૨ અકર્મભૂમિના મનુષ્યો ૩ છપ્પન અતર્દ્વીપના મનુષ્યો કર્મભૂમિના મનુષ્યોના બે ભેદ કહ્યા છે આર્ય તથા અનાર્ય તત્ત્વાર્થ સૂત્રકાર અતર્દ્વીપને પણ અકર્મભૂમિ જણાવે છે

તત્ત્વાર્થકાર કહે છે કે—भरतैरावतविदेहा कर्मभूमयोऽन्यत्र देवकुरूत्तरकुरूभ्य ॥ ( तत्त्वा० अ० ३, सू० १६ ) ભરતાદિ ત્રણ ( ભરત, ઐરવત, મહાવિદેહ ) તે કર્મભૂમિ તે સિવાયની અકર્મભૂમિ आर्या म्लिशश्च ( तत्त्वा० अ० ३, सू० १५ ) કર્મભૂમિના મનુષ્યોના ભેદ તરીકે આર્યો તથા મ્લેચ્છો ( અનાર્યો ) જણાવ્યા અતર્દ્વીપ રહી ગયો; "ત્યા તીર્થ પ્રવર્તે પણ, ન પણ પ્રવર્તે" એમ કોઇને શકા થાય નહિ માટે સમાધાનમા તેને પણ તત્ત્વાર્થકારે અનાર્ય જણાવ્યો તાત્પર્ય કે ભરતમા રહેલા સાડી પચીશ દેશો જ શ્રીતીર્થંકરાદિની ઉત્પત્તિ માટે યોગ્ય છે બાકીના અયોગ્ય છે

આર્ય અનાર્યનો આ વિભાગ તો ક્ષેત્રથી કહ્યો પણ તેટલા માત્રથી શું વળે ?

એક માણસ દિલ્હી બાર વરસ રહ્યો છતા એક પાઈની જકાત ભરી નહિ કેવી નવાઈ ! પણ જકાત ભરવી પડે તેવો તે માણસ હોય તો ને ! તે બિચારો ( દિલ્હી ક્ષેત્ર તો ગમે તેવુ હોવા છતા ) માત્ર બોર વેચીને ઉદરનિર્વાહ કરતો હતો બોર વેચનારને જકાત ભરવાની હોય શાની ?

શ્રીતીર્થંકરદેવના શાસનથી અલકૃત ક્ષેત્ર મળ્યુ, શલાકા પુરુષો ( તીર્થંકર, ચક્રવર્તી આદિ )ના જન્મને યોગ્ય ( જ્યા તેમનો જન્મ થાય છે ) ક્ષેત્ર મળ્યુ પણ ઉત્પત્તિ હલકા-અધમ કુલમા થાય તો શા કામનું ?

પેલા મોચીએ કાશીએ કરવત મૂકાવતા આવતા ભવમા એ જ માગ્યુ મેલ કરવતીઆ કરવત આખર મોચીના મોચી

ब्राह्मणेषु चाण्डाल चाण्डालेषु ब्राह्मण કર્મોથી ચડાળ જન્મથી બ્રાહ્મણ જન્મથી ચડાળ કર્મથી બ્રાહ્મણ તેના જેવું થયુ

ઘેરાયેલો ( વાદળાવાળો ) વણુ દિવસ તે દિવસ અને ખુલ્લી ( પૂનમ ચાદનીવાળી ) પણ રાત તે રાત ! વાણીઓ ચચલ ચિત્તવાળો હોય સ્થિર ચિત્તવાળો હોઇ ન શકે

## કુલનો પ્રભાવ

પ્રથમના જમાનામા પ્રતીતિ માટે ( શકાના સમાધાન માટે ) પ્રયત્નો કરવામા આવતા હતા મિથ્યાત્વી પરદેશી રાજાએ આત્માની સાબિતી માટે અનેક પ્રયત્નો કર્યા હતા

એક રાજાને એમ થયુ કે તપાસ કર્યા વિના વ્યાસજીને પૂછવું વ્યર્થ છે તપાસ કર્યા બાદ પૂછવુ જન્મ તથા કર્મ એ વસ્તુઓ કાઇ હાથમા લઇને પરખાય તેવી નથી પરીક્ષાનું સ્થાન ભુલભૂલામણી છે જગત્ માટે ભુલભૂલામણીરૂપ રાત છે દિવસ નથી રાજા રાત્રે અ ધારપછેડો ઓઢીને ચાલ્યો

પ્રથમ બ્રાહ્મણના ઘરના ઓટલે જઇને બેઠો ખુખારો પણ ખાધો ( તને કાઇ ત્યા બેસી રહેવુ નહોતું કુલ ll પરીક્ષા કરવી હતી )

ખુખારો સાભળી અ દરથી બ્રાહ્મણ-" કોણ છે ? " બહારથી " હુ છુ ત્રણ દિવસથી ભૂખ્યો છુ ભાઇ સાહેબ ! ખાવા મળ્યુ નથી લાચાર થઇને આ ઓટલે જરાક બેઠો છુ "

બ્રાહ્મણ—" જાય છે કે માર ખાવો છે ? "

બહારથી ( રાજા ) " શક્તિ નથી "

બ્રાહ્મણે સ્ત્રી પાસે લાકડી માગી પેલો રાજા પડી ગયો તે જોઇ બ્રાહ્મણ પોતાની સ્ત્રીને કહે છે કે-" કદાચ મરી જશે તો માથે પડશે ! "

રાજાએ નિર્ણય કર્યો-આ કુલથી બ્રાહ્મણ છે પણ કર્મથી બ્રાહ્મણ નથી ચણ્ડાળ છે

ત્યાથી તે રાજા ચણ્ડાલના ઘેર જઇને ઓટલે બેઠો ચણ્ડાળે પૂછયુ કોણ છે ? " એટલે રાજાએ કહ્યુ " હુ ત્રણ દિવસનો ભૂખ્યો છુ " ચણ્ડાલ તથા ચણ્ડાલણીએ આવીને આશ્વાસન આપ્યુ ખાવાપીવાના પદાર્થો આપવા સાથે રાખથી ભરેલું કોડીયુ પણ આપ્યુ રાજાએ ચીડાઇને " આ શા માટે ? " એમ પૂછ્યુ ચણ્ડાલણીએ કહ્યુ " અમારો ધધો ખરાબ છે તેથી જીવજતુ વિશેષ હોય તેના રક્ષણ માટે આ મૂકયુ છે જીવજતુને તો બચાવવા ! " રાજાને ખાવુ તો નહોતું એટલે લઘુશકાના મિષે નીકળી ગયો તેને નિર્ણય થયો કે-ચણ્ડાળ કુલમા છતા કર્મથી બ્રાહ્મણ જેવો છે તેને વ્યાસજીના चाण्डालेष्वपि ब्राह्मण અને ब्राह्मणेष्वपि चाण्डाल આ વચનો વ્યાજબી લાગ્યા.

જૈનના કુલમા પણ નાસ્તિક ન હોય તેમ નહિ જૈનપણું ચાલ્યુ જાય એટલે તે નાસ્તિક પૂર્વજોનુ જૈનત્વ ગુમાવે તે નાસ્તિક તે જ રીતિએ ઇતરમા પણ કુલપરપરાનો અધર્મ છોડનાર ભક્તશિરોમણિ કહેવાય છે

કોટ્યાધિપતિને ત્યા જન્મેલો કોડીયાપતિ પણ થાય છે અને કોડીયાપતિને ત્યા જન્મેલો કોટ્યાધિપતિ પણ થાય છે દશાના ખેલ છે લક્ષ્મી ચચલ છે આ બધુ જાણવા છતા કોટયાધિપતિના ઘેર જન્મેલા છોકરાને ભાગ્યવાન્ ગણીએ છીએ દરિદ્રીના ઘેર જન્મેલા છોકરાને ભાગ્યહીન-દુર્ભાગી માનીએ છીએ

ઊંચા કુલમા જન્મેલા સસ્કારે હલકા થઈ જાય તો પણ જન્મથી ઊંચા સસ્કાર પમાયેલા જ છે તેમ અધમકુળમા જન્મેલા સસર્ગથી સારા થાય તો પણ જન્મથી તો અધમ સસ્કારવાળા જ છે

અજ્ઞાન દશામા પણ સદાચાર પ્રાપ્ત થાય, અનાચાર ન દેખાય તે તમામ ઉત્તમ કુળને આભારી છે રાત્રિભોજન તથા કદમૂલાદિ અભક્ષ્યભક્ષણથી શુ દોષ છે? તેનુ જ્ઞાન નાના બાળકોને ન હોવા છતા તેનાથી પરહેજ રહે છે દૂર રહે છે તેમા "પાપ છે" એમ માને છે તે ઉત્તમ કુળના સસ્કાર છે કોઇ જરા ઉપયોગ વગર ચાલતો હોય, ધબધબ ચાલ્યો આવતો હોય તો જૈનનો છોકરો કહેશે "જોઇને ચાલો! કીડી મકોડી મરી જશે" આ શબ્દો જૈનકુલ બોલાવે છે

તે છોકરો અઢાર પાપસ્થાનક, નવતત્ત્વો વગેરે શીખ્યો નથી પણ વગર શિક્ષણે આ સ્થિતિ, આ રીતે પાપથી બચાય, તે ઉત્તમ કુલનો પ્રભાવ છે વાઘરી વગેરે હિસકો તો કીડી વગેરેને મારે જ્યારે જૈનનો બાળક તો મારતાને રોકે હિન્દુના બાલકો માસદારૂથી દૂર નાસે છે શાથી? અજાણપણે પણ ઉત્તમકુલમા આચારો ઉત્તમ પ્રાપ્ત થયા છે

અજ્ઞાન દશામા પણ ઉત્તમ આચારોમા ટકાવનાર કે વધારનાર ઉત્તમકુળ છે તેથી જ શાસ્ત્રકારે ઉત્તમકુલને પુણ્યપ્રકૃતિમા ગણાવ્યુ છે

કુલના સસ્કારો છાના રહેતા નથી જૈનનુ બાલક શી ખબર આપે?

"બા! મહારાજ પધાર્યા! વહોરાવોને!"

વાઘરીનુ છોકરૂ પોતાની માને શી ખબર આપશે? ચકલી, બિલાડી કે સસલુ આવ્યાની ખબર આપશે કેમકે ત્યા સસ્કારો હિસાના છે કુતરી વીઆણી હશે તો તમારા બાલકો દયાની બુદ્ધિથી તેને પાલશે બીજા સ્થાને કોઇ દયા નહિ પાળે

દેવગુરૂધર્મની જન્મસિદ્ધ આરાધનાનો લાભ ઉત્તમ કુળમા જ છે

ઉત્તમ કુલ મળવા છતા અધમોના સસર્ગોથી સારા સસ્કારોનો લોપ થવો સભવિત છે દૂધ ઘી ઉત્તમ છે પણ ઝેર તેમા ભળે નહિ ત્યા સુધી ઝેર ભળ્યા છતા દૂધ ઘીની સ્વાભાવિક ઉત્તમતા રહેવાની છે ઉત્તમ કુલવાન્ અધમોના સમર્ગોમા જાય તો પણ ઉત્તમ કુલની છાયા-વર્ણાચારનો પ્રભાવ પડ્યા વિના રહેશે નહિ

કુળમા બે વિભાગ કહ્યા ૧ ઉચ્ચગોત્ર, ૨ નીચગોત્ર

卐 卐 卐

## જવાબદારી, જોખમદારીના સ્વીકારની જરૂરિયાત.

### ચાર નાસ્તિકોમાથી એક પણ સન્માર્ગે નથી

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીસુધર્મસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રી સૂયગડાગ શ્રુતસ્કધનો અર્થાધિકાર સમજાવે છે તેમા પુડરીકાધ્યયન-પ્રકરણ ચાલે છે

ચાર નાસ્તિક મતવાદીઓનુ વર્ણન ચાલે છે પૂર્વ દિશાના મુસાફરને સ્થાને અન્ય તીર્થિક પ્રથમ નાસ્તિક પચમહાભૂતવાદી છે જગતમા પાચ ભૂત વિના કાઇ છે જ નહિ એટલુ જ એ માને છે એટલે જીવ જેવી વસ્તુ માનવાને તેની પાસે હૃદય જ નથી એ પોતે જીવ હોય તો માનેને! પોતે વાસ્તવિક રીતિએ છે તો જીવ પણ પોતે પોતાને જ માનતો નથી એના જેવો નાસ્તિક કોણ? દક્ષિણ દિશાના બીજા મુસાફરને સ્થાને, અન્યતીર્થિક બીજો નાસ્તિક આત્મસૃષ્ટિવાદી છે એ બિચારો પાણીના પરપોટાને વળગ્યો છે પરપોટાને વળગનારનો ઉદ્ધાર થાય ખરો? તે કહે છે "જીવ તો પાણીનો પરપોટો છે પરપોટો પાણીમા પેદા થાય છે પાણીમા પાછો વિલીન થાય છે" બીજો તો એવો ખોટો નીકળ્યો કે શાશ્વત્ જીવને પાણીનો પરપોટો બનાવ્યો! પશ્ચિમ દિશાના ત્રીજા મુસાફરને સ્થાને, અન્યતીર્થિક ત્રીજો નાસ્તિક ઇશ્વરવાદી છે એ બદો તો એવો ફાદાબાજ નીકળ્યો કે પોતાને માથે જવાબદારી રાખી જ નહિ! પોતાના તમામ સ્વચ્છદનો બચાવ ઈશ્વરી પ્રેરણાના નામે કર્યો ઉત્તર દિશાના ચોથા મુસાફરને સ્થાને, અન્યતીર્થિક ચોથો નાસ્તિક ભવિતવ્યતાવાદી છે એને પણ કાઇ ફિકર જ નથી એણે ઇશ્વરના સ્થાને ભવિતવ્યતાને ગોઠવી છે ભવિતવ્યતાવાદી કહે છે "कर्तुं, अकर्तुं अन्यथाकर्तुं કરવા, ન કરવા કે અ યથા કરવા જે સમર્થ હોય તે જ જવાબદાર થઈ શકે દુકાન ઉઘાડવી, ન ઉઘાડવી, અર્ધી ઉઘાડવી તે શેઠને આધીન છે નોકરને આધીન નથી મનુષ્ય કરવા, ન કરવા કે અન્યથા કરવા અસમર્થ છે ભાવિ હોય તેજ થાય છે ભવિતવ્યતા બળવાન્ છે જો તેમ ન હોત, મનુષ્ય કાર્ય કરી શકતો હોત તો તો જગતમા કોઈને દુખી થવા દેત નહિ કોઇનુ સારુ નરસું કરવાની (મિત્રતા કે શત્રુપણાને અગે) તાકાત કોઇનામા નથી બીજાની વાત તો દૂર રહો પણ પોતાના કુટુબીને કે પોતાને પણ વિષમ સયોગોમાથી બચાવવા મનુષ્ય સમર્થ નથી ઇશ્વરમા પણ તે તાકાત નથી તો મનુષ્યમા તો કયાથી હોય? સત્કાર્ય

કરનારને સ્વર્ગે મોકલવાની કે દુષ્કાર્ય કરનારને નરકે મોકલવાની તાકાત ઇશ્વરમા પણ નથી પુણ્યને પાપમા પલટાવવાનુ કે પાપને પુણ્યમા પલટાવવાનુ પરાક્રમ પ્રભુ(ઇશ્વર)મા પણ નથી ઇશ્વર એવો ઘાતકી નથી કે જે આખા જગતને પાપમા રગદોળે ઇશ્વર જે કઈ કરે છે તે કર્માધીનપણે કરે છે સત્કાર્યનુ ફલ ખરાબ કે સારુ આપવાનુ ઇશ્વરમા સામર્થ્ય નથી, માટે બનવાનુ હોય તે બને છે સુખી થવાનુ હોય તો સુખના સાધનો આપોઆપ મળે છે દુ ખી થવાનુ હોય તો દુ ખના સાધનો સામા આવીને વળગે છે ક્ષણવાર સુખ પણ મળે ક્ષણવાર દુ ખ મળે तादृशी जायते बुद्धिर्यादृशी भवितव्यता । આથી ઇશ્વરને શિરે જવાબદારી રહેતી નથી ચેતનાવાળાને જવાબદારી શોભે પણ જગતમા એવી ચેતનાવાળો કોઇ છે નહિ છાપરા ઉપરથી નળીઉ પડ્યું નીચે બેસનારનુ માથુ ફૂટ્યુ ત્યા કોની જવાબદારી ? કોઈને ખબર પણ નહોતી નળીઆને પડતા કોઇ રોકી શકે તેમ હતુ ? જગતના બનાવો એવા વિચિત્ર છે કે ત્યા કોઈનુ કાઇ ચાલતુ નથી માટે કર્તવ્યાકર્તવ્ય જેવુ કાઇ છે જ નહિ વિચારણીય કાઈ છે જ નહિ જે થવાનુ છે તે થવાનુ જ છે જવાનુ છે તે જવાનુ જ છે ભાવિને ભરૂસે ।"

આ ચાર નાસ્તિકોમાથી એક પણ સન્માર્ગે નથી ભવિતવ્યતાવાદીનુ મતવ્ય આ છે

## જે કાઇ થાય છે તે જીવ, કર્મ તથા સાધનોના સચોગથી થાય છે

જેને પ્રયત્ન માન્ય જ નથી ત્યા કરવુ શુ ? આગળીનુ ઊચાનીચા થવુ તે પણ પ્રયત્નજન્ય છે ખાવુ, પીવુ, વિચારો કરવા, હરવુ, ફરવુ, બોલવુ, ચાલવુ આ બધુ પ્રયત્નથી જ થાય છે, પ્રયત્ન વિના વિચાર પણ કયા થાય છે ? ઉચ્ચાર, આચાર, વિચાર એ ત્રણેય પ્રવૃત્તિજન્ય છે

પગલુ ભરવુ તે કાયાની પ્રવૃત્તિ વગર શકય નથી મનુષ્ય પોતાની ઇચ્છાનુસાર ગતિ કરે છે कर्तुं अकर्तुं अन्यथाकर्तुं માટે જીવ સમર્થ છે વચન બોલવાને અગે, 'શું બોલવુ, શુ ન બોલવુ ' તેવો વિચાર કરવો પડે છે માટે ત્યા પણ कर्तुम् આદિ માટે જીવ સમર્થ છે અમુક સ્મરણનો આધાર મનના પ્રયત્ન ઉપર છે ત્યા પણ कर्तुम् આદિ માટે જીવ સમર્થ છે મન, વચન, કાયા, જગતના વ્યવહારના છે ત્યા कर्तुं अकर्तुं अन्यथाकर्तुम् માટે જીવ શક્તિસપન્ન છે

જો ભવિતવ્યતા જ આધારભૂત હોય તો તમામની ભવિતવ્યતા ભિન્ન ભિન્ન કેમ છે ? કહેવુ જ પડશે–માનવુ જ પડશે કે જેવો આત્માનો પ્રયત્ન તેવી ભવિતવ્યતા ઘડાય આત્માનો પ્રયત્ન સારો હોય તો ફળરૂપ ભવિતવ્યતા સારી આત્માનો પ્રયત્ન નરસો હોય તો ફલરૂપ ભવિતવ્યતા નરસી, આરભ, સમારભ, પરિગ્રહ અત્યત કરવામા આવે તો ભવિતવ્યતા જીવને નરકે લઈ જનારી ઘડાય છે સયમ પાળ્યુ હોય–મહાવ્રતોની આરાધના કરી હોય તો ભવિતવ્યતા જીવને સ્વર્ગે લઇ જનારી ઘડાય છે પાતળા કષાયો થયા હોય,

દાનરૂચિ હોય, ઉપેક્ષા તથા દાક્ષિણ્યાદિ ગુણો હોય કે જેથી મનુષ્ય જીવનનુ આયુષ્ય બધાય જીવન આવા ગુણોમા ગાળ્યુ હોય તો ભવિતવ્યતા મનુષ્યજીવન સમર્પનારી ઘડાય છે માયા, કપટ વગેરે જેનાથી તિર્યંચાયુ બધાય તેવા કૃત્યો કરવાથી જીવને તિર્યંચગતિમા મોકલનારી ભવિતવ્યતા ઘડાય છે આથી સિદ્ધ છે કે ભવિતવ્યતા તો બિચારી પાગળી છે જ્યાસુધી જીવ કર્મ ન બાધે ત્યાસુધી ભવિતવ્યતાની તાકાત નથી કે જીવને કોઈ પણ ગતિમા લઈ જઈ શકે ઈશ્વરને તો પોતે જ ( ભવિતવ્યતાવાદીએજ ) પાગળો ગણ્યો છે ભવિતવ્યતાવાદી પોતે કબૂલે છે કે ઇશ્વર કર્માનુસાર ફલ આપે છે માટે ઈશ્વર પણ કર્માધીન છે આ હિસાબે આ સાધનોનો કર્તા તથા ગતિ વગેરે સાધ્યનો પણ કર્તા કર્મજ ગણાય પણ એકલા કર્મને કર્તા માનવામા આવે તો પ્રશ્ન છે કે-કર્મ જડ કે ચેતન ? કર્મ થયુ કયાથી ? કર્મ કોઈનુ કર્યું થયુ કે આપોઆપ ફૂટી નીકળ્યુ ? માનવુ જ પડશે કે કર્મનો કર્તા જીવ છે જીવ છે, કર્મ છે, કર્મનો કર્તા જીવ છે અને કર્તા છે તો પછી ભોક્તા તો છે જ જીવ તથા કર્મ ઉભયને મા યા વિના છૂટકો નથી છોડવો કે અનાજ આપોઆપ ઊગતા નથી ફણગા પોતાની મેળે ફૂટી નીકળતા નથી તેમજ ખેડુત એકલો પણ શુ કરવાનો ? અનાજ વિના ખેડુત વાવે શુ ? છોડવો ઊગાડે શી રીતે ? ખેડુત પણ જોઇએ, અનાજ ( બીજ ) પણ જોઈએ અને વૃષ્ટિ ( સાધન ) પણ જોઈએ શુ ન જોઇએ ? બધુ જોઇએ કૃષિકાર ( ખેડુત ) તો ખેતર( ક્ષેત્ર )ના માલીકને જ કહેવામા આવશે કાઇ અનાજ કે વરસાદને કૃષિકાર કહેવાશે નહિ જો કે અનાજમાથીજ અનાજ પેદા થાય છે પણ અનાજને પેદા કરનાર નહિ ગણાય પેદા કરનાર તો ખેડુતજ ગણાશે કેમકે कर्तु अकर्तुं अन्यथाकर्तुं ની જવાબદારી અનાજની નથી; ખેડુતની છે સામગ્રી બધી છતા વાવવુ કે ન વાવવુ, થોડી જમીન વાવવી કે બધી વાવવી, અનાજ વાવવુ કે બીજુ કાંઈ ( કપાસ, તમાકુ વગેરે ) વાવવુ, કયુ અનાજ વાવવુ આ તમામ માટે જવાબદાર જોખમદાર ખેડુત છે, कर्तुं આદિ માટે જીવ સમર્થ ખરો પણ કયો ? એકલો જીવ નહિ પરન્તુ કર્મોવાળો જીવ તેમ કરવા સમર્થ છે સિદ્ધના જીવો કર્મ વિનાના છે તેઓ કાઇ કરી શકતા નથી આથી સિદ્ધ થાય છે કે-એકલો જીવ પણ કાઇ કરી શકતો નથી, એકલા કર્મો ( જડ છે ) પણ કાઈ કરી શકતા નથી, કે એકલા સાધનો પણ કાઈ કરી શકતા નથી જે કાઇ થાય છે ( સારૂ કે નરસુ ) તે ત્રિપુટીના સયોગથી થાય છે

## જીવ સમર્થ છતા અસમર્થ શાથી બન્યો છે ?

હવે કર્તા કોણ ? અનાજને અગે જોઇ ગયા કે નિર્યામક ( કર્તા ) ખેડુત જ છે અહીં પણ વિચાર, ઉચ્ચાર, આચાર જીવને આધીન છે કર્તા જીવ જ છે જો મનુષ્ય કે જનાવર ( જન=મનુષ્યથી અવર=બીજો તે જનાવર ) ન હોત તો શરદી, ગરમી, શ્લેષ્મની અસર કોને થાત ? તે અસર જીવ પુદ્ગળના સબધે થાય છે

પ્રશ્ન—જો જીવ કર્તું અકર્તું અન્યથાકર્તું માટે સમર્થ છે તો મિત્રોને સુખી, શત્રુને દુ:ખી કરી શકે ને ?

વ્યાધિગ્રસ્તને ( દરદીને ) વૈદ્ય પથ્ય બનાવે છે દરદી પથ્યનુ પાલન કરવા ઇચ્છે પણ છે કુટુમ્બીઓ પણ તેમા મદદગાર છે પણ દરદી જ્યા ભાણે બેઠો ત્યા ચાર આગળની ( છતા ચૌદ રાજલોકમા ભટકાવનારી ) લુચ્ચી દલાલણ જીભ સનસનાટી ફેલાવે છે વ્યવહારમા દેખાય છે ( તમને તો અનુભવ છે ) કે દલાલો એવા ઉસ્તાદ હોય છે કે મન ન હોય તો પણ વેપારીઓ સોદા કરે છે, સામાને શીશામા ઉતારવાની કલામા દલાલો નિષ્ણાત હોય છે જીભરૂપી દલાલણ પાસે કોઇ જીવ કબજે થયા વિના રહેતો નથી હવે જ્યારે જીભરૂપી એકજ દલાલણ આટલુ બધુ કરે, પથ્ય પાળવાની દરદીની મજબૂત મનોવૃત્તિને વેરવિખેર કરી નાખે, તો પછી જ્યા પાચે ઇન્દ્રિયોરૂપી દલાલણો–બલાઓ વળગી હોય ત્યા શી દશા ? તેમા પણ ક્રોધ, માન, માયા, લોભ ( ચડાળ ચોકડી ) સલાહકારના સ્થાને હોય પછી પૂછવુજ શુ ? જીવ જેને પોતાનાજ માને છે તે બધાજ ક્રાતિવાદી હોય–બડખોર હોય ત્યા શાતિ મળે કયાથી ?

દલાલો માન સન્માન વિના આવતા નથી ( એવી રીતે આવેલા દલાલોની દલાલી ચાલતી પણ નથી ) માન સન્માનથીજ આવે છે તેમ આ ઇંદ્રિયપચક જીવનુ બોલાવેલુ આવ્યુ છે સલાહકાર તરીકે ચડાળ ચોકડીને પણ કોઇએ નથી ગોઠવી, જીવે પોતેજ ગોઠવી છે

આ જીવ બારે માસ, ત્રીસે દિવસ, ચોવીસે કલાક, આઠે પહોર કહો કે આખી જિદગી આ પાચ ઇદ્રિયરૂપી દલાલણો તથા કષાયોરૂપી સલાહકારો સાથે ગુથાયેલો છે હવે ત્યા કયા સુદર પરિણામની આશા રાખી શકાય ?

રોજ વ્યવહારના તમામ કાર્યો વ્યવસ્થિત થાય છેઃ વ્યવસ્થા, હિસાબકીતાબ, આવકજાવક બધે દીર્ઘદર્શીપણુ વપરાય છે, લોકોને સલાહ આપવામા ચોવટીઆ બનાય છે પણ જીવે પોતાની તીજોરી કદી તપાસી ? પોતે શુ કરે છે, કર્મ કેમ બધાય છે વગેરે કદી વિચાર્યુ ?

દુનિયા આખને રતન કહે છે તે આખમા મોટામા મોટો એક દોષ છે આખ આખા જગતને જુએ છે આકાશના તારાને અવલોકે છે પણ પોતામા પડેલા કણીયાને કે કસ્તરને જોઇ શકતી નથી તેજ રીત આ જીવ, કુટુબ કબીલાની, ઘરબારની, આડોશી–પાડોશીની, છોકરાછૈયાની પૂરતી તપાસ રાખે છે, છાપા વાંચીને ગામની, જ્ઞાતિની, દેશની, પરદેશની, ત્યા ચાલતા યુદ્ધોની તમામ ખબર રાખે છે પણ પોતે કઇ હાલતમા છે એજ ફક્ત જોતો નથી એ ભયકર દોષ છે–ભયકરવ્યાધિ છે જોખમદાર જીવ પોતાનુ જુએ–તપાસે નહિ પછી દુ:ખી ન થાય તો થાય શુ ?

જીવ આ દલાલો તથા સલાહકારોની બદમાશીથી, પોતાની સ્થિતિ ન સમજી શકવાથી, ન સુધારી શકવાથી અનાદિ કાલથી રખડે છે અને હજી પણ નહિ સમજે તો રખડશે

જે જીવ આ રીતે પોતાનુ હિત ન કરી શકે તે જીવ અન્યનુ શી રીતે કરી શકે?

જીવમા કર્તુ આદિનુ સામર્થ્ય છે છતા ન થઈ શકવામા, ઇંદ્રિયોરૂપી દલાલો તથા કષાયોરૂપી સલાહકારોથી જીવ પરાધીન બન્યો છે તેજ કારણ છે

## દરેક આત્મા પોતાની સ્થિતિ માટે, પોતે જ જવાબદાર છે જોખમદાર છે.

જેઓ સમ્યક્ ત્વને માને છે તેઓ જવાબદારી કે જોખમદારી પોતાના શિરે ધરાવે છે ઇશ્વરનો, ભવિતવ્યતાનો કે બીજા કશાનો હવાલો આપતા નથી

પોતાની જવાબદારી પોતે અદા કરે નહિ, ફરજ બજાવે નહિ, કર્તવ્યભ્રષ્ટ થવુ અને વળી બચાવમા તો ઇશ્વરને, ભવિતવ્યતાને કે ગમે તેને શિરે ઓઢાડવી તેના જેવી નફ્ટાઈ કઇ ? આગેવાન વેપારી વેપારની વાતમા જવાબદારીથી છટકી જાય તો જગત્ તેને ' દેવાળીઓ, લબાડ, નફ્ટ ' વગેરે કહે છે

પાચ ભૂતવાદીને આત્મા માનવો નથી, એટલે જવાબદારી, જોખમદારી ત્યા તો છે જ નહિ આત્મક્ષણિકવાદીની જવાબદારી દેખાવ પૂરતી-મર્યાદિત સમયની છે તેથી તેની સ્થિતિ મત્સ્યગલાગલ ન્યાય જેવી છે જેમ નાના માછલાને મોટા માછલા ખાય છે તેનાથી મોટા માછલા તેને ખાય છે

સબલ દુર્બલને સતાવ્યા જ કરે એમ ક્રમ ચાલ્યા કરે ભવાતરની જવાબદારીના અભાવે તે મતવાદીની આ હાલત છે

દુનિયાદારીમા જવાબદારી તો કોઈ સમજતુ નથી અગર કોઇ સામે થાય તેમ નથી કોર્ટ ( ન્યાયાલય )ના દ્વારમા મુદ્રાલેખ જ છે કે-" જુઠુ લાવો પણ જુગતુ ( યુક્તિ પૂર્વકનુ ) લાવો " આ ભવમા તો આમ ચાલી શકે છે, એટલે જુગતુ ગોઠવવા પૂરની જવાબદારીનો તે મતવાદીને ખપ છે આત્માને પરપોટા જેવો માન્યો, પાચ ભૂતોના નાશ સાથે નાશ માન્યો તેથી ભવાતરની જવાબદારી, જોખમદારી તેણે સ્વીકારી નહિ એટલે તે મતવાદી દુષ્કાર્યોને રોકનારો, દુષ્કાર્યોથી પાછો હઠનારો તથા સત્કાર્યોમા પ્રવર્ત માન થઈ શકે નહિ

સત્કાર્યોમા તે જ પ્રવર્તી શકે, દુષ્કાર્યોથી તે જ દૂર રહી શકે-થઇ શકે કે જે ભવાતરની જવાબદારી ધરાવતો હોય

ઇશ્વરવાદીને ( ઇશ્વરને કર્તા માનનારને ) તો જવાબદારી જોખમદારીનુ ભાન થવાનુ જ નથી ઇંદ્રિયોને પ્રવર્તાવનાર પોતે, કષાયોથી ધમધમનાર પોતે અને દોષ દે છે ઇશ્વરને

" દોષ દેવને કે ઇશ્વરને શીદ દે છે ભુંડા !
પરિણામ શુભ કયાથી ભાળે કરી કરમ કુડા ! ! "

ભવિતવ્યતાવાદીની પણ એ જ હાલત છે તેથી તેને પણ જવાબદારીનુ ભાન શી રીતે થાય ?

આ વિચારવાથી ખ્યાલ આવશે કે જૈન દર્શનમા જીવની જવાબદારી, જોખમદારી ઉડાવી દેવામા આવી નથી, ઈશ્વરને, ભવિતવ્યતાને કે કોઇને ભળાવવામા આવી નથી

દરેક આત્મા પોતાની સ્થિતિ માટે પોતે જ જવાબદાર, જોખમદાર છે

卐 卐 卐

## પ્રથમ પરીક્ષા : પછી શ્રદ્ધા !

### મતભેદો દુનિયામા પણ કયા નથી ?

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીની આગળ સૂયગડાગ સૂત્રનો અર્થાધિકાર પ્રકાશે છે તેમા પુડરીકાધ્યયનનો અધિકાર ચાલે છે

શ્રીસુધર્માસ્વામીજી મહારાજા પ્રથમ જણાવી ગયા છે "હે જબૂ ! શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરદેવ પાસે, તેમના ચરણકમળની સેવા કરતા, તેમના સ્વયમુખે, એકાગ્રતાપૂર્વક, શ્રીશ્રુતસ્કધનો અર્થાધિકાર મે જે પ્રકારનો સાભળ્યો છે ત જ પ્રકારે હુ તને કહુ છુ"

આ કહેવાનુ જેમ "જૈનદર્શનમા કલ્પનાને સ્થાન નથી" તે કારણ છે તેમ બીજુ પણ કારણ ( રહસ્ય) છે

આપ્તપુરુષોના વચનોનુ શ્રવણ કર્ણેન્દ્રિયદ્વારા કરી શકીએ છીએ તેવી જ રીતે બીજી ઇંદ્રિયો દ્વારા તથા મનદ્વારા તે તે વિષયોનુ જ્ઞાન સ્વય અને તે જ્ઞાની પાસેથી મેળવી શકાય છે

ભૂત તથા ભવિષ્યકાલનુ જ્ઞાન આપણી ઇંદ્રિઓ મેળવી શકતી નથી તેથી શ્રીઆચારાગ સૂત્રમા તે જ્ઞાન શી રીતિએ થાય તે કહેવામા આવ્યુ છે अण्णेसिं अंतिए वा० ( આ૦ અ૦ ૧, ઉ૦ ૧, સૂ૦ ૪, ) જો પોતાને અવધિજ્ઞાન હોય, મન પર્યવજ્ઞાન હોય અગર જાતિસ્મરણજ્ઞાન હોય તો પૂર્વ ભવનુ જ્ઞાન થાય છે તે જ્ઞાન ન હોય તો ભૂત તથા ભવિષ્યનુ જ્ઞાન શ્રીતીર્થંકર મહારાજના વચનોથી થાય છે જો તેમનો સયોગ ન સાપડી શકે તો ગણધરાદિ પાસેથી સાભળીને ગયા ભવનુ કે આવતા ભવનુ જ્ઞાન મેળવી શકાય છે તે સિવાય બીજો કોઇ રસ્તો નથી

બે દુ ચાર તો સૌ કોઈ જાણે છે, લસણ દુર્ગંધી છે, કાગડો કાળો છે, આ બધી કોને ખબર નથી ? આવી બાબતો તો દુનિયાના ચાલુ વ્યવહારથી આપોઆપ સમજી શકાય છે તે સમજવા માટે કોઇ શાસ્ત્રની જરૂર નથી શાસ્ત્રકારો જણાવે છે કે શાસ્ત્રનુ જ્ઞાન પરભવનુ વિધાન સમજવા માટે છે ગયા ભવમા શુ કર્યું તે જ્ઞાન માટે, આવતા

ભવ માટે, સદ્ગતિ માટે શુ કરવુ જોઇએ, તેના સાધનો કેમ અને શી રીતે મેળવવા જોઇએ તે જ્ઞાન માટે શાસ્ત્ર જ શરણભૂત છે

કેટલાકો કહે છે—'ધર્મમા ઝઘડા ? બીજે કયાઇ ઝઘડા જોયા ? ધર્મમા વળી મતભેદ શા ?'

પહેલા દુનિયામા પણ ઝઘડા કે મતભેદ નથી એમ કોણ કહે છે ? સાકર મીઠી છે, લીબડો કડવો છે તેમા મતભેદ નથી એ વાત ખરી છે તોલ, માપ, ગણિત વગેરેમા પણ મતભેદ નથી હિન્દુ મુસ્લિમોને વિરોધ ખરો પણ તેમને આ બધી બાબતોમા તો મતભેદ નથી ઇંદ્રિયોના વિષયોને અગે સ્પર્શ, રસ, ગધ, રૂપ, શબ્દમા કોઇને મતભેદ નથી આ બધુ સાવ સાચુ પણ બજારની રૂખમા મતભે૦ કેમ છે ? કોઇને તેજી દેખાય છે તો કોઇને મદી નજરે પડે છે વૈદો તથા ડૉકટરો કે જેઓ યત્રોથી દર્દીની પરીક્ષા કરે છે તેઓના નિદાનમા મતભેદ પડે છે સર્વનો એક મત હોતો નથી દુનિયાદારીમા પણ પરોક્ષ વિષયમા તો મતભેદ ઊભો જ છે પ્રત્યક્ષ વ્યવહારનો વિષય વિવાદ વિનાનો હોય તેમા નવાઇ નથી

વેધશાળામા લાખ્ખો રૂપીયાના યત્રો ગોઠવવામા આવ્યા છે છતા હજારોના પગાર દાર, નિષ્ણાત ગણાતા વાયુશાસ્ત્રીનો મત પણ સાચો પડતો નથી તો પરભવનો વિષય તો તદ્દન પરોક્ષ છે તેમા મતભેદ માટે નવાઈ કેમ લાગે છે ? દર્દીના રોગના નિદાનમા તો પરીક્ષા છે પારખુ પણ મળે પણ પરભવના વિષયમા કાંઇ પારખુ મળવાનું છે ? લેશ પણ નહિ, ભવાતરનો વિષય તો સર્વથા પરોક્ષ છે તપાસી શકાય તેવો તે વિષય નથી

દુનિયાદારીમા વિષયની પરીક્ષા માટે અર્ધી ( ૦ા ) સેક ડ પૂરતી છે વાજુ સારુ કે નરસુ, તેનો સ્વર વગેરે જોતા, રૂપને અગે હીરાનુ તેજ જોવાથી તરત ખાત્રી થાય છે રસ, ગન્ધ વગેરેમા પરીક્ષા કરવામા વાર લાગતી નથી પરન્તુ મનુષ્યની પરીક્ષા માટે કેટલો સમય જોઇશે ? એ પરીક્ષા તો વર્ષોએ પણ થવી મુશ્કેલ છે

કહેવતમા પણ કહો છો કે—"સોનુ જોઇએ કસીને, માણસ જોઇએ વસીને" સોનાને તો કસોટી ઉપર ઘસ્યું એટલે જોવાઇ ગયું પણ માણસ જોવાને ( ઓળખવાને ) વસવાટ કરવો જોઇએ મનુષ્ય સજ્જન છે કે દુર્જન, ધર્મિષ્ઠ છે કે અધર્મી વગેરે તેની આકૃતિ જોવા માત્રથી ન કહી શકાય તેના શરીરની તપાસ કરવી નથી પણ સ્વભાવની ખાતરી કરવી છે અને તમા ( તે વિષયમા ) તો ભલભલા પણ ગોથા ખાય છે માણસને સારો સોના જેવો જાણીને રાખ્યો હોય પણ તાબા જેવો નીકળે છે અને ખરાબ જાણીને રાખેલો માણસ સારો પણ નીકળે છે

## મૂલ્યવાન્ ચીજની નકલોનો રાફડો ફાટે છે–

હવે આત્માની પરીક્ષા સારી પ્રકૃતિવાળો આત્મા આવતો ભવ સુધારે છે ખરાબ પ્રકૃતિવાળો આત્મા આવતો ભવ બગાડે છે આત્માની પ્રકૃતિ શી રીતે જાણવી ? કેમકે

તે અમૂર્ત છે, અરૂપી છે ગયા ભવમા આત્મા કઈ પ્રકૃતિનો હતો, આવતા ભવમા કઈ પ્રકૃતિને લાયક છે તે જાણી શકાતુ નથી

જેમ મૂલ્ય વધારે તેમ તે ચીજની નકલોનો રાફડો ફાટે છે નકલોનો વધારો અસલની પાછળ છે મૂલ્યવાન્ની પાછળ છે

સોનુ, ચાદી, હીરા, મોતી, માણેક, વગેરે બનાવટી બનાવવામા આવ્યા પણ ધૂળ, લોઢુ, લાકડુ કોઈ બનાવટી બનાવતું નથી, કેમકે તે કિમતી નથી

ધર્મ પણ કિમતી છે તે કિમતી છે એ જાણવુ, વિચારવુ તો સ્હેલુ છે પૈસાની ત્રણ પાઈ પાઇ કરતા પૈસો કિમતી છે એક આનીના પૈસા ચાર પૈસાથી આની કિમતી છે રૂપીઆની આની સોળ છે, માટે રૂપીઓ કિમતી છે રૂપીઆથી કિંમતી ગીની છે સારાશ કે જે વસ્તુથી બીજી વસ્તુ વધારે પ્રમાણમા મળે તે વસ્તુ કિમતી છે, એ વાત ચોક્કમ છે હવે ધર્મના ફલને અગે વિચારો આ ભવમા આ શરીર, અખડ પાચ ઇદ્રિયો ઋદ્ધિ સમૃદ્ધિ, આરોગ્ય, કુટુબકબીલો, આજ્ઞાકિત નોકરો, ગાડી ઘોડો, માન સન્માન વગેરે જે મળ્યુ છે તે કોના પ્રભાવે ? ધર્મના જ પ્રભાવે આ તમામ પ્રાપ્તિ છે, સર્વ પદાર્થો ધર્મ મેળવી આપે છે માટે જગતના સર્વ પદાર્થો કરતા ધર્મ કિમતી છે, માટે તેની નકલો ઘણી છે

## ધર્મગ્રહણમા ઠગાવામા ભવની પરપરા બગડે છે.

છોકરાને શાક લેવા મોકલ્યો હોય અને તે કદાચ ઠગાય તો પૈસો ઠગાય

તમે કપડુ લેવા જાઓ અને ઠગાઓ તો આઠ આના કે રૂપીઓ ઠગાઓ

સોના ચાદીમા પાચ પચાસ રૂપીઆ ઠગાઓ હીરા મોતીમા (બરાબર ધ્યાન ન બેસવાથી) સેકડો ઠગાઓ પણ ધર્મમા ભૂલો, ધર્મગ્રહણમા ભૂલો તો ભવોભવ ઠગાઓ તમારા ભવોભવ બગડે

હીરા, મોતીનુ એક નગ લેવુ હોય, સોના ચાદીનો એક દાગીનો લેવો હોય તો, ઠગાવાય નહિ, તે હેતુથી સત્તર ઠેકાણે ફરો છો વળી ધર્મના કાટે પણ તપાસ કરાવો છો ને ? જે ધર્મને અગે ઠગાવામા ભવોભવ બગડે છે તેને અગે તપાસનુ લક્ષ્યજ નહિ !

સોનાની પાટો ધારીને લીધી હોય તે પિત્તળ નીકળે, હીરામાણેક સાચા ધારીને લીધા હોય, તે ઇમીટેશન નીકળે ત્યારે શી વલે થાય ? ધર્મ પાછળ નકલીપણાનો રાફડો ફાટ્યો છે હવે ધર્મને સ્થાને, (જરાપણ તપાસ કર્યા વિના) અધર્મ સઘરીએ અને ધર્મનાજ નામે અધર્મ આચરીએ તો પરભવમા શું થાય ? ધર્મ ઘણી બારીકાઇથી ગ્રહણ કરવો જોઇએ

ભવ માટે, સદ્ગતિ માટે શુ કરવુ જોઇએ, તેના સાધનો કેમ અને શી રીતે મેળવવા જોઈએ તે જ્ઞાન માટે શાસ્ત્ર જ શરણભૂત છે

કેટલાકો કહે છે—'ધર્મમા ઝઘડા ? બીજે ક્યાઇ ઝઘડા જોયા ? ધર્મ મા વળી મતભેદ શા ?'

પહેલા દુનિયામા પણ ઝઘડા કે મતભેદ નથી એમ કોણ કહે છે ? સાકર મીઠી છે, લીંબડો કડવો છે તેમા મતભેદ નથી એ વાત ખરી છે તોલ, માપ, ગણિત વગેરેમા પણ મતભેદ નથી હિન્દુ મુસ્લિમોને વિરોધ ખરો પણ તેમને આ બધી બાબતોમા તો મતભેદ નથી ઇંદ્રિયોના વિષયોને અગે સ્પર્શ, રસ, ગધ, રૂપ, શબ્દમા કોઇને મતભેદ નથી આ બધુ સાવ સાચુ પણ બજારની રૂખમા મતભેદ કેમ છે ? કોઇને તેજી દેખાય છે તો કોઇને મદી નજરે પડે છે વૈદો તથા ડૉક્ટરો કે જેઓ યત્રોથી દર્દીની પરીક્ષા કરે છે તેઓના નિદાનમા મતભેદ પડે છે સર્વનો એક મત હોતો નથી દુનિયાદારીમા પણ પરોક્ષ વિષયમા તો મતભેદ ઊભો જ છે પ્રત્યક્ષ વ્યવહારનો વિષય વિવાદ વિનાનો હોય તેમા નવાઇ નથી

વેધશાળામા લાખો રૂપીયાના યત્રો ગોઠવવામા આવ્યા છે છતા હજારોના પગારદાર, નિષ્ણાત ગણાતા વાયુશાસ્ત્રીનો મત પણ સાચો પડતો નથી તો પરભવનો વિષય તો તદ્દન પરોક્ષ છે તેમા મતભેદ માટે નવાઈ કેમ લાગે છે ? દર્દીના રોગના નિદાનમા તો પરીક્ષા છે પારખુ પણ મળે પણ પરભવના વિષયમા કાઈ પારખુ મળવાનુ છે ? લેશ પણ નહિ, ભવાતરનો વિષય તો સર્વથા પરોક્ષ છે તપાસી શકાય તેવો તે વિષય નથી

દુનિયાદારીમા વિષયની પરીક્ષા માટે અર્ધી ( ||) સેકડ પૂરતી છે વાજુ સારુ કે નરસુ, તેનો સ્વર વગેરે જોતા, રૂપને અગે હીરાનુ તેજ જોવાથી તરત ખાત્રી થાય છે રસ, ગન્ધ વગેરેમા પરીક્ષા કરનામા વાર લાગતી નથી પરન્તુ મનુષ્યની પરીક્ષા માટે કેટલો સમય જોઇશે ? એ પરીક્ષા તો વર્ષોએ પણ થવી મુશ્કેલ છે

કહેવતમા પણ કહો છો કે—"સોનુ જોઇએ કસીને, માણસ જોઇએ વસીને" સોનાને તો કસોટી ઉપર ઘસ્યું એટલે જોવાઇ ગયું પણ માણસ જોવાને ( ઓળખવાને ) વસવાટ કરવો જોઇએ મનુષ્ય સજ્જન છે કે દુર્જન, ધર્મિષ્ઠ છે કે અધર્મી વગેરે તેની આકૃતિ જોવા માત્રથી ન કહી શકાય તેના શરીરની તપાસ કરવી નથી પણ સ્વભાવની ખાતરી કરવી છે અને તેમા ( તે વિષયમા ) તો ભલભલા પણ ગોથા ખાય છે માણસને સારો સોના જેવો જાણીને રાખ્યો હોય પણ તાબા જેવો નીકળે છે અને ખરાબ જાણીને રાખેલો માણસ સારો પણ નીકળે છે

## મૂલ્યવાન્ ચીજની નકલોનો રાફડો ફાટે છે-

હવે આત્માની પરીક્ષા સારી પ્રકૃતિવાળો આત્મા આવતો ભવ સુધારે છે ખરાબ પ્રકૃતિવાળો આત્મા આવતો ભવ બગાડે છે આત્માની પ્રકૃતિ શી રીતે જાણવી ? કેમકે

તે અમૂર્ત છે, અરૂપી છે ગયા ભવમા આત્મા કઇ પ્રકૃતિનો હતો, આવતા ભવમા કઈ પ્રકૃતિને લાયક છે તે જાણી શકાતુ નથી

જેમ મૂલ્ય વધારે તેમ તે ચીજની નકલોનો રાફડો ફાટે છે નકલોનો વધારો અસલની પાછળ છે મૂલ્યવાનની પાછળ છે

સોનુ, ચાદી, હીરા, મોતી, માણેક, વગેરે બનાવટી બનાવવામા આવ્યા પણ ધૂળ, લોઢુ, લાકડુ કોઇ બનાવટી બનાવતું નથી, કેમકે તે કિમતી નથી

ધર્મ પણ કિમતી છે તે કિમતી છે એ જાણવું, વિચારવુ તો સ્હેલુ છે પૈસાની ત્રણ પાઈ પાઇ કરતા પૈસો કિમતી છે એક આનીના પૈસા ચાર પૈસાથી આની કિમતી છે રૂપીઆની આની સોળ છે, માટે રૂપીઓ કિમતી છે રૂપીઆથી કિમતી ગીની છે સારાશ કે જે વસ્તુથી બીજી વસ્તુ વધારે પ્રમાણમા મળે તે વસ્તુ કિમતી છે, એ વાત ચોક્કમ છે હવે ધર્મના ફલને અગે વિચારો આ ભવમા આ શરીર, અખડ પાચ ઇંદ્રિયો ઋદ્ધિ સમૃદ્ધિ, આરોગ્ય, કુટુબકબીલો, આજ્ઞાકિત નોકરો, ગાડી ઘોડા, માન સન્માન વગેરે જે મળ્યુ છે તે કોના પ્રભાવે ? ધર્મના જ પ્રભાવે આ તમામ પ્રાપ્તિ છે, સર્વ પદાર્થો ધર્મ મેળવી આપે છે માટે જગતના સર્વ પદાર્થો કરતા ધર્મ કિમતી છે, માટે તેની નકલો ઘણી છે

## ધર્મગ્રહણમા ઠગાવામા ભવની પરપરા બગડે છે.

છોકરાને શાક લેવા મોકલ્યો હોય અને તે કદાચ ઠગાય તો પૈસો ઠગાય

તમે કપડુ લેવા જાઓ અને ઠગાઓ તો આઠ આના કે રૂપીઓ ઠગાઓ

સોના ચાદીમા પાચ પચાસ રૂપીઆ ઠગાઓ હીરા મોતીમા (બરાબર ધ્યાન ન બેસવાથી) સેકડો ઠગાઓ પણ ધર્મમા ભૂલો, ધર્મગ્રહણમા ભૂલો તો ભવોભવ ઠગાઓ તમારા ભવોભવ બગડે

હીરા, મોતીનુ એક નગ લેવુ હોય, સોના ચાદીનો એક દાગીનો લેવો હોય તો, ઠગાવાય નહિ, તે હેતુથી સત્તર ઠેકાણે ફરો છો વળી ધર્મના કાટે પણ તપાસ કરાવો છો ને ? જે ધર્મને અગે ઠગાવામા ભવોભવ બગડે છે તેને અગે તપાસનુ લક્ષ્યજ નહિ !

સોનાની પાટો ધારીને લીધી હોય તે પિત્તળ નીકળે, હીરામાણેક સાચા ધારીને લીધા હોય, તે ઇમીટેશન નીકળે ત્યારે શી વલે થાય ? ધર્મ પાછળ નકલીપણાનો રાફડો ફાટ્યો છે હવે ધર્મને સ્થાને, (જરાપણ તપાસ કર્યા વિના) અધર્મ સઘરીએ અને ધર્મનાજ નામે અધર્મ આચરીએ તો પરભવમા શું થાય ? ધર્મ ઘણી બારીકાઇથી ગ્રહણ કરવો જોઇએ

## ચેકમા નાણા ભરશો તેવા મળશે.

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી કહે છે "ધર્મના અર્થી જગતમા ઘણાજ ઓછા છે" નાના બચ્ચાને એક ઇન્દ્રિયનુ જ્ઞાન ( લતના અર્થમા ) ખાવુ, જે હોય તે મ્હોમા નાખવું, ચાવવુ વગેરે તેને લુગડુ આપો તોયે ચાવે, ચૂસણીયુ એ ચૂસે, આરીસો બતાવો તો તેનેય બચકા ભરવા જાય તેજ રીતે આ જીવ સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર, આ પાચે ઇંદ્રિયોના વિષયોની આદતથી ટેવવાળો થયો છે બાલક પૈસા ખરચવામા સમજે, ખાવાનુ લાવે, રમકડા લાવે અને તે બાલકને તમે જ્યારે પૈસા આપતા કટાળો છો ત્યારે કહો છો પણ ખરા કે-"બેટમજી! પૈસો કેમ પેદા થાય છે તે હજી ખબર નથી મોટા થશો ત્યારે ખબર પડશે!" એ બાલકને વેપાર રોજગારની, આબરૂની કશી પડી નથી કેમકે ખબર નથી તેમ આ જીવ પાચ ઇન્દ્રિયોના વિષયોનો તથા કુટુબ કબીલા વગેરેનોજ વિચાર કર્યા કરે છે પણ આત્માનો વિચાર કરતો નથી પ્રથમ કઇ દશા હતી? હાલ કઇ દશા છે? હાલ જે દશા છે તે શાથી છે? ભવિષ્યમા સારી દશા હોવા માટે શું કરવુ જોઇએ? આ બધુ કદી વિચારાતુ નથી શુ એવો સ્વતત્ર હક મળ્યો છે કે વિચારવાની જરૂરજ નહિ? મ્યુનિસિપાલીટીમા સ્વતત્ર હક ન મળ્યો હોય ત્યા શુ કરવુ તે હાથની બાજી ( પોતાની સત્તા ) નથી સ્વતત્ર હક મળ્યા પછી વાધો નહિ જૈનદર્શનમા પણ ધર્મ જીવને સ્વતત્ર કરે છે એવુ મતવ્ય છે ઇતર દર્શનોની જેમ આત્માના હિતાહિતનો, સદ્‌ગતિ દુર્ગતિનો આધાર ઇશ્વરના હાથમા માનવામા આવ્યો નથી જીવ ઘણા આરભ સમારભ પરિગ્રહાદિમા પ્રવર્ત્તમાન રહ્યા કરશે તો નરકગતિ તૈયાર છે માયા કપટ કરશે તો તિર્યંચ થશે અલ્પ આરભ પરિગ્રહપણું, સ્વાભાવિક નમ્રતા અને સરલપણામા રહેશે, તો મનુષ્યગતિ મળશે સયમ પાળશે, દેશવિરતિ આરાધશે, અકામનિર્જરાદિ કરવામા આવશે તો સ્વર્ગની સાહ્યબી સાપડશે (તત્ત્વા૦ અ૦ ૬, સૂ૦ ૧૬-૧૭-૧૮-૧૯-૨૦) આ ગતિઓમા જીવને મોકલતુ કોઇ નથી પોતાના હાથેજ ત્યા જવાનુ છે આવતા ભવનો ચેક જૈનદર્શન આપશે પણ નાણા તો જેવા ભરશો ( ખાતામા ) તેવાજ મળવાના એ તો દેખીતી વાત છે

### બાવળ વાવીને આમ્રસ્વાદ કયેમ લેશો?

આ બધુ જીવને બતાવનાર, સમજાવનાર, સલાહ આપનાર, સન્માર્ગ દર્શાવનાર માત્ર શાસ્ત્ર છે-આગમ છે

કોઈપણ દર્શન શાસ્ત્ર વિનાનુ નથી દરેક દર્શનકારે શાસ્ત્રો પોતાના મતને અનકૂળ રચ્યા છે, ઊભા કર્યા છે નાસ્તિકો જીવ ન માને, પુણ્ય પાપ ન માને પણ શાસ્ત્રને માને જીવાદિ ન માનવા એવુ વિધાન જેમા હોય એ એમનુ શાસ્ત્ર

### શાસ્ત્ર વિના ચાલે તેમ નથી માટે તપાસ અનિવાર્ય છે

એ વાત નક્કી થઇ કે આત્માનો આરીસો આગમ ( શાસ્ત્ર ) છે, પાપ વ્યાધિને

ટાળનાર શાસ્ત્ર છે, અહીં એ પ્રશ્ન સહેજે થાય કે–" બધો આધાર શાસ્ત્ર ઉપર એ વાત તો ખરી પણ છએ દર્શનોના શાસ્ત્રો જુદા ( શાસ્ત્રોમા ગોટાળો ) ત્યા કરવુ શું ? "

બજારમા શરાફની દુકાનો તથા બેન્કો ઘણી છે બધાજ વેપાર કરે છે–વહિવટ કરે છે પોતાનો વહિવટ ચોખ્ખો હોવાનુ જણાવે છે બધી બેન્કો પોતાની થાપણ મોટી જણાવે છે રકમ મૂકવી હોય છે ત્યારે ગમે ત્યા મૂકી દેતા નથી કેટલી તપાસ કરો છો ! " આટલી બધી દુકાનમા કયા મૂકુ ? " એવી ગભરામણ થાય છે ? ના ! ત્યા તો પૂરતી તપાસ કરો છો, પછી રકમ મૂકો છો ફુકા મૂકવામા તપાસ કબૂલ પણ આત્મા મૂકવાના સ્થાન( શાસ્ત્ર )ની તપાસ ન કરવી ? રકમ મૂકવાની તો ખરીજ તેમ શાસ્ત્રની જરૂર તો છેજ, તો પછી તપાસ કર્યા વિના કેમ ચાલશે ?

શરાફ કે બેન્કમા મૂકાયેલી રકમ કદાચ તે શરાફ કે બેન્ક દેવાળુ કાઢશે તોપણ ફાળે પડતી રકમ પણ આવશે તથા ફરીને પૈસો કમાઇ પણ શકાશે પણ આત્માને મૂકયા પછી ( શાસ્ત્ર નક્કી કર્યા પછી ) તેમા પાછળથી સુધારો થઇ શકતો નથી

કાઠીયાને મૂકવા જેવી રકમ હોય નહિ એટલે એને તો રકમ કયાઇ ભરવાની નથી છતા તેને કોઇ પૂછે કે–" કેમ કાઇ રકમ જમા નથી કરાવવી ? " તો " દુકાનો ઘણી છે, મૂકવી કયા ? " એમ કહીને ત છટી જાય પણ તે કાઠીયાને એમ કરવુ પાલવે પણ વેપારીને પાલવે નહિ એને તો વેપારને અગે પૈસા આવે એટલે રકમ મૂકવા પેઢી કે બેન્ક જોઇએ તો ખરીજ ઘણી પેઢીમાથી કે ઘણી બેન્કોમાથી તપાસ કરીને, યોગ્ય લાગે ત્યા ખાતુ ખોલવુજ પડે છે

જેમ આ તપાસ કરવામા આવે છે તેમ ધર્મની તપાસ કરવામા અડચણ શી ?

તપાસ શી રીતે કરવી એય પ્રશ્ન ? બેન્કોના તપાસ કરવા કયાઇ શીખવા ગયા હતા ?

કોઇએ ચીજનો અમુક ભાવ કહ્યો માગ્યુ મૂલ્ય આપી દેવાથી તે ચીજ ખરીદી લેવી રહેલ છે બીજાઓએ ધર્મને આ રીતે રહેયો ( સહેજે ગ્રાહ્ય ) માન્યો અઢારે પુરાણો તથા ઉપપુરાણોમા જે વાતો કહેવામા આવી છે તે કથન માત્રથી માની લેવી હેતુ યુક્તિ ન લગાડવી એમ ત્યા કહ્યુ છે મનુસ્મૃતિ જેમા માનવધર્મ કહ્યો છે તેને માટે પણ તેજ નિયમ કે કહેલુ માનીજ લેવાનુ બુદ્ધિનો ઉપયોગ કરવાનો નહિ અગો સહિત વેદો, ચરક અને સુશ્રુત વિગેરે ચિકિત્સાદિ શાસ્ત્રોનો પણ એજ ઠરાવ છે જ્યા આજ્ઞાથીજ મનાવવાનુ છે, તે કહે તેજ માનવાનુ છે ત્યા તપાસનારે તપાસવાનુ રહે છે શુ ?

પૂરતી તપાસ કર્યા પછીજ ગ્રહણ કરવાનુ કહેનાર જગતમા એક જૈનદર્શનજ છે શાસ્ત્રકાર સ્પષ્ટ કહે છે " હે સાધુઓ ! શ્રમણો ! મારૂ આ વચન જોઇ તપાસીને ગ્રહણ

કરજો હું મોટો છું એમ નહિ બુદ્ધિપૂર્વક ગ્રહણ કરજો " દેવાદિ મોટા છે માટે તેમની નાનાઓથી તપાસ ન થાય એ નિયમ ઇતર દર્શનોમા છે જૈનદર્શનમા તો તપાસ કરવાની ખાસ ભલામણ છે અહીં તો કસોટી પણ પૂરી પાડવામા આવી છે અઢાર દોષથી રહિત હોય તેજ દેવ, પચમહાવ્રતધારી, કચનકામિનીના સર્વથા ત્યાગી તેજ ગુરુ, અહિસા લક્ષણ પ્રધાન ધર્મ–આ દેવે પ્રરૂપેલો, આ ગુરૂએ ઉપદેશેલો, દેવ ગુરુએ આચરેલો એજ ધર્મ ! આ છે દેવગુરુ ધર્મની કસોટી કષ, છેદ અને તાપથી શુદ્ધ હોય તેનેજ સુવર્ણ ( સોનુ ) માનવુ ( ધર્મબિંદુ પૃ ૨૨ )

જૈનદર્શને ધર્મને, શાસ્ત્રને આ રીતે કસોટીએ કસીને ગ્રહણ કરવા કહ્યું છે કસોટી ગ્રાહકના ( ભક્તોના–શ્રોતાના ) હાથમા આપનાર શ્રીજૈનદર્શન એક જ છે ઇતરોમા ગુરુમન્ત્ર દેવા માત્રથી ગુરુ મનાય છે ગુરુ થવામા બીજી લાયકાતનો ત્યા ખપ નથી જૈન શાસ્ત્રમા તેવુ વિધાન નથી જૈનદર્શનના ગુરુઓની રહેણી કહેણી પ્રસિદ્ધ છે સ્હેજે જનતાનું મસ્તક નમે એવા તેમના આચાર વિચાર છે સાધુસસ્થાનું બધારણ જ અપૂર્વ છે આત્માને ભય માત્રથી સરક્ષક કિલ્લો કેવળ સાધુ સસ્થા છે એ દુર્ગ અભેદ્ય છે કિલ્લામા રહેવુ જોઇએ, રહેવું જોઇએ કિલ્લામા ( નિયમોના બધનોમા ), તે ન પાલવે, ભટકવા જ જવુ હોય તો તો પછી—

### વાડામાથી પાડુ એક, છૂટુ થઇને નાઠુ છેક—

એ યાદ છે ને ! તેની શી હાલત થઇ ?

જૈનદર્શન વિના આ રીતે પરીક્ષાનું વિધાન બીજે કયા છે ? દેવની પરીક્ષાનું ઇતરોમા નામ લ્યો તો ધોલ ખાવી પડે ઉપહાસ્ય કરે–કહી દે–" આવ્યો છે મોટો દેવની પરીક્ષા કરવા ? "

### બુદ્ધિ ચાલે ત્યા પરીક્ષા ન ચાલે ત્યા શ્રદ્ધા !

શ્રીમહાવીરદેવને શ્રીગૌતમસ્વામીજી પૂછે છે "से केणट्ठेण भंते ! स एव वुच्चइ" તાત્પર્ય કે સ્વય ભગવાન્ મહાવીરદેવના વાક્યને પણ શ્રીગૌતમસ્વામીજી સમજી સમજીને ( સમજવાપૂર્વક ) સ્વીકારે છે સમજવા માટે પ્રશ્નો વારવાર કરે છે જૈનદર્શનમા, સામાન્યમા સામાન્ય આત્મા પણ સ્વય ભગવાન્ને પણ પ્રશ્નો પૂછી શકે છે "કોણ છે એ ? અલ્યા બેસી જા !" એમ કહેવાનો રિવાજ નથી

એક લુલી ગાયને વેચવા તેનો માલીક નીકળ્યો છે લૂલી ગાયને કોણ લે ? પણ શહેરમા કચરો માલ પણ ખપી જાય છે ત્યા અક્કલના અધુરા, ગાઠના પૂરા મળે છે વેચનાર ઉસ્તાદ જોઇએ તેણે તો બજારમા ગાયને બેસાડેલી રાખી ગાય હતી દેખાવે સારી શહેરના કેટલાક લોકો પ્રવૃત્તિને લીધે ઉતાવળીયા હોય છે એક ગ્રાહકે સોદો કરી

તરત રૂપીઆ ગણી આપ્યા પેલો માલીક ઊભો રહે શાનો ? રૂપીઆ હાથમા આવ્યા કે પલાયન ! અગીઆરા ગણી ગયો ! લેનારે ગાયને ઊભી કરી, લગડી જોઇ હવે શું થાય ?

પોતે તો ઠગાયો . હવે પોતે બીજાને ઠગવા વિચાર કર્યો તેણે પણ ગાયને બેસાડેલી રાખી અને વેચવા ઊભો રહ્યો એક ગ્રાહક આવ્યો સોદો થયો ,ગાયવાળે પૈસા માગ્યા પણ પેલો બોટ નહોતો તેણે તો કહ્યુ : "ગાયને ચલાવીને મારે ઘેર લઇ જાઉં, દોહી જોઉં પછી પૈસાની વાત ! "

પેલાએ કહ્યુ "પણ મે એમ કર્યુ નથી ! "

ગ્રાહકે સભળાવ્યું "તે એમ ન કર્યું તો તું બોટ ! હુ તેવો બોટ નથી "

તાત્પર્ય કે જૈનદર્શન તો બોટ બનવાની સાફ ના કહે છે

પ્રશ્ન—"જૈનદર્શનમા એક તરફ શ્રદ્ધાની વાત છે બીજી તરફ પરીક્ષાની વાત છે પરસ્પર વિરોધી વાત શા માટે ? પરીક્ષામા પોતાનું મન માને તો કબૂલવાનું છે શ્રદ્ધામા મન માને કે ન માને તો પણ માન્યે જ છૂટકો ! શ્રદ્ધા પરીક્ષાને નોતરતી નથી પરીક્ષા શ્રદ્ધાને નોતરતી નથી બન્ને સામસામી દિશામા રહેનારા છે શ્રદ્ધા તથા પરીક્ષા બેય વાત કરવી તે તો ખીચડો કર્યો ગણાય દાળ-ભાત જુદા હોય ભેગા થયા એટલે થયો ખીચડો ! ઇતરો નાસ્તિકો વગેરે તો એકલી શ્રદ્ધાની અગર એકલી પરીક્ષાની વાત કરે છે અહીં બન્ને વાતનું કથન શા માટે ? "

કોર્ટમા જે કેસ ચાલે છે તે સાક્ષીની પ્રમાણિકતા ઉપર ચાલે છે પણ તે પ્રમાણિકતા આવી કયાથી ? સાક્ષીને કાઇ પ્રમાણિકતાનું ટીલુ હોતું નથી જગતના પ્રથમ પ્રામાણિક વ્યવહારો હોય તેના આધારે સાક્ષી પછી ચૂકાદો

અહીં પણ જેટલુ જેટલુ અક્કલથી બુદ્ધિથી તપાસી શકાય તે તપાસવાને તેટલી પરીક્ષાની છૂટ છે

જ્યા બુદ્ધિ ન ચાલે, જ્યા હેતુ યુક્તિને સ્થાન ન હોય ત્યા તો શ્રદ્ધા ઉપર આધાર રાખવો જ પડે ને ! ન્યાયાધીશને ચૂકાદો આપતા પહેલા વર્તન પણ જોવુ પડયું પ્રમાણિકતા પણ જોવી પડી

જૈનદર્શને પણ કહ્યુ "તમે પ્રથમ તમારી બુદ્ધિથી પરીક્ષા કરો દેવ, ગુરુ, ધર્મ તમને શુદ્ધ લાગ્યા, નિર્દોષ લાગ્યા, સ્વીકાર્ય લાગ્યા, આત્માને આધારરૂપ લાગ્યા પછી ગડબડ કરો તે કામ લાગે નહિ પછી શ્રદ્ધા ! "

સોનું હાથમા લીધુ, અગ્નિમા મૂકયુ, તમામ રીતે તપાસ્યુ પછી બજાર ભાવ આપવાની ના કહેવામા આવે, ઓછો ભાવ આ[illegible] કહેવાય તો તો થપ્પડ જ પડે ને !

જૈનદર્શનમા દેવ, ગુરૂ, ધર્મ ત્રણે તત્ત્વોની ( તત્ત્વત્રયીની ) પરીક્ષાની પ્રથમ સપૂર્ણ છૂટ છે સ્વીકાર્યા પછી માનવાની આજ્ઞા છે પ્રથમ પરીક્ષા પછી શ્રદ્ધા

આગમ, કોના માનવા ?

अभिधेय वस्तु यथावस्थित यो जानीते यथाज्ञात चाभिधत्ते स आप्तः ।
( प्रमाणनय० प्र० ४, सू० ४ )

વસ્તુને ( તત્ત્વને-પદાર્થને-પર્યાયને ) સારી રીતે જાણે તેજ પ્રમાણે યથાસ્વરૂપે કહે તે પુરૂષનું વચન આપ્ત છે

અહીં શ્રીસુધર્માસ્વામીજી મહારાજા જાણવામા, શ્રવણ કરવામા, શ્રવણ કરાવવામા ( કહેવામા ) શ્રી ભગવાન્ મહાવીર મહારાજના વચનનું અનુકરણ કરે છે એટલે તત્ત્વમા ફરક નથી

卐 卐 卐

## ધર્મોપદેશ પર્ષદામા આર્ય અનાર્ય બન્નેને સ્થાન છે

**સસાર આવશ્યક છે**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને સૂયગડાગ સૂત્રનો અધિકાર સમજાવી રહ્યા છે પુડરીકાધ્યયનને અગે નાસ્તિક મતોનું વર્ણન વગેરે અધિકાર ચાલુ છે

યથાસ્થિત વસ્તુનુ જ્ઞાન પ્રાપ્ત કરવું તે આપ્ત પુરુષનુ લક્ષણ છે

अभिधेय वस्तु यथावस्थित यो जानीत यथाज्ञात चाभिधत्ते स आप्त' ।
( प्रमाणनय० प्र० ४, सू० ४ )

યથાસ્થિત વસ્તુને જાણે તથા તે પ્રમાણે કહે તે આપ્ત છે

કોઈ ન્યાયાધીશનો ચૂકાદો આપણને ઠીક ન લાગે ત્યા કહી દઈએ છીએ કે "આ તો મુગલાઇ !" તેજ રીતે આપણે પણ કોઈ વાત સાભળીને વિના તપાસે તરત અભિપ્રાય બાધીએ કે જાહેર કરીએ તો તે મુગલાઇ જ છે પૂરતી તપાસ વિના અભિપ્રાય આપવો ખોટો છે

કોઇ કહે કે-' ભાઇ બ્હેન નગ્ન સૂતા હતા ' પણ તેટલા માત્રથી તે ભાઇ બ્હેન માટે અભિપ્રાય આપી દેવાય નહિ વાત અથેતિ જાણવી જોઈએ તપાસ કરે તો માલુમ પડે કે એ વાત સાચી હતી પણ નગ્ન ક્યારે સૂતા હતા ? જ્યારે ત્રણ ચાર વર્ષની નાની ઊમરના હતા ત્યારે, પછી ?

સાચી વાત છતા ઘણા લોકો વાતમા મીઠુ મરચુ ભભરાવે છે વાત રૂપાતરથી

કરે છે તપાસ વિનાના અભિપ્રાયથી પરિણામ ખરાબ આવે છે તે ભાઈ બ્હેનના સબ ધમા મોટી વયે જો તેમની તેની વાત કોઈ કરે તો તેમને તો ઝીણ જ કરડવી પડે ને!

વાત જે રૂપે સાભળી હોય, જોઇ હોય, તે વાત તેવાજ રૂપે જાણ્યા પછી તેજ પ્રમાણે કહે તો વિશ્વાસપાત્ર ગણાય

શાસ્ત્રની સ્થિતિ આ છે શ્રીસુધર્માસ્વામીજી માટેજ, પોતે ભગવાન્ પાસે જે રીતે શ્રવણ કર્યું છે તેજ રીતે હુ કહુ છુ એમ પ્રસ્તાવના કરી ગયા

પ્રથમ સમ્યકત્વવાન્ કે સમ્યકત્વનુ વર્ણન ન કરતા મિથ્યાત્વીનું તથા મિથ્યાત્વના સ્વરૂપનુ વર્ણન કરવામા આવ્યુ નાસ્તિક મતોનુ વર્ણન કરવામા આવ્યુ પણ તે સમ્ય કત્વ પામેલા પાસે કહેવામા આવ્યુ છે બાળપણના સસ્કારો વૃદ્ધ ઊમરે પણ જતા નથી ગરમીના રોગવાળી માતાના ધાવણથી ઉછરેલ બચ્ચાના શરીરે ગરમી એવી ફુટી નીકળે છે કે ઘણા ઘણા ઉપચારો કરવા છતા શમતી નથી બાલ્યવયના સસ્કારો જીવનભર ટકે છે પડેલા સસ્કારોને દૂર કરવા મુશ્કેલ છે

## પડી ટેવ તે તો ટળે કેમ ટાળી!

માબાપ જો ધર્મની કિમત જાણતા હોય તો છોકરાને જન્મતાજ નવકાર સભળાવે તેમા અસજ્ઝાય ગણાય નહિ જો કે તે બચ્ચુ નવકારમા સમજવાનુ નથી પણ જે માબાપ જન્મતા નવકારના સસ્કાર નાખશે તે ભવિષ્યમા ધર્મના સસ્કાર કેમ નહિ નાખે? રીઢા ઘડે કાઠો ચઢે નહિ તમ બાલકની વય મોટી થયા પછી સસ્કાર નાખો ત ટકે નહિ, માટે શાસ્ત્રકાર પ્રથમ સમ્યકત્વ માર્ગના નિરૂપણનુ વિધાન કરે છે અહીં પાચભૂતવાદી આદિ નાસ્તિકોનુ પ્રથમ વર્ણન છે, પણ તે વર્ણન શ્રીસુધર્માસ્વામીજી જેવી તેવી વ્યક્તિ પાસે કરતા નથી, પરતુ શ્રીજબૂસ્વામીજી કે જેઓ ધર્મના પરિપૂર્ણ સસ્કારી છે, ધર્મના ફલની જેમને પ્રાપ્તિ થઈ છે તેમની પાસે કરે છે

## અનાર્ય પણ આર્યના સસર્ગથી ધર્મ પામે છે

મનુષ્યજાતિના ત્રણ ભેદ ૧ કર્મભૂમિના ૨ અકર્મભૂમિના તથા ૩ અતર્દ્વીપના કર્મભૂમિ મોક્ષગતિને લાયક છે, શ્રીતીર્થકરાદિનો જન્મ અહીં થાય છે કર્મભૂમિમા મનુષ્યોના બે વિભાગ ૧ આર્ય ૨ અનાર્ય

જેમ જનાવરમા શાણો અને મૂર્ખ એવા બે ભેદ હોતા નથી તેમ અકર્મભૂમિમા તથા અતર્દ્વીપમા આર્ય અનાર્યનો વિભાગ નથી જનાવરમા જો શાણપણ હોત તો તો ડહાપણ તથા મૂર્ખાઈનો વિભાગ કરવો પડત પણ જ્યા શાણપણ જ નથી ત્યા વિભાગની જરૂરજ નથી રૂપાના કાળુ, ધોળુ એવા વિભાગ છે જ નહિ કેમકે રૂપુ ધોળુ જ હોય છે

અકર્મભૂમિ તથા અંતર્દ્વીપ એ બે એવી ભૂમિઓ છે કે જેમા કાઇ કાલે તીર્થંકરાદિની ઉત્પત્તિ કે મોક્ષ માર્ગની પ્રવૃત્તિ થતી નથી થાય નહિ, માટે ત્યા આર્ય અનાર્યના વિભાગની જરૂર નથી

કર્મભૂમિમા શ્રીતીર્થંકરાદિનો જન્મ થાય છે, મુનિવરોની ઉત્પત્તિ છે, મોક્ષમાર્ગની પ્રવૃત્તિ હોય છે માટે ત્યા આર્ય તથા અનાર્યનો વિભાગ છે જેમા આ ઉત્પત્તિ વગેરે થાય તે આર્યક્ષેત્ર ન થાય તે અનાર્યક્ષેત્ર છે કેટલાક ક્ષેત્રો આર્ય છે કેટલાક ક્ષેત્રો અનાર્ય છે ક્ષેત્રની અપેક્ષાએ અનાર્ય ક્ષેત્રની વ્યાખ્યા એવી છે કે જ્યા 'ધર્મ' એવા અક્ષરો, 'ધર્મ' એવો શબ્દ સ્વપ્ને પણ જણાય નહિ તે ક્ષેત્ર અનાર્ય ક્ષેત્ર છે તે ક્ષેત્રમાથી પણ આર્યક્ષેત્રમા આવવાથી ત આવનાર ધર્મને લાયક બને છે

આર્દ્રકુમાર અનાર્ય ક્ષેત્રમા ( ઇરાનમા ) ઉત્પન્ન થયા છતા આર્યક્ષેત્રમા આવ્યા હતા એક વખત અનાર્યદેશનો એક ઝવેરી આર્યદેશમા રાજગૃહીનગરીમા આવ્યો હતો ત્યાના એક ઝવેરીને જ્યાર પોતાનો માલ ( હીરા, મોતી, માણેક, પન્ના, પોખરાજ, નીલમ, મૂગીઆ વગેરે વગેરે ) દેખાડતો હતો, તે વખતે રાજગૃહીના લોકોને આડબર પૂર્વક બહાર જતા જોઇ ત રાજગૃહીના ઝવેરીને પૂછે છે "શુ છે આજે ? કયા પ્રસગે, શા હેતુથી રાજગૃહીનગરીનો માનવ મહાસાગર બહાર ઉલટયો છે !"

દેવાધિદેવ ભગવાન્ શ્રીમહાવીરદેવ પધાર્યા હતા રાજગૃહી નગરીની બહાર સમવસર્યા હતા તે જાણી લોકો ભક્તિભાવથી, પૂર આડબરથી વદનાર્થે જતા હતા

રાજગૃહી નગરીનો ઝવેરી ( તે પણ મોટો ઝવેરી હતો અઢળક ધનનો માલીક હતો ) અનાર્ય દેશના ઝવેરીને અલકારી ભાષામા યુક્તિપૂર્વક જણાવે છે "મહાશય ! આજે બહાર મોટો ઝવેરી આવ્યો છે તેની પાસે દેવતાઇ ઝવેરાત છે અમૂલ્ય ઝવેરાત છે આપણા નગોથી તો દેહના અલકારો થાય છે પણ જેમણે આત્માને અલકૃત કરવો હોય તેઓ માટે આ ઝવેરી પધારેલા છે અને તે દિવ્ય ઝવેરીના દર્શને રાજગૃહી નગરીનો ભાગ્યવાન્ માનવસમુદાય જઈ રહ્યો છે "

વિચારો ! કેવો જવાબ ! ધર્મની કેવી પરિણતિ હશે ત્યારે આ જવાબ અપાયો હશે ?

આજના પ્રજલ્પવાદીઓ તો કહી દે કે-"બેસોને હવે ! લોકો તો નવરા છે કે ધધો ધાપો છોડીને જાય છે !"

આ જવાબ આપતાર ઝવેરી પણ ભગવાન્ પાસે જવા માટે કાઇ ઊઠયો નથી પણ જવાબમા તેનુ હૃદય કયા છે તે સમજાય છે દુકાને બેઠા બેઠા પણ ધર્મી મનુષ્ય આ રીતે નિર્જરા કરી શકે છે

આવો જવાબ અનાર્ય દેશના ઝવેરીને તે સભળાવે છે એક જવાબ એવો હોય તથા એવી ઢબથી દેવાય કે સામાને સામા ય જોવાની ઇચ્છા થઇ હોય તો પણ ઊડી

જાય અને એક જવાબ એવો હોય તથા એવી ઢબથી ( એવા ટોનથી ) દેવાય કે સામાના હૃદયમા ઇચ્છા ઉત્પન્ન થાય

અનાર્ય દેશના ઝવેરીના હૃદયમા પણ થયુ "જીંગ્યાથી જોયુ ભલુ આપણા દેશમા આવુ કયા જોવા મળે છે!"

તરત તેણેજ આર્યદેશના ઝવેરીને પ્રાર્થના કરી–" મહાશય! એ ઝવેરીના દર્શન કરાવવાનો આપ પરિશ્રમ લઈ મ્હારા ઉપર અનુગ્રહ કરશો ? વેપાર તો રોજનો છે આપણે તો સોદાગર રોજ સોદાજ કરવાના છે ને! ઊઠો! ઊઠો! શ્રીમાન્! આપના એ દેવતાઈ ઝવેરીનુ દર્શન તો કરાવો!!"

આર્યદેશના ઝવેરીને તો એજ જોઈતુ હતુ 'ભાવતુ હતુ તે વૈદે કહ્યુ' એ કહેવત સીધા રૂપમા પરિણમી, ઝવેરી પણ ઉભો થયો એને કયા સોદાની પરવા હતી! હીરા મોતીનો સોદો–એ વ્યાપાર ( જેમા હજારો, લાખોની કમાણી ) અદ્ધર લટકતો રાખે છે અને હર્ષભેર ઊભો થાય છે એ ઉત્સાહ એવો દેખાય કે અનાર્યને પણ આર્યત્વની ઝાંખી થઇ જાય આપણી કઇ હાલત છે? દર્શન કે પૂજા કરવા જતા હોઇએ અને સામાન્ય ગ્રાહક સામો મળે તો ? કહોને કે "દર્શન પછી! પૂજા પછી!' દામ પહેલા! વેપાર પહેલો!" એમજ ને!

આપણે આરંભ તથા પરિગ્રહમા લીન છીએ

આજે તો ઝવેરાત તે શોખની તથા વેપારની ચીજ છે પ્રથમના કાલમા કેવલ તેમ નહોતુ પણ આપત્તિના વખતે કામ લાગે માટે સંગ્રહ કરવાની ચીજ હતી લઇને વેચી નાખતા એમ નહિ પણ સંગ્રહ કરતા હતા

વર્તમાન કાલમા પરિસ્થિતિ વિપરીત છે વિષમ છે

ગરીબો રોટલાને રૂવે છે શ્રીમતો રૂપીઆને રૂવે છે કેમકે આપત્તિના ઉદ્ધાર માટે સંગ્રહ કરવાની પ્રથા પલાયન થવાથી તે સંગ્રહ રહ્યો નથી આજે પચાસ હજારની મુડીવાળો મનુષ્ય પાચ લાખનો વેપાર ખેડે, પછી આપત્તિમા આપઘાતનો પ્રસંગ ન આવે તો થાય શું ? પ્રથમના જમાનામા તો આવકનો અમુક ભાગ આપત્તિના ઉદ્ધાર માટે સંગ્રહ તરીકે જુદો જ રખાતો હતોઃ તે કાલે તેવો રિવાજ હતો આજે એ રિવાજ નથી એટલે ગરીબોને સાભળવા પડેના તો શ્રીમંતો જ રોવા બેસે છે ત્યા તેઓ ગરીબોનુ ભલુ કરી શકે કયાથી? ગરીબોનો ઉધ્ધાર કરવાનુ સામર્થ્ય તથા સંયોગો આજના શ્રીમંતમા રહ્યા નથી

હવે પેલો આર્ય દેશનો ઝવેરી શ્રેષ્ઠ પહેરવેશ પહેરી ( ભગવાન્ પાસે, દેરે, અપાસરે જે તે કપડા અને નાટક સીનેમામા બનીઠણીને એ પધ્ધતિ આજે મોટે ભાગે થઇ

ગઇ છે ) અનાર્ય દેશના ઝવેરીને માનભેર, ઉમળકાભેર સાથે લઇને ચા યો માર્ગમા મુગો નહિ; બીજી આડીઅવળી વાત નહિ પણ અનાર્ય દેશના ઝવેરીનુ ઔત્સુકય પુરુ કરવાની વાતો કરી જે ઝવેરીના દર્શને જવામા આવે છે તેનુજ વર્ણન કયુ હતુ છે

"મહાશય ! રત્ન બે પ્રકારના છે ૧ દ્રવ્યરત્ન ૨ ભાવરત્ન ( આવ૦ )

પૃથ્વીમાથી, સમુદ્રમાથી કે પહાડમાથી ગમે ત્યાથી, મળતુ રત્ન જડ અને તે દ્રવ્યરત્ન છે અને જે જ્ઞાન તે જ ભાવરત્ન છે આત્મા કર્મની મલિનતા વગરનો છે, સપૂર્ણ તેજવાળો છે તેવુ જ્ઞાન તે ભાવરત્ન છે દ્રવ્યરત્ન શ્વાસ પૂરતુ નથી ભાવરત્ન શ્વાસ પૂરે છે, શાતિ આપે છે, અનેરો ઉલ્લાસ આપે છે દ્રવ્યરત્નો સાથે આવવાના નથી ભાવરત્ન ( જ્ઞાન ) સાથે આવશે આપણે બ ને પત્થરાના ઝવેરી છીએ, પત્થરા વેચીએ છીએ ( ભલે મૂ યવાન્ પત્થરા ) ( હીરો પણ ખાણમા પેદા થાય છે, પત્થર પણ ખાણમા પેદા થાય છે ), પણ જેના દર્શને જઇએ છીએ તે ઝવેરી તો જે ઝવેરાત લ્હેચે છે ( વેચતા નથી–લ્હાણી કરે છે લ્હાણી ! ) તે ચેતનના છે–જીવને ઉપયોગી છે જ્ઞાન, દર્શન, ચારિત્ર આ ત્રણ રત્નો ચેતનમા હોય છે "

માર્ગમાજ અનાર્ય ઝવેરી તો ઉલ્લસિત થયો સમવસરણ આવ્યુ જોયુ, ભગવાન્‌ને ભાવથી નિહાળ્યા, દેવો, મનુષ્યોની પર્ષદા જોઇ, એ જોઇને એ છક થયો, પ્રમુદિત થયો ભગવાન્‌ને વાદ્યા, બેઠો, દેશના સાભળી, તેને એમ લાગ્યુ કે–"જીવનમા આજે કોઇ અપૂર્વ લ્હાવો મળ્યો ! ધન્ય છે આ ભૂમિને કે જ્યા આવા લ્હાવાઓ નિરતર લેવાય છે "

અનાર્યના આત્મામા પરિવર્તન થયુ અનાર્યપણુ અદશ્ય થયુ આર્યત્વ ઉત્પન્ન થયુ, ખીલ્યુ, વધ્યુ, વૈરાગ્ય થયો, સાચો ઝવરી બન્યો, ઝવેરાતનો સાચો સોદો કર્યો, દીક્ષા લીધી અને કલ્યાણ સાધ્યુ

અનાર્ય પણ આર્યની સોબતથી ધર્મ પામી જાય છે, અને તેથી બન્ને પ્રકારના મનુષ્યો પર્ષદામા ધર્મોપદેશને લાયક છે એ કારણથી ધર્મ શ્રવણ માટે કોઇપણ જીવ નાલાયક નથી

### રાગાધ, દ્વેષાધ, મૂઢ તથા ભ્રમિતને ધર્મોપદેશ લાગતો નથી

**रत्तो दुट्ठो मूढो, पुव्विं वुग्गाहिओ अ चत्तारि ।**
**उवएसस्स अणरिह, अहवाइमएहि वुज्झति ॥ (उप० रत्ना० पृ. ७, त. ३)**

ચાર પ્રકારના પુરુષો ઉપદેશ માટે લાયક નથી

રાગી પુરુષ ધર્મના ઉપદેશને લાયક નથી દષ્ટાત એક શેઠ હતો તેને બે સ્ત્રી હતી નવી પ્રત્યે તે એટલો રાગાધ થયો હતો કે તેની લાતમાયે તેને સ્વાદ

હતો નવીને ત્યાજ ખાતો, પીતો, રહેતો પ્રસગે વારવાર પોતાને ઘેર ભોજન કરવા જુની પ્રાર્થના કરતી તેણીને પતિ તરફ ભક્તિ હતી ઘણી વખત કહ્યા બાદ એક વખત તે જુનીને ત્યા જમવા ગયો જુનીએ તો પતિને પ્રસન્ન કરવા માટે, પતિની ભક્તિનો પ્રસગ માડ મળ્યો છે માટે પાચે પકવાન્ન બનાવ્યા રસોઈ સારામા સારી બનાવી આજે પોતાનો પતિ ઘેર જમશે તેથી તેનો ઉત્સાહ અમાપ હતો પતિને પ્રેમથી પીરસ્યુ, પખાથી પવન નાખવા લાગી પણ શેઠના વદનમા આનદ નહોતો ગ્લાનિ હતી જુનીએ ગ્લાનીનુ કારણ પૂછ્યુ શેઠે કહ્યુ–"રસોઇ તો બસ! નવીના બાપની!!"

જોઇ હવે રાગીની દશા! જુની પતિની ખાતર નવીને ત્યા જે કાઈ રસોઈ હોય તે રસોઇ લેવા ગઇ નવીએ રાધ્યુ હોય કે નહિ પણ તેણીએ પતિ જુનીને ત્યા જમવા ગયો હતો તેથી કાઈ આપ્યુ નહિ કહી દીધુ કે "આજે રસોઇ કરી જ નથી" જુની પાછી આવી ફરી શેઠે મોકલી "જે હોય તે લાવ!" ફરી પાછી આવી શેઠે નવીના વખાણ કર્યા–"જોયુ! હુ જમનારો નહોતો એટલે તેણીએ પોતાના માટે પણ રસોઇ કરી નહિ"

રાગીપુરુષો રાગનુ પોષણ કેવીરીતે, કેટલી હદે કરે છે!

શેઠે જુનીને કહ્યુ–"તુ જા અને તેણીને ગમે તે રસોઈ બનાવી આપવાનુ કહે"

"સકર્મીની જીભ–અકર્મીના ટાટીયા" જુની બિચારી ફરીને ગઇ, અને નવીને કહ્યુ "બ્હેન! તમારા હાથની રસોઇ વિના પ્રાણેશને ગળે કોળીઓ ઊતરતો નથી માટે ગમે તે બનાવી આપોને!"

નવીએ શુ કર્યુ? વાછડીના તાજા છાણમા લોટ નાખ્યો, વઘારીને વટાકામા શાક તરીકે આપ્યુ જુની તો ચીઠ્ઠીની ચાકરડી! તે બિચારી લાવી અને શેઠને (સ્વામીને) આપ્યુ તે ખાતો જાય અને વખાણતો જાય કે–"રસોઈ તે આનુ નામ!" નવીના આવા રાગીને બિચારી જુની શી રીતે સમજાવી શકે?

રાગાધોની આ જ દશા સર્વત્ર સમજવી અધર્મ, કુધર્મ તરફ આવા રાગાધો ધર્મના ઉપદેશને લાયક નથી

તેવીજ રીતે દ્વેષાધો પણ ધર્મોપદેશને લાયક નથી

ઇતરો કહે છે કે—

हस्तिना ताड्यमानोऽपि, न गच्छेद् जैनमदिरम् ।

અર્થ —હાથીવડે મરાતા છતા પણ જૈન મદિરમા જવુ નહિ પગ મૂકવો નહિ

સાકર ઝેર જેવી ગધેડાને જ હોય છે ગધેડા વિના સાકર બીજા કોઈને ઝેર જેવી

હોતી નથી વેશ્યાખાને કે દારૂના પીઠામા, હાથીથી મરાવા છતા ન જવુ, એ તો વ્યાજબી નિષેધ ગણાય પણ વીતરાગના મ દિરરૂપ સાકર જેને ઝેર રૂપે લાગી તેને કહેવુ શુ?

આવા દ્વેષાધીને પણ ધર્મોપદેશ અસર કરી શકતો નથી

મૂઢ, અજ્ઞાની, કાઈપણ ગતાગમ વિનાનો, તે પણ ધર્મોપદેશને લાયક નથી

માએ કમાવા જતા છોકરાને વિનયાદિની શિખામણ આપી તે ચાલ્યો જગલમા છેટેથી શીકારીઓને જોયા એટલે "જુહાર જુહાર" એવી બૂમ પાડી શીકાર નાસી ગયો શીકારીઓએ તેને માર્યો અને આવે પ્રસગે છાનામાના ચાલવાની શિખામણ આપી તે આગળ ચાલ્યો એક ગામ બહાર તળાવે ધોબીઓ ધોતા હતા, ત્યા તે છાનોમાનો જવા લાગ્યો ધોબીઓના કપડા રોજ ચોરાતા હતા તેથી આજે કેટલાક ધોબીઓ ચોરને પકડવા સતાયા છે આ મૂર્ખને છાનોમાનો લપાતો લપાતો આવતો જોઈને તેના ઉપર શક ગયો, બધાએ તેને માર્યો, તેણે બધી વાત કહી તથા શિકારીની શિખામણ પણ કહી બતાવી ધોબીઓએ તેને શિખામણ આપી કે "આવા પ્રસગે તો ચોકખુ ચટ થઈ જાઓ" એમ બોલતા બોલતા આવીએ ધોબીને તો તડકો જરૂરી ખરો ને! હવે જેઠ માસ હતો પેલો ત્યાથી આગળ ચાલ્યો ખેડુતો હળ લઈને જાય છે ત્યા પેલો બોલવા લાગ્યો "ચોકખુ ચટ થઈ જાઓ!" ખેડુતોએ માર્યો, મૂર્ખ જાણી જવા દીધો અને કહ્યુ "આવા પ્રસગે તો "ગાડે ગાડા ભરાઓ" એમ બોલવુ પેલો આગળ ચાલ્યો, એક ગામમા પેસતા સામેથી શબ મળ્યુ ગામનો મોટો અમલદાર મરી ગયો હતો તેનું શબ નીકળતું હતુ ત્યા આ બોલ્યો—"ગાડે ગાડા ભરાઓ!" ત્યા પણ માર ખાધો તાત્પર્ય કે જેને કશી ગતાગમ જ નથી, સમજવાને શાન જ નથી, બોલવાનુ ભાન જ નથી તેને ધર્મોપદેશ નકામો છે

આ ત્રણ ઉપદેશ માટે નાલાયક છે પણ તેમને ધર્મોપદેશ સાભળવાનો પ્રસગ આવે ખરો જ્યારે ચોથો નાલાયક 'ભરમાવેલો, ભરમાવાયેલો, ભરમાવવામા આવેલો' તેને તો ધર્મોપદેશ સાભળવાનો પ્રસગ જ આવે નહિ આ ચાર પુરુષોને ઉપદેશ દેવાય ખરો પણ તેમને ઉપદેશ લાગે નહિ કોઇ પ્રતિભાસપન્ન આચાર્યાદિના સમાગમે ઉપદેશ લાગે ખરો, તેથી ઉપદેશમા, પરિષદમા આર્ય, અનાર્ય બન્નેને સ્થાન છે

卐 卐 卐

## ઉચ્ચ ગોત્રનો પ્રભાવ!

### અનાર્યક્ષેત્રના મનુષ્યત્વ કરતા આર્યક્ષેત્રનુ તિર્યંચપણુ સારૂ શાથી?

શાસ્ત્રકાર મહર્ષિ શ્રીગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસુયગડાગના શ્રુતસ્કધનો અર્થાધિકાર સમજાવે છે પુડરીકાધ્યયનના ચાલુ અધિકારમા

મિથ્યાત્વી મતોનું, નાસ્તિકમતોનુ વર્ણન, કર્મભૂમિ, અકર્મભૂમિ, આર્ય, અનાર્યક્ષેત્ર, કુળ વગેરેનો અધિકાર ચાલુ છે

આર્યક્ષેત્રમા મનુષ્યત્વ મળે તે સારૂ પણ અનાર્યક્ષેત્રમા મનુષ્યત્વ મળવા કરતા આર્યક્ષેત્રમા જનાવરપણું મળે તે સારૂ चत्तारि परमगाणि दुलहाणीह जन्तुणो । माणुसत्त सुई सद्धा, सज्ञमम्मि य वीरिय ॥ ( उत्त० अ० ३ गा० १) આ સસારમા ચાર વસ્તુ પરમ મોક્ષના અગો (કારણો) છે ચોર્યાશીલાખ યોનિના ચકાવામાથી નીકળવા-છૂટવા ઈચ્છનારે આ ચાર પરમ મોક્ષના અગો માનવા જોઈએ ૧ મનુષ્યત્વ ૨ શાસ્ત્રોનુ શ્રવણ ૩ પ્રતીતિ ૪ પ્રવૃત્તિ

આ ચારની પ્રાપ્તિ વિના આત્માનો ઉદ્ધાર નથી મોક્ષપ્રાપ્તિ ત્યા સુધી થતી નથી આ ચાર પદાર્થો મોક્ષના સ્તભ છે, તેમા પણ મનુષ્યત્વને પ્રથમ સ્થાને છે મનુષ્યપણાની દુર્લભતા સ્થળે સ્થળે જણાવવામા આવી છે તિર્યચપણાની પ્રાપ્તિ માટે દુર્લભપણું વ્યક્ત કર્યું નથી શ્રીગૌતમસ્વામીજીને ભગવાન્ શ્રીમહાવીરદેવ ફરમાવે છે दुलहे खलु माणुसे भवे ( उत्त० अ० १०, गा० ४ ) "તને પણ મનુષ્ય જન્મની પ્રાપ્તિ મુશ્કેલ હતી" તને પણ અનત પુદ્ગળપરાવર્ત પરિભ્રમણ કર્યા પછી મનુષ્યત્વ મળ્યુ છે તેમના જેવાઓને માટે જો મનુષ્યત્વ આટલુ દુર્લભ હોય તો પછી બીજાઓ માટે દુર્લભ હોય તેમા નવાઇ શી ?

એક અપેક્ષાએ વિચારીએ કે-તીર્થકરપણુ મનુષ્યપણામાજ મળે છે તીર્થકર કે ગણુધર થવાની યોગ્યતા મનુષ્યત્વમાજ સફળ થાય છે તિર્યચાદિ ગતિમા તે યોગ્યતાની સફળતા શકય નથી તીર્થકર કે ગણધર થનાર જીવ, નિગોદ, એકેન્દ્રિય, વિકલેન્દ્રિય કે અસન્ની પચેદ્રિયપણાથી બહાર નીકળે નહિ ત્યા સુધી તીર્થકરપણાનો કે ગણધરપણાનો અકુરો વિકસતો નથી દાડામા ( કમળનાળમા ) તાકાત છતા પાણી ઉપર આવ્યા પછી જ કમળ વિકસે છે તીર્થકર કે ગણધર થવાની યોગ્યતા મનુષ્યત્વ વિના, એમ ને એમ પડી રહે છે

અહીં એ પ્રશ્ન ઉભો થશે કે-મનુષ્યત્વ આટલી હદે દુર્લભ છે છતા અનાર્યક્ષેત્રના મનુષ્યત્વ કરતા આર્યક્ષેત્રના જનાવરપણાને સારૂ કેમ કહ્યુ ? આથી તો તિર્યચગતિની કિંમત વધી જાય છે !

એક મનુષ્ય દેવાદાર છે પણ તેની કમાણી એટલી છે કે રોજ દેવુ પતતુ જાય છે બીજો મનુષ્ય માલદાર છે પણ ઉડાઉ છે શાહુકારી કોની નજરે ? જરૂર દેવાદારની કેમકે કમાણી ચાલુ છે અને ઘણી છે તિર્યચના ભવમા આવેલો જીવ પ્રથમ ભવના પાપના યોગે આવ્યો છે એ ચોક્કસ છે ( છે દેવાદાર ) પણ સમયે સમયે તે જીવ અકામ નિર્જરાથી ( ઇચ્છા વગર તકલીફ, દુખ સહન કરીને ) પાપ ભોગવે છે જેથી નવુ પુણ્ય બાધે છે દેવલોકનુ થાણુ ( સ્થાન ) પૂરનાર મોટા ભાગે તિર્યચો છે પ્રથમ દેવલોકમા જેટલા

દેવતા છે તેટલા પણ મનુષ્યો તો નથી ગર્ભજ મનુષ્યો તો આગળીના વેઢે ગણાય તેટલા છે સૌધર્મ દેવલોક, ઈશાન દેવલોક કે ભવનપતિ કોઈ પણ લ્યો તે દેવલોકના દેવો (દરેકના) સર્વ મનુષ્યો કરતા અસખ્યાત ગુણા છે દેવોની સખ્યાનુ આ થાણુ (આ પ્રમાણવાળુ સ્થાન) તિર્યચોથીજ પૂરાય છે તત્ત્વાર્થકારે તેથી કહ્યુ કે—

**सरागसयमसयमासयमाकामनिर्जराबालतपासि देवस्य** (तत्त्वा० अ० ६, सू० २०)

અકામ નિર્જરાથી દેવલોક પ્રાપ્ત થાય છે તિર્યચો પછી તો આર્યક્ષેત્રના હોય કે અનાર્યક્ષેત્રના, તેઓ દેવલોકના થાળાને પૂરે છે નારકીનુ થાણુ પણ તિર્યચોજ પૂરે છે પણ દેવો કરતા નારકી ઓછા છે બધા નારકી કરતા એકલા અસુરકુમારના દેવતા અસખ્યાતા છે

અનાર્યક્ષેત્રના મનુષ્યની સ્થિતિ તપાસો! પુણ્ય તો ખાઈ જાય છે, અને નવુ પાપ પારાવાર બધાય છે, તે મનુષ્ય મનુષ્યપણાના સુખો ભોગવી લે પણ પલ્યોપમો અને સાગરોપમો સુધીના આયુષ્યના નરકના પાપોનો સચય કરે છે

આથી સ્પષ્ટ છે કે અનાર્યક્ષેત્રની મનુષ્યગતિ કરતા આર્ય ક્ષેત્રની તિર્યચગતિ સારી

## કર્મની સત્તા પાસે નાગાઓની નાગાઈ ચાલવાની નથી

કેટલાક હોઠ ચતુરાઓ કહે છે " નરક, પરભવ કે દુખ કોણે જોયા છે ? " માખી વાઘને ન જુએ માટે વાઘ (માખીનો વાઘ) તેને છોડતો નથી માણસ આખ મીંચીને ચાલે, બાજુમા રહેલો વાઘ, સર્પ વગેરે ઝેરી પ્રાણીને પોતે ન જુએ તેથી તે કાઈ બચી શકતો નથી

" પરભવ કોણે જોયો છે ? " એમ બોલનાર, પરભવને ન જોનાર, પરભવ તરફ આખમીંચામણા કરનાર, તે પરભવના દુખોથી બચી જશે એવી સ્વપ્ને પણ આશા રાખવી નહિ પેટમા દુખવુ વગેરે અણધાર્યું થાય છે તેમ તે રીતે આવેલુ દુર્ગતિનુ આક્રમણ પાછુ ફરશે નહિ " આ ભવ મીઠા, તો પરભવ કોણે દીઠા ? " આવુ બોલતા નાસ્તિકોના સસર્ગથી શીખાયુ છે 'કાળીયા માથે ધોળીઓ બાધે તો વાન ન લે પણ સાન તો લે !' એવી કહેવત છે પરલોક છે એમ પોતે જાણતા નથી માટે બચાવ થશે એમ માનવુ, મનાવવુ તે નફટાઈ છે પાણીનુ પૂર ધસ્યુ આવતુ હોય, તે ન જોઈએ અને સામે જઈએ તો બચાય નહિ ભય જડનો હોય કે ચેતનનો, પણ નહિ જાણવાના હિસાબે બચાવ થશે નહિ દુનિયામા બાદશાહથી વધી જાય તેવા કોઈ હોય તો તે 'નાગા' છે કહેવત પણ છે કે—" નાગાથી પાદશાહ પણ આઘા ! " નાગાઓને (કે જેઓને કશી પરવા નથી) કાઈ કર્મ છોડતુ નથી પાપ કરવુ છે અને " કોણ જાણે છે એવુ " કહેવા માત્રથી બચાવ થતો નથી પાપ, નરકાદિ ગતિ માનો કે ન માનો, મરજીથી ફાવે તેમ બકો પણ તેથી જે 'છે' તે 'નથી' થવાનુ એમ નહિ અર્થાત્ છે

"જૈન" નામ ધરાવનાર પત્ર, "જૈન" પત્ર જે ગણાય છે તે સાધુ મહારાજને શું કહે છે તે જાણો છો?

સાધુઓના અંગે કહે છે કે "નરક નિગોદ નિર્દેશક ટોળી!" પરંતુ જેમને પાપનો ડર નથી તે બકે ગમે તેમ પણ તેથી પાપના સંતાપના સાણસામાંથી છૂટી શકાતું નથી

આવી મશ્કરીથી નરકગતિ ડગી જાય તેમ નથી કુદરત નાગાના બાપથી પણ થાકે તેમ નથી

ભડકેલી ભેંસ આગળ નાગાઈનો અખતરો કર્યો? લાત પડે

અગ્નિ સાથે અડપલું કર્યું? દઝાય! પાણીથી પતરાજી કરે તો ડૂબી મરાય

નાગાઈનો બચાવ, વિવેક અને માણસાઈજ છે

કર્મ પાસે સત્યાગ્રહ (નાગાઈ એટલે શાઠ્યાગ્રહ) નહિ ચાલે! અહીં પણ જે સત્યાગ્રહ (આ સત્યાગ્રહ છે કે શું છે તે સૌ જાણે છે) કરવામાં આવે છે તે વિવેકી, દયાળુઓ પાસે ચાલે છે વિવેકહીનો, આબરૂથી નહિ ડગનારાઓ પાસે સત્યાગ્રહ કરવામાં આવ્યો? જો ત્યાં નથી ચાલતું (ચેતન પાસે પણ સત્યાગ્રહ નથી ચાલતો) તો કર્મ કે જે જડ છે ત્યાં લેશ પણ સત્યાગ્રહના કે કશાના નામે નાગાઈ ચાલવાની નથી

અમે તો એવા પણ બહાદુર બંકાઓ છે કે જેઓ પતરાજી કરે છે "સાત નરક તો શું, ચૌદ નરક હોય તો પણ કોણ ડરે છે?"

આવા બહાદુર બંકાના ફડાકાનું કારસ્તાન તો સહેજ માથું દુખે ત્યારેજ ખબર પડે છે

બકવાદ કરવો સ્હેલો છે પણ પાપ ઉદયમાં આવશે ત્યારે કયો બાપ બચાવશે? વિવેક ધાર્યો હોય, ધર્મને બાપ કર્યો હોય તો ને! ન બાપાને કોણ બચાવે? દુર્ગતિરૂપી ચૂડેલ ખાઊં ખાઊં કરતી આવશે ત્યારે ખબર પડશે!

તેવાને શિખામણ આપતા વ્યવહારૂ કવિ પણ કહે છે—

"રાચે પ્રપંચી પ્રાણી, છે નાશની નિશાની." સા કા ધો

કર્મને માનો કે ન માનો છે તે છે

જૈનદર્શન કર્તા તરીકે ઇશ્વરને માનતું જ નથી, તેથી કર્મવાદ માન્યેજ છૂટકો છે

ઇશ્વર કર્તા છે એમ માનવામાં, ઇશ્વરનું ભયંકરમાં ભયંકર અપમાન છે, જલ્લાદ જિંદગીમાં પાંચ પચીસને મારે ત્યારે ઇશ્વર કરોડોને મારે!

કલ્પના પણ કેટલી ભયંકર! ઇશ્વરના શિરે આ દોષ? "તમે અમને આપો, ભગવાન્ તમને આપશે" આવા હવાલા માટે ઇશ્વરને આ સ્થિતિમાં મૂકવો?

કોર્ટમા પણ સાવ નફ્ફટ ગુન્હેગારો ક્યા નથી આવતા? જરાપણ દીલગિરી ન બતાવે, "હા! હા! મે ગુન્હો કર્યો છે, થાય તે કરો" એમ કહે (અને કેટલીક વખત ન્યાયાધીશ સામે ખાસડા, બાટલી વગેરે પણ ફેંકાય છે) તેથી કોર્ટ ગભરાતી નથી મવાલીઓના બકવાદથી દુનિયાદારીમા પણ જો ન્યાયનુ સિહાસન અડગ છે તો પછી પાપમા પરમાનદ માનવા છતા નરકાદિ દુર્ગતિથી નહિ ડરવાનો ફાંકો રાખનારા, બકવાદ કરનારા એવા નાગાઓથી કર્મરાજાની કચેરી ડરે એ બનેજ કેમ? કર્મની કચેરીમા તો કોટિધ્વજો, અબજોપતિઓ પણ કોરડા ખાય છે ત્યા કોઇનીએ લાગવગ ચાલતી નથી

**શાસ્ત્રશ્રવણ શ્રદ્ધા સદાચારવાળુ મનુષ્યત્વ પ્રશસ્ત છે મોક્ષનુ અગ છે**

મનુષ્યપણુ વખાણ્યુ છે તે ખરૂ પણ તે કયુ? જેમા શાસ્ત્રશ્રવણ શ્રદ્ધા તથા સદાચાર હોય તે તેનુ મનુષ્યત્વ મોક્ષનુ અગ છે

શ્રીગૌતમસ્વામીજી એક વાર ભગવાનને પૂછે છે "હે ભગવાન્! કૃપા કરી જણાવવા અનુગ્રહ કરો જીવોનો જીવો સાથે મા બેન, ભાઇ બાપ, સ્ત્રી મિત્ર શત્રુ–એમ સર્વ પ્રકારે સબધ થાય?"

ત્રિશલાનદન દેવાધિદેવ ચરમતીર્થેશ શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરદેવ પોતાના પ્રથમ ગણધરને ઉત્તર આપે છે "હે ગૌતમ! એક જીવ એવો નથી કે જે આ તમામ સબધમા ન આવ્યો હોય" (ભગ૦ શ૦ ૧૨ ઉ૦ ૭ પૃ ૫૮૧)

પરસ્પર હરેક જીવની સાથે અનતીવાર સબધ થયો છે સસાર અનાદિનો છે તે વાત સિદ્ધ છે

મનુષ્યપણુ પણ અનતીવાર મળ્યા છતા, શાસ્ત્રશ્રવણ, શ્રદ્ધા તથા સદાચારના અભાવે, હજી રખડપટ્ટી ચાલુ જ રહી છે આવુ મનુષ્યપણુ તો જનાવરપણા કરતા પણ પરિણામ (ફળ) દૃષ્ટિએ હલકુ છે

અનાર્યક્ષેત્રનુ મનુષ્યત્વ ગાય તથા બકરીના જોડા જેવુ છે

ગાય, બકરી એ બિચારાને ભૂત ભવિષ્યના વિચારનો ખ્યાલ નથી ઘાસ ખાવુ, માલીકને દૂધ આપવુ, માલીકની મજુરી કરવી અને છેવટે મોતને આધીન થવુ!

અનાર્યક્ષેત્રમા જન્મેલો મનુષ્ય પણ જીવે ત્યા સુધી કુટુબકબીલાની ઢારવાઇ કરે અને છેલ્લે મૃત્યુ તો છે જ!

અનાર્યક્ષેત્રમા ખાનપાનની, જીવનનિર્વાહની તમામ સાધનસામગ્રી છે, આર્થિક કૌટુમ્બિક સર્વ સયોગો છે, છતા શાસ્ત્રકારો ઉપર જણાવેલા કારણે અનાર્યક્ષેત્રને અયોગ્ય ગણાવે છે

અનાર્યક્ષેત્રમા જન્મેલો મનુષ્ય પણ ( દુન્યવી દષ્ટિએ ) બધાની ખબર રાખે ભલે પણ પોતાનો વિચાર પ્રથમ કરશે કેમકે તેને બરાબર ખબર છે કે આપત્તિ સમયે મિલ્કત પોતાની કામ લાગશે કુટુંબની મિલ્કત કામ લાગશે નહિ

卐 卐 卐

## જેઓ માલીકનુ અને કુટુંબનુ ધારે પણ પોતાનુ ન ધારે તેવા આર્યોનું શું ? ( આત્મદષ્ટિએ ).

શાણાઓ માનમા સમજે છે !—

આથી આર્યમા પણ બે વિભાગ ૧ ઉચ્ચ ગોત્રવાળા ૨ નીચ ગોત્રવાળા

ઉચ્ચ ગોત્ર એટલે ફેશનેબલ પહેરવેશ, રીતરિવાજવાળુ, એટીકેટવાળુ કુટુંબ એમ નહિ, પણ જ્યા આત્માની શ્રદ્ધાના સસ્કાર હોય, જ્યા કર્મવાદ ઓતપ્રોત હોય અને જેથી વિવેકીઓમા પ્રતિષ્ઠાપાત્ર ગણાય તે ગોત્રને ઉચ્ચ ગોત્ર કહેવામા આવે છે

કલ્પસૂત્રમા ઉચ્ચ ગોત્રના અધિકારમા પાચ ગોત્રો જણાવ્યા છે (कल्प सू० व्या०२ पृ० २३ ) જ્યારે શ્રી ઋષભદેવજી સસાર તજીને નીકળે ત્યારે પ્રથમ અસર સબધીઓને થાય એટલે ઉગ્રકુલ, ઇક્ષ્વાકુકુલ, જ્ઞાતકુલ આદિને તે અસર થાય જેઓ જેઓ પોતાના હાથ તળે ઉછર્યા છે તે સર્વને ધર્મની અસર પ્રથમ થવી જોઈએ.

ધર્મ સાભળીને તથા વિના સાભળ્યે પણ ધર્મ ધારનારા ઉચ્ચ ગોત્રો છે ઉગ્ર, ભોગ, રાજન્ય, ક્ષત્રિય આદિ કુલોને ઉત્તમ ગણ્યા તેમા કારણ ધર્મનો પ્રભાવ જ છે

उच्चागोत्ता । ( सूत्र० पृ०, २७५ )

લુગડામા તથા લોઢામા ફરક છે રગાય લુગડુ અને લોઢુ બન્ને પણ લોઢુ ઉપર જ રગાય રગને અદર પેસવા દે નહિ જ્યારે લુગડુ તથા પાણી રગને પોતાનામા સમાવે છે

આર્યક્ષેત્રમા ઉત્પન્ન થયેલા કેટલાક મનુષ્યો ધર્મને ઉપરચોટીઓ ( ઉપલકીઓ ) કરનારા હોય છે શ્રાવક કુલમા આવ્યા, પોળમા સૌ ઓળખે, મોટા ગણાઇએ દેરે એટલા ખાતર તો જવુ પડે ને !

કેટલાક મનુષ્યો આત્માની સદ્ગતિ માટે, કર્મના ક્ષય માટે ધર્મ કરે છે, અને તે રીતે કરનારા ઉચ્ચ ગોત્રવાળા ગણાય

ઉચ્ચ ગોત્રવાળામા ' ત્રિકરણની યોગ્યતા, સભ્યતા ' એવા ગુણ અને એવા સસ્કાર હોય છે મન, વચન, કાયા ત્રણેમા ધર્મની શ્રદ્ધા જ હોય મનમા કાઇ, વાણીમા કાઇ, પ્રવૃત્તિમા કાઇ એવી ભિન્નતા ઉચ્ચ ગોત્રવાળાને હોય નહિ લુગડા તથા પાણી જેવી તેની સ્થિતિ છે જેવુ અદર તેવુ બહાર દશ્ય હોય લોઢા તથા લાકડા ઉપરનો રગ માત્ર બહાર હોય • અદર નહિ આ સ્થિતિ ઉચ્ચ ગોત્રવાળાની હોય નહિ

શ્રીતીર્થંકર ભગવાન્ સમોસર્યા દેશના સાભળતા જ મહાઆરભી પરિગ્રહીઓ પણ, એક વખત સાભળતાજ, એક વચન સાભળતા જ, દીક્ષા લઈ લે તે સાભળી આશ્ચર્ય લાગે છે ઉચ્ચ પુરૂષોને એક સદ્વચનજ બસ છે કહેવત પણ છે કે–'તેજીને ટકોર બસ છે' 'શાણાઓ સાનમા સમજી જાય છે' નટડીની પાછળ પાગલ બનેલો ઈલાચીકુમાર, દોર ઉપર નાચતા જ, એકજ દૃશ્યમા સાધ્ય સાધી લે છે

ચોરની ટોળીમા ભળનાર ચિલાતીપુત્ર શેઠની છોકરીનુ હરણ કરે છે શેઠ ( ધન્નો શેઠ–શાલીભદ્રના બનેવી તે નહિ–બીજા ) પાછળ જાય છે ચોર ચિલાતીપુત્ર કારણરૂપ છોકરીનુ મસ્તક કાપે છે શેઠ શોકગ્રસ્ત બની, ધડ લઈ પાછા જાય છે અને ચિલાતીપુત્ર જેના એક હાથમા લોહી ઝરતુ મસ્તક છે, બીજા હાથમા મનુષ્યના ખૂનવાળી ગોઝારી તરવાર છે તે સાથે આગળ વધે છે એક મુનિ કાયોત્સર્ગમા ઊભા છે, તેને ધર્મ પૂછે છે 'ઉપશમ, સવર, વિવેક' ત્રણ શબ્દો કહી મુનિ આકાશમાર્ગે ચાલ્યા જાય છે બસ! આ ત્રણ શબ્દોજ ચિલાતીપુત્ર( ચોર અને ખૂની )નો ઉદ્ધાર કરે છે શબ્દોની વિચારણા કરે છે, તરવારને તિલાજલી આપે છે, મસ્તકને મૂકી દે છે અને કાયોત્સર્ગમા સ્થિત થાય છે લોહીના સ્વાદથી આકર્ષાઈને આવેલી કીડીઓ તેના શરીરને ચાલણી બનાવે છે ખૂની ચોર સમભાવે સહન કરી સદ્‌ગતિએ સચરે છે

ખરડાયેલા લુગડાને રગ લાગ્યો તે લાગ્યોજ!

પગોળીએ ભાત પડી, પડી તે તો પડી પડી!

આ પ્રભાવ ઉચ્ચગોત્રનો છે ઉત્તમ કુળનો છે

卐 卐 卐

## ઉચ્ચ ગોત્રનુ મૂલ્ય સ્વાભાવિક ગુણોથી છે

**ઉદ્યમ પામે ભવિતવ્યતા લાચાર છે—**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ સૂત્રનો અર્થાધિકાર શ્રવણ કરાવે છે પુડરીકાધ્યયન ચાલુ છે

ભવિતવ્યતાની માન્યતા આર્ત્તરૌદ્રધ્યાનના પ્રસગે સકલ્પવિકલ્પો રોકવા માટે છે પણ પ્રગતિના અતરાય માટે નથી

ગોશાળો ભગવાન્ મહાવીરદેવથી ભવિતવ્યતાના નામેજ જુદો થયો હતો ભગવાનનો મત પુરુષાર્થનો છે

દાત ન આવ્યા હોય ત્યાસુધી બચ્ચુ માતાના દૂધ ઉપર જીવન વ્યતીત કરે તે વ્યાજબી પણ દાત આવ્યા, ખોરાક પચાવે તેવી જઠર થઇ, પછી સ્તનપાનની ઇચ્છા

અનુચિત છે જનાવર પણ તે સ્થિતિમા દૂધ પામી શકતું નથી જ્યા સવર, નિર્જરા માટે પ્રયત્નની જરૂર છે ત્યા ભવિતવ્યતાના ભરોસે રહેવુ એ ભૂલ છે ભગવાન્ તો ફરમાવે છે अत्थि उट्ठाणेइ वा कम्मेइ वा बलेo। ( उपाo अo ६ )

કર્મનો ક્ષયોપશમ, ક્ષય કે ઉપશમ ભવિતવ્યતાને આધીન નથી કર્મનુ બધાવવું તથા ઉદય તે કદાચ ભવિતવ્યતાને આધીન થઇ જાય પણ દર્શન, જ્ઞાન, ચારિત્ર એ રત્નત્રયીની આરાધના, સવર, નિર્જરાનુ પોષણ, આશ્રવ બધનું શોષણ આ તમામ ભવિતવ્યતા કરવાની નથી ત્યા તો આત્માએ પોતે પ્રયત્ન આદરવો પડશે

ઉદ્યમ પાસે ભવિતવ્યતા લાચાર છે

એક સમ્યક્ત્વી બારવ્રતધારી શ્રાવક તપસ્વી હતો સલેખના કરી ભવિતવ્યતાના યોગે ( જોઇ ગયા કે કર્મબધનમા તથા ઉદયમા કદાચ ભવિતવ્યતા લાગુ થાય ) તે શ્રાવક બોરડીમા જીવ થયો–બોરરૂપે થયો શાથી ? અતસમયે લાલચોળ બોર ખાવાની તને ઇચ્છા થઇ ઇચ્છા થઇ તે ભવિતવ્યતાએ, પણ ઇચ્છા પૂર્ણ કરી તે તો નરસો પણ પ્રયત્ન તેનો એક મિત્ર નરકમા ગયો છે હવે તેનો એક પલ્યોપમ ભાગ ન થયો ત્યા તો આના અસખ્યાતા ભવો થઇ ગયા ફરી તે મનુષ્યગતિમા આવ્યો અને મોક્ષે પણ ગયો સિદ્ધાન્તની અપેક્ષાએ એમ છે કે આહારક શરીરધારી, ચાર જ્ઞાની, ચૌદપૂર્વી કદાચ નિગોદમા ઊતરી પણ જાય પરન્તુ તેને અર્દ્ધ પુદ્ગલપરાવર્ત્તમા ત્યાથી નીકળવાનું થાય તે પ્રભાવ ઉદ્યમનો છે ભવિતવ્યતા નિગોદે લઇ જાય પણ ઉદ્યમના પ્રભાવે ફરી પાછો તે આત્મા ઊચો ચઢી આવે, માટે પ્રથમ પદે नमो अरिहंताणं છે

કર્મરૂપી શત્રુને હણવાનો ઉદ્યમ એ મુદ્રાલેખ છે अकम्माण કહેત તો અરિહત તથા સિદ્ધ બન્ને સમાત પણ તેમ ન કહેતા नमो अरिहंताणं કહેવાનો એજ હેતુ છે કે કર્મક્ષય ઉદ્યમથી થાય છે ભવિતવ્યતાથી થતો નથી ભવિતવ્યતાનુ જોર યથાપ્રવૃત્તિકરણ સુધી છે અપૂર્વકરણમા તો આત્માનો પુરુષાર્થ છે દેશવિરતિ, સર્વવિરતિ, ઉપશમશ્રેણી, ક્ષકપશ્રેણી, યાવત્ મોક્ષગમન સર્વત્ર આત્માનો પુરુષાર્થ પ્રવર્ત્તમાન છે જો એકલી ભવિતવ્યતા ભાગ્યવિધાતા હોત તો તો મોક્ષ સુધી યથાપ્રવૃત્તિકરણ હોત પણ તેમ નથી ગ્રથિભેદ પછી આત્માનો વીર્યોલ્લાસ જોઇએ

ઉચ્ચતમ ભાવ ન થાય ત્યાસુધી ગ્રથીભેદ પણ થતો નથી અજ્ઞાન પરિસ્થિતિ સુધી ભવિતવ્યતાને માનવાની છે પછી તેના ભરોસે ભૂલા પડવાનુ હોય નહિ

આત્મકલ્યાણના સાધન તરીકે જે ભવિતવ્યતાને માને અને તેથી ઉદ્યમને દબાવી દે તો તે મિથ્યાત્વીજ છે

## હેય રિવાજોથી હમેશા દૂર રહેલા તે આર્યો !

મનુષ્ય વધારેમા વધાર મનુષ્યના ભવ સાત આઠ મેળવી શકે પછી તો બીજી ગતિમા ગયા વિના તેનો છૂટકો નથી

કેટલાકો કહે છે કે 'ડગન્ની ડાગરજ થાય તે રીતે મનુષ્યનો મનુષ્યજ થાય' પણ તેમ નથી જો તેમ હોત તો ( પ્રથમ તો આ મનુષ્ય થયા શાથી એ પ્રશ્ન છે ) નિગોદીયા રહેવા જોઇતા હતા જેવા કર્મો બધાય તેવો જન્મ મળે છે ગતિનો આધાર આચાર, વિચાર ને ઉચ્ચાર ઉપર છે ઉત્તમ આચારાદિવાળો ઉત્તમ ગતિ પામે છે અધમ આચારાદિવાળો અધમ ગતિ પામે છે

સત્કાર્યથી મનુષ્યપણુ મળે છે મનુષ્યપણે સર્વને સરખા માનવામા અડચણ નથી પ્રાણીપણે જનાવર તથા મનુષ્યોને સરખા માનવામા મતભેદ નથી, જીવપણે પત્થર ( પૃથ્વી કાય ) અને મનુષ્ય પણ સરખાજ છે આ રીતે અપેક્ષાએ સરખામણી કરાય તેમા હરકત નથી, પરન્તુ ઉત્તમપણાની કિંમત અધમપણાની કિંમત સાથે સરખાવી શકાય નહિ.

પગ પણ અગ છે મસ્તક પણ અગ છે પણ પગ અધમ અગ છે મસ્તક ઉત્તમાગ છે અગ બન્ને છે પણ તેથી મસ્તકની ઉત્તમતા તથા પગની અધમતા રદ થતી નથી અગ તરીકે સરખા છતા મુખ અને પુઠ સરખા ગણાતા નથી ઉત્તમતા તથા અધમતાનો તફાવત છે

શ્રોત્રેન્દ્રિય સાભળવાનુ તથા ચક્ષુરિન્દ્રિય જોવાનુ કામ કરે છે ઇંદ્રિયપણે બન્ને સરખી છતા કામના હિસાબે જૂદી છે

આ રીતે મનુષ્યપણે મનુષ્યો સરખા છતા, આર્ય અનાર્ય ભેદે જુદા છે જે ક્ષેત્રમા તીર્થકરદેવની ઉત્પત્તિ હોય, શાસનની સ્થાપના હોય, ધર્મની પ્રવૃત્તિ ચાલુ હોય તે ક્ષેત્રમાના મનુષ્યો જેવો લાભ પામી શકે છે તેવો લાભ તીર્થકરદેવની ઉત્પત્તિ વગેરેથી રહિત ક્ષેત્રોમાના મનુષ્યોને નથી જ મળતો

વેશ્યા ઘૂમટો વધારે મોટો કાઢે, સારી મનાવવાના વધારે ડોળ કરે એ દેખીતુ છે તેમ અનાર્યસમાજવાળાઓ પોતાને આર્ય મનાવવા આર્યપણાનો અધિક આડબર કરે છે

### आराद्याता' सर्वहेयधर्मेभ्य इत्यार्या ॥ ( सूत्र० पृ २७७ )

જ્યા આર્યો ઉત્પન્ન થાય તે ભૂમિ આર્ય કે આર્ય ભૂમિમા ઉત્પન્ન થાય તે આર્ય ? હેય ( ત્યાજ્ય ) રિવાજોથી હમેશા દૂર રહેલા તે જ આર્યો હોઇ શકે જ્યા જિનેશ્વર દેવો, ગણધરો, કેવલીઓ, ચૌદપૂર્વીઓ, દશપૂર્વીઓ, હેય ધર્મોને છોડાવવા ( ત્યજાવવા ) જન્મ લે છે તેવા ક્ષેત્રોનુ નામ આર્યક્ષેત્ર છે

કૈકેયી દેશના અર્ધથી કલિંગના છેડા સુધી આર્ય દેશનો ભાગ છે અતીત કાલ ગયો, અનાગત જશે તીર્થંકરોની ઉત્પત્તિ, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવોની ઉત્પત્તિ સાડી પચ્ચીશ દેશોમા જ થાય છે એમ શ્રીપન્નવણાકારે જણાવ્યુ છે ધર્મના સસ્થાપકો, ઉદ્ધારકો, પ્રવર્તકો, ધર્મના નાશ પછી તેને ફરી ઉત્પન્ન કરનારા તીર્થંકર આમા જન્મે છે માટે તેને આર્યક્ષેત્ર કહેવામા આવે છે

આર્યક્ષેત્રમા કેટલાક આર્યો પણ છે કેટલાક અનાર્યો પણ હોય છે હીરાની ખાણમા ઊગ્યા છતા બધા હીરા નથી હોતા પત્થરો પણ હોય છે તેમ આર્યક્ષેત્રમા ઉત્પન્ન થયા છતા બધા યોગ્ય હોય તેવો નિયમ નથી, માટે આર્ય મનુષ્યોમા પણ બે વિભાગ કર્યા

## ગોત્ર વિભાગ

( ૧ ) ઉચ્ચ ગોત્રવાળા ( ૨ ) નીચ ગોત્રવાળા—

આની વ્યાખ્યા કરવા પહેલા એક વાત ધ્યાનમા રાખવા જેવી છે.

પરીક્ષકે વિદ્યાર્થીને કહ્યુ "આ દાબડીને વગર અડે ( અડ્યા વિના ) નાની કરી આપ ! "

તે વિદ્યાર્થી તો ગુચવાયો બીજા બુદ્ધિશાળી વિદ્યાર્થીએ એક મોટી દાબડી લાવીને પેલી દાબડીની પાસે મૂકી દીધી એટલે તે દાબડી આપોઆપ નાની થઇ ગઇ તે જ રીતે મોટી કરવા કહે તો બાજુમા નાની મૂકવાથી તેમ બને અહીં નાના મોટાપણુ અપેક્ષાએ છે આગળીમા પણ અપેક્ષાએ નાના મોટાપણું રહેલુ જ છે એકલી ચીજમા નાના મોટાપણુ સભવતું નથી, પણ બીજી વસ્તુની અપેક્ષાએ તેમ થઇ શકે છે

અહીં પણ ઊંચાપણું નીચાપણું અપેક્ષાથી છે ઊંચાપણાની અપેક્ષાએ નીચાપણું છે નીચાપણાની અપેક્ષાએ ઊંચાપણું છે પરસ્પર સાપેક્ષ છે એક બીજાના અભાવે એક બીજા નથી

પણ આ અપેક્ષાનો ઉપયોગ જ્યા ત્યા નહિ ! સિદ્ધપણાની કિંમત સસારીથી ? એમ નહિ મૂર્ખાઓને હિસાબે કેવળજ્ઞાનની કિંમત નથી કે સસારીઓના હિસાબે સિદ્ધોની કિંમત નથી તેમની કિંમત તો સ્વય શક્તિએ છે તે જ રીતે ઉચ્ચ ગોત્રાદિની કિંમત નીચ ગોત્રાદિના હિસાબે નથી, પણ પોતાના સ્વાભાવિક કે પરપરાગત ગુણોના હિસાબે છે નીચ ગોત્ર પોતાના અવગુણના હિસાબે છે

તીર્થંકર દેવને જન્મવા લાયક જે જે ગોત્રો હોય તે ઉચ્ચ ગોત્ર છે તેમને લાયકના ન હોય તે નીચ ગોત્ર

અત્યકુળ, ભિક્ષુક ( ભિખારીનુ ) કુળ, કજુસનુ કુળ—તે નીચ ગોત્ર છે

ભગવાન્ મહાવીર દેવના જીવે મરીચિના ભવમા-નીચ ગોત્ર કર્મ બાધ્યુ હતુ તે ભવોમા ભોગવતા ભોગવતા શેષ રહ્યુ તે છેલ્લા ભવમા ભોગવવુ પડ્યુ પ્રથમ બ્રાહ્મણી દેવાનદાની કુક્ષિમા ઉત્પન્ન થયા

તીર્થંકર મહારાજ જેવા માટે ભીખારીનુ કુલ નીચ ગોત્ર છે, તેથી ઇંદ્રને ગર્ભનો ફેરફાર કરવો પડ્યો બ્રાહ્મણનુ કુલ તીર્થંકરને લાયક નહોતુ ભગવાન્‌ને ઇંદ્રે ત્રિશલાદેવીની કુક્ષિમા ( ક્ષત્રિય કુલમા ) પધરાવ્યા તીર્થંકરને લાયક, ગણધરને લાયક, ધાર્મિક આચારોને લાયક કુલ ઉત્તમ ગણાય તીર્થંકર, ગણધરની અપેક્ષાએ ત્યા પણ ભેદ પડી શકે પણ અહીં સામુદાયિક અપેક્ષાએ વાત છે

卐 卐 卐

## આર્ય દેશને આર્ય માનવાની વિધવિધ અપેક્ષાઓ

### નાસ્તિકોને બારે ભાગોળ ખુલ્લી છે—

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીની આગળ શ્રીસુયગડાગ શ્રુતસ્કધના અર્થાધિકારનુ વિવરણ કરે છે ક્રમે પુડરીકાધ્યયનનો અધિકાર ચાલે છે

ચાર પ્રકારના નાસ્તિકોના સબધમા કેટલુક વિચારી ગયા વક્તા શ્રીસુધર્માસ્વામીજી છે, સમર્થ છે, જ્ઞાતા છે, શાસનના શિરતાજ છે, યોગક્ષેત્રના ત્રાતા વિધાતા છે તથા શ્રોતા શ્રીજબૂસ્વામીજી સપૂર્ણ યોગ્ય છે, વિનીત છે, સસ્કારપૂર્ણ છે, રત્નત્રયીથી દેદીપ્યમાન છે, નિશ્ચિત કલ્યાણવાળા છે તેથી પ્રથમ મિથ્યાત્વાધિકારમા પ્રત્યવાયને અવકાશ નથી જો કે સામાન્ય નિયમ પ્રમાણે આક્ષેપણી એટલે સ્વ-સમયની કથા પહેલી કહેવી જોઈએ અને વિક્ષેપ કથામા તો લાભની ભજના છે પણ અહીં પાત્રવિશેષ છે તેથી વિક્ષેપણી પહેલા કરી છે પ્રથમ નાસ્તિક પચભૂતવાદી છે જગતમા પાચ ભૂતો વિના બીજુ કાઈ છે જ નહિ વ્યવહારમા કહેવત છે "એક નન્નો સો દુખને હણે" દરેક વાતમા 'ના' કહ્યા કરે, તેથી નથી નથી એ યા કરે ત્યા બાકી વાત રહી શી? એની પાસે છે 'નથી' તેમ પાચ ભૂતવાદી પણ કહે છે "જગતમા કાઈ છે જ નહિ ('જીવ' શબ્દની વાત જ કયા રહી?) કાઇ છે? કાઇ જ નહિ દેખાય છે તેમા તો ના કહેવાય શી રીતે? ત્યા કહ્યુ કે-પાચ ભૂતો છે-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ

બીજો નાસ્તિક આત્મષષ્ઠવાદી છે એ ભાઇસાહેબ "હા! જીવ છે તો ખરો" એમ તો કહ્યુ પણ પછી આગળ ચાલતા 'પણ' કહીને પોતે પરપોટાને પકડ્યો, અર્થાત્ કહ્યુ કે-" જીવ છે તો ખરો પણ પરપોટા જેવો છે પાણીમા પેદા થાય, પાણીમા જ પાછો અલોપ થાય જીવ પણ પાચ ભૂતથી પેદા થાય છે, પાચ ભૂતમાજ ખતમ થાય છે

જે છે તે અહીં, ભવાંતરમાં જીવ જાય તે બનતું નથી જીવ હોય તો જાયને ! " આથી તેને પણ પ્રથમ નાસ્તિકની જેમ ભવાંતર, સ્વર્ગ, નરક, પુણ્ય અને પાપ માનવાનું રહ્યું નહિ

ત્રીજો નાસ્તિક ઇશ્વરવાદી છે ઈશ્વરને કર્તા માને છે જવાબદારી, જોખમદારીના છટકામાંથી છટકવા માટે તેનો ઇશ્વરવાદ છે દુનિયાદારીમાં જેમ કોઈ મનુષ્યે દસ્તાવેજમાં સહી તો કરી દીધી છતાં પણ તેના અમલ વખતે છટકવું હોય તો જવાબદારી દૂર થાય અને સહી નકામી થાય તેવા મુદ્દાઓ જેમકે 'મારી ઉમર કાચી હતી અગર હું અક્કલ હુશિયારીમાં નહી હતો વગેરે' રજુ કરે છે

તે જ રીતે ખાનપાનની, અમનચમનની, હરવાફરવાની પ્રવૃત્તિ તમામ સ્વચ્છંદે કરવી છે પણ જવાબદારી, જોખમદારી પોતાના શિરે ધરાવવી નથી માટે ઠરાવ્યું કે-" જે થાય છે તે ઇશ્વરની પ્રેરણાથી થાય છે સર્વ વસ્તુ ઇશ્વરાધીન છે ઈશ્વર જ કર્તાહર્તા છે" પોતાના વિષયોમાં રાચ્યામાચ્યા રહેવાના, આરંભ, સમારંભ, પરિગ્રહાદિની પ્રવૃત્તિની જવાબદારી ઇશ્વરના શિરે ઢોળનારા મિથ્યાત્વીઓ છે આ લોકોને પણ પુણ્ય પાપનો ડર, સદ્ગતિ, દુર્ગતિનો વિચાર રહ્યો નહિ

ચોથો નાસ્તિક ભવિતવ્યતાવાદી છે એક સોદાગર પોતાના તમામ સોદાની જવાબદારી કુદરતને ઓઢાડે છે તેઓ કહે છે 'कर्तुं अकर्तुं अन्यथाकर्तुम्' કરવા, ન કરવા, અન્યથા કરવાની શક્તિ કોઇમાં નથી જે કંઈ તે ભવિતવ્યતા જો મનુષ્યમાં તેવું સામર્થ્ય હોત તો દુ:ખી થાત શા માટે ? દુ:ખને સ્પર્શે શા માટે ? તે તો સુખને જ શોધે માટે ભવિતવ્યતાજ બલવાન્ છે પ્રયત્ન નિરર્થક છે, ભવાંતરાદિની ચિંતા વ્યર્થ છે, અનુષ્ઠાનો અનુપયોગી છે કેમકે થવાનું તે થવાનું જ છે "

હવે આ નાસ્તિકને પણ ભવાંતરનો, સ્વર્ગ-નરકનો ભય રહ્યો નહિ, પુણ્ય પાપના વિચારને તેણે ઊભો રાખ્યો નહિ

ભવિતવ્યતાવાદી કહે છે " ભોજનમાં યોગ્ય સ્વાદ ખાતર મીઠાઇની સાથે મનુષ્ય શાક, રાઇતું, ચટણી વગેરે લે છે, તેજ રીતે સુખ સૌને પૂરું જોઇએ છીએ, દુ:ખનો લેશ પણ જોઇતો નથી જો कर्तुं કરવા માટે મનુષ્ય કે જીવ, જે કહો તે સમર્થ હોત તો દુ:ખો રહેત શું કરવા ? સૌ સુખી થાત વળી વ્યાધિને, આફતને કોઇ નોતરું આપતું નથી, જરા( વૃદ્ધાવસ્થા )ની રાહ કોણે જોઈ હતી ?

યત " ઘડપણ કોણે મોકલ્યું રે, ન્હોતી જોઈ તારી વાટ "

છતાં તે બધું આવે છેઃ જો अकर्तुं-ન કરવાનું કોઇમાં સામર્થ્ય હોત તો દુ:ખને દૂર ન કરત ? વળી कर्तुं, अकर्तुं માટે સામર્થ્ય ન હોય પણ अन्यथाकर्तुं માટે તો સામર્થ્ય હોય ને ! જેમ વાનર વિદ્યા પણ એક વિદ્યા છે ઘર કે માળો બનાવી ન શકાય પણ

તોડાય તો ખરો ! તેય સામર્થ્ય છે ? આ શક્તિ મનુષ્યમા નથી, ઈશ્વરમા નથી કે બીજા કોઈમા નથી, માત્ર ભવિતવ્યતામા છે " આ રીતે ભવિતવ્યતાવાદીને પણ બારે ભાગોળ મોકળી છે ભડક રાખી જ નથી

શ્રી હેમચદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે-ઈશ્વરકર્તૃત્વવાદમા જન્મ પછીની વાત તો પાછળની છે પણ બીજા ભવમાથી જીવ અહીં આવ્યો કે જે વખતે તેનુ શરીર અગુલના અસખ્યાતમ ભાગનુ છે, તેને નવ માસ સુધી ગર્ભમા ઘોર અધારી કોટડીમા ઊધે મસ્તકે શા માટે લટકાવ્યો ? તે જીવે બગાડયુ શુ ? કેદી તોફાની થાય છે તોપણ જેલર ગભીરતાથી કામ લે છે, જેલર તે વખતે રાક્ષસ બનતો નથી ઈશ્વર જેવો દયાળુ, કીડી જેટલા શરીરવાળા ગર્ભમા આવેલા જીવ ઉપર આવી ભયકર સજા શા માટે કરે છે ? તે જીવના આ ભવના ગર્ભમા જ-પ્રારભમા જ-ઈશ્વરે આવુ મગલાચરણ આચર્યું ? મગલમાજ મૃત્યુઘટ ! ( વીત૦ પ્ર૦ ૭, શ્લો૦ ૪ )

તાત્પર્ય કે-આ ચારે નાસ્તિક મતવાદીઓ યથેચ્છ રીતિએ પોતે આત્માની જવાબ દારી તથા જોખમદારીમાથી છટકી જાય છે તેઓનો હેતુજ એ છે કે-યથેચ્છ વર્તવું છે માટે જવાબદારી દૂર કરવી

## દેવલોકમા સમ્યગ્માર્ગની આદ્ય પ્રરૂપણા નથી માટે ત્યા પાખડાદિની ઉત્પત્તિ નથી.

નારકીમા વ્યવહાર નથી દેવતાઓ તથા તિર્યચો વ્યવહારના વિષયમા ખરા પણ તેઓ વ્યવહારના ઉત્પાદક નથી મનુષ્યો ઉત્પન્ન કરવામા આવેલા વ્યવહારના લીટે ચાલનારા છે શાસ્ત્રોમા ત્રણસે ત્રેશઠ પાખડીઓ જણાવ્યા તેમા એક પણ દેવતા નથી કોઇ દેવતા પાખડશાસ્ત્રી બન્યો નથી છ દર્શનોમા પણ તેમજ છે દેવતાઓ પાખડને પ્રવર્તાવતા નથી તેમ ઉત્પન્ન કરી શકતા નથી

મનુષ્યોને સામાન્યત મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન હોય છે દેવોને ત્રણ જ્ઞાન ( વધારામા અવધિજ્ઞાન ) હોય છે છતા દેવો પાખડ ન કરી શકે તેનુ કારણ ?

જ્યા સાચી વાત હોય ત્યા જુઠી વાત કહેવાનો પ્રસગ આવે છે નારકીમા દિવસ કે રાત્રિ ? ત્યા દિવસનુ અજવાળુ નથી દેવલોકમા દેવવિમાનોના રત્નોથી કાયમ ઉદ્યોત ( અજવાળુ ) છે, ક્ષણ માત્ર પણ અધારૂ નથી દેવલોકની બહાર જ્યા તમસ્કાય છે ત્યા ભલે અધારૂ હોય પણ દેવલોકમા તો સદા પ્રકાશ છે દેવલોકમાં દિવસ નામનું તથા નારકીમા રાત્રિ નામનું કાળદ્રવ્ય માનવું ? અઢીદ્વીપમા ચર જ્યોતિષકો છે તેના હિસાબે અહીં પણ દિવસજ માનવો ? દેવલોકમા રાત્રિ, નારકીમા દિવસ કેમ નહિ ? દિવસ તથા રાત્રિનો વ્યવહાર માત્ર અઢીદ્વીપમાજ કેમ ? તે વ્યવહાર દેવલોકમા તથા નારકીમા કેમ

નહિ ? જ્યા દિવસ તથા રાત્રિના વિભાગો પરસ્પર પર્યટન કરતા હોય ત્યા કાલની મર્યાદા હોય

તેજ રીતે મિથ્યાત્વનો નવો ફાટો ત્યાજ નીકળે કે જ્યા સમ્યકત્વ હોય, પ્રવર્તમાન હોય જ્યા સમ્યકત્વનો, મોક્ષમાર્ગનો ઉદ્ભવ નથી ત્યા મિથ્યાત્વ માર્ગનો ઉદ્ભવ નથી મોક્ષમાર્ગનો ઉદ્ભવ માત્ર મનુષ્યગતિમાજ છે

લાખ અને ક્રોડ વચ્ચે એક પાઇ જેટલો ફરક છે રૂ ૯૯૯૯૯૯૯-૧૫-૧૧ નવાણુ લાખ, નવાણુ હજાર, નવસે નવાણુ રૂપીઆ, પદર આના, અગીઆર પાઈમા માત્ર એક પાઈ ઉમેરો એટલે ક્રોડ અને ક્રોડમાથી એકજ પાઇ ઘટ્યો એટલે લાખ ( સખ્યામા )

ડાહ્યા અને ગાડા વચ્ચે અતર થોડુજ છે, વિશેષ નથી વિચાર આવ્યા પછી તરત પ્રવૃત્તિ ન કરે, વિચારણા કરે, હિતાહિત વિચારે, પછી પ્રવૃત્તિ કરે તે ડાહ્યો અને તરત અમલ કરે તે ગાડો ગળીને વાપરે તે ડાહ્યો છે કહ્યુ છે કે—

" પાણી, પવન, પરવાતને, નિત્ય ગળી લીજે. "

તેમજ વિચાર માટે પણ સમજવુ દેવતાઓ મહાપુણ્યવાન્ છે, સમર્થ છે, પણ વિચારણા સાથેજ અમલ કરે છે એજ ખોડ છે દેવાण वच्छाणं દેવોને ઇચ્છા થતા પદાર્થની સિદ્ધિ થાય છે

આત્માની સિદ્ધિને અગે વિચારીએ તો પ્રથમ પાયો ગાડપણ છે

वीतरागजन्मादर्शनात्.

સર્વથા રાગ કે દ્વેષ વિનાનાને જન્મવાનુ હોતુ નથી વીતરાગને જન્મ હોયજ નહિ વીતરાગના ' આયુષ્ય, ગતિ, નામ ' આ કર્મો ભસ્મીભૂત થયા છે, એટલે ભોગવવાનું રહેતુજ નથી જન્મવાનુ માત્ર મોહમા માતેલાઓને માટેજ છે જે મોહના કબજામા છે તેનેજ હણવાનુ, મારવાનુ કામ પાર પાડવુ તે મનુષ્ય ગતિમાજ બની શકે બીજી ગતિમા બની શકતુ નથી

મોહને લીધે આવેલા વિચારોને તથા તેના યોગે થતી પ્રવૃત્તિને દેવો રોકી શકતા નથી તે રોકવાનુ સામર્થ્ય મનુષ્યમા જ છે

ચોથે ગુણસ્થાનકે થતા ચાળા પણ મોહનો નાશ કરવાના હોય છે

મોહનો નાશ કરવાનુ બીડુ ઝડપનાર મનુષ્યે શિરસાટે ઝુકાવવાનુ હોય છે ત્યા વિચાર નહિ ! ત્યા તો—

" याहोम करीने पडो, फत्तेह छे आगे "

પાચમે ગુણસ્થાનકે પણ સ્થુલ હિસા છોડીને બીજી રાખી છે તે મોહના ચાળા છે મોહ પણ લાગ જોયા કરે છે

મોહને મારવાની તાકાત મનુષ્યમા છે દેવોમા નથી કેમકે ત્યા વિચારની સાથે જ વર્તન છે તે વિષમતા છે દેવો ઉદયને નિષ્ફલ કરી શકતા નથી મનુષ્ય ગતિમા વિચારો તથા વર્તન અલગ રહી શકે છે અને તેથી બચવાનો અવકાશ છે આ હેતુથી મનુષ્યો જ ધર્મને આચરી શકે છે ક્ષાયોપશમિક ભાવ એટલે મિશ્રભાવ પણ તેમા હક્તે હક્તે મનુષ્ય ક્ષાયિક ભાવ લાવી શકે છે દેવતાઓ વિચારમા તલ્લીન હોવાથી તેઓ ક્ષાયિક ભાવને પામી શકતા નથી તેમના વિચારો વર્તનરૂપ બની જાય છે આ રીતે દેવતાઓ ક્ષાયિક ભાવ પામી શકતા નથી અને તેથી વીતરાગપણું, કે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી, માટે તીર્થ સ્થાપના કરી શકતા નથી

તીર્થ સ્થાપના જ્યા નથી ત્યા પાખ ડની સ્થાપના સભવિત નથી

## જુદી જુદી દૃષ્ટિએ આર્યદેશની સિદ્ધિ

શ્રીતીર્થ કર દેવની દેશના સાભળવા દેવોને મનુષ્યલોક ( મૃત્યુલોકમા ) આવવુ પડે છે

ક્ષાયિક ભાવાદિ ત્રણે ગતિ( દેવ, નારકી, તિર્ય ચ )મા નથી માત્ર મનુષ્ય ગતિમા છે મનુષ્ય ગતિમા જ સમ્યગ્ માર્ગ છે

‘જ્યા દિવસ ત્યા જ રાત્રિ’ તે ન્યાયે જ્યા સમ્યગ્ માર્ગ હોય ત્યા જ મિથ્યાત્વ હોય છે જ્યા અસલ માલ મળતો હોય ત્યા જ નકલી માલ પણ મળે છે

ભરતક્ષેત્રમા ક્ષેત્રની અપેક્ષાએ બત્રીશ હજાર દેશોમા માત્ર સાડીપચ્ચીશ જ દેશો આર્ય દેશ છે બાકીના અનાર્ય દેશ છે

શ્રી તીર્થ કર દેવ, તેમજ ચક્રવર્તી, બળદેવ કે વાસુદેવની ઉત્પત્તિ આ સાડી પચ્ચીશમા જ થાય છે માટે તે આર્ય દેશ છે તે પુરુષોત્તમો-શલાકા પુરુષોની ઉત્પત્તિ બીજે થતી નથી

આજ કાલ ભાષા પરત્વે પણ દેશ કહેવાય છે પોલાન્ડ, જર્મની, ઇટાલી, હિન્દુસ્તાન વગેરે દેશો ભાષાને અગે પણ છે

લિપિને તેમજ ભાષાને અગે પણ આર્યો કહેવાતા હતા મૂલ તો એ જ કે શલાકા પુરુષનું ઉત્પત્તિસ્થાન છે માટે તે આર્ય દેશ છે

હવે લિપિની તથા ભાષાની અપેક્ષાએ કહેતા શ્રીશ્યામાચાર્યજી મહારાજા શ્રીપન્નવણાજીમા જણાવે છે કે-“ જ્યા માત્ર બ્રાહ્મીલિપિ તથા અર્દ્ધમાગધી ભાષા પ્રવર્તમાન હોય ત્યા સર્વત્ર આર્યત્વ ( આર્યક્ષેત્રપણું ) જાણવુ ( પ્રજ્ઞા૦ પૃ૦ ૫૬ ) એનો

અર્થ એમ નથી કે તે લિપિ અને તે ભાષા બીજે ન બોલાય કે ન લખાય તેમજ આર્ય ક્ષેત્રમા પણ બીજી લિપિ કે ભાષા ન હોય તેમ પણ નથી મુખ્યતયા આ નિયમ જાણવો

ગુજરાતમા મુખ્ય ભાષા તથા લિપિ ગુજરાતી છતા ઇંગ્લીશ, હિંદી, મરાઠી વગેરે બોલાય, લખાય ખરી, મદ્રાસાદિમા તે તે દેશના લિપિ, ભાષા મુખ્ય છતા ત્યા પણ ગુજરાતી વગેરે લિપિ, ભાષા લખાય બોલાય ખરા તેમજ આર્ય દેશમા મુખ્ય લિપિ ભાષા શ્યામાચાર્યના જણાવવા મુજબ બ્રાહ્મી તથા અર્દ્ધમાગધી જાણવી ગુજરાતીઓ પોતાની ભાષા તથા લિપિને ગુજરાતી કહે છે કહી શકે છે કેમકે તે લિપિ તથા ભાષાની ઉત્પત્તિ ગુજરાતમા છે તેમજ બ્રાહ્મી લિપિ તથા અર્દ્ધમાગધી ભાષાનો વ્યવહાર તથા ઉત્પત્તિ સાડી પચ્ચીશ દેશોમા ( આર્ય દેશમા ) છે, માટે તે ભાષાને આર્ય કહી શકાય લિપિ તથા ભાષાની દૃષ્ટિએ પણ આ દેશોને આર્ય દેશ કહી શકાય વ્યવસ્થા, વ્યવહારાદિની અપેક્ષાએ આ દેશોને આર્ય દેશ કહી શકાય શ્યામાચાર્યજીના કહેવા મુજબ પણ તે વાત સિદ્ધ થાય છે

卐 卐 卐

## ચારેય નાસ્તિકો ભયંકર ઉઠાવગીરો છે.

### ભયંકરમા ભયંકર પાપસ્થાનક અઢારમું મિથ્યાત્વશલ્ય છે !

सम्मद्दिट्ठी जीवो०

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ શ્રુતસ્કધના અર્થાધિકારમા પુડરીકાધ્યયનનું નિરૂપણ કરે છે

મિથ્યાત્વ તથા મિથ્યાત્વીઓનુ વર્ણન ચાલુ છે 'મિથ્યાત્વી' શબ્દ કોઇને ગમતો નથી અને ન ગમે તે સારૂ છે, પણ જેને તે શબ્દ ન ગમે તેણે મિથ્યાત્વ છોડવું જોઇએ 'મિથ્યાત્વી' શબ્દ પ્રત્યે અરૂચિ છે તે ન રાખતા મિથ્યાત્વ પ્રત્યે અરૂચિ રાખવી જોઇએ જેણે ગુન્હેગાર ન ગણાવું હોય તેણે ગુન્હાથી દૂર રહેવુ જોઈએ દુષ્કૃત્ય કરનારો મનુષ્ય જરૂર હલકો છે, અધમ છે, પણ તે પોતાના એકલાપણ માટે, પણ દુષ્કૃત્યને જગતના ચોગાનમા સત્કૃત્ય ઠસાવનાર તો ભૂમિને ભારભૂત છે, જગત આખાને શ્રાપરૂપ છે દુષ્કૃત્ય કરનારો તે એકલો દુષ્કૃત્ય માટે જવાબદાર છે જ્યારે દુષ્કૃત્યને સત્કૃત્ય તરીકે પ્રચારનાર તો સેકડો પાપોનો ભાગીદાર ( જવાબદાર ) છે આથી શાસ્ત્રકાર પ્રથમના સત્તર પાપસ્થાનકોને–તે પાપસ્થાનકોના પાપોને રજ જેવા ગણે છે, પણ અઢારમા પાપસ્થાનક મિથ્યાત્વશલ્યના પાપને મેરૂ જેવુ ગણે છે પ્રથમના સત્તર પાપસ્થાનકો પણ ઉપેક્ષણીય નથી, રજ જેવા એટલે મામૂલી નથી, છે તો ભયંકર, પણ અઢારમા પાપસ્થાનકની અપેક્ષાએ રજ જેવા છે, અર્થાત મિથ્યાત્વશલ્ય નામનુ અઢારમુ પાપસ્થાનક અતિભીષણ છે, ભયંકરમા ભયંકર છે

સત્તર પાપસ્થાનકો સેવાતા હોય પણ જો છેલ્લુ "મિથ્યાત્વશલ્ય" પાપસ્થાનક ગયુ હોય તો અર્દ્ધપુદ્ગલ પરાવર્ત્તમા બાકીના પાપસ્થાનકો નક્કી જવાના આપોઆપ અગીયારા ગણવાના પણ સત્તર પાપસ્થાનકોને છોડ્યા છતા જો એક છેલ્લુ પાપસ્થાનક "મિથ્યાત્વશલ્ય" રહ્યુ હોય તો પાછા સત્તરે ભાઈબધો આડબરથી પધારવાના ! છેલ્લુ પાપસ્થાનક જડરૂપ છે તે છોડનારને પાપ સારૂ લાગે નહિ પછી રાચવાનું તો હોય જ કયાથી ? પાપ કરવુ પડે તેથી કરે તો પણ ખરાબ માને, ખરાબ તરીકે જણાવે તેથી શાસ્ત્રકારોએ નિયમ બાધ્યો કે સમ્યગ્દૃષ્ટિ જીવ સત્તર પાપસ્થાનકોમાથી એક પણ સેવે તો તે અત કોટાકોટિથી વધારે સ્થિતિ તો બાધે જ નહિ સમકિતી થયો એટલે શાસ્ત્રકાર બચાવે છે તેમ નથી શાસ્ત્રકારે નિયમ બાધ્યો એટલે તેમના હાથમા સત્તા છે એમ નહિ પણ નિત્ય નિયમ કહીને વસ્તુસ્થિતિ દર્શાવી છે સમ્યગ્દર્શનનો સ્વભાવ પણ એવો છે કે જીવને પાપથી બચાવે કાસાને પાણી લાગતુ નથી એટલે કોઈના હુકમથી નથી લાગતુ તેમ નથી પણ કાસાનો સ્વભાવ જ તેવો છે

સમ્યગ્દર્શનવાળાને અત કોટાકોટિથી વધારે સ્થિતિનુ પાપકર્મ ન બધાય તેવુ કયુ કારણ છે ? પ્રતિક્રમણસૂત્રમા જણાવ્યુ છે

सम्मद्दिट्ठी जीवो, जइवि हु पाव समायरइ किंचि ।
अप्पो सि होइ बधो जेण न निद्धघस कुणइ ॥ ( श्राद्धप्र० गा० ३६ )

સમ્યગ્દૃષ્ટિ આત્મા પાપ નથી કરતો એમ નથી કરે છે કરવા પડે છે પણ તેના પાપનો બધ અલ્પ છે માત્ર મિથ્યાત્વ જવાથી આ સ્થિતિ છે

## સરક્ષકની ભક્તિમાજ મરક્ષણ છે

ગાયના વાછરડાને માલીક યોગ્ય રસ્તે ન દોરે તો તે ખાડાખૈયામા પડે અને મરે તેમા નવાઈ નથી

નિયમને, બધનને, કેટલાકો "વાડાબધી" કહે છે તે દોઢડાહ્યા છે નાના બચ્ચાને અગ્નિ, પાણી, સર્પ, વીંછી વગેરેના ભયકરપણાની ખબર નથી એટલે તે તો તેની સામે પણ ચાલ્યુ જાય પણ મા-બાપો શુ તે વખતે તેને જવા દે ? નહિ જ, જવા દે તો બચ્ચુ મરે જ તેમ આ જીવ પણ અજ્ઞાની છે, વિષયકષાયથી આકુળવ્યાકુળ છે, બેભાન છે, મદોન્મત્ત છે, છૂટો થઇ ગયો છે, તેને માર્ગે લાવવો તે વાડાબધી છે કે સરક્ષણ છે ? સરક્ષણમા વાડાબધી જોનારની નજર વિપરીત ( ઊધી ) છે

બચાવ બે જ રીતિએ થાય છે, કા તો સ્વયશક્તિથી બચાવ થાય છે, કા તો રક્ષકોની ભક્તિમા રહેવાથી બચાવ થાય છે

જ્યા સુધી આત્મા ક્ષાયિકભાવવાળો ન થાય, કલ્પાતે પણ વિકાર ન વળગી શકે

તેવો ન થાય ત્યાં સુધી સંરક્ષક( ગુરૂ )ના સંરક્ષણમાં શ્રદ્ધા-ભક્તિવડે રહેવું જોઇએ મન ઉપર, ત્રિકરણયોગ ઉપર કાબુ સંપાદન થાય ત્યારે જ આત્મા ઉપર શ્રદ્ધા રખાય

ઉપાધ્યાયજી શ્રીમદ્યશોવિજયજી મહારાજા જણાવે છે જ્ઞાનાચારાદિ આચારોમાં ( આચારોની શિક્ષામાં ) તન્મયપણાથી ઉચ્ચભૂમિકાએ જવાય છે અને ત્યારે ગુરૂપણું મળે છે ત્યાં સુધી તો ઉત્તમ ગુરુવર્યોની સેવા કરવીજ જોઇએ ( જ્ઞાનસા૦ અ૦ ૮, ગા૦ ૫ )

## ' કરવું પડયું ' અને ' કરવું જોઈએ ' માંજ મોટો તફાવત છે

સમ્યગ્દૃષ્ટિ આત્માને કરવા પડતા પાપમાં અલ્પ બંધ હોય છે કારણ કે તે આત્મા પાપમાં નિરપેક્ષ તો હોતોજ નથી પાપ કરતી વખતે પાપના રસને પોષતો નથી, પણ કરવા પડતા પાપ માટે પશ્ચાત્તાપ કરતો હોય છે, કરવા પડતા પાપને પાપ માને છે, સંતાપજનક માને છે, ખોટું, ખરાબ વગેરે માને છે મિથ્યાત્વવાસિતની હાલત અતિ વિપરીત હોય છે મિથ્યાદૃષ્ટિ મદોન્મત્ત બનીને પાપ કરે છે પાપ કરતો જાય છે તથા રસને પોષતો જાય છે પોતે સારૂં કરે છે એમ માને છે-મનાવે છે પોતે પાપ કરે છે બીજાઓને પાપ-પંથે પ્રેરે છે પાપ કરનારને શાબાશી આપે છે એક મનુષ્ય બીજાને મારીને આવ્યો હોય ત્યારે તે જોઇને મિથ્યાત્વી બોલશે " માર્યોને ! ઠાર માર્યોને ! ઠીક કર્યું ! એ તો એજ દાવનો હતો ! " મિથ્યાત્વીની આ હાલત છે પાપ કરવું અને તેના રસને પોષવો એટલે કડવી તુંબડીના શાકને સોમલથી વઘારવા જેવું છે

સમ્યગ્દૃષ્ટિ આત્માઓ પાપરહિત નથી હોતા પાપ તો પાપાલયમાં ( સંસારમાં ) છે એટલે તેમને પણ કરવા પડે છે, પણ તે કહે છે કે-" કરવું પડયું ! " મિથ્યાદૃષ્ટિ ત્યાં કહે છે કે " કરવું જોઇએ ! "

એક ખૂની ખૂન કરીને આવે તેને શાબાશી આપનાર મિથ્યાત્વી તેની એકલાનીજ જવાબદારી( પાપની )માં ભાગીદાર થાય છે, જ્યારે આ ચાર નાસ્તિકો ( મતવાદીઓ ) પાપની જવાબદારી જોખમદારી જગતમાંથી ઉડાવે છે અર્થાત્ જગતને પાપના પંથે પ્રેરે છે આ પ્રેરણા વ્યક્તિગત પણ નથી જેમ કૃષ્ણે અર્જુનને કરી હતી

ગીતામાં છે કે—मयैवं ते निहता અરે અર્જુન ! જુએ છે શું ? મુગ્ધ કેમ બન્યો છે ? આમને મેં તો મારેલાજ છે, તારે તો માત્ર શરથી વિંધીને નિમિત્તભૂત થવાનું છે વા ! ઊભો થા ! યુદ્ધ કર અને વિજય પામ !

ગીતા એટલે કમાઈના ધંધાની દલાલી કરનાર છે શબ્દ કઠોર લાગશે પણ વાકયના અર્થને વિચારો તો ખરા !

य एनं वेत्ति हन्तारं, यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो, नायं हन्ति न हन्यते ॥ ( भग० गी० अ० २ श्लो० १९ )

"હે અર્જુન ! હું આને હણું છું અને હું આનાથી હણાઉં છું" એમ માનવું તે ભ્રમ છે "કોઈ કોઈને હણતો નથી તેમ કોઈ કોઈથી હણાતો નથી" આ ધંધો કસાઈનો નથી લાગતો ?

આગળ વધીને કહે છે "જર્જરિત થયેલા શરીરવાળો મરવાથી તો નવું શરીર પામવાનો છે, જુના વસ્ત્રોને ચીરવાથી તો તેને નવા મળવાના છે"

નવા શરીરો મેળવવાના નામે મારવાનો ઉપદેશ આપનારાઓ જગતમા કયો જુલમ ન કરે ? કોઈ એમ ન માની લે કે કૃષ્ણજી માટે જૈન શાસ્ત્ર આમ કહે છે આ તો ઇતરો કહે છે, તેમની ગીતા કહે છે

## આત્માની સ્પષ્ટ સિદ્ધિ પણ કયા માનવી છે ?

આવી રીતે જગતમા ભયંકર મિથ્યાત્વને પ્રચારનારા ચાર નાસ્તિક મતવાદીઓમા પહેલો મતવાદી આત્માને માનતોજ નથી માત્ર પાચ ભૂતોને માને છે, અને તેથી તે જવાબદારી, જોખમદારીને માનતો નથી હવે તેને કોઈ શરીર ઉપર અંગારો ચાપે ત્યારે તો 'બળુ છુ' એમ બોલે છે શરીરને થતી ઇજા માટે જવાબદારી, જોખમદારી કબૂલ કરે છે શરીરને નુકશાન કરનાર પદાર્થની જવાબદારી, જોખમદારી સમજે છે, બળવાની વેદનાને સમજે છે, પ્રશ્ન એ ઉઠે કે જો ચેતન નથી, જીવ નથી તો સમજનાર છે કોણુ ? 'હુ છુ' એમ સો બોલે છે એ ભાન સૌને છે 'હુ નથી' એમ કોઈ બોલતું નથી એ 'હુ' તે કોણુ ? 'હુ' કોઈક ખરૂ કે નહિ ? આત્માની સિદ્ધિ તો સ્પષ્ટ છે, પણ તે નાસ્તિકને માનવી નથી

બીજો નાસ્તિક મતવાદી માને છે કે "આત્મા નથી એમ કોણુ કહે છે ? છે, છે, પણ પાચભૂતોમા તે ઉત્પન્ન થાય છે તેમા જ તે નાશ પામે છે જેમ પરપોટો પાણીમા પ્રગટે છે અને પાછો પાણીમાજ લીન થાય છે" આ રીતે આ મતવાળો જીવની જવાબદારી, આ ભવ પૂરતી માને છે ભવાતર માટે જવાબદારી ખંખેરી નાખે છે આ ભવની જવાબદારીનુ પર્યવસાન કયા થાય ? મત્સ્યગલાગલ ન્યાય જેવી હાલત ગણાય કાયદા તથા કોર્ટો પ્રજા માટે છે, રાજા માટે નહિ ! એક માણસ ખૂન કરે તો તેને દેશનિકાલની સજા થાય અથવા ફાંસીની પણ સજા થાય, પણ રાજાઓ ગામો લૂટે, લેપારો પોતાના કબજે કરે તેમને સજા કોણુ કરે ? દુનિયા બકરીને તાબે રાખે છે સિંહને નહિ !

"બકરીની ઈદ થાય, વાઘની ન ઈદ થાય,
પોપટ પુકીને પુરૂ પાંજરે ન પાણી પાય,
મામો કહીને દૂધ સાપને તો દેવા જાય"

વધારે આનાખરાબી કરનારા સાધનો ભેગા કરનારા સત્તાધીશો ઈલ્કાબોથી નવાજાય, જ્યારે તાબેદારો છે તેમને માટે કડક સજાના નિયમો !

'એક આરે વાઘ બકરી પાણી પીએ' એવો ન્યાય ક્યા રહ્યો ? જે ચોર પકડાય નહિ તે બાહોશ ! પકડાય તેને શિક્ષા !

નીતિ, પાપ, પુણ્ય, વગેરે સ્વય સારા નરસા માનનારાએ તો ભવાંતરની જવાબદારી જોખમદારી માન્યા વિના-સ્વીકાર્યા વિના છૂટકો નથી ભવાતરની જવાબદારી નહિ માનનારો આ બીજો નાસ્તિક જુઠુ પણ જુગતું બોલનાર જેવો છે કોર્ટમા પણ તેમજ હોય છે "પોલુ દેખીને પેસી જા" એવી કહેવત પણ છે પરપોટો તે પાણીથી ભિન્ન નથી તેમ આત્મા પાચ ભૂતોથી જૂદો નથી આવી માન્યતા ધરાવનાર પાપનો પ્રલય શી રીતે કરવાનો ? ભવાતરની જવાબદારી ઉડાવી તેણે તો પાપનો માર્ગ ખુલ્લો જ રાખ્યો છે

## ઈશ્વરના નામે ઘોર અનર્થોની પરપરા !

ત્રીજો નાસ્તિક ઈશ્વરવાદી ( ઇશ્વરને કર્તાહર્તા માનનાર મનાવનાર ) છે તેણે પાચ ભૂતને પણ માન્યા, જીવને પણ માન્યો, ભવાતરની પરપરા પણ કબૂલી પણ હવાલા ઈશ્વરના નામે નાખ્યા !

એ ઇશ્વરવાદીઓ શું શુ કહે છે તે જરા જુઓ.

"બ્રાહ્મણને આપશો તો ઈશ્વરને ત્યા જમે થશે ( પ્રકારાતરે અર્થ એ પણ છે કે ગરીબને આપેલુ ઇશ્વરને ત્યા જમે નહિ થાય માત્ર બ્રાહ્મણને જ આપેલુ ઇશ્વરને ત્યા જમે થશે ) માછલાનું માસ યજ્ઞમા હોમીને બ્રાહ્મણને ખવરાવશો તો તમારી માતાને બે માસ સુધી ક્ષુધા ( ભૂખ ) લાગશે નહિ . હરણના માસથી ત્રણ માસ ભૂખ લાગશે નહિ, જેની ડોક લાબી થઇ જાય તેવો લષ્ટ પુષ્ટ ( જાડા ) બોકડાનું માસ શ્રાદ્ધમા આપશો તો તમારા માબાપને બાર વર્ષ સુધી ભૂખ લાગશે નહિ"

આવા અનિષ્ટો ઈશ્વરના નામે હાકે રાખે છે સરકારનો ટેક્સ જન્મ પછી તથા જિદગી સુધી હોય છે, જ્યારે ઇશ્વરવાદી બ્રાહ્મણોનો ટેક્સ ગર્ભમા આવતા તેના ઉપર લાગુ થાય છે અને પછી ! ડગલે ને પગલે તેને વેરાથી વીંટાયેલો જ રાખે છે અને મર્યા પછી પણ ક્યા છોડે છે ? મુઆ પછી મરનારના નામે પાછલનાઓ પાસે વેરો વસુલ લે છે, સેજ ( શય્યા ), ને બારસુ, તેરસુ, શ્રાદ્ધ અનેક મિષે ઈશ્વરની પેઢીના આ દલાલો વેરાની વસુલાત હજમ કરે છે કરે છે બધુ પોતે પણ જવાબદારી સરકાવે છે ઈશ્વરના શિરે

બદરી ચાચીયાઓ ત્યાના ભીલોને ચોરી કરવા મોકલે છે તેમા પોતાનો ભાગ રાખે છે તે ચોરીમાથી એક બે કેસ જાહેર પણ પોતે કરે, અમુકને પકડે પણ પોતે, કેસ ચલાવે બધુ પોતે કરે પણ અદરના અદર અને બહારના બહાર, પોતે તેના તે !

તેમ ઇશ્વરવાદીઓના કહેવા મુજબ પાપ પણ ઇશ્વર કરાવે છે સજા પણ ઇશ્વર કરે છે આ ધાગા પંથીઓએ પોતાના નીચ સ્વાર્થીની ખાતર ઇશ્વરને કેવો ચિતર્યો છે ?

### ચોથા નાસ્તિકની નવી ચાવી 'ભાવી'

ચોથો નાસ્તિક ભવિતવ્યતાવાદી છ તેણે વિચાર્યું કે ઇશ્વર નામે આવી પોલ તો અક્કલ વિનાના માણસો પાસે ચાલે પણ અક્કલવાળા આ શી રીતે માને ? એટલે તેણે નવી ચાવી બનાવી અને તેનું નામ 'ભાવી'

### यद् भावि तद् भवति ।

તે કહે છે કે ધારેલુ કરવામા, નહિ કરવામા કે પલટાવવામા ( कर्तुम् अकर्तुम् अन्यथाकर्तुम् ) આ ત્રણે બાબતોમા દુનિયામા કોઈ સમર્થ નથી જે ભાવીથી નિયત હોય છે તે જ થાય છે

આ રીતે ભવિતવ્યતાવાદી જવાબદારી, જોખમદારી ભાવિને ભળાવે છે તે મતનું તાત્પર્ય એ છે કે–" એ તો કરતા હોય તે કરવુ, આપણને કાંઇ લાગતુવળગતું નથી થવાનું છે તે તો ગમે તે કરો તો પણ થવાનું જ છે "

જે મનુષ્ય અયોગ્ય વર્તનને સમજી શકે, તેનું ફલ પોતાને ભોગવવુ પડશે એવી જવાબદારી સમજે તે મનુષ્ય સદાચાર સેવી શકે છે

આ ચારેય નાસ્તિક મતવાદીઓ ભયંકર મિથ્યાત્વીઓ જગતમાથી જવાબદારી, જોખમદારી નામના તત્ત્વને જ ઉડાવનારા ઉઠાવગીરો છે

### સમકિતીની માન્યતા

સમકિતી આત્મા જવાબદારી, જોખમદારી સમજે છે તેને જે સમજે તે સમકિતી છે પુણ્ય કે પાપનુ ફલ, સુખદુ ખરૂપે પોતાનેજ ભોગવવા પડશે એમ માનવુ તેજ સમ્યગ્દર્શન સમકિતી માને છે કે–" ભૂતકાલમા જવાબદારી અદા નથી કરી માટે વર્તમાનમા જોખમદાર છુ વર્તમાનમા જવાબદારી અદા નહિ કરૂ તો ભવિષ્યમા પણ જોખમદાર રહીશ આ જગતના દરેક જીવો જુદા જુદા છે કોઇ જીવ કોઇની સાથે જોડાયેલો ( સંયુક્ત ) નથી જગતમા માલમિલકતની ભાગીદારી હોય છે પણ આબરૂની હોતી નથી કુટુબમા પણ ભાગીદારી ધ ધાન્યની હોય છે પણ સુખદુ ખની ( સ્ત્રી પુત્ર સાથે પણ ) હોતી નથી શરીરની, ખોરાકની, શ્વાસોશ્વાસની ભાગીદારી નિગોદનાં જીવોમા અનતા જીવોમા પરસ્પર હોય છે અનતા જીવો વચ્ચે એક શરીર, એક ખોરાક, એક શ્વાસોશ્વાસ હોય છે છતા જવાબદારી તો જુદી હોય છે શ્રીજિનેશ્વરદેવ ફરમાવે છે पुढो सत्ता पुढो कम्मा । દરેક જીવો જુદાજુદાજ છે અને કર્મો પણ જુદા જુદાજ છે દરેકને પોતાના અગે જવાબદારી જોખમદારી પોતાની છે " આનુ નામ સમ્યગ્દર્શન છે

## અર્દ્ધમાગધી ભાષા.

ધર્મનો ઉપદેશ મનુષ્યોનેજ આપી શકાય છે જાગીરદારો જાગીરમાજ મોજ કરે, ગુન્હેગારો કારાગૃહમાજ સડે, ધારાસભામા ધારાસભાના સભ્યો જ હોય તેમ દેવતાઓ બાધેલા પુણ્યના ફલરૂપ સાહ્યબીને ભોગવવામા પડ્યા છે નારકીઓ બાધેલા પાપના ફલરૂપ અનિર્વચનીય વેદના ભોગવવામા આકુલ-વ્યાકુલ છે, તેમને ( નારકીઓને ) શ્રીજિનેશ્વરદેવના જન્માદિ કલ્યાણક સિવાય ક્ષણ પણ શાતિ નથી, તિર્યચો પરાધીન છે તેથી ધર્મોપદેશ મનુષ્યોને જ આપી શકાય છે

ધર્મ કરવામા દેવતા હોતા નથી ધર્મ શ્રવણમા કદાચ આવે ધર્મની ધારાસભાના સભ્યો તેજ ગણાય કે જેઓ સાભળીને આચરી શકે ત્યા બેસવાનો હક તેમનો છે તેવા સભ્યો મનુષ્યો છે

## મનુષ્યોના બે ભેદ ૧ આર્ય. ૨ અનાર્ય

પ્રસગે આધળાને અધ કહેવો પડે છે તે નિન્દા માટે નહિ, પણ સ્વરૂપદર્શન માટે છે તેમ જેમને અનાર્ય કહેવામા આવે છે તે તિરસ્કારભાવે નહિ પણ વસ્તુસ્થિતિ જણાવવા માટે છે

ધર્મનો માર્ગ ચલાવનારા શ્રીતીર્થંકરદેવો, ગણધર મહારાજાઓ, ચક્રવર્તીઓ, બળદેવો, વાસુદેવો જ્યા ઉત્પન્ન થતા નથી તે અનાર્યક્ષેત્ર છે જ્યા ઉત્પન્ન થાય છે તે આર્યક્ષેત્ર છે

મુખ્યતાએ જ્યા ધર્મની પ્રવૃત્તિ હોયજ નહિ-મળેજ નહિ તે અનાર્યક્ષેત્ર છે અને જ્યા તેવી પ્રવૃત્તિ પ્રવર્તમાન હોય-પ્રાપ્ય હોય તે આર્યક્ષેત્ર છે પ્રવૃત્તિકાલમા તે વિભાગ જુદા રૂપેજ થયો હતો જ્યા મુખ્યતાએ એકજ બ્રાહ્મીલિપિ અને એકજ અર્દ્ધમાગધી ભાષા વ્યવહારમા પ્રવર્તમાન હોય તે આર્યક્ષેત્ર

આજકાલ જેમ પજાબ, મહારાષ્ટ્ર વિગેરે દેશદેશના વિભાગો ભાષા તથા લિપિને અગે પણ થાય છે તેમ અહીં આર્યત્વનો વિભાગ લિપિ તથા ભાષાને અગે પણ છે

બ્રાહ્મીલિપિના અઢારે ભેદ જ્યા જ્યા ચાલતા હોય તે આર્યક્ષેત્ર અર્દ્ધમાગધી ભાષા તો અઢારે દેશોએ ભેગા થઇને કરેલી છે 'મગધદેશની ભાષા તે માગધી ભાષા' એમ લોકો કહે છે પણ શાસ્ત્રકાર કહે છે કે "સૂત્રો અર્દ્ધમાગધીમા" મગધ દેશના હિસાબે નહિ પણ રાજાઓની બીરૂદાવળી બોલનારા માગધ ભટ્ટોના ( તેઓની માગધી ભાષા છે ) કારણે કહેવામા આવ્યા છે

બિરૂદાવળી બોલનાર ભટ્ટોની એ સ્થિતિ છે કે-" આજનો મિત્ર તે કાલનો શત્રુ ! આજનો શત્રુ તે કાલનો મિત્ર ! "

નીતિકારો કહે છે કે રાજાનુ મિત્રપણુ તથા શત્રુપણુ નક્કી હોતુ નથી, ટકતુ નથી વર્તમાન યુગ તરફ નજર કરો ! ઇટાલી તથા જર્મની જે શત્રુ હતા તે મિત્ર થયા છે, ઈગ્લાડ અને રૂશીયા શત્રુ હતા તે મિત્ર થવા લાગ્યા છે

અઢારે દેશના ઇતિહાસને જાણીને બિરૂદાવળી બોલનાર બોલી શકે માટે અર્દ્ધમાગધી ભાષા સૂત્રોના વ્યવહારમા નક્કી કરવામા આવી છે આ ભાષા જ્યા બોલાય તે આર્યક્ષેત્ર

ભાષા શ્રેષ્ઠ કઈ ? અર્દ્ધમાગધી કે સસ્કૃત ? અશોક ખારવેલના જુનામા જુના શીલાલેખો માગધી ભાષામા છે સસ્કૃત ભાષા જો દેવતાઓની હોત તો તો વિદ્યાર્થીએ ગુરુ ખોયા જેવુ થાય સસ્કૃત ભાષાની શ્રેષ્ઠતાની માન્યતા ધાગા પથીઓએ ઘુસાડેલી છે પેલા વિદ્યાર્થીએ સસ્કૃત ભાષામા કલાક સુધી બૂમ મારી હતી પણ તેને સમજે કોણ ? દેવ સસ્કૃતમા વરદાન તો દે પણ બાલક સમજે શી રીતે ?

અર્દ્ધમાગધી ભાષા બાલગોપાલ અબલા સવ સમજી શકે માટે શ્રીજિનેશ્વરદેવની, દેવોની તથા સૂત્રની ભાષા અર્દ્ધમાગધી માની છે

卐 卐 卐

## કાર્યસિદ્ધિના પાંચ કારણોમા પ્રધાનપદે પુરુષાર્થ છે.

### ' पढम नाण तओ दया ' પદનુ રહસ્ય શુ ? મુખ્ય જ્ઞાન કે દયા ?

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજી મહારાજાને શ્રીસૂયગડાગ શ્રુતસ્કધના અર્થાધિકારને સમજાવે છે તેમા પુડરીકાધ્યયન પ્રકરણ ચાલુ છે,

ઉપાદેયને આદરવામા તથા હેયનો ત્યાગ કરવામા ઉપયોગી થનારુ જ્ઞાન સફળ છે, તે વિનાનુ જ્ઞાન નિરુપયોગી છે ઘર ઉપરના નેવા ( નળીઆ ) ગણવા, સીડીના પગથિયા ગણવા, કાપડના તાતણા ગણવા વગેરે વિષય તો જ્ઞાનનો છે, પણ તે કોઈ ગણતુ નથી, કેમકે જ્ઞાનનો તે ઉપયોગ ( ગણવુ ) તે ઉપયોગી નથી

જે વસ્તુ જેને માટે હોય છે તેને માટે પ્રશ્ન નથી વેપાર કમાવા માટે, કમાવુ આબરૂ તથા વ્યવહાર માટે, આબરૂ તથા વ્યવહાર સુખ માટે છે, પણ સુખ શા માટે ? આ પ્રશ્નનો એકજ જવાબ હોઇ શકે ( છે ) કે સુખ સુખ માટે છે બીજી બધી વસ્તુઓમા અન્ય અન્યને માટે છે સાધન તરીકે છે પણ સુખ તો સુખને માટે જ છે. તે સ્વય સાધ્ય છે, માટે સુખ શા માટે એ પ્રશ્નજ હોય નહિ

જ્ઞાન સ્વયસાધ્ય નથી જો તે સ્વયસાધ્ય હોત તો ' જ્ઞાન શા માટે ? ' એવો પ્રશ્નજ હોત નહિ એવા પ્રશ્નમાજ ઉત્તર છે કે જ્ઞાન જ્ઞાન માટે નથી.

કેટલાકો વારવાર પોતાના મતવ્યોના સમર્થનાર્થે पढम नाण तओ दया એ સૂત્ર રજુ કરે છે–( પ્રશ્ન પૂછાય તે વાત જૂદી, તો તેઓ પ્રત્યુત્તર પામે, સાર મેળવે, પણ તે ઈચ્છા કયા છે ) અને કહે છેઃ "જુઓ, જૈન શાસ્ત્ર તો દયા પણ પછી કહે છે પ્રથમ જ્ઞાન પછી દયા !" આ સૂત્ર રજુ કરીને કરે શુ ? પોતે જે જ્ઞાનમા, જે કેળવણીમા, જે વિજ્ઞાનમા માને છે તેનો બચાવ કરતા દયાની અવગણના કરે છે અરે હિસાનો પણ બચાવ કરી ( શબ્દછલપૂર્વક ) દયાને દફનાવે છે

હવે पढम नाण तओ दया० ( दश० अ० ૪, गा० ૧૦ ) એ પદનુ રહસ્ય વિચારીએ શબ્દાર્થ તો બરાબર છે કે ' પ્રથમ જ્ઞાન, પછી દયા ' જો જ્ઞાન જ્ઞાન માટે જ હોત, જ્ઞાન પ્રધાન હોત, જ્ઞાનની મુખ્યતા હોત તો ' पढम नाण 'એટલુ જ કહેત પાછળ तओ दया એ પદની જરૂર નહોતી વળી કદાચ માનો કે બીજા પદથી જ્ઞાનનુ પ્રાધાન્ય બતાવવુ હતુ તો तओ सव्व ન કહેતા तओ दया કેમ કહ્યુ ? तओ सव्व ( પછી સર્વ ) એ પદથી જ્ઞાનનુ પ્રાધાન્ય ઘણુ વધત ' तओ दया ' એ પદ સાથે એટલા જ માટે સકળાયેલુ છે કે જ્ઞાન છે જ દયા માટે, અહિસાદિ માટે જ જ્ઞાન છે

सोचा जाणइ कल्लाण, सोच्चा जाणइ पावग०–( दश० अ० ૪, गा० ૧૧ ) પાપને પાપ જાણીને દૂર રહેવા માટે તથા હિતકર પ્રવૃત્તિ જાણીને આદરવા માટે જ્ઞાન છે સિદ્ધ થાય છે કે જ્ઞાન જ્ઞાન માટે નથી પણ ઈષ્ટની પ્રવૃત્તિ તથા અનિષ્ટની નિવૃત્તિ માટે છે જ્ઞાન આદરણીય જાણીને તને આદરવા માટે છે, ત્યાજ્યને જાણી તેને તજવા માટે છે

## જવાબદારી, જોખમદારી ઉડાડવામાજ મિથ્યાત્વની જડ છે.

અવિરતિ, કષાય, પ્રમાદ વગેરે તમામ હેય ( ત્યાજ્ય ) છે પણ અહીં મિથ્યાત્વીનો તથા મિથ્યાત્વનો અધિકાર ચાલુ છે મિથ્યાત્વ તજવા યોગ્ય છે

બેય વ્યક્તિ સામસામે ફોજદારી નોધાવે છે એક બીજા ઉપર પોતાને માર્યાનો આરોપ મૂકે છે અલબત્ત બેય તો સાચા નથી એકને સાચુ વાગ્યુ હોય છે, જ્યારે બીજો માર વાગ્યાના ચિહ્નો કરે છે, હળદર વિગેરે ચોપડે છે તે વખતે કેફીયત તો બેયની નોધવામા આવે છે માજીસ્ટ્રેટ પુરાવાના આધારે ચૂકાદો આપે છે તે ચૂકાદો ન્યાયી હોય કે અન્યાયી હોય પણ બેયને માનવો પડે છે, તેમ સમકિતી તથા મિથ્યાત્વી બેય પરસ્પર એક બીજાને મિથ્યાત્વી કહે તે ખરૂ પણ તેથી બેય તો મિથ્યાત્વી નથી જ માટે તેની ગવેષણા ( તપાસ ) થવી જોઇએ આને અગે કોઇને ગળે ચૂકાદો વળગાડવામા આવતો નથી પણ હૃદયમા ઉતારવા યથાસ્થિત વાત રજુ કરવામા આવે છે- માનના-

માને કે ન માને તે તેની મુનસફી મિથ્યાત્વીઓના વર્ણનને અંગે, મિથ્યાત્વ તથા સમ્યક્ત્વ સબધી શાસ્ત્રકાર કહે છે કે અમારા કહેવાથી માનશો નહિ સાચુ લાગે તો માનજો

જે ચાર મિથ્યાત્વીઓનુ વર્ણન આપ્યુ તે દરેકમા મિથ્યાત્વની જડ કઇ ? જવાબદારી તથા જોખમદારીમાથી છટકી જવુ એ જ મુખ્ય જડ છે સસલાની ચોરીને અંગે સાક્ષી પૂરનારો તેના પગ ત્રણ જણાવે તો તે સાક્ષી શુ કામનો ? કહેવત પણ છે કે 'સસ્સેકા તીન પાવ' પહેલો મિથ્યાત્વી પાચ મહાભૂતવાદી આ સાક્ષી જેવો છે હિંસા, જુઠ, ચોરી તમામ પ્રવૃત્તિ પોતે કરે છે, પ્રવૃત્તિને તેવી પ્રત્યક્ષ માને છે પણ કહે છે કે-"આત્માજ નથી!" આત્માજ નહિ પછી જવાબદારી, જોખમદારી રહી કોને શિરે ? જવાબદારી તથા જોખમદારીનુ તત્ત્વજ ઊડાવી દીધુ

બીજો સાક્ષી એવો છે કે જુબાનીમા જણાવે છે "સાહેબ! મે મારી નજરોનજર ખૂન જોયુ છે, હથિયાર ઉપાડતા બરાબર જોયુ" કહો! સાક્ષીમા કાઇ વાધો? કોર્ટ તે સાક્ષીને ઉપયોગી જાણી નોધે પણ છે કોર્ટ પૂછે છે 'પછી?' સાક્ષી કહે છે "પછી શુ સાહેબ, આ એટલુ જોયુ કે તરત આખ ઊઘડી ગઇ" કહો! કેવો સાક્ષી? છે કાઇ બાકી!!! આખો કેસ ઊડાવી દીધો!!!

બીજા નાસ્તિક આત્મષષ્ઠવાદીએ હિંસાદિ પાચની પ્રવૃત્તિ પણ માની, અરે જીવને પણ માન્યો 'જીવ છે, ભાઇ છે!' એમ કબૂલ્યુ પણ પછી? પછી જ એની જીવની કબૂલાતના ભેદનો પરપોટો ફૂટયો એ બિચારો ભવાતરની જવાબદારી ઊડાડી દેવા પાણીના પરપોટાને વળગ્યો! તે કહે છે કે-"જેમ પાણીમા પરપોટો પેદા થાય છે પાછો તે જ પાણીમા પર્યવસાન પામે છે તેજ રીતે જીવ છે પણ પાચ ભૂતોના અસ્તિત્વ સુધી છે પાચ ભૂતોમાથી પ્રગટયો છે અને તેના નાશ સાથે જીવનો પણ નાશ થાય છે" જીવ માન્યો પણ ન માન્યા જેવો ભવાતરની જવાબદારી, જોખમદારી રાખીજ નહિ જીવને પરભવ જવાનુ રાખે તો જવાબદારી, જોખમદારી રાખવી પડે ને!

## નામદાર ઇશ્વરની નાલાશી! બદનક્ષી!

नाकारण मवेत् कार्य । કારણ વિના કાર્ય થતુ નથી, અન્ય કારણ વિના પણ તે થતુ નથી ઘડો એ માટીનુ કાર્ય છે, માટે માટી તે કારણ ઘડારૂપ કાર્યમા છે, પણ તે બીજાનુ એટલે વસ્ત્રાદિનુ કારણ બનતુ નથી પાચ ભૂતોમાથી જીવ પેદા થયો એમ માનો કે માન્યુ પણ પ્રશ્ન એ છે કે પેદા થનાર જીવને આજ પાચ ભૂતો કેમ મળ્યા ? કેમકે કાર્ય કારણભાવની આપત્તિ રહે છે અહીં આગળની જવાબદારી ઊડાવી દેતા, પાછળની વળગે છે અને તેથી આગળની પણ આવીને વળગે છે આ સ્થિતિમા કરવુ શુ ? એમ ત્રીજા નાસ્તિકે વિચાર્યુ, અને તેણે આ વ્યૂહ રચ્યો કે "કયા નોકરને કેટલો પગાર આપવો, કોનો કેટલો પગાર વધારવો કે ઘટાડવો, કોને રાખવો, કોને રજા આપવી આ તમામ શેઠની સત્તામા

છે જેના પ્રત્યે તેની મીઠી નજર હોય તેને શિરપાવ પણ આપે અને નરસી નજર હોય તેને રજા પણ આપે છે કર્તું, અકર્તું, અન્યથા કર્તું, માટે શેઠ સ્વતંત્ર છે. શ્રીમન્તો પોતાની મિલ્કતનો વહિવટ કરવા સ્વતંત્ર હોય છે તેઓને યોગ્ય લાગે તેમ વહિવટ કરે તે જ રીતે ઇશ્વર પણ સર્વશક્તિમાન્ છે, તેથી તેનું જ ધાર્યું થાય તેણે જો ન ધાર્યું હોય તો રોકાઇ જાય, કોઇનું કર્યું કાંઇ થતું નથી મનુષ્ય વગેરેની ધારણાના કાર્યોને પલટાવવા ઇશ્વર સમર્થ છે

યત. "શિદને કોટિ પ્રયત્ન કરે, થાય જે ધાર્યું ધરણીધરે."

ઓફીસ વગેરેમા પોતાના ડીપાર્ટમેન્ટમા શું શું કરવું તે તેના મેનેજરની સત્તામા છે રાજ્ય પોતાને ફાવે તે રીતે ચલાવવુ, કોઇને ગમે તેવી સજા કરવા, કોઇને પ્રસન્ન થઇ ન્યાલ કરી દેવા રાજા સમર્થ છે તેજ રીતિએ જગત્ તે ઇશ્વરના તાબાની ચીજ છે, કેમકે તેનો કર્ત્તા તે છે, માટે જગતનો વહિવટ તેની મરજી મુજબ ચાલે છે મરજીમા આવે તેને ઉચ્ચ ગતિમા મોકલે, અગર નીચ ગતિમા મોકલે, અગર તે જ ગતિમા રાખે વળી કોને કઈ ગતિમા મોકલવો, કોની ભીડ ભાગવી, કોનો તથા કયા કુલોનો સંહાર કરવો આ તમામ તેની મરજીની વાત છે કુલ સત્તા તેની છે જગત્ તે ઇશ્વરનુ કારખાનુ છે સૂત્રધાર તે છે સૌને નચાવનાર તે છે

યત : "વિશ્વ રંગભૂમિ પર સ્વામી, સૂત્રધારની પદવી પામી,
જન નટ નચવી થનગન, થનગન કરતા જય જયકાર."

મનુષ્ય શું કરવાનો ? તે તો પામર ! મનુષ્ય જે કાંઈ કરે છે તે ઇશ્વરની પ્રેરણાથી કરે છે જેમ કારખાનાના કામદારો માલીકની આજ્ઞા મુજબ માલીકના હિસાબે અને જોખમે કામ કરે છે તેમજ જગતરૂપી કારખાનાનો માલીક ઈશ્વર છે મનુષ્યો કામદારો છે આ બધા કામદારો નામદાર ઇશ્વરાદેશાનુસાર કામ કરનારા છે

દુન્યવી દૃષ્ટાંતથી જગતને ભરમાવી ઈશ્વરવાદીએ કેવો છબરડો વાળ્યો ! જીવને જવાબદારી જોખમદારી રાખી જ નહિ 'મુસાભાઈને વા ને પાણી' કહેવત જેવું રાખ્યું, ફાવે તેમ વર્તાય : હરકત શી છે કેમકે પ્રેરણા ઇશ્વરની છે ને ! ઇશ્વરવાદીએ ઇશ્વરને પણ કઇ હાલતમા મૂકયો ! જગત્ પાસે પોતાને ફાવે ત્યારે ફાવે તેવો ગણાવ્યો સજા કરનારો, સંહારક, સૌને નચાવનાર મુખ્ય નાટકીઓ (સૂત્રધાર), બધી જ ઉપમા ઇશ્વરના ગળે ઓઢાડી !

શેઠના ઘેર નોકર, નોકરી તો આજીવિકા માટે, પૈસા માટે કરે છે

ગુન્હાની પ્રેરણા કરનાર પણ ઇશ્વર અને સજા કરનાર પણ ઇશ્વર એમ કહીને ઇશ્વરવાદીએ ઇશ્વરને બંદરી ચાચીઆની સરખો ગણાવ્યો છે ઇશ્વરવાદી પોતાની તમામ

સ્વચ્છંદી પ્રવૃત્તિની જવાબદારી, જોખમદારી ઉડાવી દે છે ઇશ્વરના નામે ફાવે તેમ વર્તે છે કરણીનો કર્તા પોતે અને આરોપ બીજાના શિરે મારે તે મતને જૈન દર્શન મિથ્યાત્વી કહે છે

જૈન શાસ્ત્રકાર કહે છે કે-ઇશ્વરની જવાબદારી કે જોખમદારી નથી પણ શુભાશુભ તમામ પ્રવૃત્તિનો જવાબદાર, જોખમદાર જીવ પોતે જ છે

## કાંટાથી બચાવનાર અજવાળાને કાંટો વગાડનાર કહેવાય નહિ

અજવાળામાં ચોર ચોરી કરી જાય છે, તેથી તે ચોરી માટે અજવાળું જવાબદાર નથી અજવાળું બતાવનાર છે જૈનો ઇશ્વરને જરૂર માને છે, પણ બતાવનાર તરીકે માને છે

શ્રીજિનેશ્વરદેવને તેમની સ્તુતિમાં धम्मदयाण० मोक्खगाण० तारयाण । ( शक्रस्तव ) કહેવામાં આવે છે તેમને તારનારા, મોક્ષ દેનારા, ધર્મદાતા માનવામાં આવે છે કોઈ શંકા કરે કે બતાવનાર કહ્યા તો પછી નરક નિગોદાદિક દુર્ગતિ દેનારા પણ મનાય કે નહિ ? ના ! અજવાળું કાંટો બતાવે છે તેને કાંટો વગાડનાર તરીકે મનાય નહિ કાંટાથી બચાવે તે કાંટો વગાડનાર હોય તેવો નિયમ નથી અજવાળું ન હોય ત્યારે પણ કાંટા તો વાગે જ છે બચવાનું બને તો તે અજવાળામાં બને છે

શ્રીજિનેશ્વરદેવના ઉપદેશ વિના પણ જીવહિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહાદિ પ્રવૃત્તિમાં-પાપમાં પ્રવર્તેલો છે જ તેથી તેમનો ઉપદેશ તે પાપથી બચવા માટે છે શ્રી જિનેશ્વરદેવનો ઉપદેશ પાપથી બચાવનાર તથા સદ્‌ગતિએ તેમજ મોક્ષે લઈ જનાર, એવા માર્ગને બતાવનાર છે

જે આત્મા પ્રવૃત્તિની જવાબદારી, જોખમદારી ઇશ્વરના શિરે નાખે છે તે મિથ્યાત્વી છે પોતાના શિરે સમજે છે તે સમ્યગ્દૃષ્ટિ છે

## ભવિતવ્યતા તથા કુદરતનો કર્તા ઉદ્યમ છે.

ચોથા નાસ્તિકે વિચાર્યું કે પૂજ્ય મનાતા ઇશ્વરને આ રીતે સંહારક, નાટકીઆ, ચાચીઆ તરીકે ચિતરવાથી એવા વિલક્ષણ ચિત્રને વિચક્ષણો સ્વીકારશે નહિ એટલે તેણે ભાવીના ભણકારામાં ભરમાવવાનું બીડું ઝડપ્યું

તેણે ( ભવિતવ્યતાવાદીએ ) જણાવ્યું "ભાવિ બલવત્તર છે-જે કાંઈ કરે છે તે ભાવિજ કરે છે" मनसा चिन्तितं कार्यं देवेनान्यत्र नीयते મનથી ચિંતવવામાં આવેલા કાર્યને દૈવ અન્યથા કરે છે

વસિષ્ઠ જેવા ઋષિએ જે સમયે રામચંદ્રજીના રાજ્યાભિષેકનું મુહૂર્ત નક્કી કર્યું હતું તેજ સમયે રામચંદ્રજીને વનવાસ જવું પડે છે !

' वशिष्टदत्तलग्नोऽपि रामः प्रव्रजितो वने '

તેઓ રામચંદ્રજીને ઈશ્વર( ઇશ્વરાવતાર ) માને છે આપણે તેમને ઐતિહાસિક પુરુષ માનીએ છીએ

વળી " કૃષ્ણજીને મથુરા, વૃન્દાવન છોડીને કાઠીયાવાડના એક ખૂણામા રહેલી દ્વારિકામા ભરાવુ પડ્યુ છે "

ઇતરો કૃષ્ણને ઈશ્વર( ઈશ્વરાવતાર ) માને છે આપણે તેમને ઐતિહાસિક પુરુષ માનીએ છીએ

" कर्तुं, अकर्तुं, अन्यथा कर्तुं " કરવા, ન કરવા, અન્યથા કરવા માટે માત્ર ભવિતવ્યતાજ સમર્થ છે, તેમ કરવાની બીજા કોઈમા તાકાત નથી "

આ મતવાદીએ પણ પોતાની જવાબદારી, જોખમદારી ઊડાવી દીધી

તે ઓઢાડવા માટે ભવિતવ્યતાનુ તૂત( ભૂત ) ઊભુ કર્યું

શાસ્ત્રકાર આને પણ મિથ્યાત્વી કહે છે

જે આત્મા પોતાની પ્રવૃત્તિની જવાબદારી, જોખમદારી ઉડાવીજ દે ઉડાવીને બીજા કોઈના પણ શિરે નાખે તે તમામને શાસ્ત્રકાર મિથ્યાત્વી કહે છે—

ભવિતવ્યતાવાદીએ ભવિતવ્યતા અગર કુદરતને ઊભી કરી

કુદરત ઢોરને તાણી જાય છે પણ પાણી વિના તાણી જાય એમ બને ?

આગ કુદરતથી લાગે તે બને પણ અગ્નિ વિના આગ લાગે તે બને ?

આગમા અગ્નિ, તથા ઢોરને તાણવામા પાણી કારણ છે તેમ કર્મના હલકાપણા વિના જીવ ધર્મ પામી શકતો નથી અને કર્મના સર્વથા નાશ વિના કોઇ જીવ મોક્ષ પામી શકતો નથી

આત્માએ કર્મનો નાશ કરી, પોતાના અનતજ્ઞાનાદિ ચતુષ્ટય પ્રગટાવવાના છે. જે પોતાનામા છે તે પ્રગટાવવાના છે બહારથી લાવવાના નથી તે કાર્ય મનુષ્ય વિના થઇ શકે તેમ નથી બાદરપણુ, ત્રસપણું, પચેન્દ્રિયપણુ, વજ્રઋષભનારાચસઘયણ વગેરે સાધનસામગ્રી હોય તો જ તે હેતુ સિદ્ધ થઈ શકે

ક્ષેત્રમા તો કપાસ પાકે છે કપડા પાકતા નથી અનાજ પાકે છે રોટલા પાકતા નથી રોટલા, કપાસ પોતે સ્વયં બનતા નથી કોઈના પ્રયત્નથી બને છે ભવિતવ્યતા પણ ઉદ્યમથી જ બને છે

## કાર્યસિદ્ધિના પાચ કારણોમા મુખ્ય ઉદ્યમ છે.

કાર્યસિદ્ધિમા જૈનદર્શન પાચ કારણ માને છે ભવિતવ્યતા, કર્મ, નિયતિ, કાળ તથા પુરુષાર્થ( ઉદ્યમ ) કરવાનુ છે તે એક જ અને તે ઉદ્યમ ઉદ્યમ જેમ કારણ છે તેમ બાકીના ચાર પણ કારણો તો છે છતા ઉપદેશમા 'अत्थि धम्मे अत्थि बले०' કહ્યુ છે ઉપદેશ વિધાનના વિષયમા જ હોય છે

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે-છેલ્લા પુદ્ગળપરાવર્તમા આવેલો જીવ ઉદ્યમશીલ હોય છે ઉદ્યમમા કટિબદ્ધ હોય છે ( विं० विं० ४, गाथा १९ )

શકા—ઉદ્યમ કરવા છતા સિદ્ધિ ન થાય તો શુ કરવુ ?

### यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ?

પૂર્વસચિત અતરાયકર્મ હોય ત્યા સુધી કાર્યસિદ્ધિમા ખ્ખલનાઓ થાય પણ તે અતરાય કર્મને તોડનાર પણ ઉદ્યમ છે

હિંસા, જૂઠ, ચોરી વગેરે કર્મોદયથી બને છે તેને માટે ઉદ્યમ કરવાનુ શ્રીજિનેશ્વરદેવે કહ્યુ નથી, પણ મોક્ષમાર્ગને અગે ઉદ્યમ કરવાનુ ભગવાને ફરમાવ્યુ છે

આ વાત ધ્યાનમા લેશો તો સમજાશે કે મોક્ષનો માર્ગ ઓપશમિક, ક્ષાયિક તથા ક્ષાયોપશમિક ભાવમા ( ત્રણમા ) છે આ ત્રણે ભાવો ઉદ્યમથી સિદ્ધ થાય છે

આ ત્રણ ભાવો તે શુ ચીજ છે તેની કેટલાકોને ખબર પણ નહિ હોય માનો કે દશ દશ હજારનુ દેવુ ધરાવનાર ત્રણ આસામીઓ છે એકે તો આના પાઇ સાથે રોકડા ગણી દીધા અને તે ઋણમુક્ત થયો બીજાને રાજ્યમા લાગવગ પહોચાડી, પોતાના ઉપર બાર માસ સુધી કોઇ ઇસમ દાવો ન કરે, જપ્તિ ન લાવે, વારટ ન કઢાવે, તેવો હુકમ મેળવ્યો ત્રીજાએ ભેગા કરીને પોતાની પરિસ્થિતિ જણાવીને સમજાવી દીધા વ્યાજ ઠરાવી કાધા કરી આપ્યા

બાદશાહે બીરબલને પૂછ્યુ "હાલ કોઈ જાગતુ છે ?"

બીરબલ "જહાપનાહ ! વ્યાજ જાગતુ છે"

તે જ રીતિએ આત્માના દર્શન, જ્ઞાન, ચારિત્ર ગુણો ઉપર કર્મોનુ આક્રમણ થયુ હલ્લો આવ્યો સપૂર્ણ સામર્થ્યવાન્ આત્માએ તો કર્મનો છેદ કરી નાખ્યો ( નાણા નગદ ગણી દીધા ) અને છૂટ્યો તેણે આત્માના ગુણોને જાજ્વલ્યમાન કર્યા આનુ નામ ક્ષાયિક ભાવવાળો

બીજા આત્માએ મુદ્દત લીધી આનુ નામ ઓપશમિક ભાવવાળો

ત્રીજા આત્માએ લેણદાર દેણદાર એકનેય નુકસાન નહિ તેવો કાચા પાજરાનો રસ્તો કાઢ્યો કર્મના રસને તોડે પણ ખરો પુદ્‌ગલોને રહેવા પણ દે આનું નામ ક્ષાયોપશમિક ભાવવાળો

રસ અને પ્રદેશ તે શું ? જીભના રસને આધીન થઈને કોઈ મનુષ્ય મિષ્ટાન્ન, કેળા, કેરી વગેરે ખાય પછી પેટમા ઉત્પાત થાય તેમા નવાઈ શી ? તે વખતે વૈદ્ય બે ચાર ઈલાયચી કે સૂઠ ખવરાવે છે આ ઈલાયચી કે સૂઠ કેળા કે કેરીના પુદ્‌ગલોને ઉડાવતા નથી પણ તેના વિકારને દૂર કરે છે સ્થડિલ તો તેવા જ રગનો થાય છે: દુખાવો (પેટનો) શમે છે તાત્પર્ય કે વિકાર દૂર થવા છતા પુદ્‌ગલો તો રહે છે તે રીતે બાધેલા જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ઉદય થાય ત્યારે તેના વિકારને તોડવામા આવે તથા તેના પ્રદેશોને ધીમે ધીમે ભોગવવામા આવે તેનુ નામ ક્ષાયોપશમિક ભાવ કર્મોને ધીમે ધીમે વેદવા તે ક્ષાયોપશમિક ભાવ ધર્મ આ ત્રણ ભાવોમા છે રત્નત્રયી આદિ ધર્મ કે દાનાદિ ચતુષ્કરૂપી ધર્મ આ ત્રણ વાડી કે ઉપવનમા રહેનારા છે આ વાડી, આ ઉપવન પ્રયત્ન વિના બનનાર નથી, માટે ભગવાને પ્રકાશ્યુ કે-अत्थि बले अत्थि० पुरिसकार० ।

ક્ષત્રિયના હાથમા શમશેર હોવા છતા જો તે કોઇથી પરાભવ સહન કરતો હોય તો તેની જ્ઞાતિનો મનુષ્ય (બીજો ક્ષત્રિય) તેને ઉશ્કેરે છે. તેને ક્ષત્રિયપણાનુ ભાન કરાવે છે

શ્રીજિનેશ્વરદેવ પણ પોતાના ઉપદેશથી જીવોને જણાવે છે કે

"છતા સામર્થ્યે તમે જડ કર્મોના કબજામા કેમ રહ્યા છો ? વીર્યોલ્લાસથી કર્મને હણવાની તો તમારામા સપૂર્ણ તાકાત છે, છતા કાયર કેમ ? ઊઠો, જાગો, કામે લાગો, પ્રમાદ ત્યાગો, જાગો, જાગો, જાગો !!!" જવાબદારી, જોખમદારી જીવને શિર છે માટે જીવે ઉદ્યમશીલ થવુ જોઇએ

શ્રીજિનેશ્વરદેવ માત્ર બતાવનાર છે શ્રીજિનેશ્વરદેવનુ વચન આરિસારૂપ છે (ચાર કારણો માટે-ભવિતવ્યતા, કાલ, નિયતિ, કર્મ તે ચાર કારણો માટે) તથા ઉદ્યમ માટે તો રણસિહરૂપ છે, માટે अत्थि बले० વગેરે વિધાન છે

卐 卐 卐

## ચારે પ્રકારના નાસ્તિકચનુ નિર્મૂલન.

**'ભણેલો ભૂલે' એ વાકચ ભૂલના બચાવ માટે નથી. ગહનતા સૂચનાર્થે છે.**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાગ સૂત્રનો અર્થાધિકાર કહી રહ્યા છે તેમા પુડરીકાધ્યયનનો અધિકાર ચાલુ છે

ચાર પ્રકારે નાસ્તિકોનુ વર્ણન ચાલે છે

આ જીવ અનાદિકાલથી રખડી રહ્યો છે આત્માનુ ભાન નહોતુ માટે ઘણો કાલ એકે દ્રિયમા રખડ્યો. એકેન્દ્રિયમા પણ માત્ર સ્પર્શનુ જ્ઞાન હતુ બેઇન્દ્રિયમા સ્પર્શ તથા રસનુ જ્ઞાન થયુ છેવટે પચેન્દ્રિયમા પાચે ઇદ્રિયોના વિષયોનુ ( સ્પર્શ રસાદિનુ ) જ્ઞાન થયુ 'આત્મા નથી' તેમ નાસ્તિકો બોલે છે આપણે પણ અનાદિકાળ તે રીતે વર્તી ગયા

બે પાચ વર્ષનુ બાલક હોય તે માત્ર ખાવાપીવાની કે સૂવા ઊંઘવા વગેરેનીજ વાત કરે તેને આત્મા ી ખબર નથી પ્રતિકૂળ સ્પર્શમા રૂવે, પ્રતિકૂલ રસમા ઊલટી કરે, અનુ કૂલ સ્પર્શાદિમા ખુશી થાય

પાચ ભૂત માટેની પ્રવૃત્તિ તો વગર ઉપદેશે થયા કરે છે, તેમા ઉપદેશની જરૂર રહેતી નથી નાના બાલકને દાઝવાથી રોવાનુ કોઇએ શીખવ્યુ નથી, તેમજ રૂચિકર પદાર્થની પ્રાપ્તિથી હસવાનુ પણ કોઇએ શીખવ્યુ નથી અનુકૂલતાએ હસવુ, પ્રતિકૂલતાએ રડવુ એ તો સ્વાભાવિક રમણતા થઇ છે ઇષ્ટાનિષ્ટ પદાર્થો પરત્વે રાજી થવુ કે નારાજ થવુ તે સ્વાભાવિક છે આત્માને અ ગે આપણે અ ાદિથી વિચાર કર્યો નથી તેથી આપણે અના-દિના નાસ્તિક છતા મતવાદીને નાસ્તિક કેમ કહ્યો ? જીવ અનાદિથી ઇંદ્રિયોના વિષયોમા તલ્લીન હતો, છતા તે આત્માનો નિષેધ તો નહોતો આત્માના નિષેધનુ પ્રતિપાદન કર્યું નથી, સજ્ઞી પચેન્દ્રિયપણા સિવાય 'આત્મા છે' એવુ જ્ઞાન થાય નહિ તે ગતિમાજ ઉપદેશયોગે આત્મજ્ઞાન પ્રાપ્ય છે

ગાય, ભેસ, ઘોડા વગેરે જન્મે છે, માલીકની મજૂરી કરે છે અને આયુષ્ય પૂર્ણ થયે ચાલ્યા જાય છે, તેમ મનુષ્ય તરીકે જન્મનાર આપણે પણ કુટુબાદિની વેઠ કરીએ અને આયુષ્ય પૂર્ણ થયે ચાલ્યા જઇએ આમ જ કરીએ, બીજુ કાંઈ ન જ કરીએ તો પશુમા અને માનવીમા ફરક શો ? આત્માને ઓળખવો, આત્મભાવ તરફ વળવુ એ જ મનુષ્યપણાનુ લક્ષણ છે જે ફરક છે તે એ જ છે

શ્રીતીર્થંકર ભગવાનના ઉપદેશમા પ્રથમ 'अत्थि जीवा' એ કથન આવે છે 'જીવો છે' એ પ્રથમ પદ ( પ્રથમ પગથિયુ ) આ વિચાર અત્યાર સુધી થયો નથી કાષ્ઠની પૂતળીને રમાડ્યા કરી છે આત્મારૂપી કાષ્ઠ છે ને પુદ્ગલરૂપી પૂતળી છે પૂતળીને રમાડી પણ પૂતળી છે કોની તે વિચાર્યું નથી

આ જીવે કાયાનેજ પાળવા પોષવાનો, સાચવવાનો, પપાળવાનો ધધો કર્યો છે, પણ કાયા જેની છે તેને, કાયાના ઉત્પાદકને, કાયાના કર્થને ઓળખ્યો નથી, અહીં નાસ્તિકય નહિ ? ના ! આત્માને ઓળખ્યો નથી પણ 'આત્મા નથી' એવુ નિરૂપણ કર્યું નથી જો કે વર્તન તો તેવુ જ રાખ્યુ છે કે જાણે આત્મા છેજ નહિ પોતેજ વિચારો કે આર્યક્ષેત્ર, પચેન્દ્રિયપણુ, મનુષ્યગતિ, દેવગુરુધર્મની જોગવાઇ

આ એક સામટી સામગ્રી પરમપુણ્યોદયે મળવા છતા ચોવીશ કલાકમા આત્માનો વિચાર કેટલી વખત આવે છે ? અને પુદ્ગળમા તો પડ્યાપાથર્યા છીએજ ને ! કહેવત છે કે ભણેલો ભૂલે ! હિસાબની એવી ગુચવણ છે કે ભણેલો ભૂલે તો પછી નહિ ભણેલાની શી સ્થિતિ થાય ? આપણી હાલત ગળીઆ બળદ જેવી છે જૈન શાસ્ત્રોરૂપી પરોણીઓ છે શ્રીગૌતમસ્વામીજી જેવાને પણ સમય માત્ર પણ પ્રમાદ ન કરવાનુ શ્રીમહાવીરભગવાને વારવાર કહ્યુ છે પ્રમાદ થયો તો નરકાદિ ગતિની રખડપટ્ટી તૈયાર છે પરોણાથી તથા નાથ ખીંચવાથી પણ જે બળદ રસ્તે ન આવે તેનુ શુ કહેવુ ?

જૈન શાસનને પામેલા આપણુને તરવાના માર્ગે આવતા ( છતા સાધને ) મુશ્કેલી છે એટલે 'તરેલો ડૂબે, ભણેલો ભૂલે' તો પછી અજ્ઞાની ભૂલે તેમા નવાઇ શી ?

'ભણેલો ભૂલે' એ વાક્યથી ભૂલની ઉપેક્ષા ન માનતા 'હોય, એ તો ભૂલાય, ભણેલાજ ભૂલવાના છે ને અભણ શુ ભૂલવાના ?' એવા અર્થો ન કરતા એ વાક્ય તો ગહનતા સૂચવનાર છે

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી કહે છે કે-( પચવસ્તુ પૃ ૨૬-૨૭ ) બાદરપણુ, ત્રસપણુ, પર્યાપ્તપણું, પચેન્દ્રિયપણું, મનુષ્યપણુ, દેવગુરૂધર્મની જોગવાઇ, શ્રદ્ધા આદિ સર્વ મળી ચૌદ વસ્તુની પ્રાપ્તિ થઈ છે પણ પન્નરમી વસ્તુ પુરુષાર્થ છે, ત્યાજ કસોટી છે ત્યા પાછો પડે તો ખલાસ !

જ્યારે ચૌદ ચઢેલાની આ સ્થિતિ છે તો પહેલે બીજે રગદોળાયેલાની હાલતનુ તો પૂછવુ જ શુ !

અનાદિકાળથી સર્વ જીવો નાસ્તિક આ રીતે વર્તનથી છે નાના બાલકને કટ્લીની કિમત નથી બરફીની કિમત છે તેથી બરફી મળતી હોય તો કટ્લી કાઢી આપવા તરત તૈયાર થાય છે સુવર્ણની કિમત સમજનારને તે ન પાલવે આ જીવને પણ નિર્જરા વગેરે ભૂલવુ પાલવે છે, પણ ઇન્દ્રિયોના વિષયોને ભૂલવા પાલવતા નથી હાલત આ છે !

જ્યાસુધી આત્માનુ જ્ઞાન નહોતુ ત્યાસુધી તો ઠીક 'થયુ તે ખરૂ !' ગત વસ્તુનો શોક વ્યર્થ છે પણ હવે ? પહોર દિવસ સુધી ઊંઘ્યા ત્યાસુધી તો પથારીમા પડ્યા રહ્યા, પણ જાગ્યા ત્યાથી તો સવાર ખરૂ કે નહિ ?

કહેવત છે કે-શેઠની શિખામણ ઝાંપા સુધી તેમ આપણી પણ તે જ હાલત છે. બરફી માટે સોનાની કટ્લી આપવી તે મૂર્ખતાની પરાકાષ્ઠા છે, તેમ આપણે તો જીવનુ સ્વરૂપ જાણવા છતા પાચે ઇદ્રિયોના વિષયોમા પડ્યા રહીએ તો તેના જેવી મૂર્ખાઇની અવધિ બીજી કઈ ?

વસ્તુસ્થિતિએ વિચારીએ તો જીવ પોતાના સ્વરૂપ તરફ આખમીંચામણા જ ( આખ

આડા કાન જ ) કરતો હતો જેમ ' જીવ છે ' એમ માનતો નહોતો ( અર્થાત્ શતાગમ નહોતી, જ્ઞાન નહોતુ, ન માનતા હોઇએ તેવુ વર્તન હતું ) તેમ જીવ નથી એમ પણ નહોતો માનતો

## વિલાયત જવું હોય તો કેટલી તૈયારી ' પરભવ માટે કાંઈ જ નહિ !!!

વર્તમાનના પૌદ્‌ગલિક પદાર્થો તથા આબરૂ માટે મનુષ્યો મરી પડે છે ભૂતકાલની તથા ભવિષ્યકાલની સર્વ વાતો મનુષ્યો તથા જાનવરો, જન્મ અને મરણ-બે ભીંતની વચ્ચે-તેટલા પૂરતી-વિચારે છે પણ જન્મ પહેલા પોતે કઇ સ્થિતિમા હતા હવે આ જન્મ પછી શુ થશે તેનો વિચાર આ જીવ કદી કરતો નથી એક મકાન લઇએ, તેના દસ્તાવેજમા શુ લખાવવામા આવે છે ? यावच्चंद्रदिवाकरौ ચદ્ર સૂર્ય રહે ત્યા સુધીનો હક્ક લખાવી લેવામા આવે છે એ તો દેખીતુ છે આપણે પોતે તો ' યાવચ્ચદ્રદિવાકરો ' સુધી રહેવાના નથી પણ પછીની પેઢી દર પેઢી, ઉત્તરોત્તર વારસા માટે તેમ લખાવીએ છીએ અને આત્માનુ શુ થશે તેનો કાઇ વિચાર ? પાચ પચીસ વર્ષનો પણ આત્મીય જીવનનો વિચાર, વારસા માટે ' યાવચ્ચદ્રદિવાકરો ' સુધીનો વિચાર કરનારાઓ, ન કરે તે ઓછુ ખેદજનક છે ?

અહીંથી જવુ છે તે ચોક્કસ છે તેમા બે મત નથી

> " ઈસ દુનિયા દરમ્યાન ના કોઇ વતનદાર રહેવાસી,
> કોઈ આજ ચલે, કોઈ કલ ચલે, હય સબ પરદેશી "

વિલાયત જવુ હોય તો કેટલી તૈયારી કરવામા આવે છે ? શરદી ન લાગે તેથી તે લાયક વસ્ત્રોનો ઢગલો, ત્યાની ઋતુને અનુકૂળ સર્વ સાધનો, ત્યાની બેકના ચેકો, ડ્રાફ્ટો બધુ યાદ કરી કરીને લેવામા આવે છે પરભવ માટે કાઇ નહિ ?

## હિન્દુ એટલે ? હિન્દુસ્તાન નામ શાથી પડ્યુ ?

अत्थि जीवा ' ' જીવ છે ' એ પ્રથમ પદ આત્માને નહિ માનનારાનુ મિથ્યાત્વ ટાળવા માટે છે

શ્રીગણધર મહારાજાએ દ્વાદશાગી રચી તેમા પ્રથમ અગના પ્રથમ શ્રુતસ્કધના પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશાના પ્રથમ સૂત્રમા-ઢંઢેરો છે ? अत्थि मे आया० ( આ૦ શ્રુ૦ ૧, ઉ૦ ૧, ) મારો આ આત્મા એક ભવથી બીજે ભવ ગમન કરનારો, ઉત્પન્ન થનારો છે

શ્રીગણધર મહારાજાએ ' હિન્દુપણું ' પ્રથમ અહીં જણાવ્યુ ખાવાપીવામા, પહેરવા ઓઢવામા કે પાથરવામા હિન્દુ મુસ્લિમમા કાઇ ફરક નથી જે ફરક છે તે એ જ કે હિન્દુઓ પુનર્જન્મને માને છે મુસ્લિમો, ક્રીશ્ચિયનો વગેરે પુનર્જન્મને માનતા નથી

અનાર્યો કે પાશ્ચાત્યોને પરભવની માન્યતા છે જ નહિ ત્યા એવી માન્યતા છે કે-જીવ અહીંથી મર્યો પછી ઇશ્વરના-ખુદાના તાબામા ને ઈશ્વર કે ખુદા ગમે તો બહેસ્ત (સ્વર્ગ)મા મોકલે ગમે તો જહન્નમમા-દોઝખમા(નરક)મા મોકલે 'ત્યાર પછી શુ ?' એમ કોઈ પ્રશ્ન કરે તો તે પ્રશ્નકારને તેઓ 'કાફર' કહે છે દલીલના દેવાળામા ક્રોધ !

આથી તેઓએ 'હિન્દુ' શબ્દનો અર્થ 'કાફર' રાખ્યો છે शेष कोपेन पूरयेत् । જે ચર્ચામા ન ફાવે તે મરચામા જાય અર્થાત્ મારામારીમા-ગાલાગાલીમા ઊતરી પડે

બાર અંગોમા પ્રથમ હિન્દુત્વનો ઢંઢેરો-ગણધર મહારાજાએ પોકાર્યો अस्ति पुनर्जन्म એમ ન કહ્યુ પણ औपपातिक કહ્યુ છે એમ કહ્યુ છે કે-" આ જીવ આ ભવથી અન્ય ભવમા ઉત્પન્ન થવાના સ્વભાવવાળો આથી સિદ્ધ થાય છે કે એક ભવથી પતતુ નથી પણ તે વારવાર ઉત્પન્ન થવાના સ્વભાવવાળો છે

અહીં કેટલાકો એમ માને છે કે સિન્ધુ નદીના 'સિન્ધુ' શબ્દ ઉપરથી 'હિન્દુસ્તાન' નામ થયુ છે અફઘાનીસ્તાન કે બલુચિસ્તાનવાળા, ભલે તે નદીના હિસાબે એમ માને પણ અરબસ્તાનવાળાને, અહીં આવતા પ્રથમ સિન્ધુ નદી આવતી નથી વિન્ધ્યાચળ પર્વત આવે છે તો તે તો 'વિન્ધ્યસ્તાન' કહે ને ? જ્યાથી અહીં આવતા પ્રથમ ગગા આવે તો 'ગગાસ્તાન' નામ થાય કાઇ એકલી પૂર્વ દિશા તરફથી મુસાફરો આવતા હતા એમ નહોતુ ચોદિશથી-સર્વદિશ તરફથી મુસાફરો આવતા હતા ત્યારે 'હિન્દુસ્તાન' નામ શાથી ? हिण्डु એટલે हिण्डते भवात् भवान्तर भवात् भवान्तर इति हिण्डु । એક ભવથી બીજે ભવ ભટકવાવાળો આત્મા તે હિન્દુ આત્મા માટે આ રીતે 'हिन्दु' શબ્દની કલ્પના કરી છે એમ નાનવુ નહિ શ્રીભગવતીજી સૂત્રકારે આત્માના પર્યાય વાચક શબ્દોમા 'हिन्दु' પણ જણાવેલો છે શ્રીઅભયદેવસૂરિજીએ શ્રીભગવતીની ટીકામા ( हिंदुप० मग०, पृ० ७७६ ) પણ તે જ વ્યુત્પત્તિ કરી છે

આ ઉપરથી સિદ્ધ થાય છે કે-આત્માના અનેક ભવો માનનારા ( પછી તે ગમે તે દર્શનના હોય ) તે હિન્દુઓ અને તેઓનુ સ્થાન ( દેશ ) તે હિન્દુસ્તાન ભૂતકાલમા કર્મો કર્યા, વર્તમાનમા કરાય છે, ભવિષ્યમા કરશે આ રીતે ત્રણ કાળના હિસાબે આત્માનું ઓપપાતિકપણું જણાવ્યુ

अत्थि मे आया० એ પદ ગણધર મહારાજાનો પડકાર પરપોટાને વળગનાર બીજા નાસ્તિકના ભેદના પરપોટાને ફોડી નાખે છે અર્થાત્ ભવાતરની જવાબદારી ન સ્વીકારનાર બીજા નાસ્તિકના મતને નિર્મૂલ કરે છે

જન્મ મરણરૂપી ભીંતના તમે કેદી નથી ? જેને ચારે બાજુના રસ્તા ખુલ્લા હોય તે મહેલ અને ચારે બાજુના બારીબારણા બધ હોય, હવા આવવાનુ સ્થાન પણ ન હોય તે જેલ ( કારાગૃહ ) જેને ગયા ભવના કે આવતા ભવના વિચારો થતા નથી તેને આ

ભવ કેદરૂપ છે, અને જેઓ તે વિચારો કરી શકે છે તેઓને માટે મહેલરૂપ છે જન્મની પહેલા તથા મરણની પાછળ જેની દૃષ્ટિ નથી ગઇ તેને આ ભવ કેદરૂપ તે દૃષ્ટિ જેની પહોચી છે તેને મહેલરૂપ છે આ ભવને મહેલ બનાવવામા આવ્યો એટલે પહેલા અને બીજા પ્રકારનુ મિથ્યાત્વ ( પચ ભૂતવાદ, આત્મષષ્ઠવાદને માનવાપણું ) ગયુ

## પોતાની જવાબદારી, જોખમદારી પોતે જ સભાળો !

ત્રીજો નાસ્તિક જવાબદારી, જોખમદારી ઇશ્વરને ઓઢાડે છે આપણામા પણ એક તેવી પ્રથા પેસી ગઈ છે " મારે તો કાઇ કરવુ નહોતું પણ આમને લઇને–આમના પાપે કરવુ પડયુ " એમ કહીએ છીએ ઇશ્વરવાદીઓ પોતાની જવાબદારી, જોખમદારી ઇશ્વર ઉપર ઢોળે છે કેમકે તેઓ ઇશ્વરને કર્તા માને છે પણ આપણે ઇશ્વરને કર્તા નથી માનતા છતા આપણી જવાબદારી, જોખમદારી ગુરુણીઓના શિરે ઢોળીએ છીએ " હુ તો સામાયિક કે પ્રભુપૂજામા હતો પણ અમુકે આવીને આમ કહેવાથી હુ ચલચિત્તવાળો થયો " આમ કહીને આપણી ભૂલનો દોષ તે વ્યક્તિમા આરોપીએ છીએ એ નોધી ર્યો કે જૈન શાસનને તે પાલવતું નથી ઇશ્વર જેવા માટે જવાબદારી, જોખમદારી નાખવી જેમ પાલવતી નથી તેમ લાલચ વગેરથી જે કાઈ કર્યું હોય તેનો આરોપ વિગેરે બીજે આરોપાય તે પણ પાલવતું નથી

શેઠ માટે, માતાપિતા માટે, રાજાના હુકમથી, વિધ વિધ રીતિથી, સ્વાર્થથી, પ્રલોભ નથી, ભયથી ગમે તે રીતે કર્મ કરો, ગમે તેના હુકમથી કરો પણ તેથી તમે કર્મ બધનથી છૂટી જતા નથી એમ ન માનતા કે તમારા કર્મો માટે શેઠ વગેરે જવાબદાર, જોખમદાર છે ઇતરોએ તો ઇશ્વરને સર્વશક્તિમાન્ માન્યો છે, ત્યા જવાબદારી, જોખમ દારી આરોપવામા જો જૈન દર્શન મિથ્યાત્વ કહે છે તો હાલીમવાલી નૂરીયા જમાલીયા ઉપર જવાબદારી, જોખમદારી આરોપવાનુ તે દર્શનને કેમ પાલવે ?

ગુન્હેગારી તો કર્મ કરનારના જ શિરે છે એક ફરક છે અને તે એ કે રાચી માચીને કરવુ અને કરવુ પડે માટે કરવુ આટલો ફરક જરૂર છે

કોર્ટમા એક ગુન્હેગાર ગુન્હો કબૂલે અને પસ્તાવો કરે જ્યારે બીજો ગુન્હેગાર વધારે તોફાન કરે અને વધારે સજા પામે

કર્મ કરનારો, કર્મથી રગદોળાયેલો પશ્ચાત્તાપ કરે તો તેને કર્મબધ ઓછો થાય છે " કરવુ જ જોઇએ ન કરે તો બાયલા એ તો મરદના ધા છે " વગેરે રીતે પાપને પોષીને કર્મ કરે તેને કર્મબધ વિશેષ થાય છે ગાઢ થાય છે

જૈન દર્શનમા પરમેશ્વરને પણ પોલ ચલાવવાની છૂટ નથી

ઇતરો પરમેશ્વરને ફરીને આ સસારમા આવવાનુ માને છે

यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ! ।
अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ( भ० गी० अ० ४, श्लो० ७ )

જૈનશાસ્ત્રકારો મોક્ષે ગયા પછી ફરી સંસારમાં આગમન માનતા નથી

ધર્મના ઉદ્ધાર માટે, અધર્મના સંહાર માટે એ મિષે પણ ઇશ્વરનું આગમન જૈન દર્શનને માન્ય નથી તેવું બહાનું માનવા પણ આ દર્શન તૈયાર નથી, તો પછી પોતાના કરેલા કર્મોની જવાબદારી, જોખમદારી ઇશ્વરના શિરે આરોપાય તો તે પાલવેજ કેમ ?

પોતાની જવાબદારી, જોખમદારી પોતેજ સંભાળવી, પોતાનાજ શિરે છે એમ કહીને ત્રીજા મિથ્યાત્વને પણ હાંકી કાઢયું

## ભવિતવ્યતા સાધન છે તેનો સાધક આત્મા છે.

હવે ચોથો નાસ્તિક ભવિતવ્યતાવાદી છે તલવારને મુઠથી પકડવાની હોય પણ તેને બદલે જો કોઇ મનુષ્ય અણીથી પકડે તો તેના શત્રુને પછી પ્રયત્ન કરવાનું રહેતુંજ નથી કેમકે તેની તે ભૂલજ શત્રુનું કામ કરવાની છે તેમ કેટલાકો શાસ્ત્રોને માને, સાંભળે પણ અવળું લે તો તેઓ તલવારને અણીથી પકડવા જેવી ચેષ્ટા કરે છે શાસ્ત્રકારોએ પાંચ કારણોમાં ભવિતવ્યતાને પણ એક કારણરૂપે જણાવેલી છે કાર્યસિદ્ધિ પાંચ કારણોથી થાય છે કાળ, સ્વભાવ, નિયતિ, ભવિતવ્યતા, ઉદ્યમ

એક માણસને બીજો માણસ તલવારથી કાપી નાખે ત્યારે જો કોઇ એમ કહે કે "માણસને કાપવાની તાકાત તે મનુષ્યમાં નહોતી પણ તલવારમાં હતી માટે મનુષ્ય ફાંસીને પાત્ર નથી ખૂનનું કારણ તલવાર છે" તો તે મૂર્ખજ ગણાય' ખૂની પણ એવો બચાવ કરે પણ તે બચાવ ચાલે નહિ તલવારના સાધનથી હત્યા કરે પોતે, હત્યારો થાય પોતે અને ફાંસીથી છટકવા તલવારને આગળ કરે તે બચી શકે ખરો ? નહિજ ! તેજ રીતિએ ભવિતવ્યતાનેજ જવાબદાર, જોખમદાર માનનારા અને મનાવનારાઓ મૂર્ખ છે ભવિતવ્યતા સાધન છે તેનો સાધક આત્મા છે ભવિતવ્યતાને સાધિકા માનનારા જૈન શાસનમાં રહી શકતા નથી

જેઓ કર્મની જવાબદારી, જોખમદારી આત્માની સ્વીકારે છે, 'મોક્ષના સાધનો મેળવી ઉપયોગમાં લેવા-સાધના કરવી તે આત્માનું કાર્ય છે-આત્મીય કાર્ય છે' એમ જેઓ માને છે, 'સમગ્ર કર્મના ક્ષય સુધીની જવાબદારી, જોખમદારી આત્માનીજ છે, અને આત્માએજ સમગ્ર કર્મના ક્ષય માટે પ્રયત્ન કરવાનો છે,' એમ જેઓ માને છે તેઓનેજ જૈન દર્શનમાં ઉભા રહેવાનો હક છે

આ તમામ જાણવાથી ખ્યાલ આવશે કે સમ્યક્ત્વના છ સ્થાનોમાં, ભવિતવ્યતા, ઇશ્વર, કાળ વગેરેને કેમ લીધા નથી કાળ કાળનું કા[illegible], ઇશ્વર ઇશ્વરનું કામ કરે,

એવુ કેમ કહેવામા આવ્યુ નથી કારણ કે ભવિતવ્યતા, કાળ કે સ્વભાવ એ ત્રણેય પુરુષાર્થથી બહાર છે તે પુરુષાર્થનો વિષય નથી પુરુષાર્થનો વિષય કર્મો કરવા, ભોગવવા, મોક્ષના કારણો મેળવવા, છેવટે મોક્ષ મેળવવો તે પુરુષાર્થનો વિષય છે શ્રીમહાવીર દેવે ત્રણસે ત્રેસઠ પાખડીઓ વચ્ચે એજ કહ્યુ કે—

अत्थि कम्मे अत्थि बले अत्थि पुरिसक्कारपरक्कमे ।

ખૂની લોહીવાળી તલવાર દેખાડે એટલે તે વાપરનાર તરીકે પોતાનેજ જાહેર કરે છે, તેજ રીતે બચાવ તરીકે ભવિતવ્યતાને આગળ કરનારાનો પણ બચાવ નથી, કેમકે ભવિતવ્યતાનો ઘડનાર જીવ છે ભવિતવ્યતાવાદી પણ જવાબદારી, જોખમદારી ભવિતવ્યતાને ઓઢાડે છે, માટે ત્યા પણ મિથ્યાત્વ છે આ મિથ્યાત્વને જ્ઞાનીઓએ આ સમજણથી દૂર કર્યું

ધર્મ સબધી ઉહાપોહ કઇ થતા હોય, મિથ્યાત્વનો પ્રચાર થતો હોય, તેને તોડવાનો ઉદ્યમ થતો હોય તો તે તમામ મનુષ્યભવમા થાય છે તે સિવાય બીજે થતું નથી

પ્રશ્ન—તિર્યંચમા, દેવોમા કે નારકીમા સમકિતી નથી ?

અનાદિ કાળથી જેઓ તિર્યંચમા છે, અને મનુષ્યની છાયામા પણ આવ્યા નથી તે જીવોને તો સમ્યક્ત્વ ન જ સાપડે, પણ તિર્યંચ કે દેવગતિમા ગયેલાને પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ એક વખત મનુષ્ય ભવમા આવ્યા પછી જ થાય છે

સ્વભાવે જેઓ બેઇંદ્રિયાદિમા આવવા છે ત તો મિથ્યાત્વી છે સમ્યક્ત્વના કે મિથ્યાત્વના સ્થાનકો સાભળવાનુ તો મનુષ્યગતિમાજ મળવાનુ છે

એકેન્દ્રિયમા અનાભોગિક મિથ્યાત્વ છે, પણ આભિગ્રહીક મિથ્યાત્વ ત્યા નથી તે મિથ્યાત્વ સજ્ઞી પચેદ્રિય મનુષ્યોમા હોય છે તેથી મનુષ્યોમા આર્ય અને અનાર્ય તેવા બે ભેદ પડ્યા તેમા આર્યોમા ઉચ્ચગોત્રવાળા અને નીચગોત્રવાળા એવા બે ભેદ છે

卐 卐 卐

## નાસ્તિકોએ તો કહ્યુ !

### ઇતિખેદે ! આ તો કરી બતાવ્યુ !!

ચારની ચોવટ તથા પાચની પચાનમા બધુ ખોયુ !

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ સૂત્રના અર્થાધિકારમા પુડરીકાધ્યયન સમજાવે છે

મિથ્યાત્વીઓના મતનુ નિર્મૂલન કરવામા આવ્યુ પ્રરૂપણામા મિથ્યાત્વનો દોષ કહે-

વામા આવે પણ આચાર વિચાર મનને બાધા કરનારા હોય ત્યા સુધી ધર્મનો માર્ગ પામી શકાતો નથી હવે તે બાધક કેમ ?

આ જીવ અનાદિકાલથી નિગોદમા રખડયો તેનો પુરાવો શો ? જઘન્ય કે ઉત્કૃષ્ટ તે સદાની ચીજ છે કા તો હથિયારબધ સુભટને ભય નથી, કા તો નાગાને ભય નથી વચલા વર્ગને ભય ખરો અહીં જીવ તથા કર્મની મારામારી છે સૂક્ષ્મ નિગોદમા જીવ પડયો કે મર્યો એજ દશા જીવની છે જગતમા જીવની ઓછામા ઓછી ચેતના સૂક્ષ્મ નિગોદમા છે

સૂક્ષ્મ નિગોદના અપર્યાપ્તના પ્રથમ સમયે ' જીવપણુ છે ' આટલુ માત્ર જ્ઞાન છે, અમાસની અધારી રાત્રિ તેમા મેઘ ચઢયો હોય ત્યારે અજવાળાનુ નામ નહિ ! જો કે તારા વિગેરે આકાશમા હોય ખરા પણ અધારી રાત્રિના તથા ચઢેલા મેઘના કારણે દેખાતા નથી દિવસે મેઘ ગમે તેટલો અધારું છતા અમાસની અધારી રાત્રિની તુલના તો ન જ કરી શકે સૂર્યનો વિચિત્ર સ્વભાવ છે કે મેઘ ગમે તેવો છવાય પણ તે તો પોતે પ્રકાશ્યા વિના રહેતો નથી, વાદળા સૂર્યને, તેના તાપને કે તીવ્ર તેજને ઢાકે છે પણ સામાન્ય તેજ તો ઢકાય જ નહિ દિવસ છે, સૂર્ય છે એટલુ જણાવા પૂરતુ તેજ તો રહે છે જ

કર્મ ગમે તેવુ આક્રમણ કરે છતા દરેક જીવને અક્ષરના અનતમા ભાગનુ જ્ઞાન તો ખુલ્લુ રહે જ છે તે અવરાતુ નથી, કે જે અજીવથી જીવને ભિન્ન જણાવે છે વર્ષા ઋતુમા મેઘ ચઢયો હોય ત્યારે દિવસનુ અજવાળુ ઓછુ હોય તેમ જીવની ચેતના ઓછામા ઓછી અપર્યાપ્તા સૂક્ષ્મ નિગોદના પ્રથમ સમયે હોય છે જીવની હલકામા હલકી હાલત આ છે અનાદિ કાલથી જીવ કર્મના પન્જામા છે તે વાતની આનાકાની થઇ શકે તેમ નથી જ્યા કર્મનો લેશ ન હોય, જ્યા આત્માની સપૂર્ણ દશા હોય તેવુ સિદ્ધ પણ નિત્ય એટલે અનત હોય અથવા નિગોદપણુ નિત્ય કે અનત હોય તે સિવાય અન્યત્ર તે સ્થિતિ હોય નહિ

સૂક્ષ્મનિગોદમાથી જીવ બાદર નિગોદમા આવ્યો, તેમાથી પૃથ્વીકાયાદિમા આવી યાવત્ મનુષ્યપણામા આવ્યો હવે બધા સ્થળે ચેતના છે ' ચશ્મેદ્દગ ' થયેલો મનુષ્ય ચશ્મા વિના જોઇ શકતો નથી તેમ આ જીવે ઇંદ્રિયોરૂપી ચશ્મા( ડાબલા ) ધારણ કર્યા છે તે ચશ્મા દ્વારા વિષયો જોયા, જાણ્યા, મેળવવા પ્રયત્ન કર્યો, મેળવવામા કૃતાર્થતા માની

આ જીવે ચારની ચોવટમા તથા પાચની પચાતમા બધુ ખોયુ ખોરાક, શરીર, ઇંદ્રિયો અને તેના વિષયો આ ચારની ચોવટ વિના કોઇ પણ ભવમા બીજો કોઇ ધધો કર્યો છે ? કહેવત પણ છે કે-' ચોવટીયાના છોકરા ભૂખ્યાજ મરે ! ' જ્યારે જરાક આગળ વધ્યો ત્યારે પાચની પચાતમા પડયો ચાર તો હતા જ તેમા પાચમી આબરૂને ઉમેરી જીવ મનુષ્ય નહોતો ત્યા સુધી તેણે ચારની ચોવટ કરી, મનુષ્ય થયા પછી ફૂટી નીકળેલી પાચમી આબરૂ સાથે પાચની પચાતમા પડયો

કોઇ દિવસ આત્માની ચોવટ કે પચાત કરી ?

જો કે 'આત્મા નથી' તેમ બોલ્યો નથી પણ કરી બતાવ્યુ તો તેવુ જ છે 'ના નહિ પણ નાના માથે શીંગડા !' એ કહેવતને ચરિતાર્થ કરી બતાવી છે

જીવે આહાર, શરીર, ઇંદ્રિય, વિષયો કે આબરૂ જેટલી પણ આત્માની કિંમત ગણી નથી કેમકે ચોપડાના નામમાજ તેનુ નામ નથી પછી સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, દઢભાજક, લઘુભાજક, ત્રિરાશી, બહુરાશી, નફોતોટો, પ્રમાણ વગેરે વગેરે ગણિતમા તો તેની ગણત્રી આવેજ કયાથી ? અપૂર્ણાંક પૂર્ણાંક સમજે કયાથી ?

શુ આશ્રુ, શરીરે દુર્બલા થયા વગેરે તમામ હિસાબ છે કેમકે રીતસર ખાતા છે પણ આત્મા કર્મ બાંધે છે તેમા જમા ઉધાર શુ છે તે જાણવા કદી તે ખાતુ ખોલ્યુ ?
આહાર, શરીર, ઇંદ્રિયો, વિષયો તથા આબરૂની અનુકૂલતા-કયા ખાતામાથી પોષાય છે તે જ્યારે ખબર પડે ત્યારે તે ખાતાની કિંમત સમજાય જેમ ઘરેણા વગેરે ખર્ચ વ્યાજ ખાતામાથી થાય છે, તેમ આહારાદિ પાચ ખાતાઓને પોષનાર પુણ્ય છે તેનુ ખાતુજ નહિ ? જમા વિના ઉધાર ! એ ચોપડા કેવા ?

રબારીની રમતમા મૂર્ખ વિના બીજો કોઇ કંઠો કાઢી આપે નહિ અહી એ મૂર્ખ જેવી હાલત છે નિરાધારના આધાર જેવુ પુણ્ય આહારાદિમા ખતમ થાય છે સ્વપ્નાની રાજ્યગાદી કયા સુધી ? આખ ઊઘડે ત્યા સુધી અહીં પણ એવી સ્થિતિ છે, પેલાને આખ ઊઘડ્યા પછી-સ્વપ્નાનું રાજ્ય નહિ મળે તેમ અહીં આખ મીંચાઇ એટલે બાજી ખતમ!

"રંભા તુલ્ય રતિ પ્રવીણ રમણી, શૃંગારશિરોમણિ,
સંપત્તિ ગૃહગજાશ્વલક્ષ્મી મનને આનંદદાતા ઘણી,
આજ્ઞાંકિત સુસેવકો સુખદ સ્નેહિજનો શાંતિદા,
તારુ તે નથી લેશ માત્ર જીવ રે આ બંધ નેત્રો થતા !"

એક કવિ

### પુણ્ય ખવાય છે ખ્યાલ છે?

સ્વપ્નાનુ રાજ્ય પુણ્યને ખાતુ નથી, પણ આહારાદિ તો પુણ્યને ખાધા જ કરે છે કુટુંબ કબીલો માલમિલકત તમામ પુણ્ય ખાતાને ખોદનારા છે પુણ્યને વધારનારા નથી

પુણ્યને વધારનાર માત્ર રત્નત્રયી-તત્ત્વત્રયી છે તેજ પુણ્યનુ છઠ્ઠુ ખાતુ છે

કાચ અને હીરો બેયને સમાન કહે તે ઝવેરી નથી, મૂર્ખ છે ચોકસીના હાથમા ખોટો રૂપીઓ આવે તો કાપ મૂકીને પાછો આપે, ખોટો જાણ્યા પછી કાપ

મૂક્યા વગર આપે તો તે ગુન્હેગાર ઠરે છે તાત્પર્ય કે ખોટાને ખોટા રૂપમા રહેવા દેવાય જ નહિ પારકા રૂપીઆને પણ-ખોટા રૂપીઆને રૂપીઆના રૂપમા રહેવા દેવાય નહિ તો પછી પોતાની તો વાત જ કયા કરવી ? આહારાદિ સર્વ ખોટા રૂપેજ વળગેલા છે આહારનુ પરિણામ વિષ્ટા છે શરીર તે ગ્યુનીગીપાલીટીની ગદકીની ગાડી છે તે ગાડીનુ ઢાકણુ ઉઘડી જાય તો દુર્ગંધ ફેલાય તેમ આ ચામડી જડેલી-મઢેલી છે ત્યા સુધી શરીર સારુ દેખાય છે, ચામડી ખોલવામા આવે તો તે દુર્ગંધથી ભરેલી કાયા છે સુંદરતા તો માત્ર બહાર છે

"કાયા કલેવર કાચુ છે ગદકીનો ગાડવો." ડા. ધો.

જ્યારે ઓપરેશન કરવામા આવે છે ત્યારે જોનારને ચકરી આવી જાય છે કાયા તે જીવની જાગતી ગટર છે

દુનિયામા કહેવત છે કે-"કુવામા ઊતારી દોરડુ કાપ્યુ !" ઇદ્રિયોનો પણ તે ધધો છે, ઇદ્રિયોના વિષયો જુવાનોમા મદોન્મત્ત કરી દે છે, પણ પછી વૃદ્ધાવસ્થામા દગો દે છે, તાકાત હરી લે છે

વિષયોને અગે જરા વિચારો ! પાચ પકવાન્ન ખાધા-વિષ્ટા થઇ, તેના ખાતરમાથી પાછુ શાક થયુ આ રીતે પલટાપલટીનો-ઊલટપાલટનો શુમાર નથી દરેક અગે ઇષ્ટ અનિષ્ટ, અનિષ્ટ ઇષ્ટ બન્યા જ કરે છે,

## ચચલ પદાર્થો પાછળ મૂઢતા !

ચચલ તો સ્ત્રી દેખીને કૃષ્ણજી થયા

શકરાચાર્યજી જગનાથજી ગયા ત્યા મૂર્તિ લાકડાની હતી કોઇએ પ્રશ્ન કર્યો કે મૂર્તિ કાષ્ઠની કેમ ? ઉત્તરમા કહેવામા આવ્યુ કે-મૂર્તિ કાષ્ઠની નથી ખુદ કૃષ્ણજી કાષ્ઠરૂપ થયા છે

શકરાચાર્ય કહે છે કે—

भार्यैका प्रकृतिमुखरा चचला च द्वितीया, पुत्रस्त्वेको भुवनविजयी मन्मथो दुर्निवारः ।
शेषः शय्या शयनमुदधौ वाहन पन्नगारिः, स्मारं स्मारं निजगृहचरितं दारुभूतो मुरारिः ॥ १ ॥

શ્રી કૃષ્ણજી સિહાસન ઉપર સ્થિત છે (બેઠેલા છે) એવામા તેમની સ્ત્રીઓમાની એક 'સરસ્વતી' આવી સરસ્વતી જપીને, બોલ્યા વિના બેસી શકે ? બોલ્યા વિના બેસે તો સરસ્વતી શાની ? વક્તાએ મૌન રહેવુ તે તેને મૌન દેવની સજા કરતા વધારે પરાણ છે સરસ્વતીને તો બોલવા જોઇએ જ કૃષ્ણજીને અનેક વિચારોની ગડમથલ હોય એટલે તેમને પણ આ પોપાટ પાલવ્યો નહિ ત્યાથી ચાલી નીકળીને પોતે લક્ષ્મી પાસે ગયા

તે તો ચચલ છે તેને નિયત સ્થાન નથી આને તો મર્યાદા જ નથી એમ જાણી કૃષ્ણજી ગભરાયા અને પુત્ર પાસે ગયા पुत्रस्त्वेको भुवनविजयी એકજ પુત્ર આખા ભુવનનો વિજય કરનાર છે તે પુત્ર છે પ્રદ્યુમ્ન-મન્મથ જે આખા જગતને જીતનાર છે, તે પણ પોતાના તાબે થાય તેવો નથી દુર્નિવાર છે પછી જઈ સૂઇ જવાનો વિચાર કર્યો પોતાના આવાસમા સૂવા ગયા ત્યા તો શેષ શય્યા તેમની શય્યા છે હવે ? ઘરની બહાર ગયા આગળ ગયા ત્યા शयनमुदधौ સમુદ્ર મળ્યો થાકયા, દેશાન્તર જવાનો વિચાર કર્યો એટલે वाहन प नगारि ગરૂડો આવીને ઊભા રહ્યા આ રીતે પોતાના ઘરના ચરિત્રને વિચારીને કૃષ્ણજી સ્વય કાષ્ઠરૂપ થયા છે ” આ રીતે કંતરો કહે છે

સારમા આપણે ‘ચચલતા’ નો ખ્યાલ કરવાનો છે

ઇંદ્રિયોના વિષયો, આબરૂ વગેરે સર્વ ચચળ છે

પાચની પચાતની ચિતા ચોવીસે કલાક રખાય છે પણ આત્માની ચિતા કયારેય રાખી ?

નાસ્તિકોએ તો ‘આત્મા નથી’ એટલુ જ કહ્યુ પણ આપણે તેમ કહ્યુ નથી પણ કરી બનાવ્યુ

આહારાદિ પાચના ખાતા ખરા ત્યા રોજ વધઘટ જમા ઉધાર હિમાબકિતાબ બધુ રીતસર છે આત્માના ખાતામા શુ છે, શુ નહિ તેની ખબર કયાથી પડે ? ખાતું જ ખોલ્યુ નથી ! આત્મા તરફ લક્ષજ કયા છે ?

આત્મા તરફ લક્ષ્ય નહિ એજ જીવની મુખ્ય મિથ્યાત્વ દશા છે ‘જીવ છે’ એમ મા યુ એટલે બે ભીંતની વચ્ચે આવ્યા

નફાતુકશાનની વાતો તો ઘણીયે કરવામા આવે છે પણ તે તમામ જન્મ પછીની અને મરણ પહેલાની જન્મ પહેલાની અને મરણ પછીની નફાતોટાની વાત કરી ? આ વાત ન થાય ત્યા સુધી પરપોટાને વળગનાર આત્મષષ્ઠવાદીના મન્તવ્યને ચરિતાર્થ કરી બતાવીએ છીએ એમજ થયુ

આંખો મીંચેલાને સૂર્યનુ અજવાળુ હોય કે ન હોય તે સરખુ છે તેમ આપણે મરણ પછીની તથા જીવન પહેલાની પરિસ્થિતિનો વિચાર કરવો નથી એટલે વર્તનમા પાચ ભૂતથી બનેલા જીવને માનનારાની પક્તિમા મૂકાયા કઇ ગતિમાથી આવ્યો, હવે કયા જઈશ એ વિચારજ આવતો નથી, માત્ર આ જન્મનો જ વિચાર છે આવાઓ કબૂલે ભલે નહિ પણ વાસ્તવિક રીતિએ તો બીજા પ્રકારના મિથ્યાત્વીઓ છે

પ્રથમ ભવમા પુણ્ય કર્યું માટે અહીં આવ્યા, મનુષ્ય ભવ મળ્યો, આ તમામ સાધન

સામગ્રી સાંપડી છે એ સમજાય, તે ખાતરી થાય તોજ, તથા હવે પછી કયાઇ જવાનુ છે એ નક્કી મનાય તો જ ભવિષ્ય માટે કરણી કરવાનુ સૂઝે પણ તે છે કયા?

જવાબદારી, જોખમદારીમાથી કોઇ પણ મિષે છૂટવાનું નથી

હવે કેટલાકો ધર્મને સમજનારા હોવા છતા સ્વતંત્ર નથી પુત્ર પિતાને આધીન છે, પત્ની પતિને આધીન છે (પરાધીન છે) એટલે તેઓ "આમની ખાતર કરવું પડે છે" એવો બચાવ કર છે લોટીયા વહોરાની જેમ માથે કાઇ રાખતા જ નથી ઇશ્વરવાદીના જેવુ વર્તન કરે છે

ઈશ્વરવાદીએ પોતાની જવાબદારી, જોખમદારી ટાળવા ઇશ્વરને ઊભો કર્યો છે તે સર્વ જવાબદારી, જોખમદારી ઇશ્વરને શિરે ઓઢાડે છે

શાસ્ત્રકાર કહે છે ગમે તેના નિમિત્તે પાપ કરો પણ જવાબદારી, જોખમદારીમાથી છૂટી શકવાના નથી હુકમ, રીતરિવાજ કોઈ પણ બહાનુ બચવા માટે ચાલવાનુ નથી ભવિતવ્યતાને ભળાવનારા બચી શકતા નથી તો પછી બીજા શી રીતે બચી શકે?

જે કાંઈ કરાશે તે આત્માના ખાતે જમા ઉધાર થશે કેમકે આત્માજ જવાબદાર, જોખમદાર છે

**અહીં આત્માના નામનુ ખાતુ ખુલશે.**

મનુષ્યોના બે પ્રકાર છે ૧ આર્ય અને અનાર્ય

ક્ષેત્રના બે પ્રકાર છે ૧ આર્ય અને ૨ અનાર્ય

જેમ સભામા એક નામધારી (માનો કે પુરૂષોત્તમ) ચાર વ્યક્તિ છે તે નામથી બોલાવતા તો ચારેય બોલે, ચારેય આવે, પણ તેની પછી ચોકશી, દેશાઈ, ઝવેરી, વકીલ અટક કે વિશેષણ જોડાય તો તે જુદા પડે

તે રીતે અહીં પણ નિક્ષેપા કરવાની જરૂર છે

'ઘડિઆળ' શબ્દમા પણ ઘડિઆળ છે ઘડિઆળ બોલાય છે માત્ર શબ્દને પણ ઘડિઆળ ગણેલ છે આકાર કરીને પૂછવામા આવે તો તેને પણ છોકરો કે જોનારો ઘડિઆળ કહે છે ઘડિઆળ ખૂબ તે તો ઘડિઆળ છે જ ત્રુટી ગઇ, કટકા થયા કોઈએ પૂછ્યુ "ઘડિયાળ કયા?" જવાબમા કહેવામા આવ્યુ "આ રહી ઘડિઆળ!" જો કે તૂટી છે, કટકા છે, હવે દ્રવ્ય રૂપે છે જેમ મરેલા શબને પણ 'ફલાણા ભાઈ' કહેવાય છે ને! જીવ નીકળી ગયો છે, શરીરજ છે પણ દ્રવ્ય દૃષ્ટિએ તેમ બોલાવાય છે

卐 卐 卐

## મિચ્છામિ દુક્કડં !

### વ્યાધિને વધતો પ્રથમ રોકવો—

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાગ સૂત્રના અર્થાધિકારમા પુડરીકાધ્યયનનું નિરૂપણ કરે છે

મિથ્યાત્વ અનાદિકાલથી છે, તે કયારથી, કયાસુધી તે વિચારવાથી ઉદ્ધાર ન થાય તે જાય (ટળે) શી રીતે તે વિચારાય તો જીવનો ઉદ્ધાર થાય કુવામા પડેલાને કેમ પડ્યો એ વિચારવું વ્યર્થ છે કેમ ( શી રીતે ) નીકળી શકાય તે વિચારવુ વ્યાજબી છે અતીત કાલનો વિચાર ન કરવો એમ નથી તે વિચારને પણ અવકાશ જરૂર છે ગઇ અવસ્થાનો વિચાર કરવાનોજ નથી એવો મુદ્દો જૈન શાસ્ત્રનો નથી તાત્પર્ય એ છે કે વ્યાધિ થયો તે વખતે તે શાથી થયો એ વિચારવાનું પછી રાખવુ પ્રથમ તો એ વ્યાધિને વધતા રોકવો અને પછી વ્યાધિની જડનો નાશ કરવો

અલબત્ત જીવને અનાદિથી અતીતકાલના મિથ્યાત્વાદિ વળગેલા છે પણ હવે નવા ન વળગે તે માટે પ્રથમ પ્રતિબધ કરવો વર્તમાનનો પ્રથમ વિચાર કરવો ભૂત ભવિષ્યને પછી વિચારવા સામાયિકમા પણ પ્રથમ વર્તમાનમા સવર છે, પછી ભાવિનુ પચ્ચખ્ખાણ છે, પછી અતીતનુ નિદન છે વ્રત પામેલા માટે પાઠ અલગ છે તે વાત અલગ છે પાક્ષિક સૂત્રમા વ્રતના દોષના પાપનુ નિકન્દન છે પણ સવર અને પચ્ચખ્ખાણ તો પ્રથમ વર્તમાન અને ભવિષ્યકાલનુજ થાય ભૂતકાલના પાપની નિદા પછીજ થાય જીવ જ્યાસુધી વર્તમાનકાલની ભૂલને કબૂલ કરતો નથી, ભવિષ્યમા ભૂલ ન કરવાની કબુલાત કરતો નથી ત્યાસુધી ભૂતકાલના પાપોની નિદા કરે તેનો કાઇ અર્થજ નથી

સામાયિકમા પ્રથમ વર્તમાન કાલ માટે રત્નત્રયીમા રહેવાનુ નક્કી કર્યું, ભવિષ્યમા સાવદ્યમા નહિ પ્રવર્તું એમ કહ્યુ અને પછી ભૂતકાળના પાપોની નિદા કરી અણુવ્રત અને મહાવ્રતના પચ્ચકખાણમા પણ વર્તમાનનુ સ્મરણ, ભવિષ્યનુ રોકાણ અને ભૂતકાળની નિદા છે એજ સાચુ પચ્ચકખાણ છે

### દેવાળીઆઓને બીજાની શાહુકારી ગમતી નથી.

વર્તમાનમા કેટલાકો પોતે વ્રત પચ્ચકખાણ કરતા નથી, પ્રતિક્રમણાદિ આવશ્યકો કરતા નથી અને બીજા કરનારાઓને રોકે છે, કેમકે બીજા કરે તે તેમને ગમતુ નથી દેવાળીઆને અગર દેવાળુ કાઢવા ઇચ્છનારને બીજાની શાહુકારી રહે તે જોવું ગમતું નથી નાના છોકરાની રમત જોનારને ખ્યાલ હશે કે દોડનાર છોકરાને પકડનારો છોકરો છેવટે પેરણ, કોટ જે હાથમા આવે તેને પકડીને પણ રોકે છે તેજ રીતે કેટલાક જીવો એવા છે કે આત્મકલ્યાણના માર્ગમા પોતે પગલુ પણ માડે નહિ, અને આગળ વધતા હોય તેને રોકે

ના કહેથી કોઈ રોકાતું નથી ઊલટુ ક્રિયામા વિશેષ પ્રવર્તમાન થાય છે આ જોઈને તેવા વર્ગે નવો તુક્કો રચ્યો ક્રિયા કરનારના હૃદયમા ભ્રમ પેદા કરવાનો પ્રયત્ન કરવા માડ્યો

તેવો વર્ગ જ્યા ત્યા જ્યારે ત્યારે બોલવા લાગે છે કે-"જેના મિચ્છામિ દુક્કડ દ્યો છો તે જ ક્રિયા પાછી રોજ કરો તો છો ! સાત લાખમા તથા અઢારે પાપસ્થાનકમા પ્રવૃત્તિ તો કાયમ છે, તો પછી પ્રતિક્રમણાદિથી લાભ શો ?"

ભોજન, સ્થડિલ તથા ધોવાનું ત્રણેય શારીરિક હાજત માટે કરવા પડે છે પ્રથમ જેઓ અપ્રત્યાખ્યાની અગર પ્રત્યાખ્યાનાવરણીય કષાયમા પડ્યા છે, તેઓ સર્વથા વિરાધના બધ કરી શકતા નથી, પણ ક્ષયોપશમ હોવાને લીધે તે કષાયોને મજબૂત ન થવા દેવા તે જરૂરી છે એટલે વિરતિની રક્ષા કરવી જરૂરી છે આ સીધા સમાધાનને ન સમજે અને અવળુજ લે તો તેનો ઉપાય શો ?

તે વર્ગ વળી કહે છે—

મિથ્યા દુક્કડ દેઇ પાતિક તે ભાવે જે સેવેરે,
આવશ્યક સાખે તે પરગટ માયા મોસને સેવેરે.

ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી કહે છે ( સાડા ત્રણસો સ્ત૦, ઢાલ ૨, ગા૦ ૧૭ ) આવશ્યકમા પણ તેમ કહે છે ( आव० गा० ६८४, हरि० ) નિર્યુક્તિકાર કહે છે કે તે તો પ્રત્યક્ષ મૃષાવાદી છે એટલુજ નહિ પણ માયામૃષાવાદી છે (आव०चू० गा० ६८५, पृ ३४७) માટે પાપ ન કરવુ હોય તોજ મિચ્છામિ દુક્કડ દેવો આમ કહીને તે વર્ગ પ્રતિક્રમણાદિ ક્રિયાને ઉડાવવાનો પ્રયત્ન કરે છે આપણામા કેટલાક એવુ પણ બોલે છે કે "વ્રત ન લે તે પાપી, લઈને ભાગે તે મહાપાપી છે" વ્રતને નહિ ઈચ્છનારાઓ આ રીતે બીજાને વ્રતથી રોકવાનો પ્રયત્ન કરે છે

આવા અવળા પાસા નાખનારની સામે પણ ઉસ્તાદ હોય તો તે પાસાને સવળા કરી નાખી શકે છે

જજ્જે કાયદા તરફ જોવા કરતા વર્તનમા જોવુ જોઈએ એવો દુનિયાનો નિયમ છે શાસ્ત્રકારે સાધુ તથા શ્રાવકને, બન્નેને બન્ને ટાઇમ ( સવાર સાજ ) પ્રતિક્રમણ કરવા કહ્યુ છે માર્ગલોપકોનું મ્હો બધ કરવા તો તેનું નામ 'આવશ્યક' રાખ્યું છે અવશ્ય ક્રિયા તે આવશ્યક-આટલો અર્થ વિચારે તો અનર્થ મટી જાય સાધુ પ્રમાદ સેવે તો તેને ઇરિયાવહિ કરવી પડે ગૃહસ્થ દેશવિરતિ હોય તે છ કાયના કુટામા રહેલા છે તેઓ પણ પ્રતિક્રમણ વખતે ઇરિયાવહિ પડિક્કમે છે

ઉભય સમયે પ્રતિક્રમણ કરે તે જ શ્રાવકની કોટિમા છે; નથી કરતો તે શ્રાવકની

માફી માગવી તે જબ્બર વસ્તુ છે, સર્વ સમાચારી એટલે ઈચ્છાકાર તથાકાર આદિ સર્વ વર્તમાનકાળની રમતો છે, તથાકારની સામાચારી ભૂતકાળ ઉપર અસર કરનારી નથી પૂર્વભવ ઉપર અસર કરનારી તો દશમાં એકે સમાચારી નથી પણ આ મિચ્છાકારની સમાચારી છે તેનામા એવી તાકાત છે કે અસખ્યાતા ભવોના એકઠા થયેલા પાપોનો પણ નાશ કરી શકે મિચ્છાકારની સમાચારી એટલે મિથ્યાદુષ્કૃત। તે દેવામા જેઓ નિપુણ હોય તેના સસ્કારો પડે

અર્ણિકાપુત્ર આચાર્ય મહારાજાને દેવતાએ આકાશમા ઉછાળ્યા અને ભાલે વિંધ્યા પડતા છાતીમા ભાલો નીચે નદી જીવનને બચવાની કઈ આશા ? વેદનાનો કેવો વિષમ વેગ છતા ત્યા કઈ ભાવના ! ધન્ય મહાત્મા ! " મારા લોહીના છાટાથી નદીના સચિત્ત જળના જીવોની વિરાધના થાય છે તે માટે મિચ્છામિ દુક્કડ " અહિસામા ઓતપ્રોત મહાત્મા તે આ !

ઝેરની પીચકારીથી મરવા પડેલાને મારનારને મહાત્મા માનનારા મનાવનારા જેવા મૂઢ કોણ ? ઘોર હિસામા અહિસા માનવી, ઘોર હિસકને અહિસક માનવો તેના જેવુ ઘોર મિથ્યાત્વ કયુ ? આવા કટોકટીના સમયે અર્ણિકાપુત્ર આચાર્યપ્રવરને તે મિચ્છામિ દુક્કડ આવ્યો શી રીતે ? જુઠ્ઠી કલ્પનાએ તો લાવી જુઓ ! તે મિચ્છામિ દુક્કડના પ્રભાવે તે મહાત્માને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે અસખ્યાતા ભવોના પાપોને નાશ કરવાનુ સામર્થ્ય આ ' મિચ્છામિ દુક્કડ 'મા છે

મિચ્છામિ દુક્કડની સમાચારીમા જેઓ રગાયા હોય, જેઓ લીન થયા હોય, તેઓ સર્વ પાપોનો નાશ કરે છે અવળચડીને સદા અવળુ સૂઝે છે એટલે એવા વર્ગે નક્કી કર્યું કે ' દરેકના અડપલા કરવા ' જેથી રાતદિવસ મિચ્છામિ દુક્કડ દેવાય મિચ્છામિ દુક્કડનો શ્રેષ્ઠ અર્થ અવળચડી જેવા વર્ગે અનથરૂપે ઉતાર્યો તેવા વર્ગે નક્કી કર્યું કે– " વ્રતભગ ન થાય, વિરાધના ન થાય, પરિગ્રહાદિ ન કરાય તો માફી શાની ? અને એમ કરીને પણ મિચ્છામિ દુક્કડ ન દેવાય તો ટેવ પડે કયાથી ? માટે તેવી ટેવ પાડવા માટે પણ પાપ કરવુ "

શકાકારની શકાના દૃષ્ટાતના જવાબમા અથવા અવળચડી જેવા વર્ગને ઉત્તર માટે શ્રીઉપાધ્યાયજીએ તે ગાથામા કહ્યુ છે તે જરા કાળજુ ઠેકાણે રાખીને સાભળો

**મિથ્યા દુક્કડ દેઈ, પાતિક તે ભાવે જે સેવે રે.**

મિચ્છામિ દુક્કડ દેવા કામ લાગશે, તેવા ભાવે ( તેવા વિચારે ) પાપ સેવનારા માટે ઉપાધ્યાયજીને કહેવુ પડ્યુ છે કે–આ ભાવનાથી પાપ સેવનારને તો શાસ્ત્રકાર પ્રત્યક્ષ માયામૃષાવાદી કહે છે

## હા રે મારે ઠામ ધરમના સાડા પચવીશ દેશ જો !

### प्राप्तिपूर्वको हि प्रतिषेध :

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજી મહારાજને સૂયગડાગ સૂત્રનો અર્થાધિકાર કહે છે તેમા પુડરીકાધ્યયનનો અધિકાર ચાલુ છે

જેમ દૃષ્ટાન્તમા ચાર મુસાફરો, જળ તથા કાદવમા ખૂચાયા છે તેમ ચાર પ્રકારના નાસ્તિક મતવાદીઓ કર્મથી બહાર નીકળી શકતા નથી, અલિપ્ત રહેતા નથી તેઓ પ્રરૂપણા કરનારા છે પ્રવર્તકો નથી એક મત એવો છે કે માત્ર પાચ ભૂતોને જ માને આત્માને માને જ નહિ

તીર્થની સ્થાપના ન હોય ત્યા સુધી કોઈ પ્રરુપણા કરનારા હોતા નથી

'જીવ છે' એવી પ્રરૂપણા થયા પછી જ તેની સામે 'જીવ નથી'ની પ્રરૂપણા થાય જગતના લોકો જ્યારે શ્રીસર્વજ્ઞદેવ પાસેથી અથવા તેમના શાસન પાસેથી જીવાદિ તત્ત્વો છે એમ જાણીને માનવા તૈયાર થાય, માને, ત્યારે 'જીવાદિ નથી' એમ કહેનારા તૈયાર (ઊભા) થાય છે જ્યારે જીવાદિને માનનાર જ કોઈ ન હોય ત્યારે ના પાડનાર હોય કોણ ?

શ્રીતીર્થકર મહારાજનો ઉપદેશ થયો ત્યારથી મિથ્યાપ્રરૂપણા શરુ થઈ ભગવાન્ ભવ્યોને, આસ્તિકોને જીવાદિ તત્ત્વો બતાવે, પુણ્યપાપ સમજાવે, આશ્રવબધ હેય છે, સવર નિર્જરા ઉપાદેય છે, તેમ જણાવે છે ત્યારે આ નાસ્તિકો તેનાથી વિરુદ્ધ પ્રરુપણા કરે છે

મકાનને તો ચારે દિશાની મર્યાદા હોય પણ જ્યા મકાન જ ન હોય ત્યા પછી પૂર્વ પશ્ચિમની મર્યાદા ક્યાથી હોઈ શકે ? તેવી જ રીતે શ્રીજિનેશ્વરદેવ પોતાની દેશના કે શાસનદ્વારા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, બધ, સવર, નિર્જરા યાવત્ મોક્ષનુ નિરૂપણ કરે નહિ, ત્યા સુધી તો જીવાદિને નહિ માનવાનુ કહેવાનો વખત જ નથી

સામાન્ય નીતિનો નિયમ વિચારીએ તો प्राप्तिपूर्वको हि प्रतिषेध । થતુ હોય તો જ નિષેધ હોય

નિષેધ પોતે જ સાબિત કરે છે કે પ્રથમ પ્રવૃત્તિ હતી જીવ, પરલોક, સ્વર્ગ, નરક આદિ માનવાનો નિષેધ કરવો તે સિદ્ધ કરે છે કે જગત તે માનવા તરફ પ્રથમ ઢળેલુ હતુ જો તેમ ન હોત તો નિષેધની જરુર ન'તી

### 'ભોગ તે રોગ છે, ત્યાગમા સુખ છે' આ સસ્કાર શ્રીતીર્થકર ભવાતરથી સાથે લાવ્યા છે

ત્રણ ચાર વર્ષના બાળકોને પૈસા, વ્યવહાર, આબરુ વગેરેનો ખ્યાલ હોતો નથી સવારે ઊઠ્યા ત્યાથી રાત્રે સૂએ ત્યાસુધી ખાનપાન તથા મોજમઝામા જ તે બાળકો મશગુલ

હોય છે તે જ રીતે યુગલિયાઓ પણ ખાનપાનમા જ મસ્ત હોય છે જીવ, સ્વર્ગ કે નરકનો ખ્યાલ તેમને હોતો નથી ગમે તો દસ્તાવેજ આપો ગમે તો લીટા એચેયો કાગળ આપો નાના બાલકના મનમા તે સરખો છે આવી જ દશા યુગલિઆની છે એ જીવનો વિચાર કરે કયાથી ? હવે જ્યા જીવનો વિચાર નથી ત્યા આશ્રવ, બધ, સવર, નિર્જરાનો વિચાર તો હોય જ કયાથી ? એક જ કુવામા ભાગ હોય તો બીજે કુવેથી પાણી લવાય પણ પાણીથી ગાડા થવાય તેવો વરસાદ જ હોય ત્યા શુ થાય ?

યુગલિઆના ક્ષેત્રો એવા છે કે સર્વત્ર ખાવાપીવા સિવાયની વાત જ નથી જોયેલા, અનુભવેલા અને જાણેલા તે જ સ્વપ્ના પણ તે જ આવે જે વસ્તુનો પરિચય નથી, શ્રવણ નથી, જોઈ નથી, સ્વપ્નમા પણ જોઇ નથી, અઢાર કોડાકોડી સાગરોપમ જેટલો સમય ધર્મનુ મૂળ ઉખડી ગયાને થયો, ત્યા તે ધર્મ જેવી વસ્તુ હોય કયાથી ? ગુફામા ભૂલા પડ્યા પછી અજવાળાની જરુર છે જો કે દીવાસળી માત્રથી અજવાળુ થાય પણ તે લાવવી કયાથી ? તે જ રીતે 'તુ જીવ છે, કર્મને લીધે અનાદિથી રખડે છે' એટલા શબ્દો જ કહેવાની જરુર છે, પણ તે કહે કોણ ? અઢાર કોડાકોડી સાગરોપમ પછીના કાલમા અજવાળુ કરે કોણ ? કેમ કે તે વખતે સર્વ જીવો ખાવાપીવામા જ મશગુલ છે

વર્તમાન યુગની વાત વિચારો વચ્ચે વિદ્યાર્થીઓને કૉલેજો બધ, દુકાનો, કોર્ટો, બધ કરાવવાની ધૂન લાગી હતી, કપડા બાળવાનો પવન વાયો હતો આવા વખતે કોઈ સમજુથી વચમા બોલાતુ હતુ ? બોલનાર માટે વાનરસેના, સ્રીશક્તિ વગેરે કેક તરીકાઓ તૈયાર રાખ્યા હતા !

શ્રીઋષભદેવજીના જન્મ પહેલા દુનિયા માત્રનુ સાધ્ય ભોગ જ હતુ ભોગમા જ પ્રવૃત્તિવાળી તમામ દુનિયા હોય તે વખતે 'ભોગ તે રોગ છે, ત્યાગમા સુખ છે' આ નવુ બોલવુ, નવો પવન ચલાવવો તે કેટલુ મુશ્કેલ ? અરે ! બોલવા પહેલા બોલનારાના આત્મામા આવ્યુ કયાથી ? કરોડો મનુષ્યની સખ્યામા કોઇને સૂઝ્યુ નહિ તે એકલા શ્રીઋષભદેવજી ભગવાન્‌ને કેમ સૂઝ્યુ ? વ્યવહારથી કહીએ તો તે વખતે યુગલિઆ ગણત્રી વિનાના હતા તેમાથી કોઈને આ ખ્યાલ ન આવ્યો શ્રીઋષભદેવજીને આ ખ્યાલ શાથી આવ્યો ? એનુ કારણ ભવાતરના સસ્કાર છે ભવાતરના સસ્કારો હોય તો જ 'ભોગ તે રોગ તથા ત્યાગ તે સુખ' એમ સૂઝે આ વસ્તુ માગી મળતી નથી

આજે દુનિયા ભોગ તરફ ઝૂકેલી છે, ભોગ માટે જ પ્રયત્ન કરી રહી છે ( જો ભોગના પરિશ્રમ, પરિણામને વિચારવામા આવે તો તો માથુ ફોડીને જ શિરો ખાવાનો છે ) તે વખતે જો ભોગને રોગ માનવા મુશ્કેલ પડે છે, તો જે વખત દેવતાની માફક મનમાન્યા ભોગ મળતા હતા, યાચના કરતા જ કલ્પવૃક્ષ ફળતું તરત ઇચ્છિત આપતું હતું, તેવા વખતે ભોગને રોગ ગણાવવા કેટલું મુશ્કેલ છે ? જાણવુ મુશ્કેલ અને તેવુ

જાહેર કરવુ અતિ મુશ્કેલ છે ભોગ તે રોગ છે એ સસ્કાર તીર્થંકર ભગવાન્ જન્માન્તરથી સાથે લાવ્યા છે લાવી શક્યા છે એટલા બળવાન્ છે યુગલિઆઓમા તેવુ કોઇ કારણ કે નિમિત્ત નહોતુ કે જેથી તેઓ ભોગને રોગ ગણે

## "જીવ છે" એવુ પ્રથમ તીર્થંકર દેવે જણાવ્યુ

એ નક્કી છે કે, આથી એ સિદ્ધ થાય છે કે શ્રીતીર્થંકરદેવો નક્કી ભવાતરથી જ સમ્યક્ત્વ સાથે લઇને આવે છે જો તે ન હોય તો તેમને પણ તેમ સમજવુ મુશ્કેલ હતુ કારણકે તેવો યુગ હતો હવે પોતે તો સમજ્યા પણ દુનિયાને કેમ સમજાવાય ? આજે ય સાચા મતવાળો પોતે સાચો, છતા તેને સામે તમામ વિરુદ્ધ મતના હોય, અગર તેઓ બહુમતે હોય તો કેટલી મુશ્કેલી નડે છે ? અરે ! કા તો મૌન રહેવુ પડે છે : કા તો પેલાઓ તેનો ફજેતો કરે છે ! એક જ વાત વિચારો કે ભગવાન્ દીક્ષિત થઇને નીકળ્યા તોયે સૌ કોઈ તેમને આપે છે ( વહોરાવે છે શું ? ) જે હોય તે સ્ત્રી, હાથી, ઘોડા ઘરેણા લાવીને આગળ ધરે છે ! શ્રીતીર્થંકરદેવના જન્મને ત્યાશી ( ૮૩ ) લાખ પૂર્વ જેટલો સમય થયા છતા દુનિયા ભોગમ જ તલ્લીન છે આવા સમયે દુનિયાને ભોગને રોગ સમજાવવુ કેટલુ મુશ્કેલ પડે ?

તે વખતે તો વ્યવહાર જ નવો કરવાનો હતો નામ જ નવુ પાડવાનુ છે આખી નિશાળ જ નવી સ્થાપવાની હતી આખો યુગ પલટો કરવાનો હતો સદંતર નવસર્જન કરવાનુ હતું કાઇ પણ વ્યવહારમા ત્યારે જ લવાય કે જ્યારે જાણમા આવે 'આત્મા' શબ્દ વ્યવહારમા નહોતો 'આત્મા' કોઈ જાણતું જ નહોતું જેઓએ આત્માને સાક્ષાત્ જોયો છે, જાણ્યો છે, પ્રત્યક્ષ અવલોક્યો છે, તેમની પાસેથી જ તે શબ્દ નીકળ્યો છે વ્યવહારમા મૂકાયો છે જેમણે જોયો તો નથી જ, જાણ્યો પણ નથી તેઓ શબ્દ બોલે જ ક્યાથી ? અરે ! તે શબ્દનો ખ્યાલ પણ નથી નાનુ બાળક આઠ દશ વર્ષ સુધી તમામ ચીજો દેખે છે, તમામ ચીજોના નામો બોલે છે પણ 'આત્મા' એ શબ્દ બોલતો નથી કેમકે તેને તે જાણતો નથી પદાર્થ જાણ્યા વિના, તે પદાર્થને સૂચવનાર શબ્દ, તે પદાર્થનો સજ્ઞા( પર્યાય )વાચક શબ્દ વ્યવહારમા ( ભાષામા ) આવતો નથી

તમારામા જીવ છે ' એવુ જણાવે કોણ ? જેમણે સાક્ષાત્ જીવને જોયો હોય, જાણ્યો હોય તેઓ જ તેમ કહી શકે છે, જણાવી શકે છે આત્માને જાણ્યો ન હોત, જોયો ન હોત તો તે કહેવાનો વખત જ ન આવત

જેમ રાજાના રાજ્યમા હીરા વગેરે ઝવેરાતની કે સુવર્ણ( સોના )ની ખાણ હોય, તેની ઉપર રેતીના થર થયા હોય, બાઝ્યા હોય, ત્યારે તેની શોધ વૈજ્ઞાનિકો જ કરી શકે છે : વૈજ્ઞાનિકો વગર તે શોધવાનુ બનતું નથી જો કે તે જમીન ઉપરથી બધા રોજ ચાલતા પણ હોય, જતા આવતા પણ હોય પણ ત્યા ખાણ છે તેની કોઈને ખબર પણ હોતી નથી ' તેમ આત્મા દ્વારા સર્વ કાર્યો કરવા છતા આત્મા છે તેવુ ધ્યાનમાં લીધું નથી

પ્રથમ શ્રીતીર્થંકરદેવે જણાવ્યુ કે " આત્મા છે " " જીવ છે "

અને પછી તેના નિષેધનો ઢોલ પીટવાનો નાસ્તિકોને વખત આવ્યો પેલા પટેલે ઢોલ પીટાવ્યો હતો કે–" પટલાણીએ તલ ખાધા છે એમ આ પાડી બરાડે છે પણ તે વાત ખોટી છે પટલાણીએ તલ ખાધા નથી " દુનિયાએ જાણ્યુ કે–જરૂર પટલાણીએ જ તલ ખાધા છે, નહિ તો વળી ઢોલ પીટવાની શી જરૂર હતી ? ' નથી ખાધા ' એ જણાવવા ઢોલ હોય ? ' જીવ છે 'ની પ્રરૂપણા થઈ એટલે પછી ' જીવ નથી ' એવી પ્રરૂપણા નાસ્તિકોએ કરી, માટે આ અપેક્ષાએ શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ કહ્યુ છે કે ( उप० प० गा० ६९५, तथा अ० २८, श्लो० ८ हरि० ) જે નિષેધક મતો નીકળ્યા છે તે શ્રીતીર્થંકરદેવના વચનોના પ્રતાપે સમજવા અર્થાત્ પ્રથમ ઉત્પત્તિ શ્રીતીર્થંકરદેવના વચનોની છે દુનિયાના તમામ મતોની, નાસ્તિક મતોની ઉત્પત્તિ પછી જીવ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષ વગેરે શ્રીતીર્થંકરદેવે જણાવ્યુ અર્થાત્ તે બધુ ' છે, છે ' એમ કહ્યુ એટલે પછી ' નથી, નથી ' એમ નાસ્તિકોને જણાવવુ પડયુ મતની પ્રવૃત્તિ કે પ્રરૂપણા શ્રીતીર્થંકરદેવના શાસનની પ્રવૃત્તિ પછી જ થાય છે પ્રથમ તો હોય જ નહિ, પરન્તુ વર્તન તો શ્રીતીર્થંકરદેવના શાસન પહેલા, મત પહેલાથી જ હોય છે

## ' જીવ ' છે એ માન્યતા થઇ એટલે જવાબદારીનો વિચાર આવે છે

સૂક્ષ્મ એકેન્દ્રિય પણાથી લઇને યુગલિઆપણા સુધીના જીવનમા જીવ છે એમ બોલાતું નહોતું એમ જીવ બોલતો નહોતો એમ કોઈ બોલતુ નહોતુ બોલવાની વાત પછી, તે વિચાર પણ નહોતો અને તેથી નિષેધ પણ કરતો નહોતો પણ અનાદિ કાલનો આડો પડદો હતો એ પડદો કયો ? પાચ ભૂતોનો તે પડદો છે પાચ ભૂતની જગ્યામા નાચ્યા કૂદયા પણ પડદો ઊઘડયો નહિ, કારણ ખુલ્યુ નહિ તેજ જીવ જોઇ, જાણી શકયો નહિ

આસ્તિકયના છ સ્થાનકોમા, આસ્તિકના છ પગથિયામા પ્રથમ સ્થાનક, પ્રથમ પગથીઉ, ' જીવ છે ' એ માન્યતા, તે છે આ માન્યતા પણ ઊચે ચઢે ત્યારે આવે છે નીચે નથી આવતી

હવે જયા સુધી માન્યતામા ' જીવ ' ન હોય, ત્યા સુધી પ્રવૃત્તિમા–કોઇપણ પ્રવૃત્તિમા તમામ પ્રવૃત્તિમા–પ્રવૃત્તિ માત્રમા, જીવને અગે દરકાર હોય જ શાની ? આ પ્રવૃત્તિ અનાદિની છે છેવટે બેઇદ્રિયાદિમાથી ચઉરિન્દ્રિયમા આવ્યા ત્યા સુધી આગળ પાછળનો વિચાર નહોતો, કીડી સાકરના પાણીમા પડે, પાછી નીકળે, ટટાર થાય કે પાછી જાય ત્યા તેનુ મોત છે તેની તે બિચારીને ખબર નથી શ્લેષ્મમા સપડાયેલી માખીને પણ જરા રાખમા રાખો ટટાર થશે પણ પાછી ત્યાજ જશે તે બિચારીને ત્યા મૃત્યુ હોવાનો ખ્યાલ સરખો નથી

જન્મની આગળ પાછળની દશાનો ખ્યાલ જેમને નથી હોતો તેથી તે અસંજ્ઞી જીવો

છે તજ્જન્મ ( તે જન્મ ) પૂરતો પણ વિચાર હોતો નથી વિચાર માત્ર વર્ત્તમાનનો જ હોય છે દૂર પડેલા પતાસા પાસે પણ કીડી દોડી જાય છે તે બીજો કાંઈ વિચાર કરતી નથી અસંજ્ઞી તિર્યંચોને અતીત અનાગત કાલનો વિચાર રાખવો પડે મનુષ્યોને પણ તે વિચાર રાખવો પડે છે

સંજ્ઞી પચેન્દ્રિયપણુ મળ્યા બાદ જીવ આત્માદિ પદાર્થોને માને, સમજે અને છેવટે જન્મ, મરણ બે ભીંતની વચ્ચેનો વિચાર તો કરે છે

બે ચાર કૂતરા મરેલા જોઇને, ત્યા પડેલા બરફીના ટૂકડાને બીજા કૂતરા અડતા નથી 'આ બરફીથી આ મર્યા છે' એમ તે જાણી શકે છે આટલી સાવચેતી આવી આ સાવચેતી જન્મ મરણ પૂરતી છે આગલા ભવની નથી ત્યાથી આગળ વધાય ત્યારે કલ્પના આવે છે કે–"હુ (જીવ) અહીં ઉપજ્યો (આવ્યો) શાથી, જઇશ (હવે ઉપજીશ) કયા, હવે શુ થશે ?"

ત્યા જૈન શાસ્ત્રકાર જણાવે છે કે "તમારા કરેલા કર્મો પ્રમાણે જ તમે ઉપજ્યા છો અને કર્મો પ્રમાણે જ હવે પછીની ગતિ પણ થવાની છે જવાબદારી, જોખમદારી પોતાને અગેજ (શિરેજ) હતી, છે અને રહેવાની છે"

લશ્કરમા પણ માણસો જવાબદારી, જોખમદારી પોતાની સમજનાર હોય છે, માટે તેઓ દુનિયાની, દુશ્મનની કે કોઈના ફરેબમા ફસાતા નથી, લોભાતા નથી

જવાબદારી, જોખમદારી પોતાને અગે હોય એ વાત ઇશ્વરવાદી( ઇશ્વરને કર્તા માનનાર )ને પાલવતી નથી આ વાત જેને ન પાલવી તેણે ઇશ્વરવાદ ચલાવ્યો, ઊભો કર્યો, તે મત તે ઇશ્વરવાદ તે મતવાદી તે ઇશ્વરવાદી

### મન, વચન, કાયાની પ્રવૃત્તિ માટે જીવજ જવાબદાર, જોખમદાર છે.

ઇશ્વરવાદી કહે છે કે

"આપણુ ધાર્યું કાઇ થતુ નથી ધાર્યું ધરણીધરનુ( ઇશ્વરનુ ) થાય છે ઘરે બાધેલી ગાય માલીકની ઇચ્છાએ ચરવા જાય છે તેની ઇચ્છાએ બધાય છે ગાયને બાધવી, છોડવી, ચારાપાણી આપવુ, કયારે આપવુ તે સર્વ વાત તેના માલીકના હાથમા છે, તેમ આ દુનિયાના માણસોનુ જીવન ઇશ્વરની માલીકીમા છે, ઇશ્વરની જવાબદારી, જોખમદારીમા છે"

આ રીતે ઇશ્વરવાદી મનુષ્યોને જનાવર જેવા જણાવે છે ઇશ્વરની ઇચ્છાનુસાર મનુષ્યોએ વર્તવાનુ છે એવી માન્યતા છે, માટે તો ઇશ્વરને 'પશુપતિ' પણ કહે છે ઇશ્વરવાદીના મત મુજબ જનાવરોની જેમ જીવનની જવાબદારી, જોખમદારી મનુષ્યના શિરે નથી પણ પશુપતિ( ઇશ્વર )ના શિરે છે

જૈનો આમ કહેતા નથી જૈનો પોતાના ભગવાન્‌ને 'પશુપતિ' કહેતા નથી કે પોતાના દર્શનને પાશુપત કહેનારા નથી જૈનો તો જવાબદારી, જોખમદારી સ્વીકારતા ત્યા સુધી જણાવે છે કે, તીર્થંકર મહારાજા હોય કે નિગોદનો જીવ હોય, દરેક જીવ પોત પોતાના સ્વતંત્ર કર્મો માટે જવાબદાર છે જોખમદાર છે મારા ભાગ્યયોગે ગાય સદ્‌ગૃહસ્થને ત્યા વેચાય પણ દુષ્ટ ભાગ્યયોગે કસાઈને ત્યા વેચાય ઉપકારી ગણાતી મનાતી ગાયના વેચાણના સ્થાનની ભિન્નતામા રહેલી વિષમતામા કર્મોજ કારણભૂત છે

દુનિયા માલીક બાહ્ય પુદ્‌ગલોની, માલમિલકતની કે શરીરની બની શકે છે પણ કર્મનો આધાર બાહ્ય પદાર્થો ઉપર કે દેહ ( ખોળીયા ) ઉપર નથી કર્મનો આધાર મન મર્કટ ઉપર છે તે માકડુ જેવા જેવા ઉત્પાત કરે તેવા તેવા કર્મો બધાય મન કોના તાબામા ? કોઇનાજ નહિ માત્ર તેના ઉપર કબજો જીવનો છે દુનિયાનો કાયદો પણ મન ઉપર ચાલતો નથી ગુન્હો શરીરને વળગાડ્યો, સજા શરીરને કરી, મનને કાંઈ ?

કર્મનો આધાર મન ઉપર છે મન કબજે કરવુ મુશ્કેલ છે

શ્રીઆનદઘનજી મહારાજ પણ કહે છે—

કુંથુજિન, મનડુ કિમહિ ન બાજે,
જિમ જિમ જતન કરીને રાખુ, તિમ તિમ અલગુ ભાજે. હો કુંથુ૦

સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજીએ મરતી વખતે બનાવેલા ત્રણ ભજનોમા એકમા કહ્યુ છે

ચેતન જાણે ચઢુ ગગનમા, મન પકડી પટકે છે.

તે મન ઉપર માલીકી જીવની છે મનદ્વારા થતા કાર્યનો કર્તા આત્માજ છે પોળ વાળા પોળના હિસાબે, નોકર શેઠના હિસાબે, રાજા રાજ્યના હિસાબે, શહેરી મ્યુનીસીપાલીટીના હિસાબે પ્રવૃત્તિ કરે તેના નામે પોતે જવાબદારીમાથી છટકે, પણ આત્મા, મન વચન કાયાની પ્રવૃત્તિ માટે જવાબદારી, જોખમદારીમાથી કોઈ રીતે છટકી શકે તેમ નથી

મન, વચન તથા કાયાને પ્રવર્તાવનાર પોતેજ છે માટે ત્રણેયની પ્રવૃત્તિ માટે જવાબદાર, જોખમદાર પોતેજ છે

ચારે પ્રકારના નાસ્તિક મતવાદીઓ સીધુ કહેનારથી ઊંધુ કરવાના સ્વભાવવાળી અવળચંડીની જેમ જવાબદારી, જોખમદારીનુ તત્ત્વજ ઉડાવે છે તેમને દબાવાય ત્યારે સમ્યગ્ માર્ગે આવી શકાય

લુટારાથી બચી શકાય તેમ ન હોય તો જોખમ લઈને જગલમા જવાય જ નહિ આ ચાર પ્રકારના મિથ્યાત્વવાદી કે વાદરૂપી લુંટારાઓથી બચી શકે તેઓજ સમ્યક્ત્વને ધારી રાખે, સાચવી શકે છે

જે મનુષ્યોમા આ લૂટારાઓ ( નાસ્તિક મતવાદીઓ ) ઘૂસે છે તે મનુષ્યના બે ભેદ છે ૧ આર્ય અને ૨ અનાર્ય લૂટારૂઓ બન્ને પ્રકારના મનુષ્યોમા ઘૂસે છે

અનાર્યક્ષેત્રમા કે જ્યા ધર્મ એવા અક્ષરો સ્વપ્ને પણ ન હોય ત્યા તો તે પ્રસગ છે જ નહિ પણ આર્યક્ષેત્રમા પણ, આર્યના સસર્ગમા, આર્યવાતાવરણમા અનાર્ય મનુષ્યો છે ત્યા તે પ્રસગ છે તેમજ અનાર્યક્ષેત્રમા ઉત્પન્ન થયેલા પણ આર્યક્ષેત્રમા આવેલા ઘણા છે

ગુજરાતમા કાઇ માત્ર ગુજરાતી નથી દક્ષિણી, બગાલી, પજાબી, મારવાડી, કચ્છી, કાઠિયાવાડી વગેરે ઘણા છે

શાસનની પ્રવૃત્તિ આર્યક્ષેત્રમાજ હોય છે માટે મુખ્યતા આર્યોની છે જો કે સખ્યા કદાચ અનાર્યોની વધારે હોય તો પણ આર્યોની મુખ્યતાના કારણે નિરૂપણ પ્રથમ આર્યોનુ કરવુ પડે

આર્યો અનેક પ્રકારે છે ક્ષેત્ર, જાતિ, કુલ, દર્શન, શીલ અને ચારિત્ર આદિ જુદી જુદી દૃષ્ટિએ અનેક પ્રકારે આર્યો છે અહીં જ્ઞાન, દર્શન, ચારિત્રની દૃષ્ટિએ ગણાતા આર્યોનો પ્રસગ છે એટલે કે ક્ષેત્ર આર્યથી મતલબ છે

આર્યક્ષેત્રના સાડીપચ્ચીશ દેશો છે તે દેશોનુ નામ 'આર્ય' કૃત્રિમ નથી કૃત્રિમમા પલટો થાય છે આ તો અનાદિકાલથી સિદ્ધ વસ્તુ છે આ સાડા પચ્ચીશ દેશમા સર્વદા ધર્મ રહેવાનો અને અધર્મ નહિ થવાનો એમ ધારીને આ વ્યાખ્યા નથી, કેમ કે છઠ્ઠા આરામા તથા યુગલીઆના યુગમા અધર્મ જ થવાનો છે પણ અતીતકાલ અનતો ગયો, વર્તમાન થયો, ભવિષ્યમા અનતી ઉત્સર્પિણી અવસર્પિણી થશે પણ શ્રીતીર્થકરો, ચક્રવર્તીઓ, બલદેવો, વાસુદેવોનો જન્મ આ સાડી પચ્ચીશ જ દેશોમા થાય છે, માટે જ તેનું નામ આર્યક્ષેત્ર છે અહીં જન્મેલા તે આર્ય તે સિવાયના સ્થળે જન્મેલા તે અનાર્ય આ ક્ષેત્રની અપેક્ષાએ જાણવુ પ્રશ્ન થશે કે સખ્યામા પચીશ નહિ, છવીશ નહિ પણ સાડી પચીશ ( ૨૫ાા ) શાથી ? એક દેશનો અર્દ્ધભાગ તેવો છે કે જેમા શ્રીતીર્થકરાદિનો જન્મ થાય છે તથા અર્દ્ધભાગ તેઓના જન્મ થવાને યોગ્ય નથી

## આર્ય, અનાર્યનો ભેદ ઓલાદના હિસાબે છે

વર્તમાનકાલે અમુક દેશમા, ત્યા જન્મેલાને તે દેશનો હક મળે છે તે દેશમા અમુક મુદ્દતના વસવાટથી ત્યાનો હક મળે છે અહીં તો જન્મવાથી કે વસવાટથી પણ તે હક મળતો નથી અહીં વિભાગો ઓલાદના હિસાબે છે જેમ ગુજરાતમા એક પજાબી રહેતો હોય, તેના બચ્ચા કચ્ચા અહીં થાય, વર્ષો વહી જાય છતાય તમે તેને પજાબી જ કહો છો

આર્યોની ઓલાદના આર્યો તથા અનાર્યોની ઓલાદના તે અનાર્યો જો તેમ ન હોત તો 'આર્યાનાર્ય' નામનો ત્રીજો ભેદ હોત

આ વાત ધ્યાનમા લેશો તો સમજાશે કે તીર્થંકરોના પણ કુલ શાથી કહેવામા આવે છે શ્રીતીર્થંકરદેવ તો ત્યાગી થયા છે, સર્વસ્વ છોડયુ છે, તીર્થ પ્રવર્તાવ્યું છે છતા તેમના પણ કુલ કહેવામા આવે છે કે અમુક તીર્થંકરો અમુક કુલ, અમુક ગોત્રના તથા અમુક તીર્થંકરો અમુક કુલ, અમુક ગોત્રના છે ગણધરો માટે પણ કુલ, ગોત્ર જણાવ્યા તીર્થંકર ને ગણધરોના કુલ ઉત્તમ હોય છે

દુનિયામા છોકરાના મોસાળ તરફ ધ્યાન દેવાય છે તીર્થંકર દેવોનુ કુલ ઉત્તમ હોય છે કર્મના ગાઢ ઉદયે, આશ્ચર્યરૂપે કદી કોઇ તીર્થંકરનો જીવ, નીચકુલે ગર્ભમા આવી જાય ( જન્મે તો નહિ જ, જન્મવાનો પ્રસગ તો આવેજ નહિ ) તો ઇંદ્રોએ તેમને ઉચ્ચ કુલમા લઇ જઇને ( ઉચ્ચ કુલની સ્રીના ગર્ભમા ) સ્થાપન કરવા પડે છે શ્રી મહાવીરદેવ, શાસનપતિ જ આ બાબતમા દૃષ્ટાન્તરૂપ છે

આવુ બનતુ નથી, બને નહિ, અનતી ઉત્સર્પિણી અવસર્પિણી ચાલી જાય ત્યારે કવચિત્ બને છે માટે આશ્ચર્ય ગણાય છે

શ્રીતીર્થંકરદેવો દાનાદિની સામગ્રીવાળા કુલમાજ ઉપજે છે જૈન શાસ્ર જવાબ દારી જોખમદારી જીવના શિરે રાખે છે, કોઇ તીર્થંકરનો જીવ હલકા કુલના ગર્ભમા ( દુષ્કર્મના લેશના હિસાબે ) કવચિત્, આશ્ચર્યરૂપે આવે તો ઇંદ્રો ઉચ્ચ કુળના ગર્ભમા સ્થાપન કરે પણ અધમ કુળમા રાખીને અધમ કુળને તો ઉત્તમ ન જ બનાવે કેમકે તેઓ કુલની મહત્તા સમજે છે હવે ઉચ્ચ ગોત્ર, નીચ ગોત્ર સબધમા

卐 卐 卐

## મિથ્યાત્વના સ્થાનો !

पूर्वे तावत् अपवादाः ।

શાસ્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજી મહારાજાને શ્રીસૂયગડાગ સૂત્રનો અર્થાધિકાર સમજાવતા પુડરીકાધ્યયનનુ વિવરણ કરે છે

દૃષ્ટાન્તને દાર્ષ્ટાન્તિક જણાવવામા આવે છે ઉદ્દેશ એકજ છે કે ચારે પ્રકારના મિથ્યાત્વનો ત્યાગ કરવો તથા જૈન શાસનને અગીકાર કરવુ ચારે પ્રકારનુ મિથ્યાત્વ કયુ ? મિથ્યાત્વના ભેદોનો છેડો નથી સમ્યક્ત્વના તો બે, ત્રણ કે પાચ પ્રકારો કહ્યા પણ મિથ્યાત્વમા તો જગત્મા જેટલા વચનો, તેટલા નયો અને તે પરસ્પર મિથ્યાત્વ છે

શ્રીસિદ્ધસેનજી કહે છે કે-જૈન શાસ્રોના વાકયો પણ મિથ્યાત્વ છે ચમકવુ નહિ, પણ રહસ્ય સમજવું તેઓ કઇ અપેક્ષાએ કહે છે તે લક્ષ્યમા લેવુ જૈન શાસ્રોના વાકયો એકેક નયે પ્રવર્તેલા છે શ્રીઠાણાગજીમા કહ્યુ છે एगे जीवे एगे अजीवे एगे पुण्णे एगे

पावे एगे बंधे एगे मोक्खे (स्थाना स्था० १) આ સર્વ એકેક જણાવ્યા છે તેથી શું એકેક માનવા ? અહીં વચનો નયથી પ્રવર્તેલા છે, અને તે એકજ ધર્મને જણાવે છે અભવ્યને કાઇક ન્યૂન દશ પૂર્વ સુધીનુ જ્ઞાન થાય છે તો પણ તે જ્ઞાન સમ્યગ્જ્ઞાન નથી જેમ જેમ બહુશ્રુત તેમ તે તો બહુ વૈરી ! પ્રમાણજ્ઞાન હોય તો વૈરી થવાનો પ્રસગ ન હોય વાકયો નયે પ્રવર્તેલા છે, અને તેને પરસ્પર સાકળીને ( જોડીને ) અર્થ કરવાનો છે આનુજ નામ સ્યાદ્વાદ શ્રુત છે પરસ્પર સગત કરી અર્થ કરવામા આવે તો ' એક જીવ, એક પુણ્ય, એક પાપ ' એ સર્વ શબ્દોમા, પદોમા, કથચિત્ શબ્દ જોડાય તોજ તે પ્રમાણ વાક્ય ગણાય, નહિતો તે તે નયમા ગણાય અને તેથી મિથ્યાત્વરૂપ બને છે નય વાકયોને પરસ્પર જોડીને કરાતી વ્યાખ્યા પ્રમાણભૂત છે સપૂર્ણ તથા વાસ્તવિક અર્થ ત્યારેજ થાય અને તોજ તે સ્યાદ્વાદ કહેવાય पढमे भंते महव्वए सव्वाओ पाणाइवायाओ वेरमण ( पक्खीसू० आलावो १ ) પ્રથમ મહાવ્રત સર્વથા ઉચ્ચર્યું છે છતા નદી ઊતરતા શું કરશો ?

સાવદ્ય વ્યાપારના ત્યાગમા તો હજી વિચાર થાય પણ સર્વથી પ્રત્યાખ્યાન કર્યા પછી નદી ઊતરવામા કરવુ શુ ?

વેપારમા અપવાદની વ્યાખ્યા પ્રથમ રાખવામા આવે છે ઉત્સર્ગની વ્યાખ્યા પછી રાખવામા આવે છે તેવો નિયમ છે અપવાદની વ્યાખ્યા પછી રાખે તો નજ ચાલે

વ્યાકરણમા નિયમ છે કે इ, उ, પછી વિજાતિય સ્વર આવે તો य्, व् થાય છે આ નિયમ પછી એમ કહેવામા આવે કે દ્વિવચનમા તેમ ન કરવુ, તે ન ચાલે તો પ્રથમથીજ એ નિયમ કરવો જોઇએ દ્વિવચનમા તેમ ન કરવુ

पूर्वं तावत् अपवादा પ્રથમ અપવાદ લાગે, તે ન લાગે તો પછી ઉત્સર્ગ લગાડાય છે રોકાણને પ્રથમ તપાસાય છે તેની ઉપયોગિતા ન લાગે તોજ પ્રવૃત્તિવાળાનો ઉપયોગ કરવામા આવે છે તેજ રીતિએ સયમના પોષણ માટે જે જે અપવાદો કહ્યા છે તે ન લાગુ થતા હોય તોજ સર્વ પ્રાણાતિપાતવિરમણવ્રતનો નિયમ લાગુ થાય

આ વાત લક્ષ્યમા લેશો તો સમજાશે કે વાકયાર્થ, મહાવાકયાર્થ સર્વ મિથ્યાત્વમા જાય ઐદંપર્યવાળો મિથ્યાત્વમા જાય નહિ

સર્વ ગ્રહણ કરવા લાયક ચીજોથી વિરમવાનુ, લેવા માત્રની વસ્તુબધ, વાકયાર્થમા મહાવાકયાર્થમા જાઓ ત્યારે પરિગ્રહથી બધ પણ ધર્મોપગરણ સિવાય

આત્માથી આશ્રવની પ્રવૃત્તિ ન થાય, કર્મબધ ન થાય, સસારમા રખડવાનુ ન થાય તે મુદ્દાથી પરિગ્રહની વિરતિ છે

ઓઘો મુહુપત્તિ સસારથી બચાવનાર સાધન છે માલમિલકત સસારમા રખડાવનાર

સાધન છે જીવહિંસાથી બચવાનુ સાધન ધર્મોપકરણ છે આવા ઐદંપર્ય અર્થ સુધી પહોચવુ જોઇએ

સંયમના સાધનો, નિર્જરા કરાવનારા ધર્મોપકરણો સિવાયના સાધનોથી વિરતિ છે

શાસ્ત્રોના વચનો પણ એક નયના છે તેથી તેની વ્યાખ્યા કરવી પડે છે જો તેમ ન હોય તો ભાષ્ય, ટીકા, ચૂર્ણી આદિની જરૂર શી ?

શાસ્ત્રના વાકયોને યોગ્ય સ્થાને લગાડવા જોઇએ વાકયાર્થ, મહાવાકયાર્થ તથા છેવટે ઐદંપર્ય સુધી પહોચવુ જોઇએ ત્યારેજ તે જાણકાર બને

શ્રી સિદ્ધસેનજીએ નય વાકયને મિથ્યાત્વ કહ્યુ છે તે વ્યાજબી છે

હવે તે વાકય સમ્યક્ કયારે બને ?

પરસ્પર સંબંધ છોડીને વ્યવસ્થિત અર્થ કરવામા આવે ત્યારેજ સમ્યગ્જ્ઞાન કહેવાય જે બહુશ્રુત નિશ્ચયને ન જાણે તે પણ શાસનનો વૈરી છે દુનિયાના તમામ વાકયો નયો છે અને જેટલા નયવાદો તે બધાજ મિથ્યાત્વીઓ છે

આ રીતે મિથ્યાત્વના પ્રકારોનો પાર નથી પણ અમુક વિવક્ષાએ તેના પ્રકારો જણાવવા જોઇએ

## સાવચેત ! લૂટારાઓ આવે છે !

જેમ ' જીવ છે ' વગેરે આસ્તિકયના છ સ્થાનો છે તેમ મિથ્યાત્વના પણ ' જીવ નથી ' વગેરે છ સ્થાનો છે મિથ્યાત્વના આ છ સ્થાનોથી સમ્યકત્વથી ખસી જવાય છે

જીવની માન્યતા ખસી તે મિથ્યાત્વનાં પ્રથમ સ્થાનરૂપ લૂટારો જાણવો ત્યા સમ્યકત્વનુ પ્રથમ સ્થાન ખસ્યુ

બીજો લૂટારો કહે છે કે–જીવ છે ખરો પણ નિત્ય નથી, આ ભવ પૂરતો છે ત્રીજો જવાબદારી જતી કરે છે જેમ કોઇ કહે " ઘડિઆળ હાથમા આવી તેથી મે બીજાને ઘા કર્યો, નહિ તો ઘા કરવાનુ પ્રયોજન નહોતુ, " જવાબદારી ઘડિયાળ ઉપર નથી પણ જીવને શિરે છે તેથી વૈયાકરણોને स्वतन्त्रः कर्ता ( सि० हे० २-२-२ ) એ સૂત્ર બનાવવું પડયુ સાધનનો ઉપયોગ સાધનો પોતે કરાવી શકતા નથી આત્મા ઉપયોગ કરી શકે છે, સાધક આત્મા છે ચક્ર ચક્રવર્તીના હાથમા આવીને ઊભુ રહે પછી પ્રયોગ તો ચક્રવર્તી પોતે કરે છે સાધક સાધનોને લે છે જવાબદારી, જોખમદારી ખસેડવી તે જૈન શાસનનુ જ્ઞાન ધરાવનારથી સ્વપ્ને પણ બની શકે તેમ નથી તમે સ્વપ્નમા હિંસા કરી હોય, યદ્યપિ તે હિંસા નથી, તેવા સાધનો નથી, પ્રયોગ તેવો નથી તથાપિ કાયોત્સર્ગ કરવો પડે છે સ્વપ્નની હિંસાના પાપથી પણ છૂટાતુ નથી જૈન દર્શન સ્વપ્નાની જવાબદારી,

જોખમદારીને પણ જતી કરતુ નથી, તો પછી બાહ્ય જવાબદારી, જોખમદારી બીજાને શિરે શી રીતે નાખે ?

જો જૈનશાસન બીજાને માથે જવાબદારી, જોખમદારી નાખે તો તીર્થંકરોને નરકે મોકલવાનો પ્રસગ આવે ને ! ચમકવાનુ નથી ! સમજવાનુ છે "જો તેઓ સર્વજ્ઞ ન થયા હોત તો કોઇને 'સર્વજ્ઞ' ઓળખવાનો પ્રયત્ન કરવો પડત નહિ नास्ति सर्वज्ञ એમ ન કહેત તમામ જિનેશ્વરોની અવજ્ઞા આશાતનાનુ કારણ જિનેશ્વર ? સાચા હીરા ન હોત તો કાચના કટકાને 'હીરો' કહીને રમત કોણ ? દુનિયાને સાચુ બતાવનાર, ધર્મ જણાવનાર જિનેશ્વર ન થયા હોત તો દુનિયાને આવી નિંદા કરવાનો પ્રસગજ ન આવત ધર્મ પ્રવર્તાવ્યો માટે તોફાન થયુ !" આમ જુઠ્ઠાઓ બોલે અને પોતાના બક વાદની જવાબદારી દેવના શિરે નાખે તે અક્ષમ્ય છે

ક્રોધાદિ આપણે કરીએ અને જવાબદારી, જોખમદારી બીજાને શિરે નાખીએ તે કેમ ચાલે ?

પોતાના ઉપરની જવાબદારી ખસેડવી, બીજાના શિરે નાખવી ( આરોપવી ) આવુ એક અશે પણ મનમા આવે તો સમ્યક્ત્વમાથી ખસ્યા !

વ્યવહારમા નોકર ભૂલ કરે તો મૂર્ખો કહેવાય, પણ જોખમ શેઠ વેઠે તેમ અહીં નથી જૈન દર્શન કહે છે પારકા કરેલા કર્મો કોઇ ભોગવતું નથી પોતાના કરેલા કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી

જવાબદારી, જોખમદારી, સ્વતત્ર છે કોઈનું પુણ્ય પાપ કોઇના ભાગે જતુ જ નથી

અનાજ પકાવવામા જનાવર મદદ કરે છે, પણ તે ખાય છે ઘાસ કર્ત્તા જનાવર અનાજ ખાય છે મનુષ્ય ભોક્તા મનુષ્ય દાગીના ઘડે છે સોની પહેરે છે રાજાઓ કે શ્રીમતો કર્ત્તા સોની, ભોક્તા રાજાઓ કે શ્રીમતો છે અહીં તેમ નથી કર્મનો કર્ત્તા પણ આત્મા છે ભોક્તા પણ આત્મા છે હવે જો કોઇ એમ ધારે કે-'કર્મ કરાયા રહે અને ભોગવાતા રહે માટે તેનો છેડો નથી ' તો તે પણ સમ્યક્ત્વથી ખસે છે કર્મમાથી મુક્ત થઇ શકાય છે

કર્મ રાજાનો નાનામાં નાનો મન વચન કાયાનો વાવટો છે, તેની બહાર નીકળનારો આત્મા કર્ત્તા તરીકે જવાબદારી, જોખમદારીમાથી મુક્ત થઇ શકે છે આત્માએ કર્મના વાવટાને ઉખેડીને ફેંકી દેવો જોઇએ

મનયોગ, વચનયોગ, કાયયોગ આ ત્રણ યોગ જ કર્મના ઝડા છે જ્યા યોગ હોય ત્યા કર્મ હાજર જ છે

સમ્યક્ત્વની ભાવના દૃઢ હોય, એ ઝડાને ખસેડવા ધારે તે આત્મા ખસેડી શકે છે

તે ગુડાને ખસેડવાના ઉપાયો છે, તે વડે તેને ખસેડી શકાય છે ' કર્મમાથી ખસી શકાય તેમ નથી ' આ માન્યતા થઇ કે ' સમ્યક્ત્વમાથી ખસ્યા ' માનવુ ' કર્મમાથી ખસી શકાય છે ' એવી માન્યતા સમકિતીની છે, સમ્યક્ત્વની છે

કર્મોનો નાશ કરવાના ઉપાયો નથી એવો સકલ્પ પણ સમકિતીને આવવો જોઇએ નહિ આવે તો સમજવુ ' સમ્યક્ત્વ ખસે છે ! મિથ્યાત્વ વળગે છે ! ' મિથ્યાત્વરૂપ પ્રથમ લૂટારો તો કહે છે ' જીવ છે જ નહિ ' તેનાથી સમકિતી સાવચેત રહ્યો એટલે બીજો લૂટારો મળ્યો તે કહે છે : " આ લોક પૂરતી જ દુનિયા છે પછી કાઇ નથી आप मुए सब डूब गई दुनिया " આ લૂટારાએ ભવાતરની જવાબદારી ઊડાડવાનો પ્રયત્ન કર્યો

સમકિતી તેનાથી પણ ચેત્યો, ત્રીજો લૂટારો મળે છે તે કહે છે કે " આપણે તો ચીઠ્ઠીના ચાકર ! કર્તાહર્તા ઇશ્વર છે ! આપણે તો ગુલામ છીએ નોકર તો પગાર વધારવાની માગણી માટે પણ હકદાર છે ગુલામને તો તે હક પણ નથી "

મિથ્યાત્વના આ ત્રીજા લૂટારાએ આગળ પાછળની દુનિયા માની, જણાવી પણ પોતાની સ્વચ્છદી પ્રવૃત્તિને ગુલામીમા ગણાવી " ગુલામ ગધેડો વેચાતો લે તે ગધેડો પણ તેના માલીકનો જ ગણાય કેમકે ગુલામ ઉપર માલીકી માલીકની છે " ત્રીજા લૂટારાની આવી દલીલો છે જે દેશનો ઇતિહાસ મરી જાય છે તે દેશ મરી જાય છે જે દેશનો ઇતિહાસ જ્યોતિવાળો હોતો નથી તે દેશનુ ખૂન ( લોહી ) ઉષ્ણતા વિનાનુ હોય છે કેટલાક મોટા રાજાઓ, ખાનદાનતથી ખડીઆ રાજાઓને અમનચમનમા, મોજશોખમા, એશઆરામમા પ્રેરે છે જેથી તેઓ પોતાના હકના પ્રશ્નમાં જ ન આવે, તે જ રીતે મિથ્યાત્વરૂપ ત્રીજા લૂટારાએ જગતને ગુલામી હાલતમા મૂકી દીધું–જણાવ્યું મોટી શહેનશાહતો, જે દેશને પોતાના પગ તળે કચડવો હોય છે ત્યારે તે દેશના ઇતિહાસનો નાશ કરે છે અને પોતાના દેશને ઉત્તેજન આપે છે વર્તમાન કાલે, મરવા માટે હિન્દી લશ્કરને મોકલાવ્યું પ્રથમ ૧૯૧૪ ના યુદ્ધમા પણ કટોકટીના મામલામા હિન્દથી લશ્કર મોકલાવ્યુ હતું " ઇશ્વર ગમે તે કરે છતા કાઇ બોલાય નહિ તે માલીક છે " આવી દલીલ કરી ત્રીજા લૂટારાએ સમકિતી જીવને દારૂડીયા જેવો, ગુલામ જેવો બેભાન તથા તાબેદાર રાખવાનો પ્રયત્ન કર્યો શહેનશાહતો ઇલાકાને સપડાવે, દેશને સપડાવે પણ આ ઇશ્વરવાદી લૂટારાએ તો સર્વ જગતને પોતાના ફરેબમા ફસાવ્યુ છે

આનાથી પણ સાવચેત રહેનાર સમકિતીને મિથ્યાત્વના પ્રકારરૂપ ચોથો અતિ કુહાડી લૂટારો મળે છે તે કહે છે કે

" यद् भावि तद् भवति " ભવિતવ્યતા વિના જગતમા બીજી કોઇ સત્તાજ નથી બનવા કાલ બન્યા જ કરે છે જે ભાવિ છે તે થાય છે काल पचति (सृजति) भूतानि,

काल' संहरते भूतान् (प्रजा ) (लोकत० नि० श्लो० ६१ हरि०) કાલની મર્યાદાને કોઇ ઓળગી શકતુ નથી

सब तुम्हेरा लेकिन हुकम हमारा આવી વાત ચોથો લૂટારુ કરે છે ભવિતવ્યતાના મિષે સમકિતી જીવને નાસીપાસ કરવા જકડવા, પકડવા આ લૂટારો પ્રયત્ન આ રીતે કરે છે

જગલમા કોઇ દુકાન કરતુ નથી વસતિમા કરે છે તેમ લૂટારાઓ પણ વસતિમા આવે છે વેપાર અને લૂટ બન્ને વસતિમા રીતસર ચાલે છે

## ભર વસતિમા લૂટ!

વ્યવહારમા પણ કહેવત છે કે—

"ભર જગલમા લૂટતા, કોળી, ઠાકર, ભીલ,
ભરી બજારે લૂટતા, વેશ્યા, વૈદ, વકીલ"

જ્યા સમ્યકત્વનો પ્રચાર હોય છે, થઇ શકે છે ત્યાજ મિથ્યાત્વનો પ્રચાર થઇ શકે છે મનુષ્યોના આર્ય, અનાર્ય એવા બે ભેદો આપણે વિચારી ગયા ક્ષેત્રથી, કુલથી, જાતિથી, શિલ્પથી, કર્મથી, ભાષાથી જેઓ આર્યો છે તેના ઉપરજ મિથ્યાત્વ કે મિથ્યાત્વીઓ હલ્લો લાવે છે કેટલાક આર્યો એવા છે કે જેના ઉપર હલ્લો ચાલી શકતો નથી, આવી શકતો નથી

જ્ઞાન, દર્શન તથા ચારિત્ર નામના આર્યો ઉપર મિથ્યાત્વીઓ હલ્લો કરતા નથી કરે છે તો કરતા ડરે છે

આર્યપણાની માન્યતા, વ્યવસ્થા, મુખ્યતયા ગુણને અગે છે જ્ઞાન, દર્શન તથા ચારિત્ર, આ ત્રણ ગુણોને અગે આર્ય તથા અનાર્ય એવા વિભાગ કરવા પડ્યા, જેમ ગતિમા મનુષ્ય ગતિ, તેવીજ રીતે ગર્ભજપણુ, પચેન્દ્રિયપણુ, સજ્ઞીપણુ વગેરે મોક્ષના સાધન તરીકે છે તેમ આર્યપણુ પણ મોક્ષનુ એક સાધન છે

પ્રશ્ન—नरगइपणिदित्त० આમા મોક્ષના સાધનોમા આર્યપણાને કેમ ન ગણાવ્યું ?

મનુષ્યપણુ વગેરે એવા સાધનો છે કે તેના વિના તો મોક્ષપ્રાપ્તિ છે જ નહિ માટે તે ગણાવવામા આવ્યા આર્યપણુ તે તેવુ સાધન નથી કે જેના વિના મોક્ષ ન જ થાય ચક્ર, કુભાર, દડ અને માટી વિના ઘડો ન જ બને એ સાચુ પણ ગધેડુ ન હોય તો ઘડો ન બને એમ નહિ ગધેડા વિના કામ અટકતુ નથી ગધેડુ માટી લાવે છે તે વાત ખરી પણ ગધેડુ ન હોય તો માણસો માથે માટી ઉપાડી લાવે અને ઘડો બનાવી શકે છે ઘડામા કુભાર, ચક્ર, દડ, માટી એ મુખ્ય કારણ ગધેડુ કારણ ખરુ પણ મુખ્ય

કારણ નહિ મોક્ષના કારણોમા મનુષ્ય ગતિ આદિ કારણો મુખ્ય છે, કેમકે તેના વિના મોક્ષ છે જ નહિ, પણ માટી લાવવામા ગધેડુ જેમ અનુકૂલ છે તેમ આર્યજાતિ, આર્યકુલ વગેરે કાર્યને અનુકૂલ છે અનુકૂલતા સાચવનારા છે છતા તેના વિના મોક્ષ અટકી જાય તેમ નથી આર્યત્વ, એક કારણ છે પણ વિશેષ ઉપયોગી નથી, તેના વિના અટકી પડે તેવુ નથી

चत्तारि परमंगाणि એ સૂત્રમા મનુષ્યગતિ આદિને ગણાવ્યા છે પણ આર્યપણાને ગણાવ્યુ નથી

## મુખ્ય માર્ગ આર્યક્ષેત્ર છે

પ્રશ્ન—જો તેમજ છે, ઊંચી જાત કે ઊંચા કુલ વિના પણ મોક્ષ થાય તેમ છે તો પછી ઊંચપણા નીચપણા માટે ભાજગડ શા માટે ?

મકાનમાથી, દાદરથી પણ નીચે ઉતરાય અને મનુષ્ય ધારે તો બારીએ દોરડુ બાધીને ત્યાથી પણ ઊતરી શકે ખરો રસ્તા નીચે ઊતરવાના આ બેય છે પણ ચઢવા ઊતરવાના રસ્તા તરીકે બતાવાય ખરો ? બારીએથી આ રીતે ઊતરવાનુ તો કોઇક આગ વગેરે આફતના સમયે બને છે

આર્યત્વથી મોક્ષ મેળવવાનો નિત્ય માર્ગ છે અનાર્યત્વથી મોક્ષ એ આફતના વખતે બારીએથી ઊતરવા જેવો કવચિત્ બનનારો પ્રસગ છે

આર્યક્ષેત્ર મુખ્ય માર્ગ છે મુખ્ય દાદર છે આર્યક્ષેત્ર એનુ નામ કે જ્યા તીર્થંકરાદિ થાય ચૂર્ણીકારે સાડીપચીશજ દેશોને આર્ય ગણાવ્યા છે શ્રીઋષભદેવજી ભગવાને જે નીતિ પ્રવર્તાવી તે સાડી પચીશજ દેશોમા સમજવી ભગવાનનો વિહાર પણ તેટલાજ ક્ષેત્રોમા થાય છે

આર્ય અનાર્યના વિભાગમા મુદ્દો (Point પોઈન્ટ) કે તત્ત્વ-રત્નત્રયી (સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર)ની પ્રવૃત્તિનુ છે

યોગ્યતાની દષ્ટિએ જોઇએ તો શ્રીતીર્થંકરાદિનો જન્મ અને તેથી ત્યા મોક્ષમાર્ગ માટે તે ક્ષેત્ર યોગ્ય છે માટે આર્ય ક્ષેત્ર

આર્યક્ષેત્રો ફાવે તેમ માની લેવાના નથી તેને માટે શબ્દો માત્ર નથી પણ મર્યાદા છે સાડી પચીશ દેશો નામવાર ગણાવવામા આવ્યા છે આ દેશો સિવાયના દેશના જીવો ધર્મ ન પામે તેમ નથી અરે !

દક્ષિણના જીવો ધર્મ પામીને મોક્ષે જાય

જબૂદ્વીપપ્રજ્ઞપ્તિકાર કહે છે કે ભરતનો ઉત્તરાર્દ્ધ ભાગ અનાર્ય છે ત્યાનો મનુષ્ય

પણ ધર્મ પામી મોક્ષે જાય ત્યા ગુફાઓ ખુલ્લી છે, સાધુઓ વિહરે છે અને તેથી અનાર્યો પણ ધર્મ પામીને મોક્ષે જાય છે અનાર્ય ક્ષેત્રોમા જન્મેલા મોક્ષને લાયક જ નથી એમ કહેવાય નહિ એટલુ તો ચોક્કસ કે મુખ્ય માર્ગ તો આર્યક્ષેત્રનો છે મોક્ષમાર્ગની સતત પ્રવૃત્તિ આર્યક્ષેત્રોમા છે અનાર્યમા સતત પ્રવૃત્તિ થાય નહિ કોઈક મહાનુભાવના પ્રભાવે થાય તે વાત અલગ છે

卐 卐 卐

## ઉચ્ચ પ્રવૃત્તિવાળુ ઉચ્ચ ગોત્ર! નીચ પ્રવૃત્તિવાળુ નીચ ગોત્ર!!

### હુડીનો વ્યવહાર વિનાના દેવાળીઆઓ!

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામી, જીને શ્રીસૂયગડાગસૂત્ર અર્થાધિકારે શ્રવણ કરાવે છે ક્રમસર અધિકાર ચાલે છે પુડરીકાધ્યયનના નિરૂપણની વિચારણા ચાલુ છે

વાવડી વગેરે દષ્ટાતમાના નવે પદાર્થો દાર્ષ્ટાન્તિક છે ચાર દિશાના મુસાફરોને ઉપનયમા ચાર પ્રકારના મિથ્યાત્વી જણાવ્યા છે આથી બીજા પ્રકારે મિથ્યાત્વીઓ નથી એમ સમજવુ નહિ તમામ સત્ય વસ્તુની શ્રદ્ધા હોય પણ એક શબ્દ અરે એક અક્ષર (સત્ય તત્ત્વમા)ની અશ્રદ્ધા હોય અથવા ત પરત્વે અરુચિ હોય તો તેથી પણ મિથ્યાત્વ વળગે છે જ્ઞાની પરત્વે પરિપૂર્ણ પ્રતીતિ, જ્ઞાનીને જ્ઞાની તરીકે સપૂર્ણપણે માનવા તેનુ નામ સમ્યકત્વ છે અપ્રતીતિનો અશ આવ્યો કે મિથ્યાત્વનો દાવ ફાવ્યો! વ્યવહારમા પણ નિયમ છે કે આખો ચોપડો સાચો લખાયો હોય છતા તેમાથી એકજ રકમ ખોટી લખાયેલી (ઊધારાયેલી) નીકળે, સાબિત થાય તો તે આખો ચોપડો ખોટો ઠરે છે સમ્યક્ત્વમા પણ તે જ પરિસ્થિતિ છે રજ પણ અપ્રતીતિ તે આખા સમ્યકત્વને દૂષિત કરે છે. ભરૂસો ખા પણ ખમી શકે નહિ શરીર ઘા, ગુમડા તમામ ખમે છે પણ આખ અણુ કે કણું પણ સહન કરી શકતી નથી

આ રીતિએ તો મિથ્યાત્વના સ્થાનકો અનતા માનવા પડે, વચનની અપેક્ષાએ પણ અસખ્યાતા માનવા પડે છતા અહીં મિથ્યાત્વીઓ માત્ર ચાર જ પ્રકારના ગણાવ્યા છે કહ્યા છે તેનુ કારણ એ છે કે તેઓની નજર મોક્ષ તરફ તો છે જ્યારે અહીં જેનુ વર્ણન કરવામા આવ્યુ છે, જેમને સારી રીતે ઓળખાવવામા આવ્યા છે તેઓ અતિ વિષમ છે તેમની દૃષ્ટિ મોક્ષ તરફ હોય જ કયાથી કેમકે સૃષ્ટિ જ અલગછે ભયકર છે

મિથ્યાત્વી છતા જેઓની નજર મોક્ષ તરફ છે, જેઓના સાધ્યમા મોક્ષ સ્થિત છે તેમનો એકડો નોધાઈ ચૂકયો છે સમ્યક્ત્વ પામેલા માટે જેમ અર્દ્ધપુદ્ગલ પરાવર્ત કાલની મર્યાદાવાળો એકડો નોધાયો છે અર્થાત્ તેટલા સમયમા તેને મોક્ષ મળવાનું નક્કી

થઈ ચૂક્યુ છે, મોક્ષ માટેની મુદતી ( તેટલી મુદતની ) હુડી હાથમા આવી ગઇ છે, તેમ મોક્ષની ઇચ્છા, મોક્ષનુ ધ્યેય પણ મોક્ષની એક પુદ્ગલપરાવર્ત જેટલા સમયની મર્યાદા વાળી મુદતી હુડી છે

અહીં જણાવવામા આવેલા ચાર ભીવણ મિથ્યાત્વીઓ હુડીના વ્યવહાર વિનાના, દેવાળીઆ છે જવાબદારી, જોખમદારી ધરાવે તે શાહુકાર અને ન ધરાવે તે દેવાળીઆ એ સ્પષ્ટ છે

૧ પાચ ભુતવાદી પચભૂતોને તો તે માને છે માત્ર જીવ જ નથી માનતો જીવ ન માને પછી મોક્ષનો નજર રાખે કોના માટે ?

પાચ ભૂતને તો યથાસ્વરૂપે માને છે પણ માત્ર જીવને ન માનવાથી તે મિથ્યાત્વી છે તથા જીવ તત્ત્વની સાથે મોક્ષ તત્ત્વ આપોઆપ ઊડી જતું હોવાથી હુડીના વ્યવહાર વિનાનો ( દેવાળીઓ ) મિથ્યાત્વી છે

૨ આત્મષષ્ઠવાદી પાચ ભૂતોને જે સ્વરૂપે છે તે સ્વરૂપે માને છે અરે ! એ તો જીવને પણ માને છે કે ભાઇ ! જીવ છે ! કહેવો છે જીવ જીવને માન્યો પણ કેવો ? આ ભવ પૂરતો જ ! પછી ? પછી જીવને પાણીમાના પરપોટાની જેમ ખલાશ-નાશ થનારો માને છે ભવાતર માનતો નથી હવે એ પણ મોક્ષનુ ધ્યેય કોના માટે રાખે ?

આ બેય મિથ્યાત્વીઓએ જીવતત્ત્વને જતું કરી શિવપદને જતું કર્યું બીજા પ્રકારનો આ મિથ્યાત્વી પણ મોક્ષ તત્ત્વ જીવતત્ત્વની સાથે અસ્તિત્વમા ન હોઇ હુડીના વ્યવહાર વિનાનો દેવાળીઓ છે

૩ ઇશ્વરવાદી ( ઇશ્વરને કર્ત્તાહર્ત્તા માનનાર, મનાવનાર ) આ મિથ્યાત્વી પાચ ભૂતો, જીવ, ભવાતર વગેરે માને છે તેને સમકિતી માનવો છે ?

આ બધુ તો માન્યુ પણ પોતાના સ્વેચ્છાચારની લેશ પણ જવાબદારી, જોખમદારી ધરાવતો નથી તે તો ઇશ્વરને ઓઢાડે છે ઇશ્વરના નામે પોતે પોતાના કાળા કૃત્યોની જવાબદારીમાથી છટકનાર, છટકવા પ્રયત્ન કરનાર મોક્ષની તમા હિયા કરે ખરો ? મોક્ષની વાનગી પણ માને ? નહિ તેથી આ ખાપરો ચોર જેવો મિથ્યાત્વી હુડીના વ્યવહાર વિનાનો દેવાળીઓ છે

મોક્ષને માનનારો મિથ્યાત્વી તો એક પુદ્ગલપરાવર્તે પણ મોક્ષે જવાનો એટલે તે દરમ્યાન સમકિતી થનારો સમકિતી અર્દ્ધપુદ્ગલપરાવર્ત્તમા ક્ષપકશ્રેણિમા આવવાનો જ એક પુદ્ગલપરાવર્ત્ત એટલે અનતી ઉત્સર્પિણી અવસર્પિણી થાય તેટલો સમય

પણ ધર્મ પામી મોક્ષે જાય ત્યા ગુફાઓ ખુલ્લી છે, સાધુઓ વિહરે છે અને તેથી અનાર્યો પણ ધર્મ પામીને મોક્ષે જાય છે અનાર્ય ક્ષેત્રોમા જન્મેલા મોક્ષને લાયક જ નથી એમ કહેવાય નહિ એટલુ તો ચોક્કસ કે મુખ્ય માર્ગ તો આર્યક્ષેત્રનો છે મોક્ષમાર્ગની સતત પ્રવૃત્તિ આર્યક્ષેત્રોમા છે અનાર્યમા સતત પ્રવૃત્તિ થાય નહિ કોઈક મહાનુભાવના પ્રભાવે થાય તે વાત અલગ છે

卐 卐 卐

## ઉચ્ચ પ્રવૃત્તિવાળુ ઉચ્ચ ગોત્ર! નીચ પ્રવૃત્તિવાળુ નીચ ગોત્ર!!

### હુંડીનો વ્યવહાર વિનાના દેવાળીઆઓ!

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગસૂત્ર અર્થાધિકારે શ્રવણ કરાવે છે ક્રમસર અધિકાર ચાલે છે પુંડરીકાધ્યયનના નિરૂપણની વિચારણા ચાલુ છે

વાવડી વગેરે દ્દષ્ટાતમાના નવે પદાર્થો દાર્ષ્ટાન્તિક છે ચાર દિશાના મુસાફરોને ઉપનયમા ચાર પ્રકારના મિથ્યાત્વી જણાવ્યા છે આથી બીજા પ્રકારે મિથ્યાત્વીઓ નથી એમ સમજવુ નહિ તમામ સત્ય વસ્તુની શ્રદ્ધા હોય પણ એક શબ્દ અરે એક અક્ષર (સત્ય તત્ત્વમા)ની અશ્રદ્ધા હોય અથવા તે પરત્વે અરુચિ હોય તો તેથી પણ મિથ્યાત્વ વળગે છે જ્ઞાની પરત્વે પરિપૂર્ણ પ્રતીતિ, જ્ઞાનીને જ્ઞાની તરીકે સપૂર્ણપણે માનવા તેનુ નામ સમ્યક્ત્વ છે અપ્રતીતિનો અશ આવ્યો કે મિથ્યાત્વનો દાવ ફાવ્યો! વ્યવહારમા પણ નિયમ છે કે આખો ચોપડો સાચો લખાયો હોય છતા તેમાથી એકજ રકમ ખોટી લખાયેલી (ઊધારાયેલી) નીકળે, સાબિત થાય તો તે આખો ચોપડો ખોટો ઠરે છે સમ્યક્ત્વમા પણ તે જ પરિસ્થિતિ છે રજ પણ અપ્રતીતિ તે આખા સમ્યક્ત્વને દૂષિત કરે છે ભરૂસો ખા પણ ખમી શકે નહિ શરીર ઘા, ગુમડા તમામ ખમે છે પણ આખ અણુ કે કણું પણ સહન કરી શકતી નથી

આ રીતિએ તો મિથ્યાત્વના સ્થાનકો અનતા માનવા પડે, વચનની અપેક્ષાએ પણ અસખ્યાતા માનવા પડે છતા અહીં મિથ્યાત્વીઓ માત્ર ચાર જ પ્રકારના ગણાવ્યા છે કહ્યા છે તેનુ કારણ એ છે કે તેઓની નજર મોક્ષ તરફ તો છે જ્યારે અહીં જેનુ વર્ણન કરવામા આવ્યુ છે, જેમને સારી રીતે ઓળખાવવામા આ યા છે તેઓ અતિ વિષમ છે તેમની દૃષ્ટિ મોક્ષ તરફ હોય જ ક્યાથી કેમકે સૃષ્ટિ જ અલગછે ભયકર છે

મિથ્યાત્વી છતા જેઓની નજર મોક્ષ તરફ છે, જેઓના સાધ્યમા મોક્ષ સ્થિત છે તેમનો એકડો નોધાઈ ચૂક્યો છે સમ્યક્ત્વ પામેલા માટે જેમ અર્દ્ધપુદ્ગલ પરાવર્ત કાલની મર્યાદાવાળો એકડો નોધાયો છે અર્થાત તેટલા સમયમા તેને મોક્ષ મળવાનુ નક્કી

થઇ ચૂક્યુ છે, મોક્ષ માટેની મુદ્દતી (તેટલી મુદતની) હુંડી હાથમા આવી ગઇ છે, તેમ મોક્ષની ઇચ્છા, મોક્ષનુ ધ્યેય પણ મોક્ષની એક પુદ્દગલપરાવર્ત જેટલા સમયની મર્યાદા વાળી મુદ્દતી હુંડી છે

અહીં જણાવવામા આવેલા ચાર ભીપણ મિથ્યાત્વીઓ હુંડીના વ્યવહાર વિનાના, દેવાળીઆ છે જવાબદારી, જોખમદારી ધરાવે તે શાહુકાર અને ન ધરાવે તે દેવાળીઆ એ સ્પષ્ટ છે

૧ પાચ ભૂતવાદી પચભૂતોને તો તે માને છે માત્ર જીવ જ નથી માનતો જીવ ન માને પછી મોક્ષની નજર રાખે કોના માટે?

પાચ ભૂતને તો યથાસ્વરૂપે માને છે પણ માત્ર જીવને ન માનવાથી તે મિથ્યાત્વી છે તથા જીવ તત્ત્વની સાથે મોક્ષ તત્ત્વ આપોઆપ ઊડી જતું હોવાથી હુંડીના વ્યવહાર વિનાનો (દેવાળીઓ) મિથ્યાત્વી છે

૨ આત્મષષ્ઠવાદી પાચ ભૂતોને જે સ્વરૂપે છે તે સ્વરૂપે માને છે અરે! એ તો જીવને પણ માને છે કે ભાઇ! જીવ છે! કહેવો છે જીવ જીવને માન્યો પણ કેવો? આ ભવ પૂરતો જ! પછી? પછી જીવને પાણીમાના પરપોટાની જેમ ખલાશ–નાશ થનારો માને છે ભવાતર માનતો નથી હવે એ પણ મોક્ષનુ ધ્યેય કોના માટે રાખે?

આ બેય મિથ્યાત્વીઓએ જીવતત્ત્વને જતું કરી શિવપદને જતું કર્યું બીજા પ્રકારનો આ મિથ્યાત્વી પણ મોક્ષ તત્ત્વ જીવતત્ત્વની સાથે અસ્તિત્વમા ન હોઇ હુંડીના વ્યવહાર વિનાનો દેવાળીઓ છે

૩ ઇશ્વરવાદી (ઇશ્વરને કર્ત્તાહર્ત્તા માનનાર, મનાવનાર) આ મિથ્યાત્વી પાચ ભૂતો, જીવ, ભવાતર વગેરે માને છે તેને સમકિતી માનવો છે?

આ બધુ તો માન્યુ પણ પોતાના સ્વેચ્છાચારની લેશ પણ જવાબદારી, જોખમદારી ધરાવતો નથી તે તો ઇશ્વરને ઓઢાડે છે ઇશ્વરના નામે પોતે પોતાના કાળા કૃત્યોની જવાબદારીમાથી છટકનાર, છટકવા પ્રયત્ન કરનાર મોક્ષની તમા ક્રિયા કરે ખરો? મોક્ષની વાનગી પણ માને? નહિ તેથી આ ખાપરો ચોર જેવો મિથ્યાત્વી હુંડીના વ્યવહાર વિનાનો દેવાળીઓ છે

મોક્ષને માનનારો મિથ્યાત્વી તો એક પુદ્દગલપરાવર્તે પણ મોક્ષે જવાનો એટલે તે દરમ્યાન સમકિતી થનારો સમકિતી અર્દ્ધપુદ્દગલપરાવર્ત્તમા ક્ષપકશ્રેણિમા આવવાનો જ એક પુદ્દગલપરાવર્ત્ત એટલે અનતી ઉત્સર્પિણી અવસર્પિણી થાય તેટલો સમય

સમજવો આવા તો અનતા પુદ્‌ગલપરાવર્તો ગયા છે મોક્ષની ઇચ્છા થાય એટલે પાર આવ્યો જ્યા સુધી ઇચ્છા નહોતી થઈ ત્યા સુધી પુદ્‌ગલપરાવર્તોનો પાર જ નહોતો

અનતા પુદ્‌ગલપરાવર્ત્તનોનુ જોખમ ઉતરી જાય તે જોખમ માત્ર એક પુદ્‌ગલ પરાવર્ત્ત પૂરતુ રહે તે લાભ ઓછો નથી આ ગુણ જેવો તેવો નથી આખા શરીરના ઝેરને માત્ર નખમા લાવીને રાખવું એ કરામત—એ ઉપચાર અદ્‌ભુત છે તેથી શ્રીહરિભદ્ર-સૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-છેલ્લા પુદ્‌ગલપરાવર્ત્ત સિવાય ( તેટલો કાલ સસાર બાકી રહ્યો હોય તે સિવાય ) જીવને મોક્ષનો વિચાર થાય જ નહિ (વિં૦ વિં૦ ૪ ગા૦ ૨)

હવે ત્રીજા મિથ્યાત્વી ઈશ્વરવાદીને તો મોક્ષની સાથે લેવાદેવા નથી, એને તો ઈશ્વરની સાથે લેવાદેવા ( સ્નાનસૂતક ) છે અને તે પણ પોતાની પાપી પ્રવૃત્તિઓના બચાવ માટે જ ! " ઇશ્વરી પ્રેરણા " એ તેનો જાપ છે, અને એ જાપમા જ સ્વેચ્છાચાર છુપાવવાનુ ભયકર પાપ છે એને ઇશ્વર ઉપર હેત છે ? કોણે કહ્યુ ? આ તો પાપ છૂપાવવાનો મીતમ સ કેત છે !

આવાના ભાગ્યમા સ્વપ્નામાયે મોક્ષની હુ ડી હોય ખરી ?

૪ ભવિતવ્યતાવાદી આ ચોથો કાઇ થોડો ચાલાક નથી તે તો કહે છે કે " ઈશ્વર તે આવુ કરે ? કોઇને સુખ, કોઇને દુ ખ આપે ? ઈશ્વરમા પણ શી સત્તા બળી છે ? " કાઇ પણ કરવા, ન કરવા કે અન્યથા કરવા નથી જીવમા સત્તા, નથી બીજા કોઈમા સત્તા કે નથી ઇશ્વરમા સત્તા તે સત્તા એક માત્ર ભવિતવ્યતા પાસે છે ભાવી પાસે કશી કોઇની કારીગરી ચાલતી નથી સારુ થવાનું હોય તો સારુ જ થશે ખોટુ થવાનું હોય તો ખોટુ જ થશે માટે એ તો ' કરતા હોય તે કરવુ ! ' મોક્ષાદિના મિષે મળેલા ભોગો ગુમાવવા તે મૂર્ખતા છે "

આ બધાના ફદા પણ સ્પષ્ટ છે આ દેવાળીઓ પણ હુંડીને માટે સદતર નાલાયક છે તેણે પણ જવાબદારી, જોખમદારી ઉડાવી દેવાનું તત્ર રચ્યુ છે 'એ તત્રની ચાવી ' ભાવી ' છે આ સ્થળે મોક્ષની બુદ્ધિ આવી શકે ક્યાથી ?

આ પ્રકારના ચારેય મિથ્યાત્વીઓ એવા છે કે તેમને મોક્ષના વિચાર થાય જ નહિ

બૌદ્ધ, સાખ્ય, નૈયાયિક આદિ મતો ભિન્ન માર્ગે હોવા છતા, મિથ્યા માર્ગે છતા પણ મોક્ષને માને છે ખરા તેમની ચોટ મોક્ષની છે હુ ડીના વ્યવહાર વિનાના ચાર પ્રકારના મિથ્યાત્વીઓ સદતર મોક્ષના વિચાર વિનાના છે અરે મોક્ષ છે શુ તે પણ તેઓ જાણતા નથી મોક્ષને માનતા જ નથી ત્યા ઈચ્છાની વાત શી ? ઉત્પાત મચાવનારા મિથ્યાત્વીઓની નજરમા મોક્ષ હોઇ શકે જ નહિ

## માથા વાઢે તે માલ ખાય!

જે આત્મા પોતાની જવાબદારી અને જોખમદારી ઉપર મજબૂત રહે, સ્વીકારે, તે જ મોક્ષને માટે લાયક બની શકે છે

જે આત્મા જવાબદારી, જોખમદારી સુદૃઢપણે સ્વીકારે છે, તે કર્મને પોતાથી વધારે સમર્થ માનતો નથી કર્મથી વધારે સમર્થ પોતાને (આત્માને) અર્થાત્ પોતાના (આત્મીય) ઉદ્યમને માને છે

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે "જેઓ કર્મવાદી છે (કર્મ આત્માથી વધારે સમર્થ છે એમ માનનારા છે) તેમનો સસાર એક પુદ્ગલપરાવર્ત કરતા વધારે હોય છે અને જેઓ પુરૂષાર્થવાદી છે તેમનો સસાર એક પુદ્ગલપરાવર્ત કરતા પણ ઓછો હોય છે" (યો૦ બિં૦ શ્લો૦ ૨૩૭)

પુરુષાર્થવાદી કદી પણ "કર્મ કરે તે ખરુ, ભાગ્યમા હશે તે બનશે, ભાવિભાવ, જેવો ઉદય, અ તરાય ઉદયમા હશે તે બનશે" વગેરે નિર્માલ્ય વચનો બોલે જ નહિ

પુરુષાર્થ વિના સિદ્ધિ નથી વ્યવહારમા પણ જુઓ ? પ્રયત્ન વિના પ્રાપ્તિ નથી

સમ્યકત્વ પામીએ તે વખતે પામતા પહેલાના સમયે તો મિથ્યાત્વ હોય છે અનતાનુબધી કષાયોને તોડાય ત્યારે તે મિથ્યાત્વ જાય છે અને સમ્યક્ત્વ પમાય છે કેવલજ્ઞાન પણ જ્ઞાનાવરણીયાદિ ઘાતી કર્મોને તોડીને (ક્ષય કરીને) મેળવાય છે મોક્ષ મેળવવા માટે પણ અવશેષ કર્મોનો ક્ષય કરવો પડે છે

કહેવત છે કે 'માથુ વાઢે તે માલ ખાય!' કોનુ માથુ ? પોતાનુ ? એવુ માનનાર કયો મૂર્ખશિરોમણિ હોય ? કર્મનુ માથુ વાઢે તે માલ ખાય મોક્ષ મેળવવા માટે કર્મનો ક્ષય કરવો જ પડે પછી તે કર્મક્ષય ક્ષયથી કરો, ઉપશમથી કરો કે ક્ષયોપશમથી કરો ગમે તેમ કરો!

શાસ્ત્રકાર કહે છે 'ઉદયનો નિરોધ અને ઉદયની નિષ્ફલતા ક્ષમા, માર્દવ, આર્જવ રૂપે ધર્મ કહ્યો ખરો પણ મુદ્દો એ કે કર્મના ઉદયને રોકો અને રોકવા છતા આવે તો તેને નિષ્ફળ કરો"

પ્રથમ તો એવા સાધનો મેળવવા કે જેથી ઉદયનો (કર્મના ઉદયનો) પ્રસગ જ ન આવે એમ છતા ઉદય આવ્યો તો રોકવો

ઉદય રોકાય શી રીતે ?

યત –બધ સમય ચિત્ત ચેતીએ, શો ઉદયે સતાપ ?!

ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ, ત્રણેયનો પ્રભાવ ઉદય પાસે ચાલતો નથી જે કર્મ ઉદયમા આવ્યુ તે તો ભોગવ્યે જ છૂટકો છે

કર્મના બધને રોકી શકાય

ચૌદમે ગુણસ્થાનકે ક્ષય (કર્મક્ષય) થવાનો છે તેથી ત્યા સાતાના બધને રોકયો મોહનીય કર્મનો બારમે ગુણસ્થાનકે ક્ષય થવાનો હોવાથી તેને દશમે ગુણસ્થાનકે રોકયો બધને તો રોકાય પણ ઉદય તો ભોગવ્યા વિના છૂટકો નથી

યત अवश्यमेव भोक्तव्य कल्पकोटिशतैरपि।
कृतकर्मक्षयो नास्ति कृत कर्म शुभाशुभ॥

કર્મનો ઉદય બે પ્રકારે છે એક ઉદય એવો છે કે જે નવો કર્મબધ કરાવે છે ઉદય એવો છે કે જે નવો કર્મબધ કરાવતો નથી ધર્મનીષ્ઠ પુરુષોએ-સમ્યક્ત્વવાન્ આત્માઓએ પ્રથમ તો કર્મના ઉદયને રોકવા પ્રયત્ન કરવો પ્રયત્ન છતા કર્મ ઉદયમા આવે તો તેનુ નિષ્ફલીકરણ કરવુ એટલે કે સમભાવે ભોગવી લેવા જેથી નવા કર્મો બધાય નહિ વ્યવહારમા કહેવત છે કે "છાશમા માખણ જાય વળી રાડ ફુવડ કહેવાય" આપણે તે સ્થિતિમા છીએ આ જીવ તે હાલતમા છે

અગુઠો પાકયો, તેમા લબકારા થવા લાગ્યા, વેદના થઈ શાથી? પૂર્વે અસાતાવેદનીય કર્મો બાધેલા તે ઉદયમા આવ્યા તેથી હવે, 'ઓ મા! ઓ બાપરે' એવી બૂમો પાડવાથી શુ વળવાનુ? તેમ કરવાથી તો ઉલટુ કલેશથી, આર્ત્તધ્યાનથી નવા કર્મો બધાય છે એટલે ભોગવવાનુ ઊભુ જ રહે છે ભોગવાય છે અને ભોગવવાનુ ઊભુ રહ્યુ એટલે છાશમાં માખણ ગયુ અને રાડ ફુવડ કહેવાઇ એમજ થયુ ને! નવુ ભોગવવાનુ બાકી રાખ્યુ ત્યારે જુનુ ભોગવ્યુ એ તો એળેજ ગયુ ને!

વિવેકી આત્મા તો વિચારે કે પોતાના કરેલા કર્મો જીવ ભોગવે છે કોઈના કર્યા કોઈ ભોગવતુ નથી કર્મનુ સાટુ થતુ નથી બેન બેટીના સાટા થાય, મકાનના સાટા થાય પણ કર્મના સાટા થતા નથી શ્રીતીર્થંકરદેવ, ગણધર મહારાજા જેવામા પણ કર્મના સાટા ન થાય તો સામાન્ય આત્માને અગે કેમ થઇ શકે? જીવ પોતાના કરેલાજ કર્મો પોતે ભોગવે છે તો પછી હાયવોય કરીને નવા કર્મો શા માટે બાધવા? દેવુ કર્યુ છે તે ભરવાનુ તો છેજ, તો વારટથી પકડાઇને ભરવા કરતા સીધી રીતે કેમ ન ભરવુ? વિવેકી આત્મા આ ભાવનાથી ઉદયને નિષ્ફલ કરે છે

શાસ્ત્રકાર કહે છે કે શુકલપાક્ષિક, સમકિતી કે ધર્મિષ્ઠ હોય તે તો ઉદ્યમ (પુરુષાર્થ) વાદીજ હોય

## જુદી જુદી અપેક્ષાએ આર્યક્ષેત્રાદિની વિચારણા.

જણાવ્યા મુજબના મિથ્યાત્વીઓ પોતાની પ્રરૂપણા આર્યક્ષેત્રમા કરે છે જ્યા સમ્યક્ત્વની પ્રરૂપણા હોય છે ત્યાજ મિથ્યાત્વની પ્રરૂપણા હોય છે

આર્યક્ષેત્રમા પણ કેટલાક મનુષ્ય આર્ય છે કેટલાક મનુષ્યો અનાર્ય છે આર્યક્ષેત્રની વ્યાખ્યા અનેક પ્રકારે છે

શ્રીતીર્થંકરાદિનો જન્મ થવાને યોગ્ય ક્ષેત્રો તે આર્યક્ષેત્રો છે જે ક્ષેત્રમા શ્રી તીર્થંકરાદિનો જન્મ થતો નથી તે અનાર્યક્ષેત્રો છે આ વ્યાખ્યા અનાદિકાલથી એકસરખી છે તેમા ફેરફાર થતો નથી સાડી પચીશ દેશોમાજ શ્રીતીર્થંકરાદિ જન્મ લે છે અને તેજ દેશો આર્યક્ષેત્ર-આર્યદેશ કહેવાય છે તે સિવાયના ક્ષેત્રો તે અનાર્યદેશ-અનાર્યક્ષેત્ર કહેવાય છે આ વ્યાખ્યા, આ વ્યવસ્થા સદાકાલના હિસાબે છે

યુગલિયાની અપેક્ષાએ, વ્યવહારની અપેક્ષાએ વિચારીએ તો શ્રીઋષભદેવજીએ જે નીતિ ચલાવી, જે ધર્મ પ્રવર્તાવ્યો તે નીતિ જ્યા ચાલી, તે ધર્મ જ્યા ચાલ્યો તે આર્ય ક્ષેત્ર અને તે સિવાયના ક્ષેત્રો તે અનાર્યક્ષેત્ર છે **"યુગલા ધર્મ નિવારીઓ રે"** યાદ છે ને!

શ્રીઋષભદેવજીએ દીક્ષા લીધી ત્યારથી તથા ત્યારપછી ધર્મપ્રવૃત્તિ શરૂ થઈ આ બધુ આર્યક્ષેત્રમા થાય છે તે કાળથી માડીને સૂત્ર આરૂઢ થયા ત્યાસુધી-શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ સુધીમા એજ વ્યાખ્યા નક્કી થઇ છે કે-એક બ્રાહ્મીલિપિ તથા એક અર્દ્ધમાગધી ભાષા જ્યા જ્યા પ્રવર્તમાન હોય તે તે ક્ષેત્રો આર્યક્ષેત્ર છે અને જ્યાજ્યા તે લિપિ તથા તે ભાષા પ્રવર્તમાન ન થઇ હોય તે તે ક્ષેત્રો અનાર્યક્ષેત્ર છે આ વ્યાખ્યા વ્યવહારની અપેક્ષાએ છે

ગમે તે અપેક્ષાએ આર્યક્ષેત્ર ગણાવવામા આવે પણ મુદ્દો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર એ રત્નત્રયીની ઉત્પત્તિ, પ્રાપ્તિ, વૃદ્ધિ, પરિપૂર્ણતા, તથા તેના યોગે મુક્તિની પ્રાપ્તિનો છે આ જ્યા થાય તે આર્યક્ષેત્ર છે છેલ્લુ પર્યવસાન (પરિણામ) રત્નત્રયીમા છે આ ક્ષેત્રમા રહે તે આર્ય આર્ય શબ્દની વ્યુત્પત્તિ પણ આ પ્રમાણે છે **आरात् दूरत याताः सर्वहेयधर्मेभ्य इत्यार्या ।**

ધર્મને બાધક, રત્નત્રયીમા વિઘ્નરૂપ જે જે અનુચિત રિવાજો હોય જે જે તેવી પ્રથા કે પ્રવૃત્તિઓ, રૂઢી કે રિવાજો હોય તાત્પર્ય હેય-છાડવા યોગ્ય જે જે હોય તેનાથી દૂર રહેનારા હોય તેજ આર્ય શ્રીકલ્પસૂત્રની સ્થવિરાવલીમા अज्ज सुहमस्स, अज्ज जबु० વગેરે સર્વત્ર अज्ज 'આર્ય' શબ્દનો પ્રયોગ છે (कल्पसू० व्या० ८) આને યોગ્ય હોય તે ક્ષેત્ર, કુલ, જાતિ આર્ય ગણાય ભાષામા પણ તેવા ભેદ પડી શકે

આથી મનુષ્યોના બે પ્રકાર છે ૧ આર્ય, ૨ અનાર્ય મિથ્યાત્વીની પ્રરૂપણામા તો

જ્ઞાનાદિનો પ્રસંગ નથી, માટે તેની પ્રરૂપણામાં માત્ર ક્ષેત્ર, કુળ, જાતિ આદિ દૃષ્ટિએ ભેદો ગણાવ્યા આર્યક્ષેત્રમાં, અનાર્યક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા હોય તે કુલવાળા કે જાતિવાલા પણ હોય, અને તેથી ત્યાં 'કેટલાક' શબ્દ મૂકાયા છે આર્યો છતાં પણ ઉચ્ચ સ્થિતિ વાળાને જોગવાઇ સ્હેજે મળે અને અધમ સ્થિતિમાં આવેલાને મુશ્કેલીથી જોગવાઇ મળે એમ પણ બને છે દાદરથી પણ ઊતરાય તથા બારીથી પણ ઊતરાય પણ બારીથી ઊતરવામાં ચોકઠું, દોરડું વગેરે જોઇએ અને તો પણ તે રીતે ઊતરવામાં જોખમ છે દાદરેથી નિર્વિઘ્ને ઊતરાય છે

## કુળગોત્રમાં ઉચ્ચ, નીચના ભેદની વિચારણા.

ઉચ્ચગોત્રમાં ઉત્પન્ન થયેલાઓને વિઘ્નો આવતા નથી દેવ, ગુરુ, ધર્મની જોગવાઇ બચ્ચાને પણ મળે છે બચપણથી જ સંસ્કાર પડે છે શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મ યોગે સારા સંસ્કારો આ તમામ મળવામાં ઉચ્ચ કુલનો પ્રભાવ કારણભૂત છે નીચ કુલવાળાને પ્રથમ અશુદ્ધ મળે, પછી શુદ્ધ પામી શકે પણ તે બનાવટી સંસ્કાર કહેવાય આથી શ્રાવકના બાલકોને નિસર્ગ (સ્વભાવથી) સમ્યક્ત્વ હોય છે એમ ચૂર્ણિકાર જણાવે છે બીજો કોઇ, કોઇ જીવને (કીડી મંકોડી માકડ) વગેરેને મારતું હોય તો શ્રાવકનું નાનું ચાર વર્ષનું બાલક પણ તેને રોકે બોલી ઊઠે "અરર! પાપ લાગે, પાપ!" હજી તે બાલકને જીવ, પુણ્ય, પાપાદિનું જ્ઞાન નથી પણ કીડી વગેરેને મારવાથી પાપ લાગે આટલી સમજણ કુલના પ્રભાવે છે આ છે કુલસંસ્કાર, અહિંસાના આટલે સુધી નાની વયના બાલકમાં સંસ્કાર જોનાર કહી દે કે આ શ્રાવકનું કુલ લાગે છે

જ્યારે આજે શ્રાવકના ઘેર માકડ મારવા માટે 'કાટોલ' અગર તેવા પાઉડર વપરાતા જોનારે શું કહેવું? તે કુલને કયું કુલ કહેવું? સબળાની સામે અહિંસાના ઓઠાથી બચનાર તથા નબળાને નીચતાથી મારનાર, મારવાનું માનનાર મનાવનાર તથા તેવું માનવા મનાવવામાં અહિંસક પદનો આડંબર રાખનાર ઘોર હિંસક ધૂર્તોએ ફેલાવેલા આંધી વાદના વાતાવરણમાં ફસાયેલા ઉચ્ચ કુલવાલાએ સાવચેત થઇ જવું ઘટે છે 'કાટોલ પાઉડર'ના સામાન્ય દૃષ્ટાંતથી, ઉપલક્ષણથી તમામ બીના માટે સમજી લેવું

અજ્ઞાનપણામાં પણ જો શુદ્ધ દેવાદિ સારા તત્ત્વોને, સારા સાધનોને મેળવી આપનાર ઉચ્ચ કુલ જ છે

આજે કેટલાકો કહે છે-"કુલ ધર્મથી શું વળ્યું? યુગધર્મને ઓળખો!"

આવું બોલનારાઓનો યુગધર્મ કયો? અંતરઅવાજ! આવા અંતરઅવાજથી, તેના ઉત્પાદકથી અને વ્યક્તિવ્યક્તિના ભિન્ન ભિન્ન અંતરઅવાજથી વ્યક્તિગત કે પરસ્પર શું વળ્યું છે, શું વળે છે તે પ્રત્યક્ષ છે કોઈની જાણ બહાર નથી અહિંસાના નામે બેવડી રમતો રમાડનાર અંતરઅવાજના ભેદી પડદામાં રહેલી ભીષણતાને ઓળખો!

સ્વચ્છંદી ટોળાને કુલવ્યવસ્થા, કુલવિચાર ગમતા નથી માટે તેઓ વર્ણવ્યવસ્થાના વિરોધમા શખનાદ ફૂકે છે

તેવાને પૂછવામા આવે કે–"તુ લક્ષાધિપતિને ત્યા જન્મ્યો છે ધનાઢ્ય કુલમા જન્મ્યો છે તને તેવો માનવો નહિને? કેમકે તુ પોતે તો કાઇ કમાવા ગયો નથી"

ત્યા તો તે બોલી ઊઠશે કે–"ભાગ્યથી મિલ્કત મળી છે માટે ભોગવુ છુ ભાગ્યથી જ અહીં જન્મ થયો છે"

મિલ્કત મળતી હોય ત્યા ભાગ્યને કબૂલનારો, ઉચ્ચ કુલની પ્રાપ્તિમા, દેવગુરુધર્મની જોગવાઇમા, સારા સયોગોમા સદ્‌ભાગ્યને કેમ ભૂલે છે? માલદારના ઘેર જન્મનાર પુત્રની માલીકી તે મિલ્કત ઉપર જન્મથી સિદ્ધ હોય છે પુત્ર માટે વીલ કરવાની જરૂર નથી કેમકે તે સ્વતત્ર હકદાર જન્મથી સિદ્ધ છે બીજાને આપવુ હોય ત્યા વીલની જરૂર છે

તેજ રીતે ઉચ્ચ કુલમા જન્મ લેનારને ધર્મના સસ્કારો જન્મથી સિદ્ધ છે ધર્મ કરવા માટેની અનુકૂલતાઓ ત્યા સકળાયેલી છે: બહારથી ધર્મ લાવવો પડતો નથી

ગરીબ, ભિખારી, તુચ્છને ત્યા જન્મેલો કોટિધ્વજ થાય ખરો પણ તે બહારથી લક્ષ્મી લાવે ત્યારે થાય કોટિધ્વજના ઘેર જન્મ લેનારને તો તે લક્ષ્મી વારસામા છે જન્મ્યો ત્યારથી તેની થઇ ચૂકી

અન્ય કુલમા જન્મેલા શ્રમ કરીને, પરીક્ષા કરીને, ધર્મને, ધર્મના સસ્કારોને બહારથી, બીજા ઉચ્ચ કુલો પાસેથી, સસર્ગથી મેળવવા પડે જ્યારે ઉચ્ચ કુલમા તો જન્મથીજ મળેલા જ છે

જન્મસિદ્ધ ધર્મના હકવાળા તે ઉચ્ચ કુલવાળા તથા જન્મસિદ્ધ ધર્મના હક વિનાના તે નીચકુલવાળા એમ આર્યક્ષેત્રોમા પણ માનવીઓ બે કુલવાળા છે

રાજકુલમા રાજઋદ્ધિ વગેરે સાહ્યબી (પુણ્યફલ) પણ હોય છે તેમજ દાનાદિ ધર્મ, ઔદાર્યાદિ ગુણો પણ હોય છે આવા કુલો શ્રીતીર્થંકરાદિના જન્મ માટે યોગ્ય, ઉત્તમ ગણાય છે માગીને પેટ ભરનાર તથા ગુણહીન કુલો તેવા પુરુષોત્તમોના જન્મ માટે યોગ્ય નથી

કલ્પસૂત્રમા નીચગોત્રના અધિકારમા અન્ત, તુચ્છ, દરિદ્ર, ભિક્ષાચર વગેરે વગેરે કુલો ગણાવ્યા છે (कल्प सु० व्या० २, पृ २२) જ્યા નથી સાહ્યબી, નથી ધર્મ માટે યોગ્યતા, નથી ઔદાર્યાદિ ગુણો, શ્રીતીર્થંકરદેવ આવા નીચ કુલોમા, ગર્ભમા આવે નહિ એ પ્રથમ નિયમ છે આટલુ છતા 'કરમને શરમ નથી' તેથી પૂર્વના કોઇ દુષ્કર્મના અવશેષ લેશથી કદી તીર્થંકર દેવનો જીવ, નીચકુલના ગર્ભમા આવી જાય તો लोगच्छेरयभूए આશ્ચર્ય ગણાય છે, અનતી ઉત્સર્પિણી અવસર્પિણી વ્યતિકાન્ત થયે છતે કવચિત્ આવો કોઇ બનાવ બને છે કહેને

બનતો નથી માટે તે આશ્ચર્યભૂત ગણાય છે, ન બનવાનુ બને તે આશ્ચર્ય! હવે નીચ કુલના ગર્ભમા આશ્ચર્યમય બનાવરૂપે, દુષ્કર્મના લેશના હિસાબે, કવચિત્ શ્રીતીર્થંકર દેવનુ આગમન થઈ જાય પણ જન્મ તો ત્યા ન જ થાય, ન જ થાય, ન જ થાય!!!

આ બનેલા બનાવને કુદરત સહન કરે નહિ, એટલે ઈંદ્રોના આસન કપે તેથી ઈંદ્રો શ્રીતીર્થંકરદેવને તે કુલના ગર્ભસ્થાનમાથી વિધિપૂર્વક લઈ જાય અને ઉત્તમ કુલમા રહેલી ભાગ્યવાન્ માતાના ગર્ભમા વિધિપૂર્વક પધરાવે સર્વ કાલના ઈંદ્રોની આવી ફરજ હોય છે

અનાર્યક્ષેત્રમા રાજાને ત્યા આર્દ્રકુમારનો જન્મ થયો છે કે જેઓએ આર્યક્ષેત્રમા આવી આત્મોદ્ધાર કર્યો છે અહીં નીચ કુલ ખરુ મેતાર્ય, હરિકેશી વગેરેના દષ્ટાંતોમા નીચ કુલ છે પણ નીચ કુલમા પેદા થયેલાને ધર્મપ્રાપ્તિના બનાવો થોડા છે અને સયોગો સીધા મળતા નથી

હિસા, જુઠ, ચોરી, મૈથુન તથા પરિગ્રહની જ્યા અનર્ગલ પ્રવૃત્તિ હોય તે કુલોને પણ નીચ કુલ કહેવાય કહી શકાય

સાધુપણામા છઠ્ઠે ગુણસ્થાનકે-સર્વસાવદ્યયોગ-પાપોની પ્રતિજ્ઞા થઈ એટલે ત્યાથી નીચ ગોત્રનો ઉદય ગયો

રત્નત્રયી આદિની અપેક્ષાએ વિચારીએ તો જ્યા તે હોય તે ઉચ્ચ ગોત્ર તેનો અભાવ હોય તે નીચ ગોત્ર જ્યા સારી પ્રવૃત્તિ હોય ત ઉચ્ચ ગોત્ર અને નરસી પ્રવૃત્તિ હોય તે નીચ ગોત્ર

શ્રીતીર્થંકરના જન્મ માટે કયુ ગોત્ર ઉચ્ચ ગણાય? જ્યા દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય (પુરુષાર્થ) એ પાચ ગુણો, શક્તિઓ વિદ્યમાન હોય તે ઉચ્ચ ગોત્રો છે તે ન હોય તે નીચ ગોત્રો છે જનાવરને અગે અનાર્યનો વ્યવહાર જ નથી તેથી ઉચ્ચ નીચ ભેદ હોય જ નહિ પણ તે સર્વ નીચ જ છે

卐 卐 卐

## ભગવાન્‌ની વાણીના અતિશયનો પ્રભાવ

**ઉપદેશક તો આલબન છે.**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજ શ્રીજબૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાગ સૂત્રનુ અર્થાધિકાર નિરૂપણ કરે છે પુડરીકાધ્યયનનાધિકારે મિથ્યાત્વનુ, મિથ્યાત્વી વગેરેનુ વર્ણન ચાલે છે

મિથ્યાત્વીઓના મનોરથ વિષયકષાયનાજ હોય છે

યત : "રળી કમાઈ મેળવ્યુ કહો શુ કામનુ,
જે ભોગવ્યુ જ તે ખરૂ બીજુ હરામનું" કવિ—

મિથ્યાત્વીઓ બીજાને પણ તે જ માર્ગે દોરે છે, જગતનો સ્વભાવ વિચિત્ર છે લોકો કદી સ્થિરમતવાળા નથી તે મનુષ્ય આજે એકનો ભક્ત હોય તે જ પ્રસગે તેની તરફ પાણા ફેકનારો થાય છે દેશના અગે વિચારો ! પ્રથમ લોકમાન્ય તિલકને કેટલુ માન ! એક સ્થળે એક વર્ગે તેમનુ અપમાન કર્યું ! ક્ષણમા અનુસરતા અને ક્ષણમાં વિરુદ્ધ થતા લોકોને વાર લાગતી નથી આખા જગતને એકમત કરવા કોઈની તાકાત નથી એમ શાસ્ત્રકાર કહે છે આખા જગતને એકમત કરવા શ્રીતીર્થંકરદેવ પણ સમર્થ નથી

આ તો મિથ્યાત્વી છે તેઓને મોક્ષ તો માન્ય નથી મોક્ષની માન્યતાને અને મોજમજાહને બાપે માર્યા વેર છે મિથ્યાત્વીઓનો મોક્ષના માટે ઉદ્યમ નથી મોક્ષ નથી પછી મોક્ષ માટે ઉદ્યમ હોય કયાથી ? મોક્ષમાર્ગે બીજાઓને જોડતા નથી, આવા ઓને પોતાની કીર્તિના નાશથી ખેદ ઉપજે છે

દુનિયામા ઘણા મનુષ્યો (લગભગ દરેક) મુખના પરોપકારી છે એમજ બોલે કે— "આ તો અમુકના, તમુકના કે લોકના ફાયદા માટે કરુ છુ આપણે કાઈ સ્વાર્થ નથી" આ ખરુ કહે છે કે ખોટુ કહે છે તેની પ્રતીતિનો આધાર તે કાર્યની સફળતા કે નિષ્ફ ળતા ઉપર છે નિષ્ફળતામા કર્મને દોષ દે, સફળતાનો જશ ભાગ્યને ભળાવે તો તો માનવુ કે ત્યા પરોપકારી ભાવ છે' આ માન્યતા ત તેવા ભાવની નિશાની છે સફલ થાય ત્યારે ભાગ્યને યશ ન ભળાવતા જેઓ એમ બોલે કે—"મે કામ હાથમા લીધુ એટલે તરત પાર પડયુ ! બદાના કામમા વાધો હોય જ નહિ !" ત્યા ભાવના પરોપકારની નથી પણ કીર્તિલોલુપ્ય છે, બદા ગણાવાની ભાવના ભારોભાર ભરી છે

મગધ જેવો દેશ, રાજગૃહી જેવી નગરી, શ્રેણિક જેવા રાજા અને સ્વય ભગવાન્ શ્રીમહાવીરદેવના ત્યા ચૌદ ચૌદ ચોમાસા (ચાતુર્માસો) ! આટલુ છતા મહારાજા શ્રેણિક પોતે ધર્મના ધોરી ગણાય છે, છતા એક નવકારશીનુ પણ પચ્ચક્ખાણ કરતા નથી—કરી શકતા નથી તેઓ પચ્ચક્ખાણ કરે તો શુ કોઇ બળાત્કારે તેમનુ પચ્ચક્ખાણ તોડાવવા સમર્થ છે ? ના ! પણ એકજ કારણ છે અને તે વિષમ કર્મની ગાઢ પ્રબલતા !

ચિત્ર સારુ થાય તો તેનુ અવલોકન કરીને ચિત્રકાર હર્ષથી કૂદે, પણ કાઈ પીંછી કૂદી શકતી નથી, તે તો આલબન માત્ર છે પીંછી કાઇ ચિત્ર બનાવનાર નથી બનાવનારના હાથમાનુ એક સાધન છે તેમ ઉપદેશક તો માત્ર આલબન છે તે તો જ્ઞાન, દર્શન, ચારિત્રના રસ્તાઓ બતાવે ચિત્રામણરૂપ આત્મા પોતાના કર્મક્ષયાનુસાર તે તે માર્ગો તે તે પ્રમાણમા ગ્રહણ કરે પીંછીમા જેમ ચતુરાઇનુ સ્થાન નથી તેમ ઉપદેશક સારો ખરો પણ તે પીંછીના સ્થાને છે

બનતો નથી માટે તે આશ્ચર્યભૂત ગણાય છે, ન બનવાનુ બને તે આશ્ચર્ય ! હવે નીચ કુલના ગર્ભમા આશ્ચર્યમય બનાવરૂપે, દુષ્કર્મના લેશના હિસાબે, કવચિત્ 'શ્રીતીર્થંકર દેવનુ આગમન થઈ જાય પણ જન્મ તો ત્યા ન જ થાય, ન જ થાય, ન જ થાય !!!

આ બનેલા બનાવને કુદરત' સહન કરે નહિ, એટલે ઈંદ્રોના આસન કંપે તેથી ઈંદ્રો શ્રીતીર્થંકરદેવને તે કુલના ગર્ભસ્થાનમાથી વિધિપૂર્વક લઈ જાય અને ઉત્તમ કુલમા રહેલી ભાગ્યવાન્ માતાના ગર્ભમા વિધિપૂર્વક પધરાવે સર્વ કાલના ઈંદ્રોની આવી ફરજ હોય છે

અનાર્યક્ષેત્રમા રાજાને ત્યા આર્દ્રકુમારનો જન્મ થયો છે કે જેઓએ આર્યક્ષેત્રમા આવી આત્મોદ્ધાર કર્યો છે અહીં નીચ કુલ ખરુ મેતાર્ય, હરિકેશી વગેરેના દૃષ્ટાંતોમા નીચ કુલ છે પણ નીચ કુલમા પેદા થયેલાને ધર્મપ્રાપ્તિના બનાવો થોડા છે અને સયોગો સીધા મળતા નથી

હિંસા, જુઠ, ચોરી, મૈથુન તથા પરિગ્રહની જ્યા અનર્ગલ પ્રવૃત્તિ હોય તે કુલોને પણ નીચ કુલ કહેવાય કહી શકાય

સાધુપણામા છઠ્ઠે ગુણસ્થાનકે-સર્વસાવદ્યયોગ-પાપોની પ્રતિજ્ઞા થઈ એટલે ત્યાથી નીચ ગોત્રનો ઉદય ગયો

રત્નત્રયી આદિની અપેક્ષાએ વિચારીએ તો જ્યા તે હોય તે ઉચ્ચ ગોત્ર તેનો અભાવ હોય તે નીચ ગોત્ર જ્યા સારી પ્રવૃત્તિ હોય તે ઉચ્ચ ગોત્ર અને નરસી પ્રવૃત્તિ હોય તે નીચ ગોત્ર

શ્રીતીર્થંકરના જન્મ માટે કયુ ગોત્ર ઉચ્ચ ગણાય ? જ્યા દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય (પુરુષાર્થ) એ પાચ ગુણો, શક્તિઓ વિદ્યમાન હોય તે ઉચ્ચ ગોત્રો છે તે ન હોય તે નીચ ગોત્રો છે જનાવરને અગે અનાર્યનો વ્યવહાર જ નથી તેથી ઉચ્ચ નીચ ભેદ હોય જ નહિ પણ તે સર્વ નીચ જ છે

卐 卐 卐

## ભગવાન્‌ની વાણીના અતિશયનો પ્રભાવ

### ઉપદેશક તો આલંબન છે

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજ શ્રીજંબૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાંગ સૂત્રનુ અર્થાધિકાર નિરૂપણ કરે છે પુંડરીકાધ્યયનનાધિકારે મિથ્યાત્વનુ, મિથ્યાત્વી વગેરેનુ વર્ણન ચાલે છે

મિથ્યાત્વીઓના મનોરથ વિષયકષાયનાજ હોય છે

યત "રળી કમાઈ મેળવ્યુ કહો શુ કામનુ,
જે ભોગવ્યુ જ તે ખરૂ બીજુ હરામનુ" કવિ—

મિથ્યાત્વીઓ બીજાને પણ તે જ માર્ગે દોરે છે, જગતનો સ્વભાવ વિચિત્ર છે લોકો કદી સ્થિરમતવાળા નથી તે મનુષ્ય આજે એકનો ભક્ત હોય તે જ પ્રસંગે તેની તરફ પાણા ફેંકનારો થાય છે દેશના અગે વિચારો! પ્રથમ લોકમાન્ય તિલકને કેટલુ માન! એક સ્થળે એક વર્ગે તેમનુ અપમાન કર્યું! ક્ષણમા અનુસરતા અને ક્ષણમા વિરુદ્ધ થતા લોકોને વાર લાગતી નથી આખા જગતને એકમત કરવા કોઈની તાકાત નથી એમ શાસ્ત્રકાર કહે છે આખા જગતને એકમત કરવા શ્રીતીર્થંકરદેવ પણ સમર્થ નથી

આ તો મિથ્યાત્વી છે તેઓને મોક્ષ તો માન્ય નથી મોક્ષની માન્યતાને અને મોજમજાહને બાપે માર્યા વેર છે મિથ્યાત્વીઓનો મોક્ષના માટે ઉદ્યમ નથી મોક્ષ નથી પછી મોક્ષ માટે ઉદ્યમ હોય ક્યાથી? મોક્ષમાર્ગે બીજાઓને જોડતા નથી, આવા ઓને પોતાની કીર્તિના નાશથી ખેદ ઉપજે છે

દુનિયામા ઘણા મનુષ્યો (લગભગ દરેક) મુખના પરોપકારી છે એમજ બોલે કે— "આ તો અમુકના, તમુકના કે લોકના ફાયદા માટે કરુ છુ આપણે કાઇ સ્વાર્થ નથી" આ ખરુ કહે છે કે ખોટુ કહે છે તેની પ્રતીતિનો આધાર તે કાર્યની સફળતા કે નિષ્ફળતા ઉપર છે નિષ્ફળતામા કર્મને દોષ દે, સફળતાનો જશ ભાગ્યને ભળાવે તો તો માનવુ કે ત્યા પરોપકારી ભાવ છે આ માન્યતા તે તેવા ભાવની નિશાની છે સફલ થાય ત્યારે ભાગ્યને યશ ન ભળાવતા જેઓ એમ બોલે કે—"મે કામ હાથમા લીધુ એટલે તરત પાર પડ્યુ! બદાના કામમા વાધો હોય જ નહિ!" ત્યા ભાવના પરોપકારની નથી પણ કીર્તિલોલુપ્ય છે, બદા ગણાવાની ભાવના ભારોભાર ભરી છે

મગધ જેવો દેશ, રાજગૃહી જેવી નગરી, શ્રેણિક જેવા રાજા અને સ્વય ભગવાન્ શ્રીમહાવીરદેવના ત્યા ચૌદ ચૌદ ચોમાસા (ચાતુર્માસો)! આટલુ છતા મહારાજા શ્રેણિક પોતે ધર્મના ધોરી ગણાય છે, છતા એક નવકારશીનુ પણ પચ્ચક્ખાણ કરતા નથી—કરી શકતા નથી તેઓ પચ્ચક્ખાણ કરે તો શુ કોઇ બળાત્કારે તેમનુ પચ્ચક્ખાણ તોડાવવા સમર્થ છે? ના! પણ એકજ કારણ છે અને તે વિષમ કર્મની ગાઢ પ્રબલતા!

ચિત્ર સારુ થાય તો તેનુ અવલોકન કરીને ચિત્રકાર હર્ષથી કૂદે, પણ કાઇ પીંછી કૂદી શકતી નથી, તે તો આલબન માત્ર છે પીંછી કાઇ ચિત્ર બનાવનાર નથી બનાવનારના હાથમાનુ એક સાધન છે તેમ ઉપદેશક તો માત્ર આલબન છે તે તો જ્ઞાન, દર્શન, ચારિત્રના રસ્તાઓ બતાવે ચિત્રામણરૂપ આત્મા પોતાના કર્મક્ષયાનુસાર તે તે માર્ગો તે તે પ્રમાણમા ગ્રહણ કરે પીંછીમા જેમ ચતુરાઇનુ સ્થાન નથી તેમ ઉપદેશક સારો ખરો પણ તે પીંછીના સ્થાને છે

શ્રીહરિભદ્રસૂરીશ્વરજી જણાવે છે –ઉપદેશકે એક વાત ધ્યાનમા રાખવી ગમે તેટલુ વિવેચન કરવા છતા પણ જો સામાને પ્રતિબોધ ન થાય તો પણ તેને ઉતારી પાડવાની વાત કરવી નહિ

પોતે સામાને માર્ગે લાવવાથી ફૂલાય નહિ તેમજ માર્ગે ન લાવી શકે તો તેનો નિદક ન બને તે ત્યારે જ બને કે જ્યારે ધ્યેય પરમાર્થનુ–મોક્ષનુ હોય ( ઘ૦ બિં૦ અ૦ દ્વિ૦ સૂ૦ ૫-૬-૭-૮ )

શાસ્ત્રકારો મિથ્યાત્વીનુ ખડન તેને ઊતારી પાડવા માટે કરતા નથી

**ધ્યેયમા જ મોક્ષ ન હોય તેઓ મોક્ષમાર્ગનો ઉપદેશ કયાથી આપે ?**

મિથ્યાત્વીઓનુ ધ્યેય મોક્ષ નથી એટલે તેઓનો ઉપદેશનો હેતુ તો માત્ર લોકોના મનરજનનો જ છે

પ્રથમ મિથ્યાત્વી માત્ર પાચ ભૂતોને જ માને છે મુદ્દામા જીવને જ માનતો નથી એટલે લોકોને તે તો મોક્ષનો ઉપદેશ આપે જ કયાથી ?

બીજો મિથ્યાત્વી આત્મષષ્ઠવાદી આ ભવ પછી ગતિ માનતો નથી, પછી જીવનો નાશ જ માને છે એટલે તેનો ઉપદેશ પણ મોક્ષ માટે હોય જ નહિ

ત્રીજો મિથ્યાત્વી ઇશ્વરવાદી છે તે ઇશ્વરને કર્ત્તાહર્ત્તા માને છે મનાવે છે તેણે જીવોને ગુલામ બનાવ્યા છે પશુ મનાવ્યા છે માટે તે ઇશ્વરને 'પશુપતિ કહે છે' અને મતને 'પાશુપત' કહે છે જે મિથ્યાત્વી આ રીતે જવાબદારી, જોખમદારીમાથી છટકે છે તે મોક્ષની વાત કદી કરે ખરો ?

ચોથો મિથ્યાત્વી ભવિતવ્યતાવાદી માટે પણ તે જ ન્યાય છે જેઓને મોક્ષ માન્ય નથી તેઓ લોકોને મોજશોખનો, ભોગવિલાસનો, ભોગવ્યુ તે ખરૂ, 'નાહક કષ્ટ શા માટે' વગેરે ઉપદેશ આપે છે

> यो ध्रुवाणि परित्यज्य, अध्रुव परिषेवते ।
> ध्रुवाणि तस्य नश्यति, अध्रुव नष्टमेव च ॥ १ ॥

તર્કથી લોકોને આ મિથ્યાત્વીઓ અવળા પાટા બધાવે છે

પોતાને જેવી ગતિ જોઇતી હોય તે ગતિનો ઉદ્યમ કરવાનુ જ્ઞાન શ્રીજૈન દર્શન જ આપે છે, ઈતર શાસન આગામી ભવની ( દેવ, નારકી, તિર્યંચ, મનુષ્ય તરીકે ) ગતિ માટે જ્ઞાન કે સત્તા આપતુ નથી

જૈન દર્શન તો કહે છે માસ, દારૂમા મગ્ન રહેશો, હિસક રહેશો, આરભ સમારભ, પરિગ્રહમા પ્રવૃત્ત રહેશો તો નરકે જશો પ્રપચી જીવન ગાળશો તો પરાધીન

પણામા ઉપજશો અર્થાત્ તિર્યંચ થશો, સરલ ભાવવાળા રહેશો તો મનુષ્ય થશો અને વ્રતાદિ લેશો તો દેવગતિ મેળવશો આવી ચોખવટ જૈન શાસન વિના કોઈ શાસન કરી શકતુ નથી

"શેરીના માણસ પાસે ખાવાનુ ન હોય તો પણ શ્વાન તેની સામે જુએ આ જીવે માત્ર ઈશ્વર સામે જ જોવાનુ" આવી ઈતરોની માન્યતા છે જૈન દર્શનની માન્યતા તે નથી

જૈન દર્શનમા જવાબદારી, જોખમદારી જીવને પોતાને શિરે સ્થાપન કરવામા આવી છે

કોરો ચેક એટલા જ માટે લેવામા આવે છે કે તેમા ગમે તેટલી રકમ ભરાય જેઓ ઈશ્વરને જવાબદાર, જોખમદાર ગણે છે, ગણાવે છે તેમા એજ કારણ છે કે ઇશ્વરના નામની ખોળાધરીથી તેઓ જગત્‌ને ગર્ભ, જન્મ, સીમત, મરણ શ્રાદ્ધ એમ જુદા જુદા પ્રસગે ફાવે તે રીતે લૂટી શકે નીચોવી શકે

આવી દાનત ધરાવનાર ઈશ્વરવાદી બીજાને મોક્ષના માર્ગે કઇ રીતે દોરી શકે ? ચોથા મિથ્યાત્વીએ તેવો વિચાર કર્યો કે જવાબદારી, જોખમદારી ઇશ્વરને શિરે ઠીક નથી તેમણે 'ભાવિ' ની લેખડમા ભોળાઓને ભટકાવવા શરૂ કર્યા આ પણ મોક્ષનો ઉપદેશ કયાથી આપે ?

આજના નાયકો ( જ્ઞાતિના, દેશના ) પણ ઈશ્વરી પ્રેરણાના નામે વાતો કરે છે તેમા દલીલ, હેતુ, યુક્તિ હોઈ શકે નહિ ઇશ્વરનું નામ લીધુ એટલે કોઇને જવાબ દેવો રહેતો નથી

આ ચાર મિથ્યાત્વીઓ તો વિષય જલમા ડુબેલા છે કામભોગના કાદવમા ઊંડા ખૂચેલા છેઃ તેઓ તો લોકોને મોક્ષમાર્ગ તરફ દોરી શકે તેમ નથી પોતે ડૂબી રહ્યા છે બીજાને બચાવી શકવાના નથી

જ્યા સુધી પોતે છૂટે નહિ, ત્યા સુધી બીજાને છોડાવવાનો પ્રયત્ન થઇ શકે નહિ, બીજાને છોડાવવાનો પ્રયત્ન વિના તારક બની શકાય નહિ

### આર્યક્ષેત્રમા આર્યત્વ અનાદિ પારિણામિક ભાવે છે

ભિક્ષા માગનારા, મદદ માગનારા, ફડફાળો ઊઘરાવનારા, ચોરી ઠગાઈ કે લૂટ કરનારા શ્રીમતને ત્યાજ જાય છે જ્યા શ્રીમતો હોય ત્યાજ તેઓ જાય છે જ્યા સજ્જનો અને દયાના અર્થિઓ ત્યાજ ઘાતકો !

આ ચારે મિથ્યાત્વીઓની ઉપદેશ આદિની પ્રવૃત્તિ આર્યભૂમિમા છે શ્રીતીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ જ્યા જન્મ લે છે તે ભૂમિ આર્યભૂમિ છે અહીં પ્રતિવાસુદેવ ગણાવવામા આવતા નથી તે પણ છે શલાકા પુરુષઃ શલાકા પુરુષની ત્રેશઠની સખ્યામા તેમની ગણના છે, છતા તેમને માટે તેઓ આર્યભૂમિમા જ જન્મે તેવો નિયમ નથી

આર્યભૂમિમા ધર્મપ્રવૃત્તિ છે માટે મિથ્યાત્વીઓની, નાસ્તિકોની પ્રવૃત્તિ પણ ત્યા જ છે આર્યભૂમિમા કેટલાક મનુષ્યો આર્યો છે કેટલાક મનુષ્યો અનાર્યો છે

પ્રશ્ન—જેમ મિથ્યાત્વ અનાદિકાલનું છે, સમ્યક્ત્વ પછીનુ છે તે ક્રમે મિથ્યાત્વનું નિરૂપણ પ્રથમ રાખ્યુ અને સમ્યક્ત્વનું નિરૂપણ પછી રાખ્યુ તેમ અનાર્ય મૂળ અને આર્ય પછી છે તો પ્રથમ વર્ણન અનાર્યનું જોઇએ છતા આર્યોનુ વર્ણન પ્રથમ શા માટે રાખ્યુ ?

રત્નત્રયી, ભાષા, શિલ્પ, કર્મ, જાતિ, કુલની અપેક્ષાએ માત્ર તેમને આર્યો કહ્યા હોત તો જરૂર પ્રથમ અનાર્યોનુ વર્ણન કરવામા આવત પણ મુખ્યતયા અહીં ક્ષેત્રની 'અપેક્ષાએ આર્ય' એવો વિભાગ છે જ્યા તીર્થંકરાદિની ઉત્પત્તિ થાય તે આર્યક્ષેત્ર છે અહીં લાયકાતવાળુ ક્ષેત્ર લેવામા આવ્યુ છે ભવ્યત્વ એટલે મોક્ષની લાયકાત પછી તે જીવ નિગોદમા હોય, સૂક્ષ્મ નિગોદમા હોય કે ગમે ત્યા હોય પણ તે ભવ્ય છે જ ભવ્યજ છે તે અભવ્ય થાય જ નહિ આ યોગ્યતામા પલટો થતો નથી તેજ રીતે શ્રીતીર્થંકરાદિના જન્મને યોગ્ય ક્ષેત્ર તે આર્યક્ષેત્ર છે જેમ ભવ્યત્વ અનાદિ પારિણામિક ભાવે છે તેમ આર્યત્વ ( ક્ષેત્રને અંગે ) અનાદિ પારિણામિક ભાવે છે સુષમદુષમ નામના આરા વખતે પણ આ સાડી પચ્ચીશ દેશ અનાર્યક્ષેત્ર ગણ્યુ નથી શ્રીઋષભદેવના જન્મ પહેલા પણ આ સાડીપચ્ચીશ દેશ તો આર્યક્ષેત્રજ છે ,તે ક્ષેત્રમા શ્રીતીર્થંકરાદિ જન્મે તે યોગ્યતા છે જન્મે કે ન જન્મે ( અમુક કાળે જન્મે, અમુક કાળે ન જન્મે ) તે વાત જુદી પણ યોગ્યતામા કમીના થતી નથી શ્રીઋષભદેવજીની રાજઋદ્ધિને અંગે જાહેર તરીકે આ વિભાગ તે વખતે તેમ કહેવાયો હોય, પણ યોગ્યતાની દૃષ્ટિએ તો તે ત ક્ષેત્રોમા અનાદિથી આર્ય અનાર્યપણું છે યુગલિયાનો દેશ અનાદિથી આર્યઅનાર્યપણે કહેલો છે

## ભગવાનની વાણી અક્ષરરૂપ કે અનક્ષર ?

શ્રીતીર્થંકરદેવની વાણી આર્ય મનુષ્યને આર્યપણે તથા અનાર્ય મનુષ્યને અનાર્યપણે પરિણમે છે, એટલે અનાર્ય પોતાની ભાષામા, ભાવમા સમજે છે કેટલાકો એમ કહે છે કે

"ભગવાનની વાણીમા અક્ષરો નથી। તેમની વાણી અનક્ષર છે એક વસ્તુના દર્શનથી સભાના માણસોને ત તે વસ્તુનુ જ્ઞાન ત તે રૂપે પરિણમે છે દાબડીરૂપ પદાર્થ બતાવાય બોલાય નહિ તેથી સૌ કોઇ પોતપોતાની ભાષામા ( જેમકે મંજૂષા, પેટી, બોકસ Box ) ભાવ લઇ લે ઇશ્વરની ભાષા માત્ર પદાર્થદર્શક છે "

આ માન્યતા બરાબર નથી પદાર્થ તો રૂપી હોય ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આત્માદિ અરૂપી પદાર્થો માટે ઇશ્વરની વાણીજ નહિ એમ ગણાશે પદાર્થદર્શનને વાણી કહેવી તે બાલક ભલે માને, પણ સમજુ માનશે નહિ સમજશે નહિ અવાજના

સંકોચમાં લોકો જુદી જુદી કલ્પના કરે કોઇ લટીની, કોઇ વાયુની, કોઈ મુંગાપણાની કલ્પના કરે છે વિચારો કે ગાય ભેસની વાણીને ઘરધણી પણ સમજતો નથી (ભગવાનની વાણીને અનક્ષર કહેનારા, ગાય ભેસની વાણી સાથે સરખાવે છે કે ગાય ભેસની અનક્ષર વાણીને વાછડું, પાડુ સમજે છે ) તો ભગવાનની વાણીથી તો આર્યો અનાર્યોને સમજાવવાના છે તો તે વાણી અનક્ષર કેમ હોઇ શકે ?

ભગવાનની વાણીને અનક્ષર કહેવામા નિરક્ષરપણું છે

વેદાન્તીઓ પુરાણને અનક્ષર માને છે

## ભગવાનની વાણીને સૌ પોતપોતાની ભાષામા સમજે છે

આર્ય, અનાર્ય બન્ને ભગવાનની વાણી પોતપોતાની ભાષામા સમજે તે ભગવાનના અતિશયનો પ્રભાવ છે દુનિયાદારીમા નિયમ છે કે અવળુ બનવાનુ હોય છતા, સવળુ બને ત્યારે ત્યા 'સદ્ભાગ્ય !' એમ બોલાય છે તેમ બીજી કોઇ રીતે ન બની શકે તેવુ જ્યારે બને ત્યારે શાસ્ત્રો તને 'અતિશય' કહે છે

ભગવાન્ જ્યારે પૃથ્વીતલને પોતાના પદકમલથી પાવન કરતા હોય અર્થાત્ વિહરતા હોય ત્યારે માર્ગે રહેલા વૃક્ષોની શાખાઓ પ્રભુને નમે છે અચેતન વૃક્ષને તીર્થંકર પ્રત્યે કે પુણ્યવાન્ પ્રત્યે કે પાપી પ્રત્યે વિચાર કરવાનો નથી છતા શાખા નમે શાથી ? નમી પડે શાથી ? અહીં હેતુ યુક્તિનો પ્રચાર નથી, પણ શ્રીતીર્થંકરનો જ એવો અતિશય છે કે, તેવુ ઉત્કૃષ્ટ પુણ્ય છે કે જેના યોગે વૃક્ષો પણ નમે છે શ્રીતીર્થંકરદેવની વાણીને આર્યો આર્ય ભાષામા સમજે, અનાર્યો અનાર્ય ભાષામા સમજે શ્રીતીર્થંકરદેવની વાણી આર્યોને આર્ય ભાષામા સમજાય, અનાર્યોને અનાર્ય ભાષામા સમજાય એ ભગવાનના અતિશયનો પ્રભાવ છે ભગવાનની વાણી અર્દ્ધમાગધી રૂપ છે, છતા દેવતાઓ તેને દેવી ભાષા માને છે, મનુષ્યો મનુષ્યની ભાષામા માને છે, (તેમા આર્ય, અનાર્ય, ભીલ વગેરે પોતપોતાની ભાષા માને છે) તથા તિર્યંચો પોતાની ભાષા માને છે આમા યુક્તિ, તર્ક, દલીલ કાંઇ ચાલે નહિ એકજ જવાબ કે તે ભગવાનના અતિશયનો પ્રભાવ છે

ભારતવર્ષના સાડીપચીશ આર્ય દેશમા એક ભાષા અર્દ્ધમાગધી અને એક લિપિ બ્રાહ્મી જ જેમ જર્મનમા જર્મની ભાષા છે તેમ અહીં સાડી પચીશ દેશમા સમજવુ અર્દ્ધમાગધી ભાષા અને બ્રાહ્મી લિપિ, આ આર્યોનુ મૂળ તત્ત્વ છે, તેથી શ્રીતીર્થંકરદેવો અર્દ્ધમાગધી જ બોલે છે હવે ધાગાપથીઓ તમને દેવતાની ભાષા, દૈવી ભાષા, ગીર્વાણ ભાષા, દેવનાગરી ભાષા વગેરે કહે છે પણ તેઓ તે ખોટુ ઠસાવે છે દેવની સ્તુતિ કરવા આબાલગોપાલ હકદાર છે સ્તુતિ કરનાર સંસ્કૃત ભાષા ન જાણતા હોય અને ભક્તિથી દેવ પ્રસન્ન થઇને વૃણુષ્વ વર એમ કહે અર્થાત્ વરદાન માગવા કહે ત્યારે સ્તુતિ કરનાર જે બાળક, કે ડોશી વગેરે હોય તે સમજણના અભાવે શુ કરે ? તે વરદાન

લોક ભાષામા જ હોય તો જ તેનુ ફલ છે દેવો સ્નેહયોગે માતપિતા પાસે કે ભક્તિથી મુનિ પાસે આવે અને સસ્કૃતમા બોલે તો શુ થાય? વ્યવહારમા જગતને ઉપકારી ભાષા રાખ્યા વિના છૂટકો નથી नमो दुर्वारत्रागादि એમ બોલે તેથી બધા સમજે નહિ જગતના ઉદ્ધારની ભાવના છે માટે જગતની ભાષામા બોલે માટે જ જગદ્ગુરુ ત્યારે એ વ્યાખ્યા થઈ કે જગતની ભાષામા બોલે તે જ જગદ્ગુરુ સાડીપચીશ દેશોમા તે વખતે અર્દ્ધમાગધી ભાષા પ્રચલિત હતી અને તેથી તે જ ભાષામા ઉપદેશ આપવાનો તથા ધર્મ પમાડવાનો શીરસ્તો ( માર્ગ ) હતો આજે પણ વક્તા ગમે ત્યાનો હોય સભામા તો સર્વ સમજે તેવી હિંદી અગર તેવી ભાષામા બોલે છે

પચ પ્રતિક્રમણ સૂત્રની ચોપડી છપાય છે તે ગુજરાતમા ગુજરાતી માટે ગુજરાતી લિપિમા-મારવાડમા મારવાડીઓ માટે હિન્દી લિપિમા પણ મૂલ સૂત્રોમા પલટો થાય નહિ

શ્રીસિદ્ધસેનદિવાકરજીએ આગમોને સસ્કૃતમા રચવાનુ કહ્યુ તેટલા માત્રથી તેમને પારાચિત પ્રાયશ્ચિત આવ્યુ રહસ્ય સમજવાનુ છે જો સિદ્ધસેનજીએ વિચાર્યું તેમ આગમો સસ્કૃત કરી દેવામા આવે તો માત્ર બે હજાર વર્ષના શાસ્ત્રો માનવા પડત તેથી આગળના શાસ્ત્રો મનાય નહિ માટે વર્તમાનકાલની ભાષામા શાસ્ત્રોનો ફેરફાર થઈ શકે નહિ આજે પણ મગધ દેશની ભાષા મેળવવા માટે દિગમ્બર તથા બૌદ્ધ શાસ્ત્રો મેળવવામા આવે છે શાસ્ત્રોનો નિર્ણય ભાષાના આધારે છે ઉપદેશમા ભાષાનો ફરક કરાય છે શ્રીતીર્થંકર ભગવાન્ અર્દ્ધમાગધી ભાષામા બોલે છે તેમના અતિશયના પ્રભાવે સહુ કોઈ તેમની વાણીને પોતપોતાની ભાષામા સમજે છે તિર્યંચો પણ તેમની ભાષામા સમજે માટે અતિશય માન્યા વિના છૂટકો નથી

શ્રીતીર્થંકરાદિના જન્મ માટે જે ક્ષેત્રની લાયકાત નથી તે અનાર્ય ક્ષેત્રો છે अनारिया वेगे ( સૂત્ર૦ પૃ૦ ૨૭૫ )

દરિયામા ઘડો પડે અને તેમા ટીપુ પણ પાણી ન આવે તો શુ કહેવુ? આર્યદેશમા જન્મવા છતા જો ધર્મ ન પામે તો તે પણ તેવુ જ છે આર્યમનુષ્યોમા પણ કેટલાક ઉચ્ચ ગોત્રવાળા છે કેટલાક નીચ ગોત્રવાળા છે ઉચ્ચ ગોત્રમા ધર્મના સાધનો, સામગ્રીઓ, સસ્કારો જન્મથી જ પ્રાપ્ય છે ઉચ્ચ ગોત્રમા ધર્મના સસ્કારો છે નીચ ગોત્રમા નરસા સસ્કારો છે નીચગોત્રવાળો ધર્મ ન જ પામે એમ નહિ પણ પામવામા મુશ્કેલી પડે છે લોઢામા સુવર્ણ થવાની યોગ્યતા છે પણ રસ કે પારસમણિનો સયોગ થાય તો?

સુવર્ણમા તો સ્વાભિવક સુવર્ણપણુ છે જ ઉચ્ચ ગોત્રમા ઉચ્ચ સસ્કારો સ્વભાવથી જ સાપડે છે

卐 卐 卐

## "સાધન મળ્યા જો ધર્મનાં: તો ધર્મ કાં સાધો નહિ?"

### કિંમત સોદાની છે.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રીસૂયગડાંગ સૂત્રનો અર્થાધિકાર સમજાવે છે તેમાં પુંડરીકાધ્યયનનો અધિકાર ચાલે છે

વાવડી વગેરે નવ વાતો તો દૃષ્ટાંત તરીકે છે ઉપનયમાં (દાર્ષ્ટાન્તિકરૂપે) લોકાદિ જણાવી ગયા વાવડી કે લોક તે નથી તો વિધિ માટે કે નથી તો નિષેધ માટે 'લોકાદિ તો જ્ઞેય પદાર્થ છે જેમ ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો તે આદેય (ઉપાદેય) પણ નથી (આદરણીય પણ નથી) તેમ હેય (ત્યાજ્ય) પણ નથી, પણ જ્ઞેય (માત્ર જાણવા યોગ્ય) છે અરૂપી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય આ સર્વ જ્ઞેય એટલે માત્ર જાણવા યોગ્ય છે અત્ર વાવડીના સ્થાને ઉપનયમાં જણાવવામાં આવેલો લોક નથી તો ઉપાદેય નથી તો હેય પણ જ્ઞેય છે વિધાન શામાં છે? કર્મરૂપી પાણી (પાણીના સ્થાને) તથા કામભોગરૂપી કાદવમાં (કાદવના સ્થાને કામભોગ) નિષેધ છે, તેથી તે બન્ને વિધાનમાં આવે શાસ્ત્રકારનો મુદ્દો એ છે કે પ્રથમ મિથ્યાત્વને અંગેનો કર્મબંધ ટાળવામાં આવે તે ટળ્યા પછી અવિરતિ, કષાય અને યોગનો કર્મબંધ ટળાય મિથ્યાત્વ ટળ્યા વિના અવિરતિ, કષાય તથા યોગનો કર્મબંધ ટળી શકતો નથી કર્મ તથા કામભોગના નિષેધ માટે ઉપદેશની જરૂર છતાં તે ન કહેતાં પ્રથમ મિથ્યાત્વના નિષેધનો ઉપદેશ શરૂ કર્યો તેનું એ જ કારણ છે કે મિથ્યાત્વ પ્રત્યયિક કર્મબંધ રોકાય નહિ ત્યાં સુધી અવિરતિ પ્રત્યયિક, કષાય પ્રત્યયિક કે યોગ પ્રત્યયિક કર્મબંધ રોકી શકાય નહિ વ્યાધિ ઉપલકીયા દવાથી ન મટે જ્યાંસુધી મૂલ કારણને દૂર કરાય નહિ ત્યાંસુધી મૂળ વ્યાધિ મટે નહિ કુપથ્યને પ્રથમ રોકવું જોઇએ કાન પાકે તેને રૂઝવવા માટે પ્રથમ દૂધ બંધ કરવું જોઇએ પ્રથમ મિથ્યાત્વનો કર્મબંધ રોકવો જોઇએ હવે મિથ્યાત્વની સીત્તેર કોટાકોટીમાંથી અંતઃકોટાકોટી સમકિતે કરી દીધી તે અજ્ઞાનપણે અનાભોગકરણે થયું

સમ્યક્ત્વનો એવો પ્રભાવ છે કે સત્તર પાપસ્થાનકોને સેવતો હોય તો પણ અંત કોટાકોટીથી વધારે બંધ ન જ બાંધે મિથ્યાત્વી માટે કલ્પના ખાતર માનો કે સત્તરે પાપસ્થાનકો ન પણ સેવતો હોય, ચારિત્ર પણ કેવલી જેવું પાલન કરતો હોય તો પણ એક મિથ્યાત્વ દોષના કારણે અંત કોટાકોટીથી અધિક જ કર્મબંધ છે

પ્રશ્ન—અભવ્ય મિથ્યાત્વી છે તો કેવલી જેવું ચારિત્ર શી રીતે પાળી શકે?

બાવાની જમાતમાં રહેલાએ બાવા જેવું વર્તન રાખવું પડે

શાસનમાં છિન્નભિન્નતા થવા છતાં કોઇ દીક્ષિત થાય તો પણ તેણે પૂર્વના દીક્ષિત જેવું આચરણ કરવું જ જોઇએ અભવ્ય કે મિથ્યાત્વી જે કોઈ હોય તેણે તેવું વર્તન તો

રાખવુ જ પડે એક બહુરૂપીએ સાધુનો વેશ (સ્વાંગ) ભજવવા સારૂ સાધુ પાસે રહી તમામ આચારવિચાર જાણી લીધા પોતાની બહુરૂપીની કલા બતાવવા ખાતર તે એક દિવસ રાજા પાસે ગયો રાજાએ તેના વેશો જોવા બોલાવ્યો રાજા તેના સર્વરૂપો જોવા ઇચ્છા રાખે છે તેથી વચ્ચે ઇનામ આપતો નથી બહુરૂપીએ નવાણુ વેશ ભજવ્યા છેલ્લો વેશ સાધુનો ભજવ્યો તે વખત પ્રધાન પાસે મગાવીને થાળામા દશ હજાર રૂપીઆ ઇનામ તરીકે રાજા આપવા લાગ્યો પણ બહુરૂપીએ લીધા નહિ, કેમકે તે વખતે લે તો વેશ લાજેને! ઘેર ગયા પછી વેશ ઊતારીને તે પૈસા લેવા આવ્યો રાજાએ કહ્યુ "હવે ન મળે" અહીં વેશને ન લજવવાની ખાતર વેશ બરાબર ભજવ્યો પૈસા તે વખતે જતા કર્યા

તેવી રીતે કેવલીની વખતમા કેવલી માફક સાધુપણુ પાળનારા, અભવ્ય કે મિથ્યાત્વી હોય તો તેને પણ અંતકોટાકોટી ઓછામા ઓછુ તો હોય તેથી ઓછુ કર્મબંધન ન હોય સમકિતી તો અંતથી પણ ઓછા કર્મબંધવાળા હોય કારણ કે સમકિતીનુ ધ્યેય આત્મકલ્યાણ અને કર્મક્ષયનુ છે મિથ્યાત્વીનુ ધ્યેય જુદુ છે મિથ્યાત્વીનો ત્યાગ દેવુ થામણુ લેવા માટે છે દેવલોકાદિના કે રાજામહારાજાદિના સુખોની તેઓને લાલસા છે સમકિતીનો ત્યાગ ત્યાગ માટે જ છે ભગવાન્ શ્રીમહાવીરદેવને શ્રીગૌતમસ્વામીજીએ પૂછ્યુ "ભગવન્! સુપાત્રદાન દેનાર શુ તજે છે? શુ કરે છે?"

ભગવાને સમાધાન કર્યુ "હે ગૌતમ! સુપાત્રદાન દેનાર રોટલીનો ટુકડો આપે કે લોટીપાણી આપે છતા તે દુષ્કર કરે છે દુસ્ત્યજ તજે છે" (ભગ૦ શ૦ ૭ ઉ૦ ૧ પૃ૦ ૨૯૧)

લાખ રૂપીઆના દસ્તાવેજ ઉપર નીચે સહી કરવામા કલમ કેટલીક ઘસાવાની તથા શાહી કેટલીક વપરવાની? અહીં કલમના ઘસારાની કે શાહીની કિંમત નથી કિંમત તેમા જણાવવામા આવેલી રકમની છે તેમ સુપાત્રદાનમા રોટલીના ટુકડાની કે પાણીની કિંમત નથી પણ તેમા સમાયેલા સોદાની કિંમત છે સોદો કયો છે?

દરેકે મોક્ષ મેળવવા યોગ્ય છે મોક્ષ સંયમથી મળે છે સુપાત્રદાન દેનાર ગૃહસ્થ વિચારે છે કે-"મહાપાપોદયે સંયમ મળ્યુ નથી પણ સંયમ સાધકને સહાય કરુ તો ભવાંતરે મને પણ સંયમ મળે ભવાંતરમા આરંભ, પરિગ્રહ, કુટુંબકબીલાથી ફસાઉં નહિ" આ સોદો છે રોટલી તથા પાણી તો કલમની ઘસામણ તથા શાહીના પાણી જેવા છે પણ સોદો-ખરી ભાવના સંયમના પોષણમા છે સુપાત્રદાન દેનારો ભવાંતરમા રત્નત્રયીનો સંયોગ પામે છે સમ્યક્ત્વધારીનુ એક પણ કાર્ય સંસારથી ઉદ્ધરવા સિવાયનુ, કર્મબંધનથી રોકવા સિવાયનુ કે નિર્જરા સિવાયનુ હોતુ નથી મિથ્યાત્વીના તમામ કાર્યો પુદ્ગલમા રાચવામાચવાના, કર્મબંધન બંધાવનારા હોય છે તેથી પ્રથમ મિથ્યાત્વનો નિષેધ કરવો જરૂરી છે જો કે અવિરતિ, કષાય, યોગાદિ જન્યનો નિષેધ પણ કરવાનો તો છે પણ તે તમામ નિષેધો મિથ્યાત્વ પ્રત્યયિક કર્મબંધનો નિષેધ કર્યા પછી।

## નાસ્તિકોને પાપનો સંતાપ નથી!

મિથ્યાત્વી ચાર પ્રકારે જણાવ્યા છે કે જેઓનું ધ્યેય મોક્ષ નથી

દેખતાને જોઇને ચાલવાનું હોય છે આંધળાને જોઇને ચાલવાનું હોતું નથી આ મિથ્યાત્વીઓને મોક્ષ, પરલોક, આ ભવ, પરભવ આદિ માનવાનું નહિ કેવલ ઇંદ્રિયો અને તેના વિષયોથી જ તેમને મતલબ છે

પ્રથમ મિથ્યાત્વી પાંચ ભૂતવાદી છે સ્પર્શાદિ પાંચને જ તે જુએ છે

બીજો મિથ્યાત્વી આત્મષષ્ઠવાદી છે તે માત્ર જન્મ મરણની ભીંત વચ્ચે જ જુએ છે વ્યવહારમાં પણ ઘડપણ માટેનો વિચાર પ્રથમની વયમાં કરવામાં આવે છે ન કરે તેને ઘડપણમાં ટાંટીયા ઘસવા પડવાનો વખત આવે છે ભવાંતરમાં ભીખ માગતાં પણ પેટ નહિ ભરાય તેવી હાલતનો ખ્યાલ પણ આ મિથ્યાત્વીને આવતો નથી કેમકે તેને ભવાંતરજ માનવું નથી જન્મ પહેલાની તથા મરણ પછીની સ્થિતિ માને તો વિચાર કરેને!

જગતમાં તમામ બીનામાં મતભેદ છે પણ જે મેળવ્યું છે તે મેલવવા માટે મેલીને જવાનું છે' મેળવેલું મેલવાનું છે એ બાબતમાં મતભેદ નથી આજે નહિ તો કાલે, વર્ષે કે પાંચ પચાસ વર્ષે પણ જવાનું તો છે જ! ત્યારે ગયા પછી શી દશા? આ બધું તો સાથે લઇ જવાય તેમ નથી પણ આ બધું મરણની પેટી બાજુ જોવું હોય તે વિચારેને!

ત્રીજો મિથ્યાત્વી ઇશ્વરવાદી છે તે ઇશ્વરને કર્ત્તાહર્તા માની મનાવી સાવ નફ્ફટ બન્યો છે

આસ્તિક તો એમ માને કે—

**"પુણ્યતણું લે ભાતું બાંધી, પછી ખાટીએ જાણું પીછોડી". કવિ**

પણ આ નાસ્તિકે તો દોષનો ટોપલો ઇશ્વરને ઓઢાડી ખીંટીએ પીછોડી ભરાવી છે આ નાસ્તિક ભવાંતરમાં જરા આગળ વધ્યો એટલે તેણે જવાબદારી, જોખમદારીના તત્ત્વ સબંધમાં કાંઇક જવાબ તો આપવો જ પડે જનાવરમાં પણ જવાબદારી, જોખમદારી હોય છે તો પછી જવાબદારી, જોખમદારી વિનાના મનુષ્યની કિંમત શી? વ્યવહારમાં વાતચિત જવાબદાર મનુષ્ય સાથે કરવામાં આવે છે હવે જે નાસ્તિક જવાબદારીજ ધરાવતો નથી, ઉલટો ઇશ્વરને ગળે પડે છે તેને કહેવું શું? જેમ જલ્લાદ ખૂનીને ફાંસી દે છે તે કોર્ટના હુકમથી તેમાં ન્યાય કે અન્યાય માટે કોર્ટ જવાબદાર છે જલ્લાદ તો નોકર હતો (કર્મ તો નોકરને પણ છોડતું નથી) પણ આ નાસ્તિકને તો નાચવું છે પોતાની મરજી મુજબ અને 'ઇશ્વરી સંકેતથી કરું છું' એમ કહેવું છે ધૃષ્ટતાની આટલી પરાકાષ્ઠાએ પહોંચનારને જવાબદારી, જોખમદારી શી રીતે સમજાવવી?

"હવે ઇશ્વર એકને ખૂન કરવાની પ્રેરણા કરે અને બીજાને તેને સજા કરવાની પ્રેરણા કરે તેનો અર્થ શો? આ જવાબદારી તો ઢંગધડા વિનાની ગણાય" આમ વિચારી ચોથા મિથ્યાત્વવાદીએ જવાબદારી, જોખમદારી પોતાના શિરેથી ઉતારી બીજે ઓઢાડવામા સુધારો કર્યો તેણે ઇશ્વરને બદલે કુદરતને, ભવિતવ્યતાને પાપ ભળાવ્યુ

આવા નાસ્તિકોને કાઇ સતાપ રહ્યો? આગળ ઉલાળની ચિંતા નહિ, પાછળ ધરાળની ફીકર નહિ!

પુડરીકાધ્યયનમા આ રીતિએ નિરૂપણ છે પણ એટલુ યાદ રાખવાનુ છે કે નિરૂપણ કોણ કરે છે અને કોની પાસે કરે છે

## ઉપદેશકે શ્રોતાના અધિકાર મુજબ ઉપદેશ આપવો

શ્રીહરિભદ્રસૂરીશ્વરજીએ શ્રોતાના ત્રણ વર્ગ પાડ્યા (જણાવ્યા) છે ૧ બાલવર્ગ, ૨ મધ્યમ વર્ગ, ૩ ઊંચ (બુધ) વર્ગ (षोडशक १ गा० २) બાલ વર્ગ બાહ્ય વર્તાવમા માને, મધ્યમ વર્ગ બાહ્ય વર્તાવને ન ગણે ન માને એમ નહિ પણ સાથે અતકરણને પણ જુએ વર્તાવ તથા અતકરણ બન્ને જુએ નાનુ બાલક છાપો ઉપરની છબીઓ કે ભાતો જુએ તેને ચળકતી છબી લેવાનુ મન થાય જો એકલા અતકરણની–વર્તાવની વાત રાખીએ, બાહ્ય વર્તનની જરૂર ન ગણીએ તો તો નગ્ન રહેવુ પડે પણ ધોતીઉ પહેરવાનો કે પાટલુન, સુરવાળ (હમણા હમણા લેઘા પહેરવાની આંધી–ધૂન ચાલી છે) પહેરવાનો વ્યવહાર રાખવો પડે છે તે વિના ચાલતુ નથી જેઓ આકાર (મૂર્તિને) નથી માનતા તેમને પૂછીએ કે અગરખામા અને સાડલામા (સાડીમા) કયો ફરક? બન્ને રૂના બનેલા છે ઘાટડી અને પાટડી (ચુદડીમા) કયો ફરક? ફરક તો આકારનો જ છે ને! પુરૂષે કેમ ચુદડી પહેરી નહિ? દુનિયાના વ્યવહારને આધીન થવુ છે, દુન્યવી વર્તન કરવુ છે પણ શાસ્ત્રીય વર્તનમા અખાડા કરવા હોય ત્યા શુ થાય? દેવની વ્યાખ્યા એજ કરી કે અઢાર દોષરહિત તેમજ માળા, અક્ષ, હથિયાર આદિથી રહિત

કોઇ કહે કે—"તમારે બાહ્યથી શી મતલબ? માત્ર આત્મા જોવો જોઇએ!"

જો તેવો નિયમ હોય તો તો સુદેવ કુદેવની ખાત્રી થાય જ નહિ કેવલજ્ઞાન થાય તેનામા તો આત્મજ્ઞાન પૂરુ છે ને! છતા દેવો આવે છે અને વેશ આપે છે–કેવલજ્ઞાની વેશ લે છે, પહેરે છે બાહ્ય વેશને જેમ બાહ્ય માને છે તેમ મધ્યમ અને બુદ્ધ વર્ગ પણ માને છે, જુએ છે બાલક વર્ગ છબીમા માત્ર રગ જુએ, મધ્યમ વર્ગ તેમાની કલાને પણ જુએ ભાવને પણ જુએ સાધુ વેષ જોતા જ બાલક સાધુ કહે પછી ભલે તે સાધુ એકલવિહારી હોય, રેલવિહારી હોય કે ભ્રષ્ટ હોય દૂરથી તેને જોતા જ 'મહારાજ' એમ તે બાલક બોલશે વેષનો અર્થ શાસ્ત્રકારોએ બાહ્ય ત્યાગ રાખ્યો છે કચન-કામિનીનો ત્યાગ નાટક ચેટક જોવા નહિ, વિહાર કરવો વગેરે વગેરે બાહ્ય લક્ષણ છે મધ્યમ બુદ્ધિવાળો મધ્યમવર્ગ સાધુના વર્તનને પણ વિચારે પ્રશ્ન થશે કે શુ બાહ્ય

પ્રવૃત્તિમા વર્તન નથી સમાતુ ? પચમહાવ્રતની પ્રવૃત્તિઓ તે બાહ્ય છે પણ આઠ પ્રવચનની માતા ( પાપથી દૂર રહેવુ તે ) તેનો આચાર છે નિત્યના રિવાજ તથા ધાર્મિક દૃષ્ટિએ કર્મબધન કેમ અટકે, કર્મોને આવતા કેમ રોકાય, કર્મબધન કેમ તૂટે ? આ તમામ વિચારનારા ઉત્તમ દૃષ્ટિ ધારી છે તેઓ ઉત્તમ વર્ગમા છે તેઓ જ્ઞાનના પરિણામને પણ જુએ છે ज्ञानस्य फल विरति ।

શાસ્ત્રકાર જણાવે છે કે આ રીતે ત્રણ પ્રકારે શ્રોતા છે વક્તાએ ઉપદેશકે તે ધ્યાન રાખવુ તે ધ્યાન રાખીને અધિકારાનુસારી ઉપદેશ આપવો ઉપદેશ આપતા આ ધ્યાન ન રાખે તો તે શ્રોતાને ઉન્માર્ગે લઈ જનાર બને છે દેશના તે પાપરૂપ બને છે ०परस्थाने० એટલે બાલકની પાસે વિદ્વાન્‌ને યોગ્ય ઉપદેશ, વિદ્વાન્ પાસે બાલકને યોગ્ય ઉપદેશ પાપરૂપ તથા ઉન્માર્ગે લઈ જનાર છે ગહન સસારમા તેનો વિપાક ભયકર આવે ( षोडशक १, श्लो० १३-१४ )

આ જોખમદારી ઉપદેશકોને શિરે છે માટે પ્રથમ ઉપદેશ મિથ્યાત્વ ટાળવાનો આપવો ચ્હાય તો આર્યો હોય કે અનાર્યો હોય તેને મિથ્યાત્વપરિહારનો ઉપદેશ આપી શકાય

મિથ્યાત્વીઓ પોતાનો મત આર્ય તથા અનાર્યમાજ જાહેર કરે છે ધર્મમાર્ગ પણ તે બે વિભાગમા જણાવવાનો છે પ્રાપ્તિની દૃષ્ટિએ સમાનતા નથી, સમજણ જુદી જુદી ગ્રહણ કરશે છતા શ્રવણમા બન્નેને સમાન ગણ્યા ઢોર કે મનુષ્ય, મૂર્ખ કે વિદ્વાન્‌ની શ્રોત્રેન્દ્રિય સાભળશે એક સરખુ પણ સારી રીતે ઉપદેશનુ પરિણમન આર્યોને થવાનુ છે તથાપિ ઉપદેશ દેવાનો બન્ને માટે નિયમ છે તે માટે મનુષ્યોના ૧ આર્ય ૨ અનાર્ય બે વિભાગ કર્યા. શ્રીતીર્થકરાદિનો જન્મ થવાને યોગ્ય ક્ષેત્રોમા ( આર્ય ક્ષેત્રોમા ) જેઓ જન્મ્યા તે આર્યો છે તેવા દેશોમા ન જન્મ્યા તે અનાર્યો હીરાની ખાણમા હીરાનાજ ચોસલા હોય એમ નથી માટીના ઢેફા પણ હોય છે તે ખાણની માટીની કિંમત તો માટી જેટલીજ હોય છે આર્યક્ષેત્ર શ્રીતીર્થકરાદિના જન્મને યોગ્ય ભૂમિ છતા પણ ત્યાના મનુષ્યોમા પણ કેટલાક મનુષ્યો મોક્ષને માટે અયોગ્ય પણ હોય દરિયામા ઘડો મૂકયો પણ તેનુ મુખ આકાશ તરફ હોય તો તેમા ચાગલુ પાણી પણ આવે નહિ ઘડાનુ મ્હોં પાણીને મારે તો તેમા પાણી ભરાય તેમ આર્યક્ષેત્રમા જન્મવા માત્રથી શુ ? મુખ ( દૃષ્ટિ ) અન્યથા હોય તો પાણી વગરના ખાલી રહેલા ઘડા જેવી હાલત સમજવી

આર્ય મનુષ્યોના બે પ્રકાર છે ૧ કેટલાક ઉચ્ચ ગોત્રવાળા હોય છે ૨ કેટલાક નીચ ગોત્રવાળા હોય છે

ઉચ્ચ ગોત્રવાળામા કુલપરપરામા ધર્મની છાયા હોય છે શ્રીમતના બાળકને પોતાના વડવાઓની ઋદ્ધિની વાત સાભળીને પણ તે મેળવવાની ભાવના થાય છે તેમ

ઉચ્ચ કુલમા જન્મેલાને ધર્મપ્રાપ્તિની-ધર્મસચયની ભાવના થાય છે અધમ કુલમા જન્મેલાને સસ્કાર પણ ન હોય તો ભાવનાની વાત કયાથી? આઠ દશ વર્ષના બાલકની પણ દૃષ્ટિમા ઉચ્ચકુલ તથા નીચકુલમા તફાવત હોય છે ઉચ્ચકુલના તે બાલકની દૃષ્ટિમા સસ્મારો ઉચ્ચકુલને યોગ્ય હોય છે નીચકુલના બાલકમા સસ્કારો નરસા હોય છે કહેવત પણ છે કે 'જાત તેવી ભાત!'

## ચોરોમા પણ શ્રાવકોની શાહુકારી પ્રસિદ્ધ છે.

કોઇ દેવતાના સયોગે, તેની સાથે એક શ્રાવક નદીશ્વરદ્વીપે ગયો હતો તેના વસ્ત્રો સુગધમય બની ગયા પાછો ફર્યો ત્યારે (તે નદીશ્વરદ્વીપ ગયો હતો તે કોઇ જાણતુ નહોતુ) મિત્રોએ તેના વસ્ત્રોમાની આવી સુગધીનુ કારણ પૂછ્યુ તેણે ખરી વાત કહી મિત્રોએ પૂછ્યુ "પણ નદીશ્વરદ્વીપ જવાય શી રીતે? તેણે કહ્યુ "આકાશગામિની વિદ્યાથી" મિત્રે આકાશગામિની વિદ્યાની યાચના કરી તે શ્રાવકે જણાવ્યુ "સુહૃદ! વિદ્યાના શબ્દોમા તો કાંઈ નથી તેની સાધના શમશેર જેવી જલદ છે શ્મશાનમા ખાઇ ખોદવી, તેમા ખેરના અગારા ભરવા, ઉપર શીકુ બાધવુ, તેને ત્રણ દોરડા રાખવા તેમા બેસવુ પછી આ મત્રનો જાપ એકસો આઠ વખત, ત્રણ વખત કરવો દરેક વખતે એકસો આઠ જાપ પૂર્ણ થયે દોરડુ કાપવુ એમ ત્રણ વખતના જાપે ત્રણ દોરડા કાપવા આ સાધનાથી આકાશગામિની વિદ્યા સિદ્ધ થાય છે" પેલા મિત્રે તેમ કર્યું પણ પ્રથમ જાપ વખતે ધીરજ ખોઇ ત્રણે દોરડા કાપવામા સ્તબ્ધ બની ગયો તે જ સમયે તે ગામમાથી કોઇ ચોર ચોરી કરીને નાઠો છે સીપાઇ તેની પાછળ પડ્યો છે નાસનાર ચોરે વિચાર્યું કે સર્પ તથા હાથીના ભયથી (સર્પ તથા હાથી પાછળ પડ્યો હોય ત્યારે) બચવા સીધી ગતિ બદલીને વાકા ચાલવુ પડે છે તેમ આ સીપાઈથી બચવા પણ તેમજ કરવુ જોઇએ આમ વિચારી જગલની ઝાડીમા ઘૂસ્યો અદર જવાથી નહિ ફવાય એમ ધારી પોલીસે ચારે તરફ ચોકી ગોઠવી દીધી ચોર અદર ફરે છે ત્યા પેલા વિદ્યાસાધકને જોયો ચોરે તેને આ હાલતનુ કારણ પૂછ્યુ પેલાએ કહ્યુ કે—"મને મારા શ્રાવક મિત્રે આપેલી વિદ્યા સાધતો હતો પણ પહેલી વખત ત્રણે દોરડા કાપવાથી આમ બન્યુ છે" ચોરે વિચાર્યું "મારે માટે તો હવે બચવાનો બીજો રસ્તો જ નથી પોલીસે તો ઘેર્યો છે આ વિદ્યા જ સાધનભૂત છે" ચોરે પેલાને પૂછ્યુ "વિદ્યાનો આપનાર શ્રાવક હતો એ તો નક્કીને!" પેલાએ હા કહી વિદ્યાનો આપનાર શ્રાવક જ હતો તે વાત ચોરે નક્કી કરી કેમકે તેને ખાત્રી હતી કે જે શ્રાવક કીડી સરખા જતુને પણ ન મરવા દે, ન મારવા દે તે ભાવના ધરાવનારો, તેવી પ્રવૃત્તિવાળો શ્રાવક મનુષ્યહત્યાનો પ્રયત્ન કરે જ નહિ બસ! શ્રાવક કુલની પ્રતીતિથી સાહસિક ચોરે વિદ્યા સાધી લીધી

ચોરોમા પણ શ્રાવકની આવી શાખ (આબરૂ-કીર્તિ) છે તે શાથી? માત્ર ઉચ્ચ કુલના પ્રભાવથી જ તે કુલમા શૃગારાદિ નિશાની નથી પણ ત્યા નિષ્પાપ સસ્કારો હોવાથી

આબાલગોપાલમા એક સરખી ભાવના હોય છે જનાવરમા પણ ઊંચનીચ ભેદ છે પોપટને શિક્ષણ દેવુ સ્હેલુ છે પણ કાગડાને માટે તે મુશ્કેલ છે ‘ રામ રામ ’ પોપટને સૌ શીખવે છે કાગડાને કોઈ શીખવતુ નથી પાજરામા તો સૌ પૂગે પણ જાત તે જાત તથા કજાત તે કજાત કાગડાને સોનાના પાજરામા ઘાલવાથી તે કાઇ પોપટ થવાનો નથી પોપટ કદી કાગ થવાનો નથી કાગ કદી પોપટ થવાનો નથી

## સારી પરિણતિ ઉચ્ચ ગોત્રને આભારી છે.

ઉચ્ચકુલના સસ્કારવાળા હમેશા સારી પરિણતિવાળા રહેવા જોઈએ તેઓમા નીચ પરિણતિ ન જ હોય એમ ન બને પણ મુખ્યતયા ઉચ્ચ પરિણતિ હોય નીચ પરિણતિ હોય તો તે પણ ઊડતી આવેલી છાટરૂપે હોય મૂળરૂપે હોય નહિ

ધર્મનો જન્મસિદ્ધ જે હક્ક ઉચ્ચ ગોત્રવાળાને હોય છે, તે નીચ ગોત્રવાળાને હોતો નથી બન્ને કરી શકે છે, પણ હક્ક ઉચ્ચ ગોત્રવાળાનો રહે છે

આર્યક્ષેત્ર, આર્ય મનુષ્યપણુ, ઉચ્ચ ગોત્ર તેમા કેટલાક શરીરની યોગ્યતા ધરાવતા નથી

ધર્મની સાધના માટે યોગ્ય દેહ જોઇએ યાદ રાખવુ કે સીધા રહસ્યને અનર્થમા પરિણમાવવુ નહિ “ ધર્મની સાધના માટે દેહની યોગ્યતા જોઈએ ” એ વાકયનો અર્થ દેહના ગૌરવાર્થે નથી, દેહ માટે ધર્મને ગૌણ ગણાવવા માટે નથી

કેટલાકો આજે વાતવાતમા બોલે છે શરીરમાદ્ય ખલુ ધર્મસાધનમ્ । વાકય સુદર છે પણ ઉપયોગ અસુદર કરવામા આવે છે શરીરનો પૂજારી, ખાનપાનમા, મોજમઝાહમા શરીરને આગળ કરે છે તથા ઉપવાસાદિ તપની વાત આવે છે, જયા ધર્મ ક્રિયા કરવાની વાત આવે છે ત્યા કહે છે, શરીરમાદ્ય ખલુ ધર્મસાધનમ્ । ધર્મનુ આદિ સાધન શરીર છે તો ધર્મ કરવામા શરીરનો ઉપયોગ કેમ કરાતો નથી ? પણ દાનત તે નથી આ વાકયનો ઉપયોગ તો શરીરને ધર્મ ક્રિયાથી બચાવવા–સતાડવા–છૂપાવવા માટે છે

જેઓએ ધર્મને જ સાધ્ય ગણ્યુ છે, જેઓ ધર્માનુષ્ઠાનમા સદા રક્ત છે, જેઓ વિશિષ્ટ પ્રકારે તપશ્ચર્યા કરે છે તેઓ અપેક્ષાથી કવચિત્ આ વાકય, શરીર સભાળવાના અર્થમા બોલે તો ઉચિત છે પણ જેઓ બોલી રહ્યા છે તેઓ તો ધર્મક્રિયા કરતા જ નથી કરવી નથી, તપ કરવો નથી માટે બોલે છે અનુષ્ઠાનરક્તને આ વાકય બોલવાનો હક્ક છે પણ ધર્મક્રિયાથી દૂર ભાગનાર માટે આ બોલવાનો હક્ક નથી જેણે પોતાના શરીરને ધર્મનુ સાધન ગણ્યુ છે, બનાવ્યુ છે, શરીરને ધર્મપ્રવૃત્તિમા જોડયુ છે તેને તો બોલવાનો તમામ હક્ક છે શરીર ધર્મના પોષણ માટે સાધન છે, શોષણ કે સહાર માટે સાધન નથી જો ધર્મનો સહાર થાય તો તે શરીર સાધન ન કહેવાય તીર કહેવાય

शरीरमाद्यं કહ્યુ છે आरोग्यमाद्यं નથી કહ્યુ એ ધ્યાન રાખો !

पुष्टो हि काय खलु धर्मसाधनं એમ નથી કહ્યુ

આ તો અભક્ષ્ય ભક્ષણ કરવા છે, અપેય પાન પીવા છે, સ્વચ્છંદાચાર સેવવો છે અને તેટલા માટે शरीरमाद्यं खलु धर्मसाधनम्। બોલવુ છે

શરીર ધર્મનુ સાધન છે માટે તે શરીરથી થાય તેટલો ધર્મ સાધી લેવો. તે શરીરને ધર્મમા જોડવુ એજ રહસ્ય છે

卐 卐 卐

## થતી નિર્જરાથી મોક્ષ નથી : કરાતી નિર્જરાથી મોક્ષ છે

### ભોગવટાની નિર્જરા તો કાયમ છે !

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજમ્બૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાંગ સૂત્રના અર્થાધિકારને સમજાવે છે બીજા શ્રુતસ્કંધના પુંડરીક અધ્યયનનો અધિકાર ચાલુ છે

ધર્માસ્તિકાય આદિ દ્રવ્યો જેમ ઉપાદેય ( આદરણીય ) નથી તેમ હેય ( ત્યાજ્ય ) પણ નથી, પરંતુ જ્ઞેય ( જાણવા યોગ્ય ) માત્ર છે હેય તથા ઉપાદેય એમ બે પ્રકાર ન કહેતા જ્ઞેય ઉમેરીને ત્રણ પ્રકારો કેમ કહ્યા ? હેય તથા ઉપાદેય હોય તે જ્ઞેય તો હોય જ છે જાણ્યા વિના તો આદરવાનું કે છોડવાનું હોય શુ, બને શી રીતે ? આ તત્ત્વ, ચીજ કે પદાર્થ ઉપાદેય છે એમ જણાય તો જ તેનો આદર થાય અથવા હેય છે એમ જણાય તો જ તેનો ત્યાગ કરાય તાત્પર્ય કે હેય હેય રૂપે, ઉપાદેય ઉપાદેય રૂપે જ્ઞેય તો છે જ જ્ઞેયનો પ્રકાર અલગ શા માટે ? सोच्चा जाणइ कल्लाणं। કલ્યાણકારી અનુષ્ઠાનો સાભળીને જાણે પછી જ આદરવાનું બને છે सोच्चा जाणइ पावगं। પાપકારી ક્રિયાઓ પણ સાભળીને જાણે પછી જ છોડવાનુ બને છે જ્ઞેયપણા વિના હેય કે ઉપાદેય તત્ત્વ, દ્રવ્ય કે–પદાર્થ નથી જો પદાર્થ માત્ર હેય, ઉપાદેય હોત તો જ્ઞેય નામનો ત્રીજો વિભાગ હોત નહિ તેથી હેય, ઉપાદેય તે જ્ઞેય તો નહિ જ આ ભેદો પરસ્પર અભાવ માટે જાણવામા આવતા નથી પહેલા જીવ અને અજીવ એમ બે ભેદો કહેવામા આવ્યા પછી પુણ્ય, પાપ, વગેરે સાત ભેદો કહ્યા એ રીતિએ એ નવ ભેદો કહેવામા આવ્યા આથી બાકીના સાત ભેદો પ્રથમના બે ભેદોમા નથી એમ મનાય ? નહિ આશ્રવ તથા બન્ધ એ બન્ને અજીવમા સમાય કેમકે કર્મવર્ગણાનુ આવવુ અને બધાવવું તે આશ્રવ અને તે અજીવ છે કર્મવર્ગણા અજીવ છે

જેમ અજીવમા આશ્રવ તથા બન્ધની મુખ્યતા છે, તેમ જીવમા સવર, નિર્જરાની મુખ્યતા છે

આત્માની સાથે ક્ષીરનીરનો સંબંધ તેનું નામ બંધ છે

કર્મને આવવાના દ્વારોમાં ( આશ્રવોમાં ) મુખ્યતા અજીવની છે

સંવર આવતા કર્મોને રોકનાર છે નિર્જરા કર્મોનો ક્ષય કરવો તે છે

કર્મોને ન બંધાવવા દેવા તેનું નામ મોક્ષ છે નિર્જરાથી મોક્ષ જુદો શા માટે ? સર્વ કર્મનો ક્ષય તે સર્વ નિર્જરા છે થોડા કર્મોને, ક્ષય તે દેશનિર્જરા છે

પ્રશ્ન—સર્વ કર્મો ક્ષય થયા પછી મોક્ષ તત્ત્વની જરૂર શી હતી ?

આવેલા કર્મોનો ક્ષય કરે તે નિર્જરા ખરી પણ નવા કર્મોને ન વળગવા દેવાની ખોળાધરી નિર્જરા આપતી નથી. તે કામ મોક્ષનું છે

જગતમાં કોઈ પણ જીવ એવો નથી કે જે સમયે સમયે કર્મની નિર્જરા કરતો નથી પછી ચ્હાય તો તે સૂક્ષ્મ નિગોદનો હોય કે ચ્હાય તો તે ચૌદમા ગુણસ્થાનકે પહોંચેલો હોય સર્વ જીવો સમયે સમયે કર્મની નિર્જરા કરે છે કોઈ પણ સંસારી જીવ આઠે કર્મના ભોગવટા વિનાનો હોતો નથી આથી જેટલા કર્મો જીવ ભોગવે છે તેટલા છુટે છે આનું નામ નિર્જરા છે

अणसणमूणोयरिया० (नवतत्त्व गा० ३४, ३५ ३६) તપના બાર ભેદ ગણાવવામાં આવ્યા ભોગવટાની નિર્જરાથી મોક્ષનો માર્ગ મળતો નથી મોક્ષનો માર્ગ તો બાર પ્રકારના તપથી કર્મની નિર્જરાથી જ મળશે જો ભોગવટાની નિર્જરાથી મોક્ષ મળતો હોત તો તો જીવ રખડતો હોત શેનો ? કેમકે નિર્જરા તો આ જીવ અનાદિથી કરતો રહ્યો છે, માટે શાસ્ત્રકારોએ મોક્ષ માટે જે નિર્જરા કહી તે ભોગવટાથી થતી નિર્જરા નહિ, પણ બાર પ્રકારના તપથી કરાતી નિર્જરા છે ઉદયની એટલે ભોગવટાની નિર્જરામાં તો 'આંધળો વણે અને વાછરડું ચાવે' તેવી હાલત છે, કેમકે પાછો જીવ નવા કર્મ તો બાંધતો જ જાય છે ને ! ભોગવટાથી થતી નિર્જરામાં નિર્જરા અલ્પ છે બંધ વધારે છે, સત્તાજડ છે માયા કરી, માયાનો ઉદય તોડ્યો કેટલો ? બાંધ્યો કેટલો ? તેમજ લોભ મોહનીય વગેરેમાં સમજવું

મોક્ષ માટેની નિર્જરા તો તેવી હોવી જોઈએ કે જેમાં કર્મો છુટે ઘણા અને બંધાય થોડા તેવી નિર્જરા બાર પ્રકારના તપથી થાય છે મોક્ષ માટે તે જ નિર્જરા ઉપયોગી છે તપના ભેદ બાર માટે નિર્જરાના ભેદ પણ બાર છે આ બાર ભેદે નિર્જરા કરનારને મોક્ષ મેળવવામાં મુશ્કેલી પડતી નથી

જેમાં કર્મો છુટે થોડાં અને બંધાય વધારે તેવી નિર્જરા મોક્ષદાયક થતી નથી, અને તેવી નિર્જરા માટે મોક્ષ ઉપયોગી નથી, અને તેથી નિર્જરાના ભેદો બાર જ જણાવ્યા છે અને તે ભેદો મોક્ષના સાધન તરીકે જ જણાવેલા છે સામાન્ય કર્મ માત્રની

નિર્જરાને અહીં સ્થાન નથી તેથી 'ઉદય નિર્જરા'નો તેરમો ભેo ગણવામા આવ્યો નથી છતા શાસ્ત્રકાર કહે છે જ્યા કર્મ ત્રુટવારૂપ નિર્જરાનો અધિકાર હોય (તત્વભૂત નિર્જરાનો નહિ ) ત્યા 'કર્મનુ ત્રુટવુ' એમ સ્પષ્ટ કહેલુ છે

## ઉદયનું નિષ્ફલીકરણ

નવા કર્મો ન બાધવા, બાધેલા કર્મો તોડવા, તથા ઉદયમા આવતા કર્મોને નિષ્ફલ કરવા શાસ્ત્રકારો ફરમાવે છે ઉદયના નિષ્ફલીકરણ વિના મોક્ષમાર્ગમા પ્રવૃત્તિ થતી નથી ઉદયને નિષ્ફળ કરવાની કલા પ્રથમ હાથ કરવી જોઈએ

કોઇએ ક્રોધથી કાઈ કહ્યુ તેથી કહો કે ક્રોધ ઉદયમા આવ્યો નિષ્ફલ કરવાની રીત કઇ ? વિચારવું કે કહેનાર સમજુ છે કે અણસમજુ ? જો તે સમજુ હોય, તેનું કહેવું સાચુ હોય, પડમા ભૂલ હોય તો તો ક્રોધને અવકાશજ નથી ભૂલ કબૂલવી, સુધારવી એજ કર્તવ્ય છે, અને જો તે અણસમજુ હોય તો ક્રોધ વ્યર્થ છે, કેમકે અથડાઈએ તોયે આધળા સાથે લઢવા ઊભુ રહેવાય નહિ તે તો અધ છે જોવાની ફરજ પોતાની હતી દેખતાનુ કામ છે કે આધળાને લાકડી આપીને કે હાથ પકડીને રસ્તે ચઢાવવો

દુનિયામા પણ કહેવત છે કે-" ગાળથી કાઈ ગુમડા થતા નથી ! " ગાળથી જો શરીરે ગુમડા ન થાય તો કોઈનું બોલવુ આત્માને વળગાડીને ગુમડા શા માટે પેદા કરવા ? સામાનુ બોલવુ જો આત્માને વળગતું નથી તો પોતે બોલીને, પોતે જ પેટ ચોળીને શૂળ પેદા કરવી ?

ઘાસની ઝુંપડીમા આગ લાગે અને પાચ પચીશ પૂળા બળીને ઓલાઈ જાય તો ઝુંપડીવાળો ભાગ્યશાળી !

અજ્ઞાની કરી કરીને કરવાનો શુ ? બોલશે, ગાળોદેશે, મારશે તો નહિ ને ? અજ્ઞાનીને કહેવુ શું ? કદાચ મારવા આવશે, મારશે, મારીને કેટલુક નુકશાન કરશે ? વધારે હાનિ કરવાની તેની તાકાત નથી પણ જીવ પોતે કૂદી પડ્યો, ક્રોધ કર્યો તો પોતે પોતાના ઉપરજ અનત કોટાકોટિનો ઘા કરે છે પોતાના છાતી માથુ કૂટવા તે ગાડાનુ કામ છે ડાહ્યાનુ તે કામ નથી સામો કદાચ મારી નાખે તો પણ એક વાર તો મરવાનું જ હતું ને ? જીવ મર્યો તો અનતી વાર છે, હાયવોય કરીને મર્યો છે ! આ મારનારો નિમિત્તરૂપે નહોતો ફરક તો એટલોજ ને ? હવે તો ફરજ છે કે ઉલ્લાસથી મરી જાણવું

રાજ્યે દડ કર્યો તે જપ્તિથી ભરાય તેના કરતા સીધીસીધો ભરી દેવો શું ખોટો ?

## જ્ઞેય તો સ્ટેશન છે ઉપાદેયનો આદર, હેયનો ત્યાગ તે જકશન છે

બાર પ્રકારના તપની એકેક નિર્જરામા અનતા ભવોના પાપો ક્ષય કરવાની સત્તા છે શક્તિ છે નિર્જરાની તાકાત માત્ર કર્મો ક્ષય કરવાની છે કર્મોના બધને રોકવાની તાકાત

તેનામા નથી આત્માને કર્મનો એક પણ કણીઓ હવે શુદ્ધ થયેલા આત્મામા ન વળગવા દેવાની સત્તા મોક્ષતત્ત્વમા છે આવતા કર્મોને સવર રોકે છે, પણ બધાયેલા જાય અને ફરી બધાય નહિ તે પરિસ્થિતિ પેદા કરવાની કે ટકાવવાની સત્તા સવરમા નથી ભવિષ્યકાલના સવરની તાકાત વર્તમાન સવરમા નથી

નવા કર્મો ન બધાવા દેવા તે નિર્જરાથી શકય નથી

માટે મોક્ષ તત્ત્વ જરૂરી છે આ રીતિએ નવ તત્ત્વો છે

જીવ, અજીવ, બન્ને તત્ત્વો અને બાકીના સાત તત્ત્વો ઉપયોગી છે અને તેથી મોક્ષનો માર્ગ સરળ તથા મજબૂત કરવા માટે તેની જરૂરી છે હવે પ્રશ્ન એ છે કે હેય અને ઉપાદેય પદાર્થોમા જ્ઞેયપણું હોવા છતા 'જ્ઞેય' પ્રકાર જુદો કેમ કહ્યો ?

જે તત્ત્વ કે પદાર્થ જાણવા લાયક હોય છતા આદરણીય પણ ન હોય, હેય પણ ન હોય તે તત્ત્વો કે પદાર્થો કેવલ જ્ઞેય છે માટે 'જ્ઞેય' એવો અલગ પ્રકાર કહ્યો છે

પ્રશ્ન—દુનિયાના તમામ પદાર્થો જ્ઞેય છે તેમા હેય, ઉપાદેય તથા શૂન્ય એવા વિભાગો પાડવા હતાને ?

છાડવા લાયક પણ નહિ તથા આદરવા લાયક પણ નહિ તેવા તત્ત્વો કે પદાર્થો શૂન્ય વિભાગમા ગણી શકાય જેમકે ધર્માસ્તિકાય શૂન્ય વિભાગમા લેવાય પણ અહીં તો હેતુ મોક્ષમાર્ગની પ્રવૃત્તિનો છે, તેથી જણાવવાનુ એ કે पढम नाण तओ दया० (दश० अ ४, गा० १०) જીવાજીવાદિ પદાર્થોના જ્ઞાન માત્રથી સ્ટેશન કરવાનું નથી આગળ જકશન કરવાનું છે

पढम नाण तओ सव्व એમ નથી પણ નોધી લ્યો—હૃદયમા કોતરી રાખો કે पढम नाण तओ दया છે

જ્ઞાન એ પ્રથમ સ્ટેશન છે જકશન નથી જ્ઞેયથી જ્ઞાન કર્યું પછી શુદ્ધ સયમનું પાલન થાય ત્યારે જકશન આવે માટે पढम नाण तओ दया આદરવા લાયકના પદાર્થનું જ્ઞાન ત્યા સ્ટેશન અને આદર, સ્વીકાર ત્યા જકશન હેયનું જ્ઞાન ત્યા સ્ટેશન અને ત્યાગ ત્યા જકશન હેય, ઉપાદેય, જ્ઞેય છતા જકશન તો ત્યાગ તથા આદરમા છે

પ્રથમ જ્ઞાન તે સ્ટેશન છે પછી શુદ્ધ પ્રવૃત્તિ તે જકશન છે અને તેજ આદરણીય બને છે एव चिट्ठइ सव्वसजए । (दश० अ० ४, गा० १०) સર્વ સાધુઓ એવી રીતે રહે છે એમ કહ્યુ પણ एव चिट्ठति नाणिणो કહ્યુ નથી સર્વસયતને અગે કહીને ઉપસહાર કેમ કર્યો ? કહો કે જ્ઞેય તરીકે નથી જ્ઞાન તો સાધન, સડક કે સ્ટેશન છે, પણ ખરૂ જકશન તો ઉપાદેય-આદરમા તથા હેય-ત્યાગમા છે

પઢમ નાણ પછી તઓ એટલાજ માટે છે કે આ જ્ઞાનરૂપી સ્ટેશનથી ચારિત્રરૂપી શુભ પ્રવૃત્તિમા આગળ જવાનુ છે સયમને ઉપાદેય માનીએ છીએ, પાપને હેય માનીએ છીએ પ્રથમ જ્ઞાન કબૂલ પણ સત્કાર્યના આદરમા અને અસત્કાર્યના ત્યાગમા દયા રહેલી છે अन्नाणी किं काही ? ( दश० अ० ४, गा० १० ) અજ્ઞાન તરીકે અજ્ઞાન ખરાબ નહિ પણ અજ્ઞાની જે કરશે તે માટે અજ્ઞાન ખરાબ છે અજ્ઞાની ઉપાદેયને આદરી શકવાનો નથી, હેયને છાડી શકવાનો નથી માટે અજ્ઞાન ખરાબ છે માલમતા બાળી નાખે છે માટે અગ્નિ ખરાબ છે અગ્નિ લાકડા કે છાણાથી સળગાવાય છે ઘરેણાથી કે કપડાથી કેમ સળગાવવામા આવતો નથી ? માનો કે પહેરેલા લુગડાથી–કપડાથી અગ્નિ સળગાવાય ખરો પણ તે ખરાબ તો એટલાજ માટે કે તે માલમતાને ભસ્મ કરી નાખે છે રસોઇ માટે અગ્નિ આવશ્યક છે છતા રસોડાની ગોઠવણ એવી અલાયદી હોય છે કે જેથી તે અગ્નિ માલમતાને નુકશાન કરે નહિ તેમ અજ્ઞાન ખરાબ ખરૂ, હલકુ ખરૂ પરન્તુ તેમાથી આદરણીય આદરી શકાય નહિ, ત્યાજ્યને ત્યજાય નહિ માટે તે ખરાબ છે, જેમ—

"ઇતરમા ગુરુની મહત્તા બતાવવા કહેવામા આવે છે કે–

ગુરુ ગોવિંદ દોનુ ખડે, કીસકુ લાગુ પાય ?
બલિહારી હય ગુરુદેવકી, ગોવિંદ દીયા બતાય
ગુરુકો લાગો પાય."

આમા ગુરુની મહત્તા બતાવાઇ

જે જ્ઞાન આદરવા લાયકને આદરાવે નહિ, છાડવા લાયકને છડાવે નહિ તે જ્ઞાન અજ્ઞાન જ છે સર્વત્ર પર્યવસાન સયમમાજ છે જ્ઞ દર્શન સયમનુ જ છે અજ્ઞાની સયમ અસયમને શુ જાણશે ? किं वा णाही छेयपावग ' હિત અને પાપને કેવી રીતે જાણશે શુ કરતો જાણશે ? ( दश० अ० ४, गा० १० )

વિરતિ તથા અવિરતિને જણાવી શકતુ નથી માટે અજ્ઞાન ખરાબ છે

વિરતિનો અગીકાર કરાવે તથા પાપથી છોડાવે માટે જ્ઞાન પ્રધાન છે

આથી સયમ તે જ્ઞેય નથી પણ ઉપાદેય છે પાપ તે જ્ઞેય નથી પણ હેય છે જો કે તે બ ને સયમ તથા પાપ જ્ઞેય તો છે જ છતા પૃથક્પણે પૂછાય તો સયમને ઉપાદેય તથા પાપને હેય જણાવાય તેમા જ્ઞેયપણું પગથિયા તરીકે તથા ઉપાદેયપણું તેમજ હેયપણું પ્રાસાદ તરીકે છે

વાવડી કે લોકને અગે હેયપણુ ઉપાદેયપણું નથી માટે તે જ્ઞેય છે ચાર પ્રકારના મિથ્યાત્વમા હેયપણું છે અને ભિક્ષુકપણામા ઉપાદેયપણુ છે

મિથ્યાત્વીઓ તેમની પ્રરૂપણા આર્યોમા આપે છે

ક્ષેત્રો બે પ્રકારે છે ૧ આર્યક્ષેત્ર ૨ અનાર્યક્ષેત્ર તેમા મનુષ્યોના પણ આર્ય તથા અનાર્ય, એમ બે વિભાગ છે આર્ય મનુષ્યોમા પણ બે પ્રકાર છે ૧ ઉચ્ચગોત્રવાળા ૨ નીચગોત્રવાળા શાસ્ત્રકારો સર્વે ગુણોમા શક્તિને સ્થાન આપે છે સિદ્ધ ભગવાન્નો કેવલજ્ઞાન ગુણ તે આત્માનો ગુણ ખરો પણ તેટલા માત્રથી ચાલે નહિ અનંતજ્ઞાનની સાથે અનંતવીર્યની જરૂર છે જ્યા જ્ઞાનાવરણીય કે દર્શનાવરણીયનો સર્વથા ક્ષય કહેવાય છે ત્યા અન્તરાયનો સર્વથા ક્ષય કહેવો પડે છે આત્માના સ્વાભાવિક કેવલજ્ઞાનાદિક ગુણોમા પણ અનંતવીર્યની જરૂર પડે છે અકરણવીર્યની જરૂર છે તેના વિના આત્માનું અનંતજ્ઞાન, દર્શન પ્રવર્તી શકતું નથી

શ્રી વાદિદેવસૂરિજી જણાવે છે કે–મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાનમા વીર્યાન્તરાયનો ક્ષયોપશમ જરૂરી છે નવું જ્ઞાન સાધવુ હોય તો તે ક્ષયોપશમની જરૂર હોય તેમા નવાઇ શી ?

કર્મનો ક્ષય, ઉપશમ તથા ક્ષયોપશમ એ ત્રણ સાધ્ય છે એ ત્રણનુ નામ જ ધર્મ છે આત્માના ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય ભાવે થતો આત્માનો ગુણ તેનુ નામ ધર્મ છે પારિણામિક કે ઔદયિકનુ નામ ધર્મ નથી

આ ત્રણે ભાવો આત્માનુ વીર્ય ફોરવાય ત્યારે બને છે આત્મામા અનંત વીર્ય રહેલુ છે ઘર્ષણ વિના ઉદ્યોત થતો નથી ગંધકમા રહેલો અગ્નિ ઘર્ષણથી પ્રગટે છે આત્મામા અનંત શક્તિ–વીર્ય હોવા છતા ક્ષયોપશમનુ ઘર્ષણ ન થાય, તે ભાવોનો સંબંધ ન થાય ત્યા સુધી વીર્ય પોતાનુ કામ કરી શકે નહિ વીર્યોત્પત્તિમા આધારભૂત શરીરજ છે એકેન્દ્રિયથી લઇને યાવત્ ચતુરિન્દ્રિય સુધીના જીવોના શરીરો કામ કરી શકતા નથી સંજ્ઞીપંચેન્દ્રિય જીવ સમકિત કે જ્ઞાન પામી શકે છે શરીર પ્રથમ છે આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન આ છમા મુખ્ય આધારરૂપ શરીર છે

卐 卐 卐

## શરીરમાદ્ય ખલુ ધર્મસાધનમ્ કોણ બોલી શકે ?

### જ્ઞાનનો ઉપયોગ દયામા છે

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજી આગળ શ્રીસૂયગડાંગ સૂત્રના અર્થાધિકારનુ નિરૂપણ કરે છે

દરેક પદાર્થ જ્ઞેય તો છે હેય (ત્યાજ્ય) તથા ઉપાદેય (સ્વીકાર્ય) પણ જ્ઞેય (જાણવા યોગ્ય) તો છે જ તેથી 'જ્ઞેય' ત્રીજો પ્રકાર છે જ તત્ત્વ કે પદાર્થના ત્રણ પ્રકાર ૧ જ્ઞેય ૨ હેય ૩ ઉપાદેય

છોડ્યુ, તજ્યુ ક્યારે કહેવાય ? માત્ર અલગ રહેવાથી તેમ કહી શકાય નહિ પરમ મહાવ્રતધારીઓ છકાયમાથી એક પણ જીવને હણતા નથી, હણાવતા નથી, આથી શુ તેમને ચૌદમુ અયોગી ગુણસ્થાનક મળ્યુ માનવુ ? કે તેમને સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો માનવા ?

વાયરાના ઝપાટે મચ્છર અથડાઈને મરે એટલે અયોગીપણામા રહેલુ શરીર કે જ્યા વ્યાપાર નથી તે પણ હિંસાનુ કારણ બને પણ આ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો તો હિંસાનુ કારણ પણ બનતા નથી માટે તેઓ પણ દયાળુ છે ?

ન કરવા માત્રથી નિવૃત્તિ ગણાતી હોય તો સૂક્ષ્મ એકેન્દ્રિયના જીવો પરમ નિવૃત્તિવાળા ગણાય પણ તેમ નથી, માટે કહેવામા આવ્યુ કે જ્યા ત્રણ વસ્તુ હોય ત્યા વિરતિ કે નિવૃત્તિ બને

જે વસ્તુને છોડવી હોય તેને પ્રથમ જાણવી જોઈએ હિંસાનો ત્યાગ કરવો છે તો હિંસા કોને કહેવાય તે પ્રથમ જાણવુ જોઈએ નાનો છોકરો ઉપવાસના સ્વરૂપને જાણતો નથી માટે પોતે ખાય છે, ખાધુ હોય છે છતા "ઉપવાસ કર્યો છે" એમ બોલે છે

શ્રીભગવતીજીમા કહ્યુ છે કે જેને ત્રસ જીવ તથા સ્થાવર જીવનુ જ્ઞાન નથી તે પચ્ચકખાણ કરે તો પણ તે દુપચ્ચકખાણ ગણાય જેને તે જ્ઞાન હોય તેનુ પચ્ચખ્ખાણ સુપચ્ચખ્ખાણ છે એથી નક્કી થયુ કે પચ્ચખ્ખાણ કરનારે પ્રથમ જ્ઞાન પ્રાપ્ત કરવુ (ભગ૦ શ૦ ૭, ઉ૦ ૨, પૃ૦ ૨૯૪)

શ્રીજૈનધર્મ ઓળખાય શાથી ? अहिंसालक्खणस्स (पक्खी सूत्र) અહિંસા એ જ જૈન ધર્મનુ લક્ષણ છે, તેથી મહાવ્રતમા કે અણુવ્રતમા હિંસાની વિરતિને પ્રથમ સ્થાન આપવામા આવ્યુ છે અને તેથી જીવોમા ત્રસ, સ્થાવરના વિભાગની જરૂર છે

હિંસા, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ આદિ પાપોનો ત્યાગ કરવો હોય તો પ્રથમ તેનુ જ્ઞાન જોઈએ તે જ્ઞાન કર્યા પછીનુ પચ્ચખ્ખાણ તે સુપચ્ચખ્ખાણ કહેવાય જૈન શાસ્ત્રકાર જ્ઞાનને જ્ઞાન તરીકે ગણતા નથી સાધન તરીકે ગણે છે આખ માત્ર આખ માટે નથી પણ માર્ગમા ચાલતા, ગ્રામાન્તર જતા, કે ક્રિયા માત્રમા યોગ્ય પદાર્થના ગ્રહણ માટે તથા અયોગ્ય પદાર્થના અસ્વીકાર માટે છે જ્ઞાન પણ તેજ હેતુ માટે છે

पढमं नाणं तओ दया જ્ઞાનનો ઉપયોગ દયામા છે જ્ઞાનથી પાપને જાણો અને પછી પાપ ન કરવાની પ્રતિજ્ઞા કરો કોર્ટમા 'હુ સાચુ બોલીશ' એવી પ્રતિજ્ઞા લેવરાવાયા પછી જ સાક્ષીની જુબાની નોધાય છે ભલે તે તદ્દન સાચુ બોલે તેવો માણસ હોય તો પણ પ્રતિજ્ઞા ખરી 'ઈશ્વર સાક્ષીએ સાચુ કહીશ' એવી પ્રતિજ્ઞા લેવરાવવામા આવે છે

પાપના જ્ઞાન માત્રમા સફલતા નથી પણ તે ન કરવાની પ્રતિજ્ઞામા સફલતા છે તે પાપથી દૂર રહો ત્યારે જ તમને નિવૃત્ત કે વિરતિવાળા કહી શકાય આથી મહાવ્રતાદિ જે ઉપાદેય છે તથા હિંસાદિ જે હેય છે તે સર્વ જાણવા લાયક (જ્ઞેય) તો છે જ

પ્રશ્ન એ છે કે ' જ્ઞેય ' પ્રકાર જૂદો શા માટે ?

જેમા છાડવાનુ પણ નથી તેમજ આદરવાનુ પણ નથી તેવા પદાર્થો માત્ર જ્ઞેય છે જેમકે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય વગેરે પદાર્થો માત્ર જ્ઞેય છે પણ હેય કે ઉપાદેય નથી તેમનામા જ્ઞેયપણાનો અભાવ નથી હેય અને ઉપાદેયમા જ્ઞેયપણુ તો રહેલુ જ છે

## મોક્ષના ધ્યેય વિના મોક્ષમાર્ગે ગમન હોય નહિ

મિથ્યાત્વીઓનુ વર્ણન ચાલી રહ્યું છે મિથ્યાત્વ અનેક પ્રકારના હોવા છતા અહીં માત્ર ચાર જ પ્રકાર કેમ જણાવવામા આવ્યા છે ? શ્રીજિનેશ્વરદેવે કહેલા વચનોમા એક એક અક્ષર પ્રત્યે પણ અરુચિ રાખી હોવી તે પણ મિથ્યાત્વી છે તે હિસાબે મિથ્યાત્વના પ્રકારોનો પાર રહે નહિ પણ અહીં જે ચાર પ્રકારના મિથ્યાત્વીઓ જણાવ્યા છે તે એવા ભયકર નાસ્તિકો છે કે જેઓનુ ધ્યેય મોક્ષ છે જ નહિ, બૌદ્ધ, સાખ્ય, નૈયાયિકાદિ મિથ્યાત્વીઓ છે તેઓ જૂદા માર્ગે છતા તેમના ધ્યેયમા મોક્ષ તો છે પણ જેઓ મોક્ષના ધ્યેય વિનાના છે તેવા ચાર ઘોર મિથ્યાત્વીઓનુ અત્રે વર્ણન છે

પહેલો મિથ્યાત્વી પચમહાભૂતવાદી છે પૃથ્વી, પાણી આદિ ભૂતો સિવાય તે કાઇ માનતોજ નથી જીવ જેવી વસ્તુજ સ્વીકારતો નથી પછી પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, આલોક, પરલોક, મોક્ષ વગેરેની માનવાની વાતજ કયા રહી ? એને તો માત્ર ઇંદ્રિયોના વિષયો અને તેના પદાર્થોના ભોગોની તમન્ના છે આ મિથ્યાત્વીની નજર મોક્ષના માર્ગ તરફ કઇ રીતે હોઇ શકે ?

બીજો મિથ્યાત્વી આત્મ-ષષ્ઠવાદી છે તે પોતાની નજર માત્ર જન્મ મરણની દિવાલ વચ્ચે રાખે છે જન્મ પહેલાની અને મરણ પછીની દૃષ્ટિનો તે વિચાર કરતો નથી

આપણે પણ મનુષ્યગતિમા આવ્યા શાથી તેનો વિચાર મરણો કરવાની નિવૃત્તિ મેળવી છે ?

એવો વિચાર તેનેજ આવે કે જેની નજર જન્મની પહેલા ગઈ હોય

મરણની પછી જેની નજર જાય તે એમ વિચારી શકે કે આવતા ભવે શું થશે ? જેમ છોકરો પરીક્ષામા નાપાસ થાય છે તો તે પણ પોતાના વર્ષને બગડેલુ માને છે

શાક બગડે તો દિવસ બગડે, કપડા બગડે તો વર્ષ બગડે, સ્ત્રી-કુટુબ બગડે તો જિદગી બગડે પણ આત્મા બગડે તો ભવોભવ બગડે છે, આત્મા સુધરે તો ભવોભવ સુધરે છે

જેને જન્મની પહેલાનો તથા મરણ પછીનો વિચાર કરવો નથી, ભવાતર માનવું નથી, પાણીના પરપોટાની જેમ જીવને પચભૂતથી ઉત્પન્ન થઈ પચભૂતમાજ વિલીન થનારો માને છે, તે બીજા નબરનો મિથ્યાત્વી આવી વિપરીત માન્યતાથી મોક્ષમાર્ગે કઈ રીતે જઇ શકે ?

ક્ષેત્ર તો શેલડી પાકે તેવું હોય, પણ બીજ સારું જોઈએ બીજમાં બાવટો હોય તો શું થાય ? ક્ષેત્ર, સામગ્રી, વર્ષાદ, સૌ સારા મળ્યા પણ વાવવામાં બી સારું ન મળે તો તમામ સારા મળેલા સાધનોનો લાભ મળી શકે નહિ

## વસ્તુની કિંમત કરતાં દલાલી વધવી ન જ જોઈએ

અહીં પણ ક્ષેત્ર, ગોત્ર વગેરે સૌ સારું મળ્યું હોય પણ ધર્મ સાધન કરનાર શરીર સારું ન મળે તો ?

મૃગારાણીને ત્યાં જન્મેલો બાળક લોઢાપણે એટલે અંગોપાંગ રહિતરૂપે જન્મ્યો કઈ હાલત ? જન્મ્યો તો તે જીવ ઉત્તમ કુળમાં પણ હાથ, પગ કે માથાનું ઠેકાણું જ નથી તે કરે શું ?

माणुस्स विग्गह 'મનુષ્ય સંબંધી સુંદર શરીર' એમ કહેવું પડે છે

कायवंत સામાન્ય રીતિએ જે જે જીવો છે તે સર્વ કાયાવાળા હોય છે

मतुप् પ્રત્યય કેવળ વિદ્યમાનતાના અર્થમાં આવે છે એમ નથી પણ સુંદરતાના અર્થમાં પણ આવે છે

કોઈને રૂપાળો કહેવામાં આવે છે શાથી ? રૂપ તો સૌને હોય છે પણ જેનામાં રૂપ સારું હોય, અધિક હોય તેને રૂપાળો કહેવામાં આવે છે તેમજ વધારે પૈસાવાળાને પૈસાદાર કહેવામાં આવે છે

કાયા બાધા વિનાની જોઈએ તેમાં ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, સ્પર્શ, રસ એ પાંચે ઇન્દ્રિયો સારી જોઈએ ધર્મસાધનમાં જ જે સામગ્રી જોઈએ તે સર્વ પૂરી પાડનાર શરીર હોવું જોઈએ

ઉત્તમ કુલ મળ્યું પણ આંધળો, બહેરો, લૂલો વગેરે શું કરી શકવાનો ? તેનાથી ધર્મારાધન શી રીતે થઈ શકે ?

શાસ્ત્રકાર ફરમાવે છે કે તે ભવ માટે તે જીવ ભલે નાલાયક બન્યો હોય તોપણ તેવાએ ભવાંતરનો દોરો બાંધી રાખવો જોઈએ આંધળો, લૂલો વગેરે બીજું તો ન કરી શકે પણ ચારિત્ર માટેનો અભિગ્રહ ( ઘી, દૂધ, મીઠાઈ ન ખાવા ) ધારી શકે છે કરી શકે છે આવા સંસ્કારવાળાને તે વસ્તુ ભવાંતરમાં અવશ્ય મળે છે

મૃગાલોઢા માટે શી કમીના હતી ? સમયની દૃષ્ટિએ ચોથો આરો હતો ભગવાન્ મહાવીર સ્વયં વિહરતા હતા, વિદ્યમાન હતા, માત્ર શરીર સાધક દશાનું ન મળ્યું અને તેથી બધા સાધનો નિષ્ફળ ગયા

આ તમામ મળે, શરીર પણ મળે છતાં આરાધના ન કરીએ તો તે પ્રયત્નની જ ખામી છે

સયમધારીએ પણ શરીરની ધારણા માટે અપવાદો કહ્યા છે બાલ સાધુને, ગ્લાન સાધુને વરસના વર્ષાદે પણ ગોચરી લાવી દઈ શકાય છે ગ્લાન સાધુને આધાકર્મી આહાર લાવી દેવાય તો પણ તે નિર્દોષ ગણાય છે, છતા શાસ્ત્રકાર શરીરને ધર્મકાય કહે છે, પણ કોના શરીરને ? જે આત્મા આશ્રવોથી વિરમેલો હોય, પચ મહાવ્રત અને રત્ન ત્રયીમા આસક્ત હોય તે જ શરીર ધર્મકાય કહેલુ છે સાધુનો દેહ મોક્ષનું સાધન છે રત્નત્રયી તેનો હેતુ છે

**मोक्खसाहणहेउस्स** એમ કહે છે, સાધુના દેહની આટલી મહત્તા છે મોક્ષની સાધના શરીરદ્વારા બને છે ( दशा० अ० ५, गा० ९२ )

પાપનો ત્યાગ કરનારાનાજ શરીરને ધર્મકાય કહેવામા આવે છે અને તેથી **शरीरमाद्य खलु धर्मसाधनम्** આ વાકય, બે પ્રતિજ્ઞાવાળો જ બોલી શકે ૧ ધર્મ વિના કાંઇ સાધવુ નહિ ૨ શરીર તે ધર્મનુ સાધન તથી તેને સાધવુ પડે તો ના નહિ

આવા ધર્મકાયવાળા સયતો માટે આ પદ ચરિતાર્થ છે

સયમનુ પાલન કરતા શરીરનુ રક્ષણ ખરુ પણ તેના રક્ષણમા લાગેલુ પાપ સયમથી ધોવાઇ જાય તેવુ હોવુ જોઇએ વસ્તુની કિંમત કરતા દલાલી વધવી ન જ જોઈએ

卐 卐 卐

## ધર્મ, આર્ય અનાર્ય ઉચ્ચનીચ કોઇ પણ પામે.

## વ્યવહાર જરૂર વર્ણપરત્વે બધાયેલો છે

**અભવ્યમા પણ કુલાચારની કરણી હોય.**

શાસ્ત્રકાર મહર્ષિ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ સૂત્રના અર્થાધિકારને સમજાવે છે તેમા પુડરીકાધ્યયનનુ પ્રકરણ ચાલુ છે

મિથ્યાત્વાદિનુ વર્ણન ચાલી રહ્યુ છે સીધી શ્રદ્ધાનુ નામ સમ્યક્ત્વ છે વિપરીત શ્રદ્ધાનુ નામ મિથ્યાત્વ છે જેટલા સમ્યક્ત્વના પ્રકાર તેટલા જ મિથ્યાત્વના પ્રકાર હોઇ શકે સમ્યક્ત્વ કરતા મિથ્યાત્વના સ્થાનો બમણા થાય સર્વ દ્રવ્ય અને સર્વ પર્યાયને આશ્રીને શ્રદ્ધા નહિ થતા મિથ્યાત્વ રહેલુ છે સમ્યક્ત્વની અપેક્ષાએ વિપરીત શ્રદ્ધારૂપ મિથ્યાત્વ છે, તેમજ પદાર્થના અભાવરૂપે મિથ્યાત્વ એમ બેવડુ મિથ્યાત્વ છે મિથ્યાત્વની આ વ્યાખ્યા દાર્શનિકો માટે છે છ દર્શનની અપેક્ષાએ છે ખરેખર મિથ્યાત્વનુ આ લક્ષણ નથી

જો તેમ કરીએ તો જે જીવોને ( એકેન્દ્રિયથી અસજ્ઞી સુધીના જીવોને ) મનજ નથી તેનુ શુ ? તે જીવોને કુદેવને દેવ માનવા નથી કે સુદેવને કુદેવ માનવા નથી અહીં મન જ નથી ત્યા માન્યતા શી ? મન હોય પછી પણ સમજણ જોઇએ ભલે સાચા દેવને

બદલે ખોટાને ગ્રહણ કરે પણ તેય સમજણમા આવે ત્યારે નાનો છોકરો કાચને 'હીરો' કહીને લે તે પણ ક્યારે ? તે હીરાના શબ્દને સમજતો થાય ત્યારે કાછીયાના છોકરાને કાચને હીરો કહીને રમવાનુ હોય નહિ

અભવ્યને આભિયોગિક મિથ્યાત્વ પણ ન હોય કારણ એક જ કે કુલાચાર તો છે શ્રાવકના કુલમા ઉત્પન્ન થયેલ બાલક દેવગુરૂ કે ધર્મના ગુણને ન સમજવા છતા, આ મારા દેવ, આ મારા ગુરુ, આ મારો ધર્મ એમ કહે નો કે ત એમ સમજતો નથી કે તીર્થંકર ત્યાગી છે, અનત ઉપકારી છે, ધમમાર્ગદર્શક છે, ગુરુમહારાજ કચનકામિનીના ત્યાગી છે, ધર્મ આશ્રવથી રોકનાર તથા અવરનિર્જરામા જોડનાર છે તેને શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ મળે છે તેનુ કારણ કુલાચાર છે તેને કોઇ વૈષ્ણવોના મદિરમા જવાનુ કહે તો ત્યા ન જાય, તેના ગુરુને જોઇને પોતાના માને નહિ તેમજ તહેવારોમા તાજીત આદિને ન માને, પણ પર્યુષણાદિજ તહેવારને માને આમા હજી તે બાલકને સમજણ નથી, ખ્યાલ નથી પણ કુલાચારનોજ પ્રભાવ છે

કોઈ એમ કહે કે-'નાનુ બાલક ધમ પામ્યો કે ન પામ્યો તે સરખુ જ છે ને !' દેખતા મનુષ્ય હીરો પામે તેમા નવાઈ ાવી પણ અધ જો હીરો પામે તો નવાઈ છે ચિ તામણિ મળવા છતા તેની આરાધના ન કરે અને કાગડો ઊડાડવામા તે ફેકી દે તો વાત જુદી છે પણ એક વખત ચિન્તામણિ મળ્યુ તેટલુ ભાગ્ય તો ખરૂજ

અભવ્યનો જીવ પણ શ્રાવકના કુલમા ઉત્પન્ન થયો હોય તો શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મને માને માને તો ખરો પણ ધ્યેય મોક્ષનુ નહિ એજ અભવ્ય જીવ અન્ય કુલમા જન્મ્યો હોય તો ત્યાના દેવાદિને માને ત્યા પણ મોક્ષના સાધન તરીકે માને નહિ અભવ્ય જીવને મોક્ષની શ્રદ્ધા હોતી નથી પ્રથમના આઠે તત્ત્વને (જીવાજીવાદિને) તે માને છે પણ એક અતિમ (છેલ્લા) તત્ત્વ મોક્ષને જ તે માનતો નથી પણ આ ઉપરથી, "મોક્ષની શ્રદ્ધા થાય તે જ ભવ્ય, મોક્ષની શ્રદ્ધા ન થાય તે અભવ્ય" એવો નિયમ ન બાધશો કેમકે ભવ્ય જીવો એકેન્દ્રિયાદિથી લઇને અસજ્ઞીપણામા કે અનાર્યપણામા હતા ત્યારે તેમને મોક્ષની શ્રદ્ધા હતી નહિ મોક્ષને માનતા નહોતા પણ તેથી તેમને અભવ્ય મનાય નહિ અભવ્ય ભવ્ય થાય નહિ, અને ભવ્ય અભવ્ય થાય નહિ

## અભવ્યમા મોક્ષની યોગ્યતા નથી

પ્રશ્ન—જો બીનો અકુરો બને, અકુરાનુ બી બને, ચતુસ્પર્શી પુદ્ગલો સર્વત્ર ફરી શકે તો ભવ્ય અભવ્ય અને અભવ્ય ભવ્ય કેમ ન બને ? મિથ્યાત્વી સમકિતી બને, સમકિતી મિથ્યાત્વી બને, વિરાગી સરાગી બને, સરાગી વિરાગી બને, વિરતિ અવિરતિ બને, અવિરતિ વિરતિ બને, ત્યાગી ભોગી બને ભોગી ત્યાગી બને-આ બધુ જો માનો છો તો ભવ્ય અભવ્યમા પરાવર્તનને કેમ માનતા નથી ?

ઉત્તર—ભવ્ય એટલે મોક્ષ પામવાને લાયક જીવ અભવ્ય એટલે મોક્ષને માટે નાલાયક જીવ છે અહીં લાયકાત ઉપર આધાર છે પુદ્ગલાસ્તિકાય, આકાશાસ્તિકાય બને નહિ તેમા પરસ્પર પરાવર્તન થાય નહિ આકાશના પદાર્થો પુદ્ગલાસ્તિકાયની લાયકાત (યોગ્યતા) વિનાના છે ચેતનાવાળા સર્વ જીવો આકાશાસ્તિકાયમા રહેવા છતા આકાશના એક પ્રદેશમા પણ ચેતના આવી નથી અનતો કાલગયો, અનતો કાલ જશે છતાં આકાશમા ચેતના નહિજ આવે अवगाहो आगास (नवतत्त्व गा० १०) અવકાશનું સ્થાન આકાશ છે, છતા ચેતના તો આત્મામાજ રહે આકાશમા સભવેજ નહિ તેજ રીતે મોક્ષની લાયકાત ભવ્યમા જ હોય છે કોઈપણ કાલે મોક્ષ મેળવવાની યોગ્યતા જેનામા હોય તે ભવ્ય જીવ અને કોઈપણ કાલે મોક્ષ મેળવવાની યોગ્યતા જેનામા ન જ આવે તે અભવ્ય જીવ આથી ભવ્ય અભવ્ય બને નહિ, અભવ્ય ભવ્ય બને નહિ હવે જેનામા તેવી લાયકાત હોય તેનેજ મોક્ષની ધારણા થાય મોક્ષની ધારણાથી કુદેવ, કુગુરૂ, કુધર્મને માનનાર પણ એક પુદ્ગલપરાવર્તમા મોક્ષે જશે સુદેવ, સુગુરૂ સુધર્મને મોક્ષની ધારણાથી માનનાર અર્દ્ધપુદ્ગલપરાવર્તમા મોક્ષે જશે અભવ્યને તો મોક્ષની શ્રદ્ધા કે માન્યતા મૂળમા જ નથી એટલે તે મોક્ષના સાધનો છતા પણ મોક્ષની આરાધના કરે જ શાનો?

## વિપરીત પ્રતીતિ તે મિથ્યાત્વ.

અહીં જે ચાર પ્રકારના મિથ્યાત્વીઓનુ વર્ણન ચાલે છે તે મોક્ષના ધ્યેય વિનાના છે આ ચારે મતવાદીઓએ જવાબદારી તથા જોખમદારી ઉઠાડી દીધી છે ઇંદ્રિયોના વિષયોમા તેઓ આસક્ત છે કર્મરૂપી કાદવમા તેઓ ખૂચેલા છે

જે આત્માઓ જવાબદારી તથા જોખમદારી જીવની માને, સ્વીકારે, કર્મના કારણોને માને તે કારણોથી દૂર રહે તેજ આત્માઓ કર્મથી બચી શકે છે

જેઓ કર્મને ન માને, તેના કારણોને ન માને, તેનાથી દૂર રહે નહિ, તેનાથી દૂર રહેવામા માને નહિ તેઓ ઇંદ્રિયોના વિષયોમા લપટાય એમા નવાઈ શી?

મિથ્યાત્વના પ્રકારનો પાર નથી કુદેવને દેવ માનવા તે માન્યતાની દૃષ્ટિએ મિથ્યાત્વ છે તે મિથ્યાત્વ દાર્શનિકોની, મતમતાતરોની અપેક્ષાએ છે જેમ દેવ તેમજ ગુરુ તથા ધર્મ માટે પણ સમજી લેવુ તીર્થંકરોને તીર્થંકર ન માનવામા પણ મિથ્યાત્વ છે

ન માનવા રૂપે મિથ્યાત્વ એકેન્દ્રિયથી અસજ્ઞી જીવો સુધી રહેલું છે જ્યા ધર્મનો પ્રચાર નથી ત્યા અશ્રદ્ધારૂપ મિથ્યાત્વ રહેલુ છે શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કહે છે કે-तत्त्वार्थाश्रद्धान मिथ्यादर्शनम्। (शास्त्र० स० श्लो० ४ पृ-२ हरि०) તત્વની શ્રદ્ધા ન થવી અગર વિપરીત શ્રદ્ધા થવી તેને મિથ્યાત્વ સમજવુ

વ્યાપક લક્ષણ લઈએ તો તત્ત્વની પ્રતીતિ ન થવી એ એકજ લક્ષણ મિથ્યાત્વનુ છે 'તત્ત્વની પ્રતીતિ ન થવી' એમ કહ્યુ એટલે થોડી પણ ન થાય કે બુદ્દલ પણ ન થાય છતા તે મિથ્યાત્વ છે આ ઉપરથી વિપરીત પ્રતીતિ અને વિપરીત માન્યતા થાય એ બે પ્રકાર મિથ્યાત્વના છે

સમકિતનુ કામ દ્રવ્ય પર્યાયને માનવાનુ છે

અહીં ચાર જ પ્રકારના મિથ્યાત્વી કહ્યા છે તેનુ કારણ કે તેઓ જીવની જવાબદારી, જોખમદારીને ઉડાવનારા છે

## શ્વાન હાડકામાં લેપાયો છે

અનાદિ કાળથી આ જીવનુ એકજ ધ્યેય હોય છે કસ્તુરીઓ મૃગ કસ્તુરી પોતાની ડૂટીમા છતા કસ્તુરી માટે ચારે તરફ દોડે છે આ જીવ ચેતન હોવા છતા સ્પર્શાદિ વિષયો (જડ પદાર્થો) તરફ દોડે છે કૂતરો કયાથી હાડકુ લાવ્યો હોય તો તે એક ખૂણામા બેસીને ખાય છે તે હાડકાને તે કિમતી સમજે છે એટલે રખેને તેમા કોઇ ભાગ ન પડાવે માટે ખૂણે લઇ જઇને ખાય છે બીજો ખોરાક ત્યા ખાય પણ હાડકાને તો લઇ જઇને ખાય એ હાડકુ ખાતા પોતાના મુખમાથી નીકળતા લોહીને તે કૂતરો હાડકાનુ લોહી માને છે અને તેમા 'કેવો સ્વાદ આવે છે' એમ માને છે એ લોહી પોતાનાજ તાલવામાથી પડે છે તેનો તેને ખ્યાલ નથી આ જીવ પણ સ્પર્શાદિ વિષયોના સાધનોમા પડયો રહે છે, ઇષ્ટ પદાર્થ મળતા તે રાજી થાય છે પણ તેને ખ્યાલ નથી કે આત્માના સ્વાભાવિક સુખ આગળ આ સુખ તો એક બિંદુ માત્ર છે હવે પેલું હાડકુ ઢેડ પાસે ઉપડાવીને નાખી દેવરાવશો તોપણ કૂતરો બીજુ હાડકુ લાવ્યા વિના નહિ રહે કેમકે તે હાડકાથી લેપાયો છે આ જીવ પણ એક વિષયથી છૂટયો કે બીજા વિષયમા વળગે છે કૂતરો જેમ હાડકુ લાવવામા જ મશગૂલ રહે છે તેમ આ જીવ જુદા જુદા વિષયોમા મશગુલ રહે છે રાચ્યોમાચ્યો રહે છે એટલે તેને આત્મા તરફ નજર કરવાનુ સૂઝતુ નથી

"સસારને રૂડે રસોડે દેવતા દુ ખનો ભર્યો,<br>
પેઠો વિષય દૂધ લાલચે તો મન બીલાડા ઠાર મુઓ<br>
સાચે ન સુખનો રોટલો છે પાણીમાનો છાયડો,<br>
કૂતરા ચૂસે કરમમા હાડકાનો હારડો."

ડા ઘો.

## મિથ્યાત્વમા શ્રાવકને ત્રિવિધ પ્રત્યાખ્યાન હોય છે

મિથ્યાત્વીઓ તેમના મતોનો પ્રચાર ત્યા જ કરે છે કે જ્યા મોક્ષ માર્ગની પ્રવૃત્તિ

થતી હોય અને શ્રીતીર્થંકરાદિના જન્મને યોગ્ય આર્યક્ષેત્રોમા તે મિથ્યાત્વીઓ પણ જોરશોરથી પ્રચારકાર્ય કરે છે

કેવલ આર્યક્ષેત્રમા જન્મવા માત્રથી ધર્મની પ્રાપ્તિ કે અનાર્યક્ષેત્રમા જન્મવા માત્રથી ધર્મની અપ્રાપ્તિ થતી નથી ધર્મની પ્રાપ્તિ અપ્રાપ્તિનો આધાર ગોત્ર ઉપર છે

દુનિયામા કહેવાય છે કે સાત પેઢીએ ખાનદાની આવે અને સાત પેઢીએ જાય સટ્ટાને અંગે કલાકની આબરૂ પણ શાસ્ત્રકારો નિરૂપણ કરતા નથી આનદાદિ દશે શ્રાવકોના દષ્ટાંતથી જાણીએ છીએ કે મિલકત(દ્રવ્ય)ના ત્રણ ભાગ કરતા હતા એક ભાગ જમીનમા જ કે જે આપત્તિના સમયે કામ આવે, બીજો ભાગ ઘરવખરીમા અને ત્રીજો ભાગ વ્યાપારમા રોકતા હતા

સાત પેઢીએ ખાનદાની ખૂટે નહિ તેનુ આજ કારણ છે કે મિલકતના ત્રીજા ભાગથી જ વેપાર થતો હોય તો ખાનદાનીને વાંધો આવે કયાથી ? ગયેલી ખાનદાની આવતા પણ સાત પેઢી થાય તેમા નવાઈ શી ? વ્યવસ્થા દષ્ટિએ આ વાત છે હવે ભાવને અંગે સમજો

### પોતાના સંતાનોને ધર્મમા લાવવાની શ્રાવકોને કેટલી બધી કાળજી હોય !

### શાસ્ત્રમા શ્રાવકને અંગે ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન નથી રાખ્યા

સામાયિકમા, તેટલા સમયમા તો શ્રાવક પણ સાધુ જેવો છે **समणो इव सावओ हवइ** (સામાયિક પાળવાના સૂત્રમા) એવો પાઠ પણ છે છતા સવ્વ સાવજ્જના પચ્ચખાણ નથી પચ્ચખ્ખાણ તિવિહ્ તિવિહેણ નથી સાધુપણું લેનારને વર્તમાન કાલનો કાયદો પણ લેણાદેણામા 'મર્યો' ગણે છે આ કાયદો સામાયિકસ્થને નથી સામાયિકમા હોવા છતા, દુકાને નોકર જે કાંઇ કરે તેની જવાબદારી, જોખમદારી કબૂલ રાખવી છે અને પચ્ચખ્ખાણમા સાધુપણાની ભૂમિકાએ પહોચવુ તે કેમ બની શકે ? શ્રાવક પૌષધમા હોય, તે દિવસે મુનીમે પાચસે ગાસડી વેચી એ નફો, એ માલનુ લેણુ પૌષધમા બેસનારને કબૂલ નથી ! છે જ માટેજ તેના માટેના પચ્ચખ્ખાણમા ભેદ છે શાસ્ત્રકારની આજ્ઞાનુસાર તો સામાયિકમા પણ અલંકાર (ઘરેણું) ન જોઈએ ત્યારે આજકાલ તો પૌષધમા પણ કંઠી પહેરે છે **उम्मुक्कमणिसुवर्णे** મણિ, હીરા વગેરે ન જોઇએ સામાયિકમા જે બે ઘડી છે તેમા વેશની સરખામણી પણ પૂરી કયા છે ? તેમા પણ ચાદીની દાડીઓ, ભરેલી મુહપત્તિઓ અને પૌષધમા બે ચાર કંઠીઓ ગળામા ઘાલવાનું મન થાય છે

સામાયિક સાધુ જીવનની વાનગી, તેનો બે ઘડીનો સમય તેમા આવો ગોટાળો કેમ ? શાસ્ત્રકારોએ સ્ત્રીને સૌભાગ્ય ચિહ્નની તેમજ રાજ ચિહ્નની છૂટ આપી છે સામાયિક કરનાર કંઠી વગેરે કદાચ ઉતારીને દૂર રાખે અને કોઈ લઈ જાય પછી

સામાયિકમાંથી ઊઠ્યા બાદ તે શોધાશોધ કરે છે શાસ્ત્રકાર કહે છે કે તે 'अप्पाण वोसिरामि' બોલ્યો છે પણ તેણે પોતાની ચીજ જાય તો શોધવાની, અનુમોદના વગેરેની છૂટ રાખી છે, આ વાત ચાલુ અધિકારની નથી પણ છાયા પાડવા માટે છે

બારે વ્રતોમા શ્રાવકને કોઈપણ વ્રતમા ત્રિવિધ ત્રિવિધ પચ્ચખ્ખાણ નથી તમારો (શ્રાવકનો–ગૃહસ્થનો) ત્યાગ કેટલો ? પોતાના દેહ પૂરતો બાકીનાનો નહિ અણગળ પાણી તમે ન વાપરો પણ તમારા સગામાંથી કે કુટુંબમાંથી કોઈએ ખૂન કર્યું હોય તો પણ તેણે ખૂન નથી કર્યું (માર્યો નથી) એમ સાબિત કરવા કેડ બાંધીને નાણાની કોથળી લઈને દોડાદોડ કરો છો તથા તમામ પ્રયત્ન કરો છો ને ! તેણે ખૂન કર્યાની વાત સાચી છે એમ તમે મનમા જાણતા પણ હો છતા બચાવ કરવા ઊભા થાઓ છો કારણકે પલોજણ વળગેલી છે શ્રીતીર્થંકરદેવે કહ્યુ છે કે–अगाराओ अणगारियं पव्वइए (कल्पसू० पृ० ९६) ઘર છોડીને સાધુ થયા પલોજણથી છૂટ્યા વિના દીક્ષા લેવાય નહિ પરને અંગે લેવું ઓછું વત્ત આવે તો ચલાવી લઈને પણ જૂઠી સાક્ષી (ડરના કારણે) પૂરવા કોર્ટમા ન જાઓ પણ કુટુંબી માટે તો જૂઠી સાક્ષી પૂરવા પણ જાઓ ! તમારો ત્યાગ પોતાની કાયા પૂરતો છે દેશવિરતિનો ત્યાગ કાયા પૂરતો છે આ બે વ્રતના ઉદાહરણથી બારે વ્રતોમા તેમ સમજી લેવુ ધર્મીપણું, વિરતિપણુ કેવલ શ્રાવકોને કાયા પૂરતું છે પરનુ બધ (પાપ) અને પરિવારનુ છૂટુ છે બાળે કૂવા અને દરવાજા મોકળા ! પરને અંગે, તે કાર્યને કહે છે તો ખરાબ પણ ખરાબના બચાવ માટે પ્રવૃત્તિ કરે છે તેથી પ્રત્યાખ્યાન ત્રિવિધ નથી શ્રાવક મિથ્યાત્વ માટે ત્રિવિધ પ્રત્યાખ્યાન કરી શકે છે અને તેને માટે તો તે પ્રત્યાખ્યાનની જરૂર છે મિથ્યાત્વમા જ પ્રથમથી જ ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન હોય છે આનદ શ્રાવકે તો ત્યા સુધી પ્રત્યાખ્યાન લીધું હતું કે મિથ્યાત્વી બોલાવે તો જ બોલવુ તે વિના તેની સાથે બોલવુ પણ નહિ વિચારો કે કયા સુધીનો ઉપયોગ ? એકની પણ છાયા ન પડવી જોઈએ ઉચિત પ્રવૃત્તિ માટે બોલવુ પણ પડે પણ તેય તેણે બોલાવ્યા વિના તો ન જ બોલવુ એવો નિયમ આનદ શ્રાવકે રાખ્યો હતો અન્ય તીર્થિકોના દેવોને ન માનવા, નમસ્કાર ન કરવા એ વ્યાજબી છે પણ બોલવાનુ પણ નહિ તેનુ કારણ કે અનુમોદના પણ લાગવી જોઈએ નહિ મિથ્યાત્વના આ કારણે ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન હોય છે આવા પ્રત્યાખ્યાનો જે કુલમા હોય ત્યા સમ્યકત્વની જાહોજલાલી હોય; પરિણતિ તેવી જ હોય કે જેથી પેઢીઓમા–વંશમા મિથ્યાત્વ આવે જ નહિ, માટે ઉચ્ચગોત્રવાળામા શુદ્ધ ધર્મની પ્રરૂપણાની માન્યતા છે

## કુલને અંગે સદાચાર તે ધર્મની પરંપરા જાહેર છે

આવી પ્રવૃત્તિવાળા હોય, અનુચિત પ્રવૃત્તિ ન કરતા હોય તે ઉચ્ચ ગોત્રવાળા જાણવા जन्मत जाति कर्मणो वा જૈનો જન્મથી કે કર્મથી જાતિ માને છે જૈનો જન્મથી જાતિ

માનવા તૈયાર છે પણ તે ઉત્તમ કર્મોદ્વારા આ શરીરથી પુત્ર પુત્રી પણ ઉત્પન્ન થાય તેમ માકડ કરમીયા વગેરે પણ ઉત્પન્ન થાય, પણ માકડ વગેરેને કોઈ 'ભાઈ બ્હેન' કહેતુ નથી. પુત્ર પુત્રી તો આચારવિચારની જવાબદારીવાળા છે માકડ વગેરે તે જવાબ દારી વિનાના છે, માટે મનુષ્યથી જન્મ પામે તેને ઉત્તમ કુલના માનવામા આવે પણ તેની સાથે કર્મો માનવાના છે કુભારની કૂતરીને શ્રાવિકાનો વેષ આપવાથી કોઈ પૂજશે નહિ એકલા જન્મ પરત્વે જૈન તરીકેની માન્યતા રખાય નહિ પણ તમામ કર્મો (આચાર વિચાર) જોવા પડે આ વાત વ્યવહારને અગે જાણવી આત્માને અગે તો અયોગ્ય ક્ષેત્રોમા જન્મેલાને પણ (અનાર્યોને પણ) મોક્ષ માની શકીએ છીએ આત્માના સસ્કારો વ્યવ હારને માટે નથી શાસ્ત્રકારોએ આચાર પ્રકલ્પ ભણાવવા ત્રણ વર્ષની મર્યાદા રાખી કે ત્રણ વર્ષ પછી ભણાવાય કેવલજ્ઞાન અતર્મુહૂર્ત્તમા છે નિશીથસૂત્ર પણ ત્રણ વર્ષ પહેલા ન ભણાવાય કેવલજ્ઞાન સાધુપણું લીધા પછી અતર્મુહૂર્ત્તમા પણ થાય કેવલજ્ઞાન કોઇનુ આપ્યું લેવાતુ નથી આત્માએ ઉત્પન્ન કરેલી શક્તિ છે સૂત્રો તો આપેલા લેવાના છે

શ્રુતજ્ઞાન માટે ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞા, અનુયોગ છે પણ બાકીના ચાર જ્ઞાન માટે તેવું કાંઈ નહિ શ્રુતજ્ઞાનમા પોતાને તથા બીજાને માટે આટલી બધી દરકાર કારણ કે શ્રુતજ્ઞાન વ્યવહારનો વિષય છે બાકીના ચાર જ્ઞાન પરિણામનો વિષય છે

ધર્મ પણ આર્ય, અનાર્ય ઉચ્ચ નીચ કોઇ પણ પામે વ્યવહાર જરૂર વર્ણ પરત્વે બધાયેલો છે

વ્યવહાર પક્ષ જુદો છે પરિણામ પક્ષ પણ જુદો છે

સૂત્રો ભણાવવા તે વ્યવહાર પક્ષ છે કેવલોત્પત્તિ તે પરિણામ પક્ષ છે ધર્મની પરિણતિ તે જુદી વાત છે

માર્ગમા જતા, અમુક કાર્ય આપણાથી થાય કે નહિ તે પૂછવાની ભાવના થાય તો શ્રાવકને પૂછશો બીજાને નહિ પૂછો કારણ કે બીજામા શ્રાવકપણાની લાયકાત નથી તેવીજ રીતે સાધુને યોગ્ય પ્રશ્ન સાધુને જ પૂછશો

કુલને અગે સદાચાર તે ધર્મની પરપરામા જાહેર છે

ઉચ્ચ નીચ ગોત્રના ભેદનો આ હેતુ છે

卐　　　　卐　　　　卐

## એક જ દેશનામા કલ્યાણ થવામાં કારણભૂત ઉચ્ચ કુલના સસ્કારો છે.

### ચાર ખીલા યાને ભૂમિકા !

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ સૂત્રના પુડરીક અધ્યયનના અર્થાધિકારને સમજાવે છે

હેય એટલે તજવા યોગ્ય, ઉપાદેય એટલે આદરવા યોગ્ય તથા જ્ઞેય એટલે જાણવા યોગ્ય લોકાકાશ, ધર્માસ્તિકાય આદિ નથી તો હેય કે નથી તો ઉપાદેય, પરન્તુ માત્ર જ્ઞેય ( જાણવા યોગ્ય ) છે અહીં પણ દૃષ્ટાન્ત દાર્ષ્ટાન્તિકમા કહેવામા આવેલા કેટલાક પદાર્થો માત્ર જ્ઞેય છે ઉપદેશમાળામા કહેવામા આવ્યું છે કે–કર્મ બધના સ્વરૂપને જાણો અને તોડો !

જ્ઞાન મેળવવાનુ ધ્યેય શું ? पढमं नाणं तओ दया પ્રથમ જ્ઞાન ખરુ પણ તે જ્ઞાન પ્રથમ શા માટે ? દયા માટે પરિણામ દયામા છે

મિથ્યાત્વ ચારે પ્રકારના ત્યાજ્ય છે, જે અત્ર જાણવામા આવ્યા છે શ્રાવકને બીજા કશામા ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન હોતા નથી પણ મિથ્યાત્વને અગે તો ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન છે જૈન કુલનુ મહત્વ આથી જ છે હેતુ એ જ કે માન્યતા બગડવી જોઇએ નહિ જૈન કુલમા ખરાબ સસ્કારો પડવાનો તો સભવ જ નથી શ્રાવક વ્રત ધારણ કરી શકે કે ન કરી શકે તો પણ તે પાપને ખરાબ માનનારો તો હોય જ, ભલે પોતે સત્તરે પાપસ્થાનકોની પ્રવૃત્તિ કરતો હોય પણ તેની માન્યતા પાપને પાપ માનવાની છે તે ' કરવુ જોઇએ ' એમ માનતો નથી પણ ' કરવુ પડે છે, કર્યા વિના ચાલતું નથી ' એમ માને છે ' કરવું જોઇએ ' એ માન્યતા સમકિતીની નથી, મિથ્યાત્વીની છે

સમકિતી જીવ કર્મબધ કરે તો અતકોટાકોટી અગર તેથી ઓછો જ હોય ત્યારે મિથ્યાત્વી જીવ કર્મબધ કરે તો અતકોટાકોટીથી ઓછા નહિ પણ તેથી અધિક જ કરે કારણ એક જ કે પરિણતિમા તફાવત છે

અઢારે પાપસ્થાનકો વર્જવા જોઇએ આ માન્યતા શ્રાવકના કુલમા દૃઢ હોવી જોઇએ કોઇ પણ પાપ સેવતા તને જો જીવ પાપ માને તો માનો કે તે પ્રથમ ખીલે આવ્યો શાસ્ત્રકારોએ ચાર ખીલા બનાવ્યા છે

ત્યાર પછી જ્યારે એમ વિચારે કે એવુ વિચારવાની સ્થિતિમા આવે કે–" હું મોહને તોડી શકતો નથી આ જજાળમા રહ્યો છુ તેના નિભાવ માટે પાપ કરવુ પડે છે છૂટકો નથી છતા તેના નિભાવ માટે કરવા પડતા પાપ સિવાયનુ પાપ ન કરવુ જોઇએ " આવી ભાવના રાખે, આવી પ્રતિજ્ઞા કરે તો સમજવુ કે જીવ બીજે ખીલે આવ્યો

તેથી આગળ વધીને એમ વિચારે કે–" ભોગવનાર તો હુ એકલો છુ ' જગલાજી તો જમી ગયા ને ભગલાજી કૂટાયા ' તેથી શરીર કુટુબાદિ કોઇના માટે પણ મારે પાપ ન કરવુ, કોઇના ભોગે પણ ન કરવુ સર્વસ્વના ભોગે પણ પાપ કરવુ નહિ " ત્યારે જીવ ત્રીજે ખીલે આવ્યો

તેથી આગળ વધીને વિચારે કે–" ગમે તેવો પ્રસગ આવ્યો હોય તો પણ ક્રોધ,

માન, માયા કે લોભમા દોરાઇ જઈને અઢારે પાપસ્થાનકમા પ્રવર્તવુ નહિ પ્રવૃત્તિ તો શું પણ તેવા પરિણામ પણ થવા દેવા નહિ " ત્યારે ચોથે ખીલે જીવ આવ્યો

મોક્ષે જનારાઓએ આ ચારે ખીલા ધ્યાનમા રાખવા જોઇએ અઢારે પાપસ્થાનકોને છાડવા લાયક માનીને તેનાથી દૂર રહેવુ તેનુ નામજ સમ્યક્ત્વ છે

અઢારે પાપસ્થાનકમા ન પ્રવર્તે, પ્રાણાન્ત ઉપસર્ગ છતા સકલ્પ સરખો ન થાય ત્યારે માનવુ કે જીવ વીતરાગપણાના ખીલે આવ્યો શ્રાવકે પ્રથમ ખીલે આવવા, રહેવા તો નિશ્ચિત થવુ જોઇએ

## ઉચ્ચ ગુણો ઉચ્ચ કુલમા સ્વાભાવિક હોય છે

માર્ગાનુસારીના પાત્રીશ ગુણો કહ્યા છે બીજી રીતે શ્રાવકના એકવીશ ગુણો પણ કહ્યા છે એકવીશ ગુણ વ્યક્તિની અપેક્ષાએ છે પાત્રીશ ગુણ કુલની અપેક્ષાએ છે

કુલના પાત્રીશ તથા વ્યક્તિગત એકવીશ ગુણથી જે સસ્કારી હોય તેને ધર્મના સસ્કારો લાગતા વાર લાગતી નથી ખટાઈમા નાખેલા કપડા ઉપર રગના છાટા માત્રથી રગ લાગી જાય છે તેજ રીતિએ પાત્રીશ તેમજ એકવીશ ગુણયુક્ત શ્રાવકને સાધુનો સમાગમ થતા ધર્મનુ પરિણમન થાય છે પ્રથમના સમયમા સર્વવિરતિ, દેશવિરતિ તથા સમ્યક્ત્વ સ્વીકારનારા આત્માઓ હજારોની સખ્યામા નીકળતા હતા તેનુ કારણ કે તેઓ કુલાચારના ગુણોથી વિભૂષિત હતા અભિનવ શેઠ મિથ્યાત્વી છતા પણ તેમણે કુલાચારની અપેક્ષાએ તીર્થકરને ગોચરી વહોરાવી છે ' માર્ગાનુસારીના ગુણો ' એટલે માર્ગને અનુસરતા ગુણો. જે ગુણોવડે માર્ગને અનુસરાય તે ગુણો

સુબાહુએ જે દાન દઇ મનુષ્યાયુ બાધ્યુ છે તે મિથ્યાત્વ દશામા બાધ્યુ છે દાન તીર્થંકરદેવ જેવાને આપ્યુ છે તે સસ્કારથી બન્યુ છે માર્ગાનુસારીના પાત્રીશ ગુણોથી કુલોને સસ્કારીત બનાવવા જોઇએ તેવા કુલો ઉચ્ચ ગોત્ર કહેવાય તેમા નવાઈ શી ? મનુષ્ય પણે મનુષ્યો સરખા છે તે માનવામા અડચણ નથી, પણ ગુણોથી સસ્કારી તથા સસ્કાર હીનનો ભેદ તો જરૂર પડશે એ ભેદ આપોઆપ પડે છે અરે ! શરીરમા પણ મસ્તક ઉત્તમાગ કહેવાય છે, અને પગ અધમઅગ ગણાય છે બને અગ એકજ શરીરના છતા તે બન્નેના સ્વભાવ જૂદા છે

## ઉચ્ચપણાનો ગર્વ નીચે પટકે છે.

ઉચ્ચ સસ્કારવાળા ઊંચા મનાય તથા નરસા સસ્કારવાળા નીચા મનાય તેમા નવાઇ શી ? ઉચ્ચ કુલમા જન્મેલાને નીચ કુલમા લઇ જાઓ તો પણ તેના આત્મામા ઉચ્ચ સસ્કારો તો હોયજ છે ઉચ્ચ કુલના સસ્કારો, ધર્મને અગે સહાયક છે, જલની કુળે

છે જાતિ, કુલ, લાભ, ઐશ્વર્ય, બળ, રૂપ, તપ, શ્રુત આ વસ્તુઓ દ્વારા ઉચ્ચ કુલવાળો નીચ કુલવાળાની હીનતા જણાવે છે તથા પોતાની ઉન્નતિના કારણો તરીકે જણાવે છે, પણ એક વાત ધ્યાનમા રાખવી કે તે ઉન્નતિના કારણોનો ઉપયોગ પોતાનુ સાધવામા કરવાનો છે બીજાનુ છોલવામા કરવાનો નથી જો આ સાધનોનો મદ કરે, અભિમાની બને, ડંફાશ હાંકે તો સ્વય પાછો હીનપણાને પામે છે મદ( ગર્વ ) થઈ જાય તે બનવાજોગ છે વિવેકી ન કરે, સમજુ ન કરે તે વાત જૂદી છે, પણ મદ કરવા યોગ્ય નથી

### હીરા મુખસે ના કહે લાખ હમારા મોલ.

હીરાના મૂલ્ય તો ઝવેરી બોલે ઉત્તમ પુરૂષો પોતે પોતાની બડાઈ હાકતા નથી અને જો હાંકે તો તેઓ પણ હલકા પડે છે

મદ કરનારો આત્મા પરભવમા નીચ કુલમા જન્મે છે, નિર્બળ થાય છે, કદરૂપો થાય છે, દુનિયાદારીનો ન્યાય અહીં પણ લાગુ છે

જૈન શાસ્ત્રનો કાયદો તો પ્રરૂપકને પણ લાગુ પડે છે કાયદો કરનાર છૂટી શકે એવુ અહીં નથી કાયદા કરનાર પ્રથમ ધૂસરીમા છે ભગવાન્ શ્રીમહાવીરદેવના જીવે, મરીચિના ભવમા મદ કર્યો તેનું પરિણામ શું આવ્યુ ? " તીર્થંકરમા મારા દાદા પહેલા, ચક્રવર્તિમા મારા પિતા પહેલા, વાસુદેવમા હું પહેલો " વાત તો આ હતી વાત ખોટી નહોતી પણ મરીચિનું બોલવુ સ્વરૂપ દર્શાવવા માટે નહોતું મદ કરવા માટે હતુ अहो कुलं उत्तमं मज्झ ( आव० गा० ४३२, हरि० ) આ મરીચિના કથનનો છેલ્લો સાર છે ' અહો ! મારુ ઉત્તમ કુલ ! ' બીજા કુલો ની અવગણનાદર્શક મરીચિનો મદ હતો આ કુલ મદ કહેવાય માટે તેમને નીચ કુલોમા ઉત્પન્ન થવુ પડ્યુ કોડાકોડી સાગરોપમ સુધી ફલ ભોગવાય છે કર્મનો અવશેષ છેલ્લા ભવમા—મહાવીરના ભવમા પણ નડે છે પ્રથમ ભગવાન્ શ્રીમહાવીરદેવ કર્મયોગે દેવાનદા બ્રાહ્મણની કુક્ષિમા આવે છે ઇંદ્રમહારાજા સ્વકર્તવ્યાનુસાર ભગવાન્‌ને ત્યાથી હરીને ભાગ્યવાન્ ત્રિશલા માતાની કુક્ષિમા સ્થાપે છે

મદ કર્યાનુ ફલ આવી રીતે, આટલી હદે જો શ્રીતીર્થંકર દેવના જીવને ભોગવવુ પડે તો બીજાની શી વલે ? શાસ્ત્રકારો નીચ ગોત્રવાળા તરફ તિરસ્કારદૃષ્ટિ રાખવાનુ કહેતા નથી

હરિકેશીએ પ્રથમ ભવે મદ કર્યો, બીજે ભવે ચ્યવ્યા, ત્રીજે મોક્ષે ગયા તેમને તો એક જન્મે પતવુ પણ ભગવાન્ મહાવીર તો સ્વયતીર્થંકર, તેમને મદનુ ફળ કોડાકોડ સાગરોપમ સુધી ભોગવવુ પડ્યુ !

### કુલના પ્રભાવે કલ્યાણ સાધના !

શ્રીસુધર્માસ્વામીજી, શ્રીજબૂસ્વામીજી, શ્રીકેશીકુમારને દુનિયાદારીના કોઈ પણ

વ્યવહારનુ કામ નહોતુ, છતા તેમને जातिसपन्न कुलसपन्न કહેવામા આવે છે તે રીતે તેમની ઓળખાણ આપવામા આવે છે તેઓ ગણધર છે, ચૌદપૂર્વી છે, ચૌદપૂર્વના રચનાર છે એ વાત સાચી છતા તેમને 'જાતિસપન્નાદિ' કહેવામા આવે છે ધર્મના સસ્કારો ઉચ્ચ ગોત્રવાળાને ત્યા જ સફળ થાય છે ઉચ્ચ ગોત્રવાળાના નિયમો ઊચા–મહાવ્રતોના કે અણુવ્રતોના હોય છે જ્યારે બીજાઓના નિયમો નાના હોય છે હરિબલ, દેશના સાભળીને પ્રત્યાખ્યાનમા પ્રથમ મત્સ્ય છોડી મૂકવો એવો નિયમ કરે છે નીચ કુલમા એટલી બધી મુશ્કેલી હોય છે કે બીજુ કાઈ કરી શકાતુ નથી ઉચ્ચ કુલવાળાઓ તો દેશના સાભળતા, તરત માબાપની રજા લઈને દીક્ષા લેવા નીકળી પડતા હતા, અથવા અણુવ્રતો ઉચ્ચરતા હતા છેવટે છેવટે એકરાર તો ચોક્કસ કરતા હતા કે–सद्दहामि ण भते ! निग्गथ पावयण०, तथा रोएमि० फासेमि० વિગેરે ( उवा० पृ० २ )'નિર્ગ્રંથ પ્રવચન, ત્યાગમય જૈન શાસન જ સાચુ છે તે સિવાય કલ્યાણ નથી ”

છોકરાને લાડવો ન ખાવા દેવો હોય તો તેને 'છી ! છી !' કહી દે છે, છોકરો તરત ખસી જાય છે: અહીં તેવી શ્રદ્ધા નથી ત્યાગમય જૈનશાસન માટેની શ્રદ્ધા-પ્રતિજ્ઞા તો તારકપણાની પ્રતીતિથી છે વળી કબૂલાત કરે છે કે “ક્યારે આ પ્રવચન લઉ ”

દેશના સાભળીને સર્વવિરતિ લેતા, અને છેવટે જીવો આવી પ્રતિજ્ઞા કરતા હતા

જેને સર્વવિરતિની ભાવના થતી તેઓ તો બોલતા આ જગત્ ભયકર દાવાનળ છે જ્યા ત્યા જ્વાળાઓ સળગી રહી છે, જરા મરણના ઉપતાપરૂપ અગ્નિથી આખુ જગત્ બળી રહ્યુ છે માટે મારો એમાથી નિસ્તાર કરો ”

દેશવિરતિની ભાવનાવાળા “ભગવન્ ! આ રાજામહારાજા તથા મત્રીઓ કે બીજાઓની જેમ સસારનો સર્વથા ત્યાગ કરવાની મારી શક્તિ નથી માટે મને અણુવ્રતો આપો ”

આ તમામ એક જ વખતની દેશનામા બની જતુ શાથી ? ઉચ્ચ ગોત્ર, ઉચ્ચ કુળના પ્રભાવે !

ઉચ્ચ કુલના સસ્કારવાળાને ઉપદેશ પરિણમતા વાર લાગતી નથી નીચ ગોત્રવાળાને ઉપદેશની અસર ન જ થાય એમ તો ન કહેવાય પણ વાર જરૂર લાગે શ્રીઋષભદેવજીની સાથે ચાર હજારે દીક્ષા લીધી છે

ચદનને બાળો કે કાપો તો પણ સુગધરૂપ સસ્કારનો તે ત્યાગ કરતુ નથી તેથી ઉત્તમ છે નીચ ગોત્રવાળો હલકા સસ્કારોને છોડતો નથી

કુભારે સાધુના ગળા કાપ્યા સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય થતા પૂર્વના સસ્કારના પ્રભાવે ગળા કાપવાની પ્રવૃત્તિ કરી

પુણ્ય પણ સ્વતંત્ર પ્રકૃતિ છે, તેમજ પાપ પણ સ્વતંત્ર પ્રકૃતિ છે તેથી બન્નેનો ભોગવટો જુદો માનવો પડે છે

રાજાના ઘેર આંધળો કુંવર જન્મ્યો ત્યાં જન્મવાનું પુણ્યથી છે આંધળાપણું પાપથી છે

ઉચ્ચ નીચ ગોત્ર પછી કાયા જરૂરી છે શક્તિમાન્ તથા નિરોગી કાયાવાળા ઓછા હોય છે

દુનિયામાં સાધારણ નિયમ મનાય છે કે "જેવું વાવીએ તેવું લણીએ" પોતાની પ્રાપ્તિ માત્ર વિચારાય પણ પરની પીડા ન વિચારાય ત્યાંસુધી ભવાંતરમાં નિરોગીપણું, સારી કાયા મળવાની નથી નિરોગી કાયાની ઇચ્છા હોય તો તમારા તરફથી બીજાને થતા ઉપતાપો અટકાવો

મેઘકુમારના જીવ હાથીને દયા આવવી કેટલી મુશ્કેલ ? જનાવરની જાત તેમાં પણ હાથી ! જંગલી હાથી ! જે હાથીને લાકડાં ઘાસ વગેરેને ઉખેડી ઉખેડીને ફેંકી દેવાની ટેવ પડી હોય તેવો હાથી ! ક્રૂર કહો, જંગલી કહો, ઘાતકી કહો-તેવા હાથીને ભવિતવ્યતાના જોરે સસલાને બચાવવા દયા પ્રગટી પ્રગટી એટલું જ નહીં, દયાનો પ્રાદુર્ભાવ થયો એટલું જ નહિ, પણ અમલ શરૂ થયો, શરૂ થયેલો અમલ પડતો ન મૂકાયો, ચાલુ રહ્યો, દયા ટકી કયાં સુધી ? પોતાના દેહના ભોગે સસલાને બચાવવા સુધી દયા ટકી આપણે તો 'છૂટકો નથી' એ શબ્દ ઘરગથ્થુ થઈ પડ્યો છે પોતાનું ભારી અંગ જકડાતું જાય છે છતાં હાથીનો સિદ્ધાન્ત સસલાને બચાવવાનો છે પ્રાણના ભોગે સસલાને બચાવવાના સિદ્ધાન્તના અમલને પાર પાડનાર હાથી મેઘકુમાર થાય દયાનું ફલ ઊંચું છે માટે તે ઉચ્ચ કુલમાં આવ્યો ઉચ્ચ કુલમાં ન આવે તો દયાનું ફલ શું ? ત્યાં સંયમ લઈને કલ્યાણ સાધે છે

卐 卐 卐

## ઉત્તમ સંસ્કારો મેળવવા, ટકાવવા તે દરેકની ફરજ છે

### મોક્ષના ધ્યેય વિનાના કામભોગથી રગદોળાયેલા જ રહે છે.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને પાસે શ્રીસૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના અર્થાધિકારનું નિરૂપણ કરતા પુંડરીકાધ્યયનને અંગે મિથ્યાત્વીઓના વર્ણન બાદ આર્યાનાર્ય ક્ષેત્રો, મનુષ્યો, ઉચ્ચ નીચ ગોત્ર, કાયા ઈત્યાદિની ધર્મને અંગેની જરૂરિયાત કહે છે

મુસાફરો રૂપી ચાર મિથ્યાત્વીઓ જેઓ કર્મરૂપી પાણીમાં ડૂબેલા છે તથા કામભોગ રૂપી કચરા-કાદવમાં ખૂંચેલા છે તેઓ હેય છે છાંડવા યોગ્ય છે પરિહરવા યોગ્ય છે

પાંચમા પથિકના સ્થાને દર્શાવાયેલા ધર્મકાય ભિક્ષુક તે ઉપાદેય ( આદરણીય ) છે

મિથ્યાત્વ અનેક પ્રકારના છે એક અપેક્ષાએ સમ્યકૃત્વ કરતાં તેના પ્રકારો બમણા છે સમ્યકૃત્વ એટલે સાચી શ્રદ્ધા શ્રદ્ધા ન થવી તે પણ જેમ મિથ્યાત્વ છે, તેમ શ્રદ્ધા વિપરીત થવી તે પણ મિથ્યાત્વ છે

મિથ્યાત્વી કે મિથ્યાત્વ અહીં જે કહ્યા છે તે તે મોક્ષના ધ્યેય વિનાના છે

મોક્ષના ધ્યેયવાળા મિથ્યાત્વો દાર્શનિક મિથ્યાત્વ છે દાર્શનિક મિથ્યાત્વીઓ મોક્ષને માને જરૂર પણ સાધનાર સાધનો તથા સ્વરૂપને જુદી રીતે માને અહીં જે મિથ્યાત્વી કહ્યા છે તેમનો મોક્ષનો ઉદ્દેશ જ નથી તેમના ધ્યેયમા માત્ર ભૌતિક પદાર્થો છે ઇંદ્રિયો અને તેના વિષયો જ તેઓનુ સાધ્ય છે ધ્યેય કે ' નાક કટ્ટા તો કટ્ટા પણ ઘી તો ચટ્ટા ' જેવી તેઓની સ્થિતિ છે આવાઓ કર્મરૂપી જાળમા ડૂબેલા રહે અને કામભોગરૂપી કાદવમા રગદોળાયેલા રહે તેમા નવાઇ નથી

પ્રથમ મિથ્યાત્વી માત્ર ભૂતવાદી છે તેને માત્ર વિષયભોગો જ જોઇએ છે એટલે તે ભૂતોનો ભોગ થયો છે તે જીવ માનતો જ નથી, એટલે જવાબદારી, જોખમદારી રહી કયા ?

બીજો મિથ્યાત્વી આત્મ-પક્ષવાદી છે તેનુ સાધ્ય માત્ર જન્મ મરણની ભીંત વચ્ચેનું જ છે, પાછલ કે આવતા ભવનુ તેણે જોવાપણું રાખ્યું નથી एतावानेव लोकोऽय यावानिंद्रियगोचरः । (ષડ્૦ શ્લો૦ ૮૧) દેખાય તેટલુ જગત આવી માન્યતાવાળો મિથ્યાત્વી કર્મમા લેપાય તેમા શી નવાઇ ? તેણે પણ જવાબદારી, જોખમદારી ઉડાવી દીધી છે.

ત્રીજો ઇશ્વરવાદી મિથ્યાત્વી છે તે કહે છે કે-" ગાય દૂધ વધારે આપે કે ઓછુ આપે તે લાભ કે હાનિ માલીકને છે, ગાયને કાઇ લેવાદેવા નથી તેમ આ જીવને કાઇ લેવાદેવા નથી · જીવની પ્રવૃત્તિનો પ્રેરક પરમ શક્તિમાન્ પરમાત્મા છે, માટે તે જ જવાબદાર છે " આ રીતે પોતાની જવાબદારી, જોખમદારી ઇશ્વર ઉપર ઓઢાડનારાઓ કર્મરૂપી નાવમા ડૂબેલા તથા કામભોગરૂપી કાદવમા ખૂચેલા રહે તેમા આશ્ચર્ય નથી

ચોથો મિથ્યાત્વી ભવિતવ્યતાવાદી છે તે કહે છે " માનવી મિથ્યા દોઢડાહ્યો થાય છે તેને પૂછે છે કોણ ? મગતરારૂપ માનવીથી થવાનુ શુ ? થાય તો તે કે જે ભવિતવ્યતાએ નિર્ણિત કર્યું હોય " એ પણ આ રીતે જવાબદારી, જોખમદારીના ગાસડા પોટલા ભાવીના ખીંટે ભરાવે છે તેથી વિષયોથી નિવૃત્ત થઇ શકે નહિ

જે આત્માઓ ગયા ભવો, આ ભવ તથા આવતા ભવને અગે જવાબદારી, જોખમદારી પોતાની માને તેજ આત્માઓ વિષયાદિથી બચી શકે

આ ચાર પ્રકારના મિથ્યાત્વીઓ તો જવાબદારી, જોખમદારી માનતાજ નથી

આ મિથ્યાત્વીઓ પણ પોતાની પ્રરૂપણા આર્યક્ષેત્રોમા કરે છે

## જનાવરને પણ સસ્કાર વળગે છે તો મનુષ્યને વળગે તેમા શી નવાઈ?

યોગ્યતાની દૃષ્ટિએ જ્યા શ્રીતીર્થંકરાદિ પુરુષોત્તમો જન્મ લે છે, જે ક્ષેત્રો તેમના જન્મને યોગ્ય છે તે આર્યક્ષેત્રો છે તેવા માત્ર સાડી પચ્ચીશજ દેશો છે, વ્યવસ્થાની અપેક્ષાએ તે વ્યાખ્યા છે કે શ્રીઋષભદેવજી ભગવાને અગર બીજા તીર્થંકરે જે ધર્મ, નીતિ વગેરે પ્રવર્તાવ્યા તે જ્યા જ્યા પ્રવર્ત્યા હોય તે આર્ય ક્ષેત્રો ન પ્રવર્ત્યા હોય તે અનાર્ય ક્ષેત્રો

જ્યા જ્યા અર્દ્ધમાગધી ભાષા અને બ્રાહ્મી લિપિ પ્રવર્તમાન છે તે દેશો સર્વ આર્ય ક્ષેત્રમા ગણાય તમામ આર્યોની ભાષા અને લિપિ એક સરખી જ છે શ્રીપન્નવણાજીસૂત્રકારે જણાવ્યુ છે કે-જ્યા જ્યા માગધી ભાષા અને બ્રાહ્મીલિપિ પ્રવર્તે તે આર્ય ક્ષેત્રો તથા તે વિનાના અનાર્ય ક્ષેત્રો સમજવા ( પ્રજ્ઞા૦ પૃ૦ ૫૬ )

આર્ય ક્ષેત્રોમા જન્મેલા તે આર્ય મનુષ્યો અનાર્ય ક્ષેત્રમા જન્મેલા તે અનાર્ય મનુષ્યો

उच्चागोत्ता वेगे० ( सूत्र० पृ० २७५ )

રાજાના ઘેર જન્મેલો પુત્ર રાજ્યને, શ્રીમતના ઘેર જન્મેલો પુત્ર પૈસાને મેળવવા ગયા નથી રાજ્યનો તથા ધનનો વારસો તેમને વગર મહેનતે જન્મતાજ મળી ગયો છે તેજ રીતે ઉચ્ચ ગોત્રમા જન્મતાજ શુદ્ધ સસ્કારનો વારસો મળે છે શુદ્ધ સસ્કારનો વારસો ઉચ્ચ ગોત્રમાજ મળે છે વિના મહેનતે, વિના સસર્ગે, વિના ઉપદેશે આપોઆપ સારા સસ્કારનો વારસો ઉચ્ચ ગોત્રમા જ મળે છે

મનુષ્યપણુ મળવા છતા, આર્યક્ષેત્ર મળવા છતા ઉચ્ચકુલ મળવુ મુશ્કેલ છે હિન્દુ વર્ગમા અભક્ષ્યથી પરહેજ રહેનાર વર્ગ ઓછો ત્યારે જૈનોમા અભક્ષ્યનો ત્યાગ તો સ્હેજે મોટા ભાગને હોય છે ઘરમા, કુટુબમા, જ્ઞાતિમા અનિષ્ઠ રિવાજો ન હોય તે સદ્ભાગ્ય ગણાય કે જેના યોગે સન્માર્ગે જલદી આવી શકાય નિર્વિઘ્ને આવી શકાય ઇતરોને સન્માર્ગે આવતા મુશ્કેલીઓ વટાવવી પડે, મુશ્કેલીઓનો સામનો કરવો પડે તેથી તેમને સન્માર્ગે આવતા સમય જોઇએ

સસ્કાર જનાવરને પણ પડે છે તો મનુષ્યને પડે તેમા નવાઈ શી?

ચોર લુટારાને ઘેર રહેતો પોપટ 'મારો, લુટો' એમ જ બોલશે કેમકે તે તેવુ બોલતા શીખ્યો છે સાધુ, ભગત વગેરેને ત્યા રહેલો પોપટ "રામ રામ, સીતારામ" વગેરે બોલશે કેમકે તે તેવુ બોલતા શીખ્યો છે

હિન્દુજ્ઞાતિમા જન્મેલાને દારૂ કે માસના સસ્કારો હોતા નથી તે જાણે છે કે આ દુર્ગતિના સાધનો છે ઉચ્ચકુલના આ સસ્કારો છે

આવા કેટલાક જીવો ઉચ્ચ ગોત્રવાળા હોય છે કેટલાક જીવો નીચ ગોત્રવાળા હોય છે

## નીચ ગોત્રવાળા નરસામા સારૂ જુએ છે !

નીચ ગોત્રવાળા આત્માઓને બિચારાને પાપના સતાપનો ખ્યાલ જ હોતો નથી હિંસા, જૂઠ, ચોરી વગેરે મોટા પાપોની પણ પાપમા તેમની પાસે ગણના નથી હિંસા કરવી એ તો તેઓને મન રમત થઈ ગઈ હોય છે વળી કેટલીક વખતે તો કરે પાપ અને ગણાવે ઉપકાર આવી તેઓની સ્થિતિ છે ધર્મસગ્રહણીમા ચોરોના અધિકારમા જણાવ્યુ છે કે ચોરો પોતાની ચોરીને આ રીતિએ ઉપકાર જણાવે છે "જો ચોરોને રાત્રિને વિષે સચાર ન હોય તો, મતલબ કે ચોરોનુ અસ્તિત્વ ન હોય તો લોકો કુભકર્ણ જેવા ઊંઘણસી બની જાત, ચોરો છે તો તેઓ જાગૃતાવસ્થાની શક્તિ કેળવી શકે છે, વળી ચોકીઆત વર્ગની રોજી ચોરો છે તો ચાલે છે, ચોરો છે તો લુહારોનો ધધો ચાલે છે ચોરો ન હોય તો પટારા કે તાળા વગેરે કોણ લે ? ચોરોનો ધધો તો વિશ્વોપકારી છે " ચોરીનુ પાપ તે કડવુ તુબડુ અને તેને ઉપકાર ગણાવવો તે સોમલનો વઘાર કે કાઈ બીજુ ? આવો બચાવ નીચ કુલજ કરાવે છે

## અભયકુમારની બુદ્ધિ !

રાજગૃહી નગરીમા શ્રેણિક મહારાજાની સભામા એક વખતે 'સર્વ લોકો અધમની પ્રવૃત્તિમા છે' એમ સહુ કોઈ બોલ્યા

અભયકુમાર મત્રીશ્વરે વિચાર્યું કે આ લોકોની વાત શબ્દથી ( દેખીતી રીતે ) મીઠી છે પણ ભાવાર્થથી ( વાસ્તવિક રીતે ) કડવી છે જેમ એક મણુસ ઊંઘમાથી ઝબકીને ઊઠયો તેની સ્ત્રીએ પૂછયુ "શુ થયુ ?" ધણી બોલ્યો "અરે રે ! સ્વપ્નામા હુ રાડ્યો !" તે સ્ત્રી બોલી ઊઠી "હાય રે ! તમે શા માટે રડો ? હુ ન રડુ !" અહીં આ સ્ત્રી પોતે રાડવાનુ કહી પોતાના પતિના મૃત્યુની વાત કરે છે તે રીતે આ સભામા દરેક મનુષ્ય-દુનિયા અધર્મી છે એમ બોલે છે પણ કોઈપણ મનુષ્ય પોતાના આત્માને અધર્મી કહેતો નથી રાજસભામા રકઝક તો કરાય નહિ દીર્ઘદૃષ્ટિવાળાઓ ધમાધમ કરતા નથી વખત વિચારે અને તકની રાહ જુએ અભયકુમાર મત્રીશ્વર તો બુદ્ધિનિધાન હતા 'અભયકુમારની બુદ્ધિ હજો' એમ તમે ચોપડામા નવીન વર્ષના વહીપૂજનમા સારા ચોઘડીએ લખો છો ને ! અભયકુમારની બુદ્ધિ સાથે હેતુ, ઉપયોગ પણ માગવો જોઈએ

થોડા સમય બાદ મત્રીશ્વર ( મહામત્રી ) અભયકુમારે ગામ બહાર ઉત્સવની યોજના કરી ઊજાણી રાખી ત્યા બે મહેલ બનાવ્યા હતા તેમા એક કાળો મહેલ, એક સફેદ ( શ્વેત ) મહેલ

મત્રીશ્વરે ઘોષણા કરી કે ધર્મીએ ધોળા મહેલમા જવુ તથા અધર્મીએ કાળા મહેલમા જવુ કાળા મહેલમા જાય કોણ ? ધોળો મહેલ ભરાઈ ગયો, ઉભરાઈ ગયો

મન્ત્રીશ્વરે એક પછી એક પૂછવા માડ્યુ કે-તમે શુ ધર્મ કરો છો કે જેથી ધર્મી તરીકે શ્વેત પ્રાસાદમા પ્રવેશ કર્યો છે ?

કસાઇ-મન્ત્રીશ્વર ! હુ જો જીવ ન મારૂ, માસ ન વેચુ તો માસ ખાનારાની વલે શી થાય ? વળી તેઓના ક્રોધનુ પરિણામ કયા આવે ? અનાજના ખાનારને અનાજ ન મળે તો તેનુ પરિણામ ક્રોધથી લાપોટ, થપ્પડ, મુક્કીમા આવે પણ માસ ખાનારને માસ ન મળે તો મારામારી, કાપાકાપી જ થાય ! વળી માસાહારી જનાવરોનુ પણ પોષણ થાય છે ”

ખેડુત—પવિત્ર પુરૂષો જે અનાજ ખાય છે તેને નીપજાવનાર તો હુ છુ પવિત્ર પુરૂષોની પવિત્રતાનુ રક્ષણ મારી ખેતીથી છે

દારૂ વેચનારાઓ, વેશ્યાઓ, જુગારીઓ સૌએ પોતપોતાના ધધામા ઉપકાર ગણાવ્યો

કાળા સ્થાનમા ચાર શ્રાવકો બેઠેલા હતા તેઓ શ્રદ્ધાળુ હતા ક્રિયા કરનારા હતા, છતા કાળા મહેલમા પેઠા હતા મન્ત્રીશ્વરે પૂછ્યુ “ ધોળા મહેલમા સ્થલના અભાવે અહીં આવ્યા છો ? ” તે શ્રાવકોએ કહ્યુ “ નહિ ! મન્ત્રીશ્વર ! ! અમે જાણીનેજ અહિ આવ્યા છીએ તે મહેલમા જવાનો અમને હક્ક નથી પાપને જાણીએ છીએ, ‘ આ પાપ છે ’ એમ સમજીએ છીએ છતા છોડતા નથી, અમે ધર્મી શાના ? જે કાંઈ છોડ્યુ છે તેમા પણ છીંડા છીંડીઓનો પાર નથી, બેસુમાર છે, અમારાથી ધર્મી ગણાવાય શી રીતે ? પાપને છોડે, છીંડી પણ ન રાખે તે ધર્મી ! ”

મન્ત્રીશ્વરે તેને જ સાચા ધર્મી ગણ્યા, ગણાવ્યા

ધર્મીપણુ કયારે કહેવાય તેના લક્ષણોને ધર્મનિષ્ઠ બુદ્ધિમાનો સમજે તે કયારે બને ? ઉચ્ચકુલ સાપડ્યુ હોય, ઉચ્ચ સસ્કારો મળ્યા હોય ત્યારે જ તે બને છે

આજે તો ગીધડાઓ અન્ય દેશને ચૂસે, ગુલામીની ધૂસરીમા નાખે અને કહે શુ ? “ પરમેશ્વરે અમને આ ફરજ સોંપી છે ” ચોરી અને શિરજોરી !

અધમ કુલમા જન્મેલાઓ અધમ સસ્કારવાળા હોય છે ઉપરાત વધારે ધૃષ્ટતા એ છે કે તેમની અધમતાને પણ તેઓ ઉત્તમતા ગણાવે છે આવા આત્માઓ આવતા ભવમા વધારે નીચા ( હલકા ) કુલમા ઉત્પન્ન થાય છે

### યજ્ઞની હિસામા ધર્મ મનાવનારમા દયાનો છાટો પણ કયાથી હોય ?

જે કુલમા પરાપૂર્વથી, બાપદાદાથી હિસકપણુ પ્રવર્તતુ હોય તે કુલવાળાઓ તો

દયાને ઊલટી વગોવે છે, દયાને 'દુર્બલતા' કહે છે તેમને દયા તો દેખાતી નથી પણ દયાની ઉત્તમતા પણ સૂઝતી નથી બોકડા મારનાર 'મારૂ' વચનવાળાજ થયા છે એવા બોકડામારૂઓ કહે છે "ભગવાને પશુઓને યજ્ઞ માટે જ બનાવ્યા છે"

ખૂબ વિચારો ! પચેન્દ્રિય પ્રાણીને રેંસનારા કસાઇઓ, ખાટકીઓ, માછીમારો પણ જીવોને મારવામા સ્વર્ગની માન્યતા ધરાવતા નથી, પણ આ બોકડામારૂઓ તો યજ્ઞમા પશુઓને મારીને સ્વર્ગની–દેવલોકની ઇચ્છા રાખે છે ! स्व कामोऽग्नि होत्र जुहुयात् । "દેવલોકની ઇચ્છાવાળાએ અગ્નિ હોમ કરવો ઋદ્ધિની ઇચ્છાવાળાએ પશુ હોમ કરવો અશ્વમેધ યજ્ઞના મધ્ય દિનમા પાચસે સત્તાણું જનાવરોનો હોમ થવો જોઇએ" આ બોકડામારૂઓ આ વચનોને વેદના વચનો જણાવે છે આવી રીતે જેઓ પચેન્દ્રિય પ્રાણીઓને મારવામા મરનાર (બોકડા) તથા મારનાર, મરાવનારને દેવગતિ માને, મનાવે તેવા સસ્કારવાળાઓને દયાની દાઝ કયાથી હોય ? સ્વપ્ને પણ ન હોય તેવાઓ દયાને દૂષિત કરવા માગે તેમા નવાઇ શી ? આ સર્વ ચેષ્ટા નીચ કુલની જ છે

ઉચ્ચ કુલમા જન્મેલો આત્મા પાપથી દૂર રહી ન શકે તો પણ પાપને પાપ માને તો ખરો જ

જૈન કુલમા ઘાતકીપણાનો તો ઘાત થઇ ગયો છે ત્યા તો કીડી સરખા જીવની દયાની કાળજી ડગલે ને પગલે લેવામા આવે છે

## રગ લાગવો જોઇએ.

વ્યક્તિની અપેક્ષાએ શ્રાવકના એકવીશ ગુણો તથા કુટુબની, કુલની અપેક્ષાએ માર્ગાનુસારીના પાત્રીશ ગુણો જેની પરપરામા ચાલતા હોય તે કુલમાના આત્માઓને સહજ સસર્ગ મળતા સસ્કારો આબાદ જામી જાય છે ખટાઇમા બોળેલા કપડામા ચોટેલો રગ કપડુ ફાટે છતા જતો નથી, તેવી રીતે ગુણોથી રગાયેલા કુટુબોમા ગુરૂરાજ કે શાસ્ત્ર શ્રવણાદિ નિમિત્તને સયોગ મળતા તે આત્માઓને લાગેલો ઉપદેશ ઓતપ્રોત થાય છે ત્યા હળદરીઓ રગ નથી જેનામા પાત્રીશ ગુણો ન હોય, એકવીશ ગુણો ન હોય આવા સસ્કારો ન હોય તેને ઉપદેશ લાગે તો પણ તની અસર હળદરીયા રગ જેવી ઢગધડા વગરની જાણવી

આ વાત ધ્યાનમા ઉતારીશું તો બરાબર ખ્યાલમા આવશે કે પ્રાચીન કાલમા તે પુણ્ય પુરૂષો એક જ દેશનામા, એક જ વચનમા કેમ કાર્યસિદ્ધિ કરતા હતા ઉચ્ચ કુલના ઉચ્ચ સસ્કારોનો પ્રભાવ ત્યા ઝળહળતો હતો, જીવનો જાગતો હતો

શ્રીતીર્થંકરાદિ પુરુષોત્તમોનો જન્મ ઉચ્ચ કુલોમાજ થાય તેજ આશીર્વાદરૂપ નીવડે

## જાતિ મદ કરનારને માટે દડ નીચ જાતિનો· નીચ જાતિની સિદ્ધિ !

દુનિયાદારીમા પણ અગોમા મસ્તક વધારે કિમતી છે પગ ઓછા કિમતી છે મસ્તકને ઉત્તમાગ કહેવામા આવે છેઃ પગને અધમઅગ ગણવામા આવે છે કોઈને માથુ લગાડો તો વાધો નહિ રાજી થાય પણ પગ લગાડો તો તને ગુસ્સો આવે પગ અધમઅગ માટે કાપી નખાતુ નથી તેમ નીચ ગોત્રવાળાનુ નિરૂપણ જાણવા માટે છે તેવા ગોત્રવાળા પરત્વે તિરસ્કાર કરવા, અગર તેવી ભાવના રાખવા માટે નથી નીચ ગોત્રવાળા માણસાઈમા નથી, જીવપણામા નથી એમ માનવા માટે આ નિરૂપણ નથી

જેમ કોઈ મનુષ્ય કોઈની હિસા કરે, ઘાત કરે તો તેમ કરનારો ભવાતરમા સેકડો વખત ઘાતને પામે છે તેની પોતાની હિસા થયા કરે છે, તેમ અહીં જે કોઈ અભિમાન કરે તો તે પણ ભવાતરમા હલકો થાય છે, હલકી સ્થિતિમા ઊતરી જાય છે ૧ જાતિ, ૨ કુલ, ૩ ઋદ્ધિ, ૪ બળ, ૫ રૂપ, ૬ ઐશ્વર્ય, ૭ શ્રુત, ૮ લાભ આ આઠ દ્વારા અભિમાન કરી બીજાને હલકો પાડનારો આત્મા ભવાતરમા જે જે દ્વારા અભિમાન કર્યું હોય ત તે દ્વારા તેમા તેમા હલકી હાલતવાળો થાય છે

શાસ્ત્રકાર જણાવે છે કે-हीनानि लभते जन ( कल्पसू० टी० व्या० २, पृ० २७ ) જાતિ મદ કરનારો નીચ જાતિમા જાય જાતિ મદ કરનારને નીચ જાતિની ગતિનો દડ છે નીચ જાતિ માનવી જ રહી જો ન માનીએ તો જાતિ મદ કરનાર માટે બદલો જ રહ્યો ક્યા ?

## જૈન દર્શન ધર્મના અધિકારથી કોઇને વચિત રાખતુ નથી

હલકી જાતિ કે હલકુ સ્થાનાદિ ગમે તે હાલત હોય તો પણ કોઈ પણ આત્માને ભવાતરના ગુન્હાના બદલામા શાસ્ત્રકાર ધર્મના અધિકારથી વચિત રાખતા નથી

ઇતરોમા એવી માન્યતા છે કે-ક્ષત્રિયે ક્ષત્રિયપણામા મરવુ સારુ, પણ વૈશ્યમા કે બ્રાહ્મણમા જવુ ખરાબ છે ત્યા વર્ણ કે આશ્રમ ગણવામા આવે છે

स्वधर्मे निधन श्रेयः परधर्मो भयावह' ( भग० गीता अ० ३, श्लो० ३५ )

અર્થ—પોતાની જાતિના ધર્મમા મરી જવુ સારૂ પણ બીજી જાતિનો ધર્મ ( અગીકાર કરવો ) તે ભયકર છે

આ વાક્ય કૃષ્ણજીએ અર્જુનને કહ્યુ છે

સમરભૂમિમા યુદ્ધ ચાલી રહ્યુ છે એક તરફ પાડવો છે બીજી તરફ કૌરવો છે કાકાના દીકરા ભાઇઓ છે

અર્જુન કૃષ્ણને કહે છે-" હે કૃષ્ણ ! આ દુર્યોધન, આ દ્રોણ, આ ભીષ્મપિતા વગેરે

સ્નેહીઓ, વડીલોને મારવા મારું હૃદય કંપે છે આ ગુરુજનોને માર્યા સિવાય ભીખ પણ મળશે તો પણ ઠીક છે હે કૃષ્ણ! આ બધા આવીને મને મારે તો પણ તેમને મારવા હું ઇચ્છતો નથી વડીલો, કુલના પૂજ્યોને મારીને મળેલા એવા રાજ્યથી સાર્થક શું?"

ત્યાં કૃષ્ણ કહે છે–હે કૌંતેય! આ કટોકટીના મામલામાં તને આવું ભયંકર પાપ ક્યાંથી સૂઝ્યું?

## स्वधर्मे निधनं श्रेयः

ક્ષત્રિય ધર્મમાં મરવું સારું પણ ધર્મ પરિવર્તન ઇષ્ટ નથી

આ રીતે ઇતરો કહે છે

જૈન દર્શનમાં આ સ્થિતિ નથી જે વર્ણમાં જીવ જન્મ્યો હોય ત્યાંનો ધર્મ, અધર્મ રૂપ હોય, હિંસાદિ આચારવાળો હોય તો તે છોડવા યોગ્ય છે એમ જૈન દર્શન તો કહે છે વર્ણપરત્વે ધર્મની વ્યવસ્થા જૈનોએ રાખી નથી

કોઈ કસાઈ હિંસા ન કરવી એવો નિયમ લેવા આવે તો જૈનાચાર્ય તેને રોકશે નહિ. તેની માગણીને સ્વીકારશે

ઉત્તમ સંસ્કારો મેળવવા, ટકાવવા તે દરેકની ફરજ છે

卐 卐 卐

## શ્રીઋષભદેવજીના પુણ્યે સમસ્ત પ્રજાને વિનીતા નગરી ભેટ!

### વિધિ, નિષેધ તથા અનુવાદ.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધરેશ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજીને શ્રીસૂયગડાંગસૂત્રના અર્થાધિકારનું નિરૂપણ કરી રહ્યા છે પુંડરીકાધ્યયન પ્રકરણમાં મિથ્યા ત્વીઓ–મોક્ષના ધ્યેય વિનાના મિથ્યાત્વીઓનું વર્ણન ચાલે છે એ યાદ રાખવું કે વર્ણન કરનાર શાસનના શિરતાજ સ્વયં શ્રીસુધર્માસ્વામીજી છે, અને શ્રોતા શ્રીજંબૂસ્વામીજી છે

દૃષ્ટાંતના ઉપનયમાં મિથ્યાત્વી તથા મિથ્યાત્વ( ચાર પ્રકારે )નું વર્ણન તે નિષેધરૂપ છે–મિથ્યાત્વ તથા મિથ્યાત્વી હેય છે ભિક્ષુકરૂપ ધર્મનું વર્ણન વિધિરૂપ છે ધર્મ ઉપાદેય છે, લોકાદિનું વર્ણન અનુવાદ માત્ર છે જગતમાં જે પ્રસિદ્ધ વસ્તુ હોય તેનું કથન તે અનુવાદ છે

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા શ્રાવકકૃત્યના વર્ણનમાં લખે છે शुचिः पुष्पामिषस्तोत्रैर्देवमभ्यर्च्य वेश्मनि० ( यो० शा० पृ० २१० प्र ३ गा० १२२ )

પવિત્ર થયેલો પુરુષ, પુષ્પે, નૈવેદ્યે અને સ્તોત્રે એમ એ ત્રણે પ્રકારે દેવનું પૂજન

કરીને પછી ઘેરથી નીકળે આમા પૂજનનુ કથન વિધાન છે 'શુચિ' એ પદ માત્ર અનુવાદરૂપ સમજવુ વિધિમા ત્રણ પ્રકાર છે નિયમ (૧) ન કરવામા આપત્તિ તથા (૨) કરવામા વિધાન તેમજ (૩) 'શુચિ' ન થાય તો આપત્તિ ખરી? જૈનધર્મ અશુચિ કાયને પાપનુ કારણ કે શુચિકાયને પુણ્યનુ કારણ માનતો નથી તેથી શુચિપણાને વિધાનમા ન લીધુ પણ અનુવાદમા લીધુ છે અશુચિપણુ ટાળવુ તથા શુચિ થવુ તે તો જગતનો સામાન્ય નિયમ છે, તેમા શાસ્ત્રકારોને વિધાનની જરૂર નથી શુચિ થવુ તે દુનિયાદારીનો ધર્મ છે, માટે શુચિપણાનુ કથન માત્ર અનુવાદરૂપ છે પુષ્પ, નૈવેદ્ય કે સ્તોત્રાદિની પૂજા કરતી વખતે શુચિપણુ હોવુ જોઇએ, કારણ કે આપોઆપ પ્રસિદ્ધિને પામેલી શુચિતા થવી જોઇએ, માટે શુચિતાનુ વિધાન નહિ

હવે જો જેટલા પૂરતી અશુચિ તેટલા પૂરતી અપવિત્રતા કે અધર્મ અને જેટલા પૂરતી શુચિતા તેટલા પૂરતી પવિત્રતા કે ધર્મ માનીએ તો અતસમયે અશુચિકાયાવાળો અધર્મ પામે પણ તેમ નથી અશુચિકાયમા મરવાથી સસલા વગેરેની યોનિમા ઉત્પન્ન થવાની માન્યતા ઈતરોની છે જો તેમ માનવામા આવે તો या मतिः सा गतिः એ પરિણામવાદ પલાયન થઇ જાય અર્થાત્ રહે નહિ, અને સદ્ગતિ, દુર્ગતિનો આધાર શુચિ પણાના અથવા અશુચિપણાના પ્રમાણ ઉપર રહે, પણ વાસ્તવિક માન્યતા એ નથી અંત્ર સ્નાન વિધિ લૌકિક છે લોકોત્તર સાથે તેનો સબધ નથી તે અનુવાદરૂપ છે જેમા વિધિ નિષેધ ન હોય પણ લોકમા બનતી વાતને જણાવવાનુ હોય તે અનુવાદરૂપ કથન છે

દષ્ટાતમા જણાવેલી વાવડીના સ્થાને ઉપનયમા જણાવેલો લોક તે અનુવાદ રૂપ છે વિધિરૂપ પણ નથી, નિષેધરૂપ પણ નથી લોકમા જે મનુષ્યો કહ્યા છે તે ગતિ, આયુષ્યાદિથી ઉત્પન્ન થયા છે તે કથન પણ વિધિ કે નિષેધરૂપ નથી પણ માત્ર અનુવાદ રૂપ છે જો મનુષ્યપણાનુ વિધાન કરવામા આવે તો તો મનુષ્યપણું મેળવવું જોઇએ એમ ઠરે અને તેથી તેને અગેના કર્મો બાધવાની પણ છૂટ મળી એમ ઠરે એવી છૂટના વિધાયક શાસ્ત્રકારો ઠરે આ વસ્તુ પાલવે તેમ નથી તેમજ નિષેધ કરવો પણ પાલવે તેમ નથી કારણ કે મોક્ષગતિનું પ્રબલ સાધન મનુષ્યત્વ છે મનુષ્યપણાનો તો અનુવાદ જ કરાય પૂજામા જેમ શુચિપણું અનુકૂલ છે તેમ મોક્ષની સાધના માટે મનુષ્યત્વ અનુકૂલ છે સ્નાન કરનારાઓ સ્નાનની સફલતા પ્રભુની પૂજાદ્વારા કરે છે, તેમ મનુષ્યત્વ પામે લાઓ તે સાધન મોક્ષની પ્રાપ્તિ અથવા તેના માટે પ્રયત્નથી સફલ કરવું જોઇએ

જે લોકનો અનુવાદ કહ્યો તે લોકમા-આર્યક્ષેત્ર, અનાર્યક્ષેત્ર એવા બે વિભાગ ક્ષેત્રના કારણે જણાવી ગયા આર્યક્ષેત્રોમા આર્ય મનુષ્યો, અનાર્ય મનુષ્યો જણાવી ગયા તેમા પણ ઉચ્ચ ગોત્રવાળા તથા નીચ ગોત્રવાળા મનુષ્યો છે તે પણ વિચારી ગયા શરીર પણ સારુ તથા નીરોગી હોવું જોઇએ કેટલાકો તેવા શરીરવાળા હોય છે પણ નીરોગી ઓછા હોય છે રોગમય શરીર ધર્મ સાધના માટે પ્રતિકૂલ છે

## દૃષ્ટાંત તથા ઉપનયની સરખામણી

પ્રશ્ન—સારા નરસા શરીરવાળા, તેમજ તેવા વર્ણ રૂપાદિવાળા મનુષ્યોની સ્થિતિની વિચિત્રતા જણાવી પરન્તુ તે જણાવેલા મનુષ્યો વાવડીના દૃષ્ટાંતમા ક્યા સ્થાને છે ?

तत्थ तत्थ देसे देसे तहिं तहिं ( सूत्र० श्रु० २, पु० अ० सू० २ ) 'વાવડીના દરેક ભાગમા હિસ્સે હિસ્સે કમલો રહેલા તેમ અહીં મનુષ્ય લોકમા આર્યક્ષેત્રોમા તે તે ભાગો, ગામો અને શહેરોમા આર્ય તથા અનાર્ય ઉચ્ચ નીચ ભેદે લોકો રહ્યા છે દૃષ્ટાન્તમા સામાન્ય કમલના વર્ણન સાથે ચાલુ અધિકાર મુખ્ય કમલ ઉપર હતો જેને પુડરીક કમલ તરીકે સબોધવામા આવ્યું છે તેમ અહીં મનુષ્યોમા એક મુખ્ય રાજા હોય છે અન્યતીર્થિકો તથા ભિક્ષુક પણ તે માટે આવ્યા છે ભિક્ષુકના પ્રતાપે જ મુખ્ય કમળ ઉડયું

મનુષ્યમા એક મુખ્ય રાજા હોય અહીં तेसु एगे राया भवइ એમ ન કહેતા तेसिं च ण मणुयाण एगे राया भवइ सूत्र० पृ० २७५ ) એમ કહ્યુ છે तेसु અને तेसिं એ બન્નેનો અર્થ તો એક જ થવાનો છે કારણ કે પૃથક્કરણ બે પ્રકારના છે ૧ વિભક્ત પૃથક્કરણ ૨ અવિભક્ત પૃથક્કરણ જેમ-'ગુજરાતી કરતા કાઠીયાવાડી આટલા વધારે અથવા કાઠીયા વાડી કરતા ગુજરાતી આટલા ઓછા' અહીં પૃથક્કરણપૂર્વકનો વિભાગ છે 'મનુષ્યોમા ક્ષત્રિયો શૂરા હોય,' 'ગાયોમા કાળી ગાય વધારે દૂધ આપે' આ વાકયોમા ક્ષત્રિયો જૂદા પડ્યા પણ મનુષ્યપણુ તો રહ્યુ તેમજ ગાયોમા કાળી પણ ગાય તો ખરી તેથી આ પૃથક્કરણ અવિભક્ત છે તેમ મનુષ્યોમા રાજા તે અવિભક્ત પૃથક્કરણથી ઓળખાત કેમકે રાજામા મનુષ્યપણુ તો છે જ तेहिं ते एगे એમ કહીને વિભક્ત પૃથક્કરણ કરવામા આવ્યુ નથી અવિભક્ત નિર્ધારણ છે तेहिं ते एगे એમ જો શાસ્ત્રકારે જણાવ્યુ હોત તો મનુષ્ય કરતા રાજા જુદો ગણાત અને વિભક્ત નિર્ધારણ થાત તેથી પછી અગર સપ્તમીનો અર્થ કરવો પડ્યો 'તેમા રાજા હોય' એટલે એ કથનમા મનુષ્યપણાનો નિશ્ચય થયો તેટલા માટે तेसिं च ण मणुयाण एगे राया भवइ એમ કહેવુ પડયુ આથી જૈન શાસ્ત્રકારોએ અસલની નીતિ જણાવી કે મનુષ્યોનો એક રાજા પણ મનુષ્યો કયા રાજાને કબૂલે ? પોતે નીમેલાને રાજા તરીકે મનુષ્યો કબૂલે જેમ યુગલિયાઓએ શ્રીઋષભદેવજીને વિનતિ કરી કે-"અમારી અધાધુધીને તમે મટાડો" ભગવાને જવાબ આપ્યો કે-"અધાધુધી સર્વની મટાડવી તે ફરજ રાજાની છે" રાજા થનારે પ્રજાની અધાધુધી મટાડવાની જોખમદારી લેવી જોઇએ પ્રજા રાજા નીમે, મહોત્સવ કરીને અભિષેક કરે પછી તે રાજા જો હવે રાજા અધાધુધી મટાડવા તૈયાર ન થાય તો તે વિશ્વાસઘાતી કે ઉલ્લઠ કહેવાય

, યુગલિઆ રાજા શોધવા કયા જવાના હતા ? તેઓએ તેમને જ કહ્યુ "લાવો રાજા ત્યારે !"

## વચનદંડની નીતિમાં પરિવર્તન

ભગવાને કહ્યું તે કામ મારું નથી તાત ( નાભિરાજા ) પાસે જાઓ. તે વખતે કુલકર નાભિરાજા હતા શ્રીઋષભદેવજી તેમના કુંવર હતા પ્રજાએ પોતે રાજાની માગણી કરી છે છતાં ત્રણ જ્ઞાન ધારી ભગવાન્ તમામ યુગલિયાઓ કરતાં અધિક જ્ઞાન ધરાવનાર ભગવાન્ તે માગણીનો પોતાની જાતે સ્વીકાર કરતા નથી, પણ તાત ( પિતા-કુલકર નાભિરાજા ) પાસે યુગલિઆઓને મોકલે છે વ્યવસ્થાને સુરક્ષિત રાખવા કોઈ રાજાની નિમણૂક થવી જોઈએ એવી માગણી યુગલિઆઓ નાભિરાજા પાસે કરે છે શ્રીનાભિરાજા સુધી માત્ર વચનદંડજ પૂરતો હતો 'હ'કાર, 'મ'કાર અને 'ધિ'ક્કાર આ ત્રણ, શિક્ષાના પ્રકાર હતા અને તે શિક્ષા માત્ર શબ્દમાજ હતી આજની શારીરિક શિક્ષા કરતા તે શાબ્દિક શિક્ષાની અસર વધારે હતી "ધિક્કાર" તો ઊંચા અપરાધ માટેજ અપાતો હતો શ્રીઋષભદેવજીના પહેલા વચનદંડથી વ્યવહાર ચાલતો હતો, પરંતુ અવસર્પિણી કાળના પ્રભાવે તે વચનદંડની પણ અસર થવા ન લાગી 'મુજે ફૂટ કહેના' એમ પેલા મીયા બોલ્યા હતા મીયા ચાલ્યા જતા હતા માગમા ગાડાવાળો મળ્યો મીયાએ બેસાડવા કહ્યું ગાડાવાળાએ મીયાને ગાડામાં બેસાડ્યો તે ગાડામાં ઘાસ ભર્યું હતું મીયા ઘાસ ઉપર બેઠા ચલમ ભરી ગાડાવાળાએ ખ્યાલ રાખવા કહ્યું કે જેથી ઘાસ સળગે નહિ મીયા બોલ્યા-"અરે સીલગે તો મુજે ફૂટ કહેના" ચલમમાંથી અંગારો ખર્યો, ઘાસ સળગ્યું મીયાએ ભુસકો માર્યો અને બોલ્યા-'અબ મુજે ફૂટ કહે દો' આવા નફ્ફટોને 'ફૂટ ફૂટ'ની કિંમત નથી 'નાક કટ્ટા પણ ઘી તો ચટ્ટા' આવી સ્થિતિવાળાઓ વચનની દંડનીતિના કાબૂમાં રહેતા નથી

જ્યારે યુગલિયાઓ ઉપર વચનદંડની અસર ન થવા લાગી ત્યારે અવ્યવસ્થા થઈ હવે કાયદંડની જરૂર ઊભી થઈ પણ તે કરે કોણ ? કાયદંડ કરવાનું કામ કુલકરોનું નથી કુલકરનું કામ વચનદંડનું હતું વચનદંડમાં કશી સામગ્રી જોઈતી નથી કાયદંડનો અમલ કરવા તમામ સામગ્રી જોઈએ સમુદાય તથા સામગ્રી બને જોઈએ યુગલિઆએ કહી દીધું કે-"તાત ! અહીં રાજા જોઈએ !" રાજાની માગણી કરી નાખી પણ રાજા કેવો હોય ? રાજા કયારે કહેવાય તેનો તેમને કયાં ખ્યાલ હતો ! અંધાધુંધીને મીટાવનાર રાજા સમૂહબળ( લશ્કર ) ધરાવનારો જોઈએ પૃથે પૃથે યુગલિયાઓ જુદા રહ્યા છે નાભિરાજાને આ યુગલિયાઓનું રક્ષણ કરવું હવે પોતાથી અશકય લાગ્યું તેઓ મૂંઝાયા ને મૂંઝાઈને તેમને કહેવું પડયું "રાજા થવાને માત્ર ઋષભજ યોગ્ય છે કે જેની બુદ્ધિનો પાર નથી" માતાપિતા 'ઋષભજ' કહેને ! વાત્સલ્ય, પ્રેમ ઋષભ કહેવામાજ છે ને !

આ વખત પહેલા ભાજન ભોજનની વ્યવસ્થા વગેરે કરી હતી એટલે શ્રીઋષભદેવજીની બુદ્ધિથી બધા પરિચિત હતા શ્રીઋષભદેવનું બુદ્ધિબળ ઝળકી ઊઠયું હતું તેથી નાભિરાજાએ તથા મરૂદેવા માતાએ, બન્નેએ યુગલિઆને કહી દીધું કે-"જાઓ ! ઋષભનેજ રાજા બનાવો !"

## શ્રીઋષભદેવજી રાજા !

અહીં ઋષભદેવજીને રાજા બનાવવાની વાત તો થઈ પણ પાણી લાવવા જેટલી (રાજ્યાભિષેક માટે) સામગ્રી હતી નહિ અહીં કોઈની પ્રેરણાની વાત નથી ચોરને ચોરી કરવાની તથા ધણીને જાગતા રહેવાની ઈશ્વરી કે દેવી પ્રેરણા અહીં નહોતી આવી પ્રેરણા, અતર અવાજ વગેરે તો લોકોને ભરમાવનારા છે ત્યા નક્કી થયુ કે જેઓ અધાધુધીથી બચવા ઈચ્છે છે તેઓએ એક કિલ્લામા રક્ષણ તળે આવવું ત્યારે યુગલિઆઓએ કલ્પવૃક્ષો છોડી દેવા ? વિચારો કે કેવી ગૂચ છે ! શ્રીઋષભદેવજીના ભાગ્યે ઈંદ્ર મહારાજાને અયોધ્યાનગરી વસાવવા પ્રેર્યા અહીં જેનુ રક્ષણ કરવુ છે તેને માટે સ્થાન તો નક્કી હોવુ જોઇએ વેરાનમા રક્ષણ કરવુ કયા ? ચોર પણ તે, રક્ષણ માગનારા પણ તેના તેજ છે શ્રીઋષભદેવજીના ઉત્કૃષ્ટ પુણ્યથી પ્રેરાયેલા ઇંદ્રમહારાજાને નગરી વસાવવાની જરૂર પડી

દશ ભીખારીઓ હોય પણ તેના તરફ દેનારની લાગણી વળે છે એમ પણ બને છે કે દાતા અમુકને આપવા જાય પણ લાભાન્તરાય હોય તો સામો પામી શકે નહિ પણ બીજો લઈ જાય ક્ષયોપશમ એવી ચીજ છે ઈંદ્રમહારાજા વગર હુકમે અયોધ્યા બનાવે છે રાજાના પુણ્યે સર્વને લાભ થયો આખી પ્રજા ભગવાન્નાજ પુણ્યે અયોધ્યાના વસવાટને પામી નહિ તો કોઈની લાગવગથી કે કોઈના કહેવાથી ઈંદ્રમહારાજા નગરી વસાવત નહિ ઈંદ્રમહારાજાએ કુબેર ભડારી પાસે આખી અયોધ્યા (વિનીતા) વસાવી મહેલો વગેરે તમામ આવશ્યક સ્થળો (નગરીને યોગ્ય) બનાવવા ઈંદ્રમહારાજનો હુકમ હતો

શ્રીઋષભદેવજીને સામે પગલે આવી દેવતાઇ સામગ્રી કેમ આવી મળે છે ? તેમણે જગતના જીવોના ઉદ્ધાર કે કલ્યાણ માટે જિદગી સુધી ભોગો આપ્યા છે, ત્યા દેવતાઇ લાગણી ન રહે ? દેવતાઓ ત્યા ખેચાઇ આવે ! વિનીતા વસી, સામગ્રી પણ ઊભી થઈ ઉગ્ર, ભોગ અને ક્ષત્રિય એવા ભેદો થયા વેપારી, કોટવાળ વગેરે વ્યવસ્થા થઈ

ચોરને પકડવુ, સજા વગેરે પ્રબધો થયા તે કામ જેને સોપાયુ તેનુ ઉગ્ર કુલ અને જયા ઉપભોગ, સમૃદ્ધિ તેનુ નામ ભોગકુલ રહ્યુ

હવે તે વર્ગમા ભેદકપણુ ન થાય તો એક સામગ્રી અનેક સમુદાયને મુશ્કેલી પડે તેથી રાજકુલ રાખ્યુ જેનો રાજાઓની સાથે જ સબધ હોય કેટલાક રાજાના અગત તરીકે જ રહ્યા રક્ષક પ્રજા તે ક્ષત્રિય

આ રીતિએ વ્યવસ્થા કરવામા આવી

卐　　卐　　卐

# શ્રી ઋષભદેવજીનો અનન્ય રાજધર્મ !

**નાયકની આવશ્યકતા.**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજબૂસ્વામીજીને શ્રીસૂયગડાગ સૂત્રના બીજા શ્રુતસ્કધનો અર્થાધિકાર સમજાવે છે તેમા પુડરીકાધ્યયન ચાલે છે

શ્રીસુધર્માસ્વામી મહારાજા શ્રવણ કરાવતા પહેલા જ પ્રસ્તાવ કરે છે કે—

" હે જબૂ ! દેવાધિદેવ શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરદેવના ચરણુકમલની સેવામા ઉપસ્થિત રહેલા એવા મે, ભગવાન્ના સ્વયમુખે જે રૂપે શ્રવણ કર્યું છે તેજ રૂપે હું તને કહું છુ " તાત્પર્ય કે જૈન દર્શનમા કલ્પનાને સ્થાન નથી

દૃષ્ટાન્તમા કમલના સ્થાને ઉપનયમા મનુષ્યો છે આપણે જોઇ ગયા કે મોક્ષના ધ્યેય વિનાના ચાર પ્રકારના મિથ્યાત્વીઓ પણ પોતાના મતની પ્રરૂપણા આર્યક્ષેત્રોમા કરે છે શ્રીતીર્થંકરાદિના જન્મને યોગ્ય ક્ષેત્રો તે આર્યક્ષેત્રો છે તેના સાડીપચ્ચીશ જ દેશ છે આર્યક્ષેત્રોમા મનુષ્યોના બે ભેદ છે આર્ય તથા અનાર્ય તેમા પણ ઉચ્ચ ગોત્રીય, નીચ ગોત્રીય, સારા શરીરવાળા, ખરાબ શરીરવાળા, સારા રૂપવાળા, ખરાબ રૂપવાળા, સારા વર્ણવાળા, ખરાબ વર્ણવાળા એમ ભિન્નભિન્ન રીતિએ અનેક પ્રકારો છે કમલોમા જેમ પુડરીક તરીકે મુખ્ય કમલ દૃષ્ટાતમા હતુ ઉપનયમા મનુષ્યોમા પણ નાયક જોઇએ

જેઓને જ્યા નિયમોથી ચાલવાનુ હોય, ભવિષ્યનો વિચાર કરીને ચાલવાનુ હોય, સામાથી બચીને ચાલવાનુ હોય ત્યા તેઓને નાયક વિના ચાલે જ નહિ કુટુમ્બમા, પોળમા, જ્ઞાતિમા, ગામમા, દેશમા સર્વત્ર નાયકની જરૂર હોય જ છે અને નાયક વિના ચાલતું જ નથી

વર્તમાનમા ન્યાય નીતિથી વર્તવુ, અન્યાયથી વર્તનારાઓથી સલામત રહેવુ, ભવિષ્યમા ઉન્નત થવુ આ ઇચ્છા ધરાવનારાઓને નાયકની જરૂર છે જેઓને વિચારો ન હોય તેઓ નિર્નાયક રહેવાનુ પસદ કરે અત્યત હલકા વર્ગમા અને અત્યત ઊંચા વર્ગમા નાયકની જરૂર હોતી નથી જનાવરોને ભવિષ્ય વિચારવાનુ હોતુ નથી, નીતિ જાળવવાની હોતી નથી તેથી તેમને નાયકની જરૂર નથી તેઓને ન્યાય નીતિની પ્રવૃત્તિ ઇષ્ટ નથી, અનિષ્ટ નિવારણ ઇષ્ટ નથી, જેઓનુ ધ્યેય ભવિષ્યની ઉન્નતિમા નથી તેમને નાયકની જરૂર નહિ નારકી તથા તિર્યંચ એ બે ગતિમા વિચારને અવકાશ નહિ, છતા જગલી જનાવર હાથીઓમા નાયક હોય છે હાથીઓના નાયકને આખા યૂથની ચિંતા હોય છે

તિર્યંચોમા પણ જેને બીજાથી બચવુ છે, જેને ભવિષ્યનો વિચાર કરવો છે તેવાઓને નાયકની જરૂર ખરી

દેવતાઓમા બાર દેવલોક સુધી, વ્યતરમા, જ્યોતિષીમા, ભવનપતિઓમા પણ નાયક ( ઈન્દ્ર ) માનનો પડ્યો નાયક વિના કોઈ ભવનપતિ વગેરેની નિકાય નથી તેમનો નાયક ( ઈન્દ્ર ) ચ્યવી જાય તે વખતે નાયકનુ કામ કરનારી ટુકડી કામ ચલાવે પણ નાયક વિના તો ચાલે જ નહિ

નવગ્રૈવેયક તથા પાચ અનુત્તર વિમાનોમા નાયક નથી કેમકે ત્યા નાયકની જરૂર નથી એ દેવતાઓ ઉત્પન્ન થયા ત્યારથી ચ્યવન પયત તેમને બહાર નીકળવાનું નથી અનુત્તરવાસીઓને તો શય્યા ઉપરથી નીચે જ ઊતરવાનું નહિ અહીં નાયકની જરૂર કઈ ? ત્યાના ભવિષ્યના દેવોએ પણ તેમજ વર્તવાનું નક્કી છે પરસ્પર સમાગમ નથી, તો ત્યા નાયકની આવશ્યકતા રહેતી જ નથી એ રીતે સાધ્યની સપૂર્ણ ટોચે પહોચેલા સિદ્ધોને, કેવળીઓને, નાયકની જરૂર નથી જેઓમા અન્યાય-અનીતિ નથી, ભવિષ્યની સ્થિતિમા પણ અબાધા છે તવાઓને નાયકની જરૂર નથી

જેઓ સપૂર્ણ ટોચે પહોચેલા નથી, પરસ્પર સમાગમમા રહેલા છે, ન્યાય-નીતિથી વર્તવુ છે, સલામત રહેવુ છે, ભવિષ્યનો ખ્યાલ રાખવાનો છે તેઓને તો નાયક જોઈએ જ નાયક એટલે ચિન્તાનો ઈજારદાર ! નાયકપણું એટલે ચિન્તાનો ઇજારો !

ઘરની જમીન કોણ દબાવે છે, કોણ પચાવે છે ઈત્યાદિ ચિન્તા કુટુબનો નાયક કરે એટલે બધાને પૃથક્ પૃથક્ ચિતા કરવાની રહે નહિ એ રીતે જ્ઞાતિ, ગામ કે દેશ વગેરે માટે સમજવુ

મનુષ્યોમા પ્રથમ યુગલિકો હતા એ યુગલિકો સર્વ પોતપોતાના વૃક્ષો નીચે રહેતા હતા દેવા લેવા વગેરેનો વ્યવહાર નહોતો તે વખતે નાયકની જરૂર ન હોય તે સ્વાભાવિક છે અવસર્પિણી કાલની અસરથી યુગમા પરિવર્તન થયું 'પારકુ પડે તે મને જડે' એ દાનત ઊભી થઈ

જ્યા તૃષ્ણા જાગે, લોભ વધે, પારકુ મેળવવાની બુદ્ધિ થાય, પોતાનુ વધારવાની બુદ્ધિ થાય ત્યા જો વ્યવસ્થા ન હોય તો શું થાય ? દિન, પ્રતિદિન લોભ ખીલતો જતો હોય, નવપલ્લવિત થતો જતો હોય, વૃદ્ધિ પામતો જતો હોય ત્યા જો વ્યવસ્થા ન હોય તો મત્સ્યગલાગલ ન્યાય જ પ્રવર્તે દરિયામા મોટો મત્સ્ય નાના મત્સ્યને ખાય છે, નાનો મત્સ્ય પોતાથી નાના મત્સ્યને ખાય છે, દરિયામા તો એ કુદરતી નિયમ છે કે મોટાની પરપરાએ મોટા અને નાનાની પરપરાએ નાનાજ થાય ત્યારે મનુષ્યોમા નિર્બલમાથી સબળ અને સબલમાથી નિર્બલ થાય મત્સ્યમા તો જાતિ વૈર છે પણ કાર્ય વૈર નથી મનુષ્યોમા તો લોભ પછી કાર્ય વૈર જન્મે છે, એટલે તે વખતે દુર્બલ માર ખાય છે એ દુર્બલ પાછો સબલ થાય ત્યારે વૈર લેવા આવે છે વેરના વૃક્ષો કોણ કાપે ? લોભ લાલ

ચથી ઉત્પન્ન થયેલી આવી સ્થિતિમાં જો કોઈ નાયક ન હોય તો તે વખતે જીવોની શી દશા થાય ? આ વાત ખ્યાલમાં લઇશું તો જણાશે કે શ્રીઋષભદેવજીને ભગવાન્ તરીકે માનવા તે સર્વથા વ્યાજબી છે સમ્યગ્‌દર્શનાદિના માર્ગે દોરનાર કોઇ પણ હોય તો તે શ્રીઋષભદેવજી ભગવાન્ હતા

## શ્રીઋષભદેવજીની રાજા તરીકે સ્તુતિ શા માટે ?

પ્રશ્ન–"શ્રીઋષભદેવજીને ભગવાન્ તરીકે માનીએ, પ્રથમ નિષ્પરિગ્રહી, પ્રથમ તીર્થંકર તરીકે માનીએ ત્યાં સુધી તો કંઇ પણ હરકત નથી પણ પ્રથમ રાજા તરીકે ગુણગાન ગાવા વ્યાજબી છે ? લોકોત્તર દૃષ્ટિવાળાને રાજ્ય સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી રાજ્ય તો છાંડવા યોગ્ય હોઈ ઉપેક્ષાનો વિષય છે તો પ્રથમ રાજા તરીકે તેમની સ્તુતિ કરવી એ વ્યાજબી કેવી રીતે ગણાય ? બ્રહ્મચર્યનું નિરૂપણ થાય ત્યાં લગ્ન વિધિ વગેરે ઉપેક્ષાનો વિષય છે જૈન શાસ્ત્ર કન્યાદાન કેમ આપવું, વરને કેમ પોંખવો વિગેરે જણાવતું નથી કેમકે તે વિષય ઉપેક્ષાનો છે તેજ રીતિએ રાજ્ય પણ ઉપેક્ષાનો વિષય છે, તો શ્રીઋષભદેવજીની પ્રથમ રાજા તરીકે સ્તુતિ કરવી શી રીતે વ્યાજબી ગણાય ?"

કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા યોગશાસ્ત્રમાં જણાવે છે कुलशीलसमैं सार्द्ध कृतोद्वाहोऽन्यगोत्रजैः ( પ્ર૦ ૧ ગાથા ૪૭ ) તથા શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજા શ્રીધર્મબિન્દુમાં જણાવે છે કે-समानकुलशीलादिभिरगोत्रजैर्वैवाह्यमन्यत्र बहुविरुद्धेभ्य इति ( અ૦ ૧, સૂ૦ ૧૨ ) વિચારો કે આ સમર્થ આચાર્યોએ આ જાતનું વિધાન શા માટે કર્યું ?

જ્યાં વિવાહ જ ઉપેક્ષા યોગ્ય છે ત્યાં પછી આવા વિધાનની શી જરૂર ? કન્યા વરને ત્યાં જઇને લગ્ન કરે કે વર કન્યાને ત્યાં જઇ લગ્ન કરે તે જોવાની જરૂર શી ? અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે–શ્રાવકને પ્રથમ તો સર્વથા બ્રહ્મચર્યનો ઉપદેશ અપાય ત્રિવિધ, ત્રિવિધ, ઔદારિક, વૈક્રિય, મન, વચન, કાયા, કરણ, કરાવણ અને અનુમોદન એમ તમામ રીતિએ પચ્ચખ્ખાણનો ઉપદેશ અપાય પણ એ ઉપદેશ ન લાગે તો 'તું જાણે અને તારું કરમ જાણે' એવી તેની ઉપેક્ષા ન કરાય પરસ્ત્રીનો ત્યાગ કરાવાય અર્થાપત્તિથી એનો અર્થ એમ નથી થતો કે પચ્ચખ્ખાણ આપનાર સ્વસ્ત્રીસંયોગની છૂટ આપે છે ત્યાં તો જેટલો બને તેટલો ત્યાગ કરાવવો એ ભાવના છે ચોર ઘરમાંથી ઘરેણું વગેરે લઇ જાય છે તે વખતે પોટલી ઝૂટવી લેનારો માણસ મૂર્ખો નથી તેની ભાવના તો ઝૂંટવીને તમામ છોડાવવું–પાછું લેવું હતું પણ ઝપટમાં લુગડાની પોટલી જ આવી ગઈ બાકીનું રહી ગયું જો તાકાતથી બધું જ છોડાવાતું હોત–પાછું લેવાતું હોત તો એકલી લુગડાની પોટલી જ ન લેત, પણ તે તાકાત ન હોવાથી લુગડાની પોટલી હાથમાં આવી તો તે લીધી આનો અર્થ એ નથી કે ચોર ઘરેણું વગેરે જે લઇ ગયો

તે લઈ જવા દેવામાં તેની સંમતિ હતી પરસ્ત્રીના પચ્ચખ્ખાણને અંગે પણ તેમજ સમજવું એજ રીતિએ ત્રસ જીવના પચ્ચખ્ખાણ કરાવવામાં આવે તેથી સ્થાવરની હિંસાની છૂટ આપી છે એમ ગણાય નહિ જેટલું છોડાવી શકાય તેટલું છોડાવવું તેટલી તો હિંસા ઓછી ખરી ને ! એજ રીતિએ સર્વ અસત્યો ન છોડાવાય તો મોટા અસત્યો છોડાવાય વગેરે બાબતોમાં પણ તેમજ સમજી લેવું

શાસ્ત્રકાર મહારાજા કહે છે કે પ્રથમ દેશવિરતિનો ઉપદેશ આપનાર સાધુ પાપનો અધિકારી છે ગૃહસ્થ પાપ કરે છતાં અનુમતિ સાધુને લાગે છે, તેથી ઉપદેશ તો પ્રથમ સર્વથા પાપત્યાગનો જ ( સર્વવિરતિનો જ ) આપવો પડે-આપવો જોઈએ તે જો સર્વથા પાપનો ત્યાગ ન કરી શકે તો છેવટે દેશથી પણ ત્યાગ કરાવવો ( પ૦ ટી૦ પૃ૦ ૭ ) તે જ રીતિએ સર્વથા બ્રહ્મચર્યનો ઉપદેશ ન માન્યો ત્યારે નિયમ બતાવવામાં આવ્યો કે કુટુમ્બ કુટુમ્બમાં વિવાહ ન કરવો, હલકા કુલવાળા સાથે વિવાહ ન કરવો, હલકા આચારવાળા સાથે વિવાહ ન કરવો આ રીતિએ નિષેધ કરવામાં સાધુને કોઈપણ જાતનો વાંધો નથી આથી કાંઈ બીજા સાથે વિવાહ કરવાની સંમતિ થતી નથી

બ્રહ્મચર્ય ન માનનારને પરસ્ત્રીગમન ત્યાગ માટે કહેવું પડ્યું

અહીં રાજધર્મ સાથે સંબંધ નથી શ્રીઋષભદેવજીને લોભને લીધે રાજા થવાનું થયું નથી પણ લોકોના હિત માટે થયું છે

શ્રીઋષભદેવજીનો રાજધર્મ અન્ય રાજધર્મ જેવો નથી, એટલે કે વર્તમાન રાજધર્મ જેવો નથી

પહેલા સર્વ યુગલિઆઓને કલ્પવૃક્ષો પાસેથી ઇચ્છિત મળતું હતું યુગ પલટાયો, અવસર્પિણી કાલની અસરનો પ્રારંભ થયો કલ્પવૃક્ષો પહેલાની જેમ ઇચ્છિત આપતા બંધ થયા જમીનમાં સ્વાભાવિક ઊગની ઔષધિઓ પચવા ન લાગી લોકો અજીર્ણથી રીબાવા લાગ્યા આકુળવ્યાકુળ થયા તે વખતે ખોરાકને જીરવવાના ઉપાયો બતાવનાર શ્રીઅરિહંતજી ભગવાનજ હતા રાજા તો પછી થયા તે વખતે તેઓ રાજા નહોતા

ઉત્પન્ન થયેલા અગ્નિનો મનુષ્યોને ઉપયોગ બતાવ્યો

## તાણ પડે ત્યારે ત્રાપ નીપજે ત્રાપ નીપજે ત્યારે ત્રાણની જરૂર છે.

દુનિયામાં નિયમ છે કે તાણ પડે ત્યારે ત્રાપ નીપજે ત્રાપ ઉત્પન્ન થયા પછી તે સંતોષાય તો પણ ફરીથી ત્રાપ ઉત્પન્ન થાય પણ ત્રાપ મૂળ ઉપજે તો તાણમાંથી જ એક બીજાને ઓછું વત્તુ પડે એટલે તાણ પડે અને જેને તાણ પડે તે બીજા પાસેથી ઝૂંટવવાની ઇચ્છા કરે કલ્પવૃક્ષોએ ધાર્યું ન આપ્યું એટલે તાણ પડી તાણ ત્રાપને શીખવે એ જગતનો નિયમ છે ત્રાપ પાડવાનો પ્રારંભ યુગલિયામાં પણ થયો તથા ત્રાપ પાડનાર

## નગરાદિની વ્યવસ્થાપૂર્વક રાજધર્મ પ્રવર્તાવનાર શ્રીઋષભદેવજી જ છે. દુનિયાની અનીતિ ઉપર પ્રથમ અંકુશ મૂકનાર શ્રીઋષભદેવજી જ છે.

**યથા રાજા તથા પ્રજા !**

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્માસ્વામીજી મહારાજા શ્રીજમ્બૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાંગસૂત્રના શ્રુતસ્કંધના અર્થાધિકારમાં પુંડરીકાધ્યયનનું નિરૂપણ કરે છે

આર્યક્ષેત્રોમાં મનુષ્યો બે પ્રકારના છે ૧ આર્યો, ૨ અનાર્યો તેમાં ઉચ્ચ ગોત્રવાળા, નીચગોત્રવાળા, સારા શરીરાદિ તથા નરસા શરીરાદિવાળા વગેરેની વિચારણા ચાલે છે

મહાન્ પુરુષોની પ્રવૃત્તિ લોકોને માટે આચારરૂપે થાય મનુષ્યોની સામાન્ય પ્રવૃત્તિ પોતાના આગેવાનોને અનુસરીને હોય છે યથા राजा तथा प्रजा 'જેવો રાજા તેવી પ્રજા' એ કહેવત છે હુકમને અંગે આ કહેવત નથી પણ અનુકરણ, અનુસરણને અંગે છે

'देवावि तं नमंसंति ( દશ૦ અ૦ ૧, ગા૦ ૧ ) દેવો પણ તેને નમે છે કથન ખરૂં પણ કોને નમે છે ? जस्स धम्मे सया मणो । અધર્મથી જે વિરમેલો હોય, ધર્મમાં લીન હોય તેને દેવો પણ નમસ્કાર કરે છે કદાચ તેની કાયિક પ્રવૃત્તિ અન્યથા થાય પણ માનસિક પ્રવૃત્તિ તો બીજી હોય જ નહિ

પ્રશ્ન–કર્મનો બંધ પરિણામે એમ ખરૂં ?

એમજ માનવામાં તો ઘણો વાંધો છે કુદેવાદિને માનનારા પણ સુદેવાદિ સમજીને જ માને છે, મુસલમાન ધર્મ સમજીને ગાયને મારે છે, બ્રાહ્મણો યજ્ઞમાં બોકડાઓને મારવામાં ધર્મ સમજે છે તો તેમાં કર્મબંધ નથી એમ માનશો ?

ઉપર કહેવામાં આવ્યું તેનું રહસ્ય સમજવું જોઈએ અધર્મથી વિરમેલો મનુષ્ય ધર્મમાં લીન રહેલો હોય છતાં તેનાથી સંયોગવશાત્ ક્વચિત્ વિપરીત ક્રિયા થઈ પણ જાય, તો પણ તેને પાપનો બંધ નથી તેનું ધર્મનું ફલ જતું નથી

દુનિયામાં પાપથી ડરનારા હજી નીકળે પણ પાપની પ્રવૃત્તિ છોડનારા નીકળવા મુશ્કેલ છે

જયણા બધાથી રાખી ( પાળી ) શકાય તેમ છે ચાલતાં પહેલાં, ચાલતાં ચાલતાં અને પછી પણ જયણાની બુદ્ધિ રાખવી જોઈએ જીવની વિરાધના થાય તેવે રસ્તે ચાલવું નહિ એ ચાલ્યા પહેલાની જયણા છે ચાલતાં વિરાધના ન થાય તેનો ખ્યાલ રાખવો તે તે વખતની જયણા છે અને ચાલ્યા પછી વિરાધના થઈ તો નથી, એ જોવું તે પછીની જયણા છે, જયણા એટલે ઉપયોગ !

'જીવો' એના કરતા 'જીવાડો' એ સિદ્ધાન્ત પહેલા રાખો 'જીવાડો' એના કરતા 'જીવવા દો' એ સિદ્ધાન્ત સૌથી સારો છે

એક જ વસ્તુ નિશ્ચિત રાખો કે 'જીવવા દેવુ' એ જૈન ધર્મનું રહસ્ય છે માટે ચાલતા, બોલતા, ખાતા, પીતા ધ્યાનમા રાખો કે કોઈને દુખ તો થતું નથી ને! 'જીવવા દો' તથા 'કોઈ દુખ ન પામો' આ રીતે વર્તનારથી કદાચિત્ કોઈને હેરાન ગતિ થઈ જાય તો પણ કર્મનો બન્ધ થતો નથી એની પોતાની પ્રવૃત્તિ તો બીજાને દુખ ન થાય તેવી છે 'ક્રિયાએ કર્મ' એ ખરૂ પણ આકસ્મિક્ ક્રિયા બન્ધનું કારણ બનતી નથી

સાધુ ઇર્યાસમિતિ પાલન કરતો ચાલે છે, પગ ઉપાડે કે ત્યા અનાયાસે ખીસકોલી જેવો જીવ આવી જાય તો કર્મ બધ નથી, કેમકે તેની પ્રવૃત્તિ તો શુદ્ધ હતી આકસ્મિક્ સયોગે ક્રિયાનો પલટો થઈ જાય ત્યા 'ક્રિયાએ કર્મ અને પરિણામે બન્ધ' એ સૂત્ર લાગુ પડે છે, પણ જ્યા અજ્ઞાન હોય, જ્યા ક્રિયા જ તેવી હોય ત્યા એ સૂત્ર લાગુ પડતુ નથી આકસ્મિક્ સયોગથી થયેલી વિરાધનામા પણ જયણા પાલનારના હ્રદયમા તો બળતરા રહે છે ધર્મમા આટલી હદે જેઓ લીન છે તેઓને દેવતાઓ પણ નમસ્કાર કરે છે

પ્રશ્ન—'દેવતાઓ પણ' એમ શા માટે? 'વિવેકીઓ' કહેવું જોઈતું હતું ને? વિવેકને આધારે બધા પ્રવૃત્તિ કરે તે બનતુ નથી આગેવાનો જે આદરે તેજ પ્રવૃત્તિ બધા કરે છે દેવતાઓ નમસ્કાર કરે તો બધા નમસ્કાર કરે છે એટલા માટે જગત્ અનુકરણમા ઘણું પ્રવર્તેલુ છે તે જણાવ્યુ વધારે અનુકરણ મોટાઓનુ થાય છે માટે યથા રાજા તથા પ્રજા એ કહેવત છે 'દેવો પણ' એમ કહેવામા પણ એજ હેતુ છે રાણી દાગીના પહેરે તેમ બીજી સ્ત્રીઓ તેવા દાગીના (ભલે ઓછી કિંમતના) પહેરવાનુ અનુકરણ તો કરે છે, માટે મુખ્યોનુ, નેતાઓનું, નાયકોનુ કતવ્ય છે કે અનીતિની પ્રવૃત્તિ રોકી દેવી અને નીતિની પ્રવૃત્તિ ચાલુ રાખવી જૈન સિદ્ધાન્ત પ્રમાણે તો રાજાની નીમણુક એજ માટે છે છત્ર વિગેરે રાજચિહ્નો રાજાને ઓળખાવવા માટે છે તે રાજધર્મ નથી ઓઘા મુહપત્તિ સાધુત્વ નથી પણ સાધુના ચિહ્નો છે રાજાનો રાજધર્મ દુનિઆને અનીતિથી બચાવવાનો તથા નીતિના માર્ગે ચઢાવવાનો છે દુનિયાની અનીતિ ઉપર અકુશ મૂકનાર જો કોઈ પણ હોય તો શ્રીઋષભદેવજી ભગવાન્‌જ છે

## ઉત્કૃષ્ટ ભાગ્યવાન્ ભૂપતિનુ ભાગ્ય પ્રજાને ફળે છે.

'હકાર'ની શિક્ષાની નીતિ તો વિમલવાહનથી ચાલતી હતી એ સજા વચન માત્રથી હતી અપરાધો બલાત્કારના નહોતા તે વખતે એકવો દડ હતો પણ નીતિની પ્રવૃત્તિની સાધના નહોતી નીતિની પ્રવૃત્તિની સાધના શિલ્પ, ગ્રામાદિ શ્રીઋષભદેવજીએજ કર્યું, કાયદડને યોગ્ય અપરાધો પણ તે વખતે શરૂ થયા શ્રીઋષભદેવજી જન્મ્યા ત્યારે

વિનીતા નગરી નહોતી એ નગરી પછી વસી છે નગરાદિની વ્યવસ્થાપૂર્વક "રાજધર્મ પ્રવર્તાવનાર શ્રીઋષભદેવજીજ છે

ઇંદ્ર તો રાજ્યાભિષેક કરે છે શ્રીઋષભદેવજીને રાજા બનાવવાનુ તો યુગલિઆઓએ નક્કી કર્યું છે જ્યારે યુગલિઆઓ શ્રીઋષભદેવજીને પોતે નક્કી કરેલા રાજાને અભિષેક કરવા માટે પાણી લેવા જાય છે ત્યારે ઇંદ્ર મહારાજા આવીને અભિષેક કરે છે

યુગલિઆ જ્યારે ઋષભદેવજીને રાજા થવાનુ કહે છે, ત્યારે પોતે તેમને નાભિરાજા ( પિતાજી ) પાસે જવાનુ કહે છે રાજધર્મ ચલાવવો કેટલો મુશ્કેલ છે ? નાભિરાજા કહે છે "મારાથી રાજધર્મ ચલાવી શકાય તેમ નથી એ કામ ઋષભનુ !" ઇંદ્રનુ વિધાન નથી માત્ર સહકાર છે રાજા ઠરાવવાનો હક પ્રજાનો છે–ઇંદ્રે સહકાર આપ્યો છે ઇન્દ્રે રાજ્યાભિષેક કર્યો એટલુ જ નહિ પણ વિનીતા નગરી વસાવી તથા તેને ધન, ધાન્યાદિથી સપૂર્ણ કરી રાજા તો તે વખતે એકલા હતા તે વખતે કાઇ સાધન નહોતુ–કોઈ સામગ્રી નહોતી–કોઇ વ્યવહાર નહોતો પણ શ્રીઋષભદેવજીના ઉત્કૃષ્ટ પુણ્યથી તમામ ઉત્પન્ન થાય છે

આખી પ્રજાના ભાગ્ય કરતા રાજાનુ ભાગ્ય ચઢિયાતુ જોઇએ અને રાજાના નશીબે પ્રજાને શાતિ મળવીજ જોઇએ

દરેકમા ભાગીદારી હોય છે પણ જીવમા ભાગીદારી હોતી નથી નિગોદમા એક શરીરમા અનન્તા જીવો છે, પણ છે જુદા કોઈના પ્રદેશો કોઇપણ જીવમા જતા કે આવતા નથી સો દીવાનુ અજવાળુ દેખાય ભેગુ પણ સ્વરૂપથી તો દરેક અજવાળા જુદાજ છે તેવીજ રીતિએ એક નિગોદના શરીરમા અનતા જીવો એકરૂપે લાગે ખરા પણ સ્વરૂપે જુદાજ છે કશામાથી જીવો નવા નીપજતા નથી તેમ કશામા લીન પણ થતા નથી કોઈ જીવ કોઈ જીવથીઉત્પન્ન થતો નથી, તેમ કોઇ જીવ કોઇ જીવમા લીન પણ થતો નથી દરેક જીવોના કર્મો જુદા જુદા છે સાતા, અસાતા દરેક જીવની જુદી છે તેથીજ पुढो कम्मा વિગેરે

કેટલાક નશીબ મન્દ તત્ત્વવાળા હોય છે કેટલાક નશીબ તીવ્ર તત્ત્વવાળા હોય છે દવા યોગ્ય પરહેજી હોય તોજ ફળે છે મન્દ તત્ત્વવાળા નશીબ તીવ્રતત્ત્વવાળા નશીબ જોડેજ ફળે છે

આ રીતે રાજાનુ નશીબ પ્રજાને ફળે છે

ઉદયના સાધનો માનવામા આવે તો રાજાનુ નશીબ એ પ્રજાના ઉદયનુ સાધન છે

卐　　卐　　卐

## રાજા ભાગ્યવાન્, કુલવાન્, બલવાન્, વૈર્યવાન્ તથા ધર્મમય હોવો જોઇએ

आदिम पृथिवीनाथ.

શાસ્ત્રકાર મહર્ષિ ગણધર ભગવાન્ શ્રીસુધર્મસ્વામીજી મહારાજા શ્રીજંબૂસ્વામીજી મહારાજને શ્રીસૂયગડાંગ સૂત્રનો અર્થાધિકાર સમજાવે છે પુંડરીકાધ્યયનમા મિથ્યાત્વીઓનુ વર્ણન ચાલી રહ્યુ છે

લોકોને પોતાની તરફ ખીંચવા, મિથ્યાત્વમા દોરવા એજ મુદ્દો મિથ્યાત્વીઓનો છે લોકોના પ્રવાહને મિથ્યાત્વ તરફ ખીંચાતા અટકાવીને સમ્યક્ત્વ તરફ ખીંચવાના હેતુથી શાસ્ત્રકારો સમ્યક્ત્વનો ઉપદેશ આપે છે

ધોળી વસ્તુ ધોળી દેખાય તે તો બરાબર છે વસ્તુ ધોળી છે અને ચક્ષુનો ગુણ હોય તેવુ જોવાનો છે પણ ધતુરો પીધો હોય તો ધોળી વસ્તુ પણ પીળી દેખાય છે તેજ રીતે જગત્મા મિથ્યાત્વ ન હોત તો સમ્યક્ત્વના ઉપદેશની જરૂર જ નહોતી કારણ કે સમ્યક્ત્વથી તો વસ્તુ વસ્તુસ્વરૂપે જ દેખાય

મિથ્યાત્વીઓનુ ધ્યેય નથી તો કર્મથી બચવા, બચાવવાનુ, નથી તો મોક્ષની પ્રાપ્તિ કરવા, કરાવવાનુ, તેઓનુ ધ્યેય લોકોને વિષયભોગો વગેરે તરફ ખીંચવાનુ છે

મિથ્યાત્વીઓ પોતાની પ્રરૂપણા આર્યોમા કરે છે દૃષ્ટાંતમાના મોટા કમળના સ્થાને મનુષ્યોમા જે વ્યક્તિ લેવાની છે તે આધિપત્યવાળી છે તેને સત્તા ચલાવવાની છે

જૈનશાસ્ત્રે રાજધમ કયો માન્યો છે ? પહેલો ધર્મ પ્રજાને નાશથી બચાવવાનો છે, બીજો ધર્મ પ્રજાને ઉન્નતિમા જોડવાનો છે પછી વ્યવસ્થા છે

આ ત્રણેય વાના શ્રીઋષભદેવજીભગવાને કર્યા જે વખતે ભોજન ન મળે, મળે તો પચે નહિ તેથી રોગ થાય, અજીર્ણ થાય તે વખતે અગ્નિ ઉત્પન્ન થયો તે અગ્નિનો ઉપયોગ શ્રીઋષભદેવજીએ બતાવ્યો

દીવા પાસેથી પતંગીયાને ખસેડીએ પણ તે ખસેલુ કેટલીવાર રહેવાનુ ? એ તો પાછુ અંદર આવીને ઝંપલાવાનુ ! તેજ રીતે મનુષ્યોને મૃત્યુના મોઢામાથી ભગવાને ખસેડ્યા નહિ પણ બચાવ્યા બચાવ્યા પછી જીવનનુ ભાવન ન હોય તો શું થાય ? તેથી ભગવાને શિલ્પ તથા કર્મ બન્ને પ્રવર્તાવ્યા પછી વ્યવસ્થા કરવી પડી, ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રિય એ ચાર પ્રકારે વ્યવસ્થા કરી ઉગ્રનુ કામ ગુન્હેગારોને શોધવાનુ તથા દુનિયા ફરીને તેમનો ભોગ ન બને તેવે સ્થળે તેમને રાખવાનુ સમૃદ્ધિને અનુસરે તે ભોગ કુલવાળાનુ કામ, રાજા પ્રેરણા કરે તે મુજબ કરવાનુ કામ રાજન્યોનુ છે આ સિવાયનો તમામ સામાન્ય વર્ગ તે ક્ષત્રિય

આવી રીતે વ્યવસ્થા કરનાર શ્રીઋષભદેવજી છે

માટે જ સ્તુતિમા કહીએ છીએ કે आदिम पृथिवीनाथ० ( सकलार्हत् गा० ३ )

જો ભગવાને તે વખતે આવી વ્યવસ્થા ન કરી હોત તો દુનિયાની સ્થિતિ શુ થાત ?

## રાજા પ્રજાએ માનેલો તથા રાજકુલમા જન્મેલો જોઇએ

ઇન્દ્રે રચાવેલી વિનીતા પ્રજાને ભગવાનના જ પુણ્યપ્રતાપે મળી છે આથી રાજાના ભાગ્યે પ્રજા ખાય એ સિદ્ધ છે પ્રજાનુ લઈને રાજા ખાય એ કલિયુગની વાત જવા દો ! અહીં તો ઋષભદેવજીના રાજધર્મની વાત ચાલે છે

રાજકથા નિષિદ્ધ છે પણ આ રાજકથામા તો મોટો ભેદ છે શ્રીઋષભદેવજીએ રાજ્ય કેવલ પ્રજાના સતોષ માટે કર્યું છે

પ્રજાના સહકાર વગેરેના કારણે કાઇ ઈંદ્ર ચરણોમા ઝુકવા આવ્યા નથી પણ ભગવાનના ભાગ્યથી ખીંચાઇને આવ્યા છે ઈંદ્રે વિનીતા નગરી રચાવી, તેમા મહેલ વગેરે બનાવ્યા, ધન, ધાન્યથી તે નગરીને ભરપૂર ભરી દીધી આ બધુ ભગવાનના ભાગ્યે જ થાય છે

અધારામા એક જણ દીવાસળી સળગાવે, પછી બધા કાકડા સળગાવે પણ અજવાળાનો ઉત્પાદક તો પ્રથમ દીવાસળી સળગાવનાર જ ગણાય અહીં શ્રીઋષભદેવજીનુ ભાગ્ય શ્રેષ્ઠ, બીજાના ભાગ્ય તો ભગવાનના ભાગ્યને લીધે જ છે

યુગલિઆઓને કાઇપણ સમજણ નહિ છતા વિનયવાળા જોઇ ઈંદ્રે તે નગરીનુ નામ પણ વિનીતા રાખ્યુ

પ્રથમ અગ્નિ ઉત્પન્ન થયો ત્યારે ભગવાને ખોરાકની વ્યવસ્થા બતાવી પછી રાજા થયા નગરી વસી પછી શિલ્પાદિ પ્રવર્તાવ્યા પછી ચાર વર્ગ જુદા પાડ્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ નહિ, પણ ઉગ્ર, ભોગ, રાજન્ય અને ક્ષત્રિય એમ ચાર વર્ગ સમજવા

તીર્થંકરપણાનુ પુણ્ય એવુ અનન્ય કે આખા જગતે ખાધુ, ભોગવ્યુ, અનુભવ્યુ, આસ્વાદ લીધો તો પણ તે ખૂટ્યુ નહિ !

તીર્થંકરપણુ અષ્ટ મહાપ્રાતિહાર્ય વગેરેથી જ ભોગવાય છે

રાજધર્મ એ તો ફણગો છે

ઇન્દ્રે જન્મથી તેમને તીર્થંકર ભગવાન્ સમજીને ભક્તિ કરી છે

શ્રીઋષભદેવજીનો રાજધર્મ પ્રજાને ચૂસવાનો નહોતો પણ પ્રજાની પ્રગતિ માટે હતો, માટે તેમની સ્તુતિ આદ્ય રાજા તરીકે થાય છે

જૈન ધર્મ જન્મ તથા કર્મ બન્નેને માને છે રાજા જન્મથી પણ ઉચ્ચ જોઇએ કર્મથી પણ ઉચ્ચ જોઇએ

રાજા પ્રજાને માન્ય જોઇએ તથા રાજકુલમા જન્મેલો જોઇએ

યુગલિઆઓ રાજાની માગણી કરવા નાભિરાજા પાસે ગયા નાભિરાજાએ રાજા ઋષભદેવજીને સ્થાપનાનુ કહ્યુ બીજાને નહિ

જનાવરોમા પણ જાતિની જવાબદારી હોય છે સિંહ મરી જાય પણ ઘાસ ન ખાય

"મરે ભૂખે ભાવે, મૃગપતિ કદિ ના તૃણ ચરે,
તપે તાપે તોયે સુખડ ન સુગંધી પરહરે" ડા. ધો

કબૂતર મરી જાય પણ મરેલુ અનાજ ન ખાય મનુષ્યો પણ ભૂતકાલની જવાબદારી લે છે મનુષ્ય જવાબદારી ન ધરાવે તો તે સમૂર્છિમ જાણવો

આગલ પાછલનો વિચાર નહિ એવુ જૈનદર્શનમા મનાયુ નથી પ્રજા માને તે રાજા

પ્રજા પણ સત્વ જોઈને રાજા ચૂટે છે

મહાહિમવાન્ પર્વત, પૂર્વ દરિયાથી પશ્ચિમ દરિયા સુધી જેની મર્યાદા છે તેવા ઉત્તમ રાજા હોય-તેવી સત્તા હોય, પ્રતાપ એક છેડેથી બીજા છેડા સુધી વ્યાપેલો હોય

રાજા જગત્‌ને આહ્લાદક હોય ધૈર્ય વગરનો રાજા પ્રજાને પાલવેજ નહિ ગમે તેવા પ્રસગે પણ જેનું હૃદય લેશ પણ હચમચે નહિ એવો ધૈર્યવાળો રાજા જોઇએ, મેરુપર્વત જેવો સ્થિર જોઇએ

પરીક્ષામા કુમારપાલે કહ્યુ હતુ કે-'શમશેરથી રાજ્ય ચલાવીશ' રાજા બલવાન્, હિંમતવાળો જોઇએ

વાસુદેવ તથા ચક્રવર્તી માટે એમ કહેવાય છે કે—

કૂવાને કાંઠે પગે સાકળ બાધીને પોતે ઊભા રહે, આખુ સૈન્ય સામે કાંઠેથી તેમને ખીંચે પણ રજ પણ ખસે નહિ અને તે ટાઇમે પોતે વિલેપનાદિ પણ કરી શકે પોતે તો તે સાકલ સ્હેજ આચકા માત્રમા તોડી નાખે હાથીને પગે પાચ દૂતરા બાધ્યા હોય તો હાથીને પાછો તો ન પાડી શકે પણ તેનુ એક પગલુ પણ ફેરવી શકે નહિ

રાજા ભાગ્યવાન્, કુલવાન્, બલવાન્, ધૈર્યવાન્ તથા ધર્મમય હોવો જોઇએ

સમાપ્ત